શ્રી

# જ્ઞાનમંજરી

ગુર્જરાવતરણ.



ॐ

શ્રી પરમકૃપાળુ વીતરાગાય નમઃ

શ્રીમાન યશોવિજયજી કૃત

જ્ઞાનસાર

ની

શ્રીમાન દેવચંદ્રજી કૃત

સંસ્કૃત ટીકા

# જ્ઞાનમંજરી

## ગુર્જરાવતરણ.

(શ્રીમાન્ યશોવિજયજી કૃત સ્વોપજ્ઞ ટબા સહિત)

પ્રકાશક તથા અનુવાદકઃ—

બ્ર૦ ગોવર્ધનદાસજી B. A.,

શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ,

સ્ટેશન અગાસ, વાયા આણંદ.

પ્રથમાવૃત્તિ.

૧૯૯૫ પ્રત ૧૦૦૦ ૧૯૩૯

Printed at KRISHNA PRINTERY, Ratanpole Ahmedabad,

by JANI GOVINDLAL MOHANLAL.



જ્ઞાન ધ્યાન વૈરાગ્યમય, ઉત્તમ જહાં વિચાર;
એ ભાવે શુભ ભાવના, તે ઉતરે ભવપાર.

" અનંત કાળથી જે જ્ઞાન ભવહેતુ થતું હતું,
તે જ્ઞાનને એક સમયમાત્રમાં જાત્યાંતર કરી,
જેણે ભવ ભવનિવૃત્તિરૂપ કર્યું;
તે કલ્યાણમૂર્તિ સમ્યક્દર્શનને નમસ્કાર."

" હે જિન વીતરાગ તમને અત્યંત ભક્તિથી નમસ્કાર કરૂં છું.
તમે આ પામર પ્રત્યે અનંત અનંત ઉપકાર કર્યો છે."

શ્રીમદ્ રાજચંદ્ર.

ॐ

# અનુવાદકના બે બોલ.



" एगं जाणइ से सव्वं जाणइ।
जे सव्वं जाणइ ए एगं जाणइ॥ "

શ્રી આચારાંગ.

" એકને જાણ્યો તેણે સર્વને જાણ્યું, જેણે સર્વને જાણ્યું તેણે એકને જાણ્યો. "

" આત્મા શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ, જન્મ જરા મરણ રહિત અસંગ સ્વરૂપ છે, એમાં સર્વ જ્ઞાન સમાય છે. "

" દેહાદિ સંબંધી જે પુરુષો હર્ષ, વિષાદ કરતા નથી, તે પુરુષો પૂર્ણ દ્વાદશાંગને સંક્ષેપમાં સમજ્યા છે, એમ સમજો; એજ દૃષ્ટિ કર્તવ્ય છે. "

" બાર ઉપાંગનો સાર તમને કહીએ છીએ કે વૃત્તિઓને ક્ષય કરવી. "

" વ્યાસ, વાલ્મીકિ, શંકર, ગૌતમ, પાતંજલિ, કપિલ અને યુવરાજ શુદ્ધોદને પોતાના પ્રવચનમાં માર્મિક રીતે જે ઉપદેશ્યું છે તેનું રહસ્ય નીચેના શબ્દોમાં કંઈક આવી જાય છે:—

" અહો ! લોકો, સંસારરૂપી સમુદ્ર અનંત અને અપાર છે. એનો પાર પામવા પુરૂષાર્થનો ઉપયોગ કરો ! ઉપયોગ કરો ! ! "

"આમ સર્વ દર્શનોનો સામાન્ય રીતે સાર છે. નીચેનાં બે ચરણોમાં એ સાર સમાવેશ પામી જાય છે:

"બે બોલોથી બાંધીઓ, સર્વ શાસ્ત્રનો સાર;
પ્રભુ ભજો નીતિ સજો, પરઠો પરોપકાર."

**શ્રીમદ્ રાજચંદ્ર.**

ઉપરના સૂત્રાત્મક વાકયો જેમ જ્ઞાનનો સાર સમજાવવા લખાયાં છે, તેમ યોગસાર, ભગવતીસાર, આરાધનાસાર, સમયસાર, ગોમટ્ટસાર, આગમસાર આદિ ગ્રંથો, અમુક વિષયોને સંક્ષેપમાં જણાવવા લખાયા છે. તે સંક્ષેપ સામાન્ય જીવોને સમજાવો દુર્ઘટ થઇ પડવાથી કરૂણા-શીલ પ્રજ્ઞાવંત આચાર્યોએ તેના ઉપર ટીકા-ભાષાદિ સ્વરૂપે વિસ્તારથી સરળ ગ્રંથો રચ્યા છે તેજ પ્રકારે જ્ઞાનસાર ગ્રંથ શ્રીયશોવિજયજી ઉપાધ્યાયે ૩૨ મહા ગહન વિષયો ઉપર સંસ્કૃત ભાષામાં આઠ આઠ શ્લોકના અષ્ટક લખ્યા છે તેનો ભાવાર્થ (ટબો) પોતે જુની (પોતાના સમયની) ગુજરાતીમાં લખ્યો છે.શ્રીદેવચંદ્રજી મહારાજે તે જ્ઞાનસાર ઉપર સંસ્કૃત ટીકા 'જ્ઞાનમંજરી' નામે લખી છે.

આ શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ, અગાસમાં આ જ્ઞાનસાર ગ્રંથ (ટબા, જ્ઞાનમંજરી સંસ્કૃત ટીકા અને શ્રી ગંભીરવિજયજી કૃત ગુર્જર ભાષાનુવાદ સહ)નો સ્વાધ્યાય થતાં જ્ઞાનમંજરીમાં આવતી વૈરાગ્યયુકત અધ્યાત્મ ચર્ચા શ્રવણ થતાં કેટલાક મુમુક્ષુઓએ તે સંસ્કૃત ટીકા 'જ્ઞાનમંજરી'નો ગુર્જરભાષામાં અનુવાદ થાય તો સમજવું સરળ બને એવી ભાવના વ્યકત કરી. તે પ્રેરક કારણથી તેમજ મને પોતાને પણ આત્મવિચારણા અર્થે તે વિષયો વિચારવા યોગ્ય લાગવાથી સંસ્કૃતમાં મારી પોતાની કુશળતા નહિ હોવા છતાં એક તે વિષયની પ્રીતિથી પ્રેરાઈ યથાશક્તિ શ્રમ (labour of love) કરવા શરૂ કરેલ. સંસ્કૃતમાં તેમજ

માગધી અવતરણોમાં ઘણી અશુદ્ધિ જણાવાથી ગજા ઉપરાંતનું કામ જાણી થોડો વખત કામ બંધ પણ રાખ્યું હતું. પરંતુ મિત્રોની મદદથી અને તેમના સદ્‌ભાવથી આખરે પૂર્ણ યથાશક્તિ થયું.

શ્રી યશોવિજયજીનો સત્તાકાળ લગભગ સંવત ૧૬૮૦ થી સંવત ૧૭૪૩ સુધી ગણાય છે, અને શ્રીમાન દેવચંદ્રજી પણ તેઓશ્રીજીના લગભગ સમકાલીન છે.

"શ્રી હરિભદ્રાદિ આચાર્યોએ નવીન યોજનાની પેઠે શ્રુત જ્ઞાનની ઉન્નતિ કરી દેખાય છે." તેમાં સંસ્કૃત, માગધી, અને ગુજરાતી તેમજ હિંદી ભાષાઓમાં શ્રી યશોવિજયજીની કૃતિઓ અનેક હોવાથી તેમને શ્રી હરિભદ્રસૂરિના લઘુબાંધવની ઉપમા અપાય છે.

શ્રી યશોવિજયજીએ સિદ્ધપુરમાં આ ગ્રંથ દિવાળીને દિવસે પૂર્ણ કર્યો છે એમ છેલ્લા અધિકારમાંના એક શ્લોકમાં પોતે લખે છે. અને જ્ઞાનમંજરી શ્રી દેવચંદ્રજી કૃત ટીકા સંવત ૧૭૯૬ ના કાર્તિક સુદ પંચમી (જ્ઞાન પંચમી) ને દિવસે નવાનગરમાં પૂર્ણ થઈ છે.

જેમ દિનકરને પ્રસિદ્ધિની આવશ્યકતા નથી તેમ પોતાનીજ કૃતિઓથી સ્વતઃ સુપ્રસિદ્ધ અને સર્વમાન્ય જેવા આ મહાપુરૂષ માટે વિશેષ લખવાની આવશ્યકતા હોય નહિ.

આવા કળિ કાળમાં અતિ અતિ દુર્લભ એવા અધ્યાત્મજ્ઞાનને જેણે પોતાના સ્વાનુભવ પૂર્વક ગ્રંથારૂઢ કરી મુમુક્ષુ જીવો ઉપર જે મહદ્ ઉપકાર કર્યો છે તે તરફ દૃષ્ટિ જતાં સહજે વિનયાન્વિતપણે આપણું મસ્તક તેમનાં ચરણોમાં નમે છે.

અમદાવાદ નિવાસી સજ્જિજ્ઞાસુ **શેઠ શ્રી મંગળદાસ જેસંગભાઈનાં માતુશ્રી સદ્ધર્મ પ્રેમી શ્રી૦ રૂક્ષ્મણીબાએ** કરેલા

જ્ઞાનદાનદ્વારા આ **જ્ઞાનમંજરી-ગુર્જરાવતરણ ગ્રંથ** પ્રસિદ્ધ કરવામાં આવેલ છે. પૂર્વપુણ્યોદયે પ્રાપ્ત લક્ષ્મીનો સદ્વ્યય થવો એ પણ મહદ્ પુણ્ય છે. અને તેમાંય જગતનાં માન પૂજા કે કીર્તિની અપેક્ષા વિના માત્ર નિજ આત્મહિતાર્થે આવી જ્ઞાનોન્નતિની પ્રવૃત્તિ થાય એ જરૂર પ્રશંસનીય ગણાય. એ પુણ્યવંત આત્માઓ વિશેષ વિશેષ સ્વપર આત્મહિત પ્રવૃત્તિમાં પ્રવૃત્ત થાય એવી ભાવના સહેજે થયા વિના રહેતી નથી.

એક અધ્યાત્મજ્ઞાનીના ગ્રંથનું રહસ્ય અન્ય અધ્યાત્મજ્ઞાનીની ટીકાથી જાણવાનું મહદ્ભાગ્ય આપણને સંપ્રાપ્ત થયું છે તે દ્વારા આપણો આત્મા મોહ નિદ્રા તજી જાગૃત થાય અને મોક્ષમાર્ગની સીડીએ ચડવાની શરૂઆત કરે એવી શુભ ભાવના ભાવી તે અધ્યાત્મજ્ઞાનીઓની રહસ્યપૂર્ણ વાણીમાં ધીરજથી અવગાહન કરવા વાચકને વિનવી વિરમું છું.

**શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ,**
**અગાસ;**
શ્રુત પંચમી
સંવત ૧૯૯૫ જેઠ સુદ ૫.
તા. ૨૩-૫-૧૯૩૯.

**લી. અધ્યાત્મપ્રેમી,**

**બ્ર૦ ગોવર્ધનદાસ.**



# અનુક્રમણિકા.




| | | |
|---|---|---|
| | | પૃષ્ઠ |
| અધ્યાત્મ ભાવના | ... ... ... ... | ૧ |
| જ્ઞાનમંજરી — મંગલાષ્ટક | ... ... ... | ૮ |
| ૧. પૂર્ણતાષ્ટક | ... ... ... ... | ૯ |
| ૨. મગ્નાષ્ટક | ... ... ... ... | ૨૩ |
| ૩. સ્થિરતાષ્ટક | ... ... ... ... | ૪૩ |
| ૪. મોહત્યાગાષ્ટક | ... ... ... ... | ૫૨ |
| ૫. જ્ઞાનાષ્ટક | ... ... ... ... | ૬૭ |
| ૬. શમાષ્ટક | ... ... ... ... | ૮૯ |
| ૭. ઇન્દ્રિયજયાષ્ટક | ... ... ... ... | ૧૦૧ |
| ૮. ત્યાગાષ્ટક | ... ... ... ... | ૧૧૩ |
| ૯. ક્રિયાષ્ટક | ... ... ... ... | ૧૨૯ |
| ૧૦. તૃપ્તિ—અષ્ટક | ... ... ... ... | ૧૪૨ |
| ૧૧. નિર્લેપાષ્ટક | ... ... ... ... | ૧૫૫ |
| ૧૨. નિઃસ્પૃહ અષ્ટક | ... ... ... ... | ૧૭૦ |
| ૧૩. મૌનાષ્ટક | ... ... ... ... | ૧૭૮ |
| ૧૪. વિદ્યા—અષ્ટક | ... ... ... ... | ૧૯૮ |
| ૧૫. વિવેક—અષ્ટક | ... ... ... ... | ૨૧૧ |
| ૧૬. માધ્યસ્થ—અષ્ટક | ... ... ... | ૨૨૭ |

| | | |
|---|---|---|
| ૧૭. | નિર્ભયાષ્ટક | ૨૫૪ |
| ૧૮. | અનાત્મશંસાષ્ટક | ૨૬૨ |
| ૧૯. | તત્ત્વદષ્ટિ–અષ્ટક | ૨૭૪ |
| ૨૦. | સર્વસમૃદ્ધિ–અષ્ટક | ૨૮૭ |
| ૨૧. | કર્મ–વિપાક–ચિંતન અષ્ટક | ૨૯૯ |
| ૨૨. | ભવ–ઉદ્વેગ અષ્ટક | ૩૧૧ |
| ૨૩. | લોક–સંજ્ઞા ત્યાગ અષ્ટક | ૩૧૯ |
| ૨૪. | શાસ્ત્ર–અષ્ટક | ૩૨૭ |
| ૨૫. | પરિગ્રહ–અષ્ટક | ૩૩૭ |
| ૨૬. | અનુભવ–અષ્ટક | ૩૪૬ |
| ૨૭. | યોગ–અષ્ટક | ૩૫૫ |
| ૨૮. | નિયાગ–અષ્ટક | ૩૬૮ |
| ૨૯. | ભાવપૂજા–અષ્ટક | ૩૭૭ |
| ૩૦. | ધ્યાન–અષ્ટક | ૩૮૩ |
| ૩૧. | તપ–અષ્ટક | ૩૯૨ |
| ૩૨. | સર્વનય–આશ્રયણ–અષ્ટક | ૪૦૦ |
| | ઉપસંહાર | ૪૧૫ |
| | પ્રશસ્તિ | ૪૩૫ |
| | પ્રશસ્તિ ( શ્રી દેવચંદ્રજી કૃત ) | ૪૩૯ |
| | પ્રશસ્તિ „ નો અનુવાદ. | ૪૪૩ |
| | અનુવાદક ઉદ્દગાર | ૪૪૫ |

# શુદ્ધિપત્રક.

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૧૦ | વિભાગ | વિભાવ |
| ૧૪ | ૩ | दन्य | दैन्य |
| ૨૬ | ૧૧ | વિષમ | વિષય |
| ૨૭ | ૧૯ | હોવા | હોવાથી |
| ૩૫ | ૨૫ | અખ્સંગેય | અસંખ્યેય |
| ૩૬ | ૨૧ | वृद्धया | वृद्धया |
| ૩૬ | ૨૬ | હી નજ શકાય | કહી નજ શકાય |
| ૪૭ | ૮ | मस्थै यं यद्निोद्धततम | मस्थैर्यं यदि नोद्धृतम् |
| ૪૯ | ૩ | संकल्पदी जैः | संकल्पदीपजैः |
| ૪૯ | ૪ | धूमै-रलं | धूमै-रलं |
| ૫૬ | ૭ | કર્તાણુપાનો | કર્તાપણાનો |
| ૮૪ | ૨૬ | निकखे ो | निक्खेवो |
| ૯૫ | ૩ | આર્જર્વ | આર્જવ |
| ૧૦૭ | ૧૭ | તત્સ્વરૂપની | તત્વ સ્વરૂપની |
| ૧૧૨ | ૧૨ | तच भावं | तत्व भावं |
| ૧૧૮ | ૬ | આરહંતને | અરિહંતને |
| ૧૨૨ | ૩ | રમરણ સ્વરૂય | રમણ સ્વરૂપ |
| ૧૨૪ | ૧૧ | ज्ञाना चारदयो | ज्ञानाचाराद्यो |
| ૧૪૩ | ૧૪ | તદ્ વ્યક્તિ રિક્ત | તદ્વ્યતિરિક્ત |
| ૧૬૦ | ૨૧ | पडियमाणिणो | पंडियमाणिणो |
| ૧૬૫ | ૨૧ | તાટે | માટે |
| ૧૭૧ | ૧૧ | કરવનો | કરવાનો |
| ૧૭૬ | ૯-૧૦ | મહાત્તાની | મહત્તાની |
| ૧૭૯ | ૨ | सरीरगं: | सीररगं |

| | | | |
|---|---|---|---|
| ૧૮૨ | ૯ | चारिंत्रं | चारित्रं |
| ૧૮૯ | ૨૪ | અદિ | આદિ |
| ૨૧૭ | ૭ | પરા જય | પરાજય |
| ૨૨૧ | ૧૧ | આહિ | અહિં |
| ૨૨૮ | ૫ | વિવેક | વિવેકી |
| ૨૨૮ | ૧૯ | પા । | પાપો |
| ૨૩૦ | ૨૩ | નયોનું જેમનું | નયોને વિષે જેમનું |
| ૨૩૧ | ૧૨ | સ્તુધ વર્મોમાં | વસ્તુ ધર્મોમાં |
| ૨૩૭ | ૨ | નરનાર | કરનાર |
| ૨૪૬ | ૧૫ | વ્યહાર | વ્યવહાર |
| ૨૫૫ | ૧૧ | આશ્વય | આશ્રય |
| ૨૫૮ | ૧૨ | वेष्ठनं | वेष्ठनं |
| ૨૫૯ | ૩ | केलिषुः | केलिषु |
| ૨૬૬ | ૨૧ | युः | स्युः |
| ૨૬૬ | ૨૨ | गृहि तु | गृहीतास्तु |
| ૨૬૮ | ૯ | વિષમ કષાયો | વિષય કષાયો |
| ૨૭૧ | ૧૧ | સા | સૌ |
| ૨૭૪ | ૬ | રાહત | રહિત |
| ૨૮૨ | ૧૧ | बायह्यग् | बाह्यदृग् |
| ૨૮૨ | ૨૩ | नवस्रोत: | नवस्रोतः |
| ૨૮૬ | ૧૮ | અધ્યનમાં | અધ્યયનમાં |
| ૨૮૭ | ૧૭ | શાસ્ત્રા | શાસ્ત્રો |
| ૨૯૦ | ૬ | કાઈ | કોઈ |
| ૨૯૬ | ૨૩ | बाह्यापेक्षावलिम्नी | बाह्यापेक्षावलम्बिनी |
| ૩૦૦ | ૧૩ | લેકેને | લોકોને |
| ૩૦૧ | ૭ | किरिया कलं भवाओ | किरिया फलं भावाओ |

| | | | |
|---|---|---|---|
| ૩૦૭ | ૪ | अग्पा | अप्पा |
| ૩૧૦ | ૮ | साम्य | साम्यं |
| ૩૨૧ | ૨૪ | लत्रयं | रत्नत्रयं |
| ૩૩૦ | ૧૮ | ઘરને | પરને |
| ૩૩૬ | ૨૩ | આચારનાર | આચરનાર |
| ૩૬૪ | ૧૭ | प्री भक्ति | प्रीतिर्भक्ति |
| ૩૬૬ | ૨૧ | ચંચળાથી | ચંચળતાથી |
| ૩૬૭ | ૫ | પેણ | પણ |
| ૩૬૮ | ૧૨ | ध्यान–ध्याय्य या | ध्यान–ध्याय्यया |
| ૩૭૧ | ૧૦ | વિવિદ્વિષર્થતા | વિવિદિષાર્થતા |
| ૩૭૧ | ૨૪ | ઉપજન | ઉપાર્જન |
| ૩૭૨ | ૨૦ | બહ્ય | બાહ્ય |
| ૩૭૪ | ૩ | कम्मकृत् | कर्मकृत् |
| ૩૮૦ | ૨૨ | मंगलदापं | मंगलदीपं |
| ૩૮૦ | ૨૩ | यागनृत्य | योगनृत्य |
| ૩૯૫ | ૨૨ | વૈરાગ્યવેળાને | વૈરાગ્યવાળાને |
| ૩૯૮ | ૯ | व्रह्म | ब्रह्म |
| ૪૦૧ થી ૪૧૩ મથાળાની લીટી | | તપ અષ્ટક | સર્વનય–આશ્રયણ અષ્ટક |
| ૪૦૬ | ૧૬ | अण्णोण्णगि स्सिआ | अण्णोण्णणिस्सिआ |
| ૪૦૯ | ૨૧ | સર્વન નયના | સર્વ નયના |
| ૪૧૫ થી ૪૩૩ મથાળાની લીટી | | તપ અષ્ટક | ઉપસંહાર |
| ૪૩૫ થી ૪૪૪ | ,, | ,, | પ્રશસ્તિ |
| ૪૩૫ | ૧૩ | गणः | गणैः |
| ૪૩૫ | ૧૫ | तोर्थ्यभूता | तीर्थ्यभूतां |
| ૪૩૭ | ૧૦ | शुक्तिसिर्क्तयुक्ति | शुक्तिसुक्तियुक्ति |
| ૪૩૯ | ૧૨ | श्रीमतपुण्यप्रधानसंज्ञिता | श्रीमत्पुण्य-प्रधानसंज्ञिताः |
| ૪૪૧ | ૨૩ | શત્રુંયજ | શત્રુંજય |
| ૪૪૨ | ૧૧ | દેવચંદ્ર | દેવચંદ્રે |
| ૪૪૫ | મથાળાની લીટી | તપ અષ્ટક | અનુવાદક ઉદ્ગાર |



જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો.
જો હોય પૂર્વ ભણેલ નવ પણ, જીવને જાણ્યો નહીં,
તો સર્વ તે અજ્ઞાન ભાખ્યું, સાક્ષી છે આગમ અહીં;
એ પૂર્વ સર્વ કહ્યાં વિશેષે, જીવ કરવા નિર્મળો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો. ૧

નહિ ગ્રંથમાંહિ જ્ઞાન ભાખ્યું, જ્ઞાન નહિ કવિ ચાતુરી,
નહિ મંત્ર તંત્રો જ્ઞાન દાખ્યાં, જ્ઞાન નહિ ભાષા ઠરી;
નહિ અન્ય સ્થાને જ્ઞાન ભાખ્યું, જ્ઞાન જ્ઞાનીમાં કળો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો. ૨

આ જીવને આ દેહ એવો, ભેદ જો ભાસ્યો નહીં,
પચખાણ કીધાં ત્યાં સુધી, મોક્ષાર્થ તે ભાખ્યાં નહીં;
એ પાંચમે અંગે કહ્યો, ઉપદેશ કેવળ નિર્મળો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો. ૩

કેવળ નહીં બ્રહ્મચર્યથી,
કેવળ નહીં સંયમ થકી, પણ જ્ઞાન કેવળથી કળો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો. ૪

શાસ્ત્રો વિશેષ સહિત પણ જો, જાણિયું નિજરૂપને,
કાં તેહવો આશ્રય કરજો, ભાવથી સાચા મને;
તો જ્ઞાન તેને ભાખિયું, જો સમ્મતિ આદિ સ્થળો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો. ૫

આઠ સમિતિ જાણીએ જો, જ્ઞાનીના પરમાર્થથી,
તો જ્ઞાન ભાખ્યું તેહને, અનુસાર તે મોક્ષાર્થથી;
નિજ કલ્પનાથી કોટિ શાસ્ત્રો, માત્ર મનનો આમળો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો. ૬

ચાર વેદ પુરાણ આદિ, શાસ્ત્ર સૌ મિથ્યાત્વનાં,
શ્રીનંદિસૂત્રે ભાખિયાં છે, ભેદ જ્યાં સિદ્ધાંતના;
પણ જ્ઞાનીને તે જ્ઞાન ભાખ્યાં, એજ ઠેકાણે ઠરો,
જિનવર કહે છે જ્ઞાન તેને, સર્વ ભવ્યો સાંભળો. ૭

વ્રત નહીં પચખાણ નહીં, નહીં ત્યાગ વસ્તુ કોઇનો,
મહા પદ્મ તીર્થંકર થશે, શ્રેણિક ઠાણુંગ જોઈ લ્યો.
છેદો અનંતા.

રાળજ, ભા. ૧૯૪૭.

**શ્રીમદ્ રાજચંદ્ર.**

# શ્રીમદ્ રાજચંદ્ર આશ્રમ

**સ્ટે. અગાસ.** વાયા આણંદ.

## પ્રકાશનો.

| | | કિંમત |
|---|---|---|
| **તત્ત્વજ્ઞાન.** | શ્રીમદ્ રાજચંદ્રના કેટલાક ગદ્યપદ્ય લખાણોનો સંગ્રહ. | ૦—૮—૦ |
| **આલોચનાદિપદ સંગ્રહ.** | ક્ષમાપના, સ્તવના, સજ્ઝાયાદિ વૈરાગ્યમય નિત્યોપયોગી સંગ્રહ. | ૦-૧૦-૦ |
| **આલોચનાદિ નિત્યક્રમ.** | આલોચના, સામાયિકપાઠ જિનેંદ્ર પંચકલ્યાણકાદિ. | ૦—૪-૦ |
| **શ્રી સદ્ગુરૂપ્રસાદ.** | શ્રીમદ્ રાજચંદ્રના કેટલાક ગદ્યપદ્ય લખાણો મૂળહસ્તાક્ષરોમાં છપાયેલ. | ૨—૮-૦ |
| **સમાધિ-સોપાન.** ( શ્રીમદ્ રાજચંદ્ર વચનામૃતસહ. ) | વૈરાગ્યમય બારભાવના, સોળ કારણ ભાવના, આઠ અંગ, દશધર્મ, સમાધિ-મરણાદિનો સુંદર અનુવાદ, તથા શ્રીમદ્ રાજચંદ્રના ૫૮ પત્રો | ૧—૦-૦ |
| **જ્ઞાનમંજરી-ગુર્જરાવતરણ.** શ્રીમદ્ યશોવિજયજી કૃત | જ્ઞાનસારની સંસ્કૃત ટીકા જ્ઞાનમંજરીનું ગુજરાતી અવતરણ. | . . |

### આશ્રમમાં મલતાં અન્ય સંસ્થાનાં પ્રકાશન.

| | | |
|---|---|---|
| **શ્રીમદ્ રાજચંદ્ર** | બે ભાગ જુદા બાંધેલા ( બાળબોધ ટાઇપ. ) | ૬—૦-૦ |
| | ,, ગુજરાતી મહેતા હેમચંદ ટોકરશી દ્વારા પ્રકાશિત. | ૨—૮-૦ |
| **મોક્ષમાળા—** | શ્રીમદ્ રાજચંદ્ર પ્રણીત. | ૦—૬-૦ |

---



## શ્રી સદ્‌ગુરૂચરણાય નમઃ

# અધ્યાત્મભાવના.

અહો પ્રભુ! એવી દશા અહોનિશ ક્યારે જાગ્રૃત થશે? કે તારા ગુણુનો અસ્ખલિત પ્રેમ ઉત્પન્ન થાય? તારા પ્રત્યે અત્યંત ભક્તિ પેદા થાય! કે જેના પસાયથી આ દુનિયા ઉપરનો રાગ ઓછો થાય, તારાં વચનો ઉપર પૂર્ણ શ્રદ્ધા ક્યારે થશે? કે તારી આજ્ઞા હું ફુલની માળાની પેઠે મસ્તક પર ધરૂં. તારી કરૂણા, તારી ક્ષમા, તારી શાંતિ, તારૂં જ્ઞાન, તારૂં ધ્યાન, તારૂં યથાર્થ વાદીપણું, તારી અપૂર્વ પરોપકાર બુદ્ધિ, અને તારી અત્યંત સહનશીલતા જોઈ મારા આત્મપ્રદેશે તું ક્યારે વસીશ? પર પુદ્ગલપર ઉદાસીનવૃત્તિ ક્યારે ઉત્પન્ન થશે? કે જેથી હું મારા સ્વરૂપમાંજ રમું.

હું, તું, તે, ભૂલી જઈ; હું, તે તું, અને તું, તે હું, આવી અખંડ ઐક્યતા ક્યારે ઉત્પન્ન થશે? અને તેના અપૂર્વ સુખનો અનુભવ ક્યારે પ્રાપ્ત થશે? તારી ક્ષમા જોઈ તારા જેવી ક્ષમા કરવા હું ક્યારે ભાગ્યશાળી થઇશ? તારી દયા જોઇ મારામાં એવી દયાના અંકુરો ક્યારે પ્રગટ થશે? તારી પરોપકાર બુદ્ધિ જોઈ આ સેવકના ( મારા ) હૃદયમાં સર્વ જીવ પ્રત્યે તેમ કરવાની ઇચ્છા ક્યારે જાગૃત થશે?

તુંજ ધ્યેય, તુંજ સેવ્ય, તુંજ આરાધ્ય, તુંજ પૂજ્ય, તુંજ દેવ, તુંજ ગુરૂ, તુંજ ધર્મ, તુંજ તરણુ તારણુ, તુંજ પિતા, તુંજ માતા, તુંજ બંધુ, તુંજ કુટુંબ, તુંજ જ્ઞાતિ, તુંજ વિશ્વ, તુંજ સૃષ્ટિ અને તુંજ મારૂં સર્વસ્વ એમ ક્યારે થશે? તું

અને હુંનો ભેદ તુટી અભેદ ચિંતવન ક્યારે થશે? તુંહિ, તુંહિ, તુંહિ, અને તુંજ એમ અખંડ ચિંતવન રોમરોમ ક્યારે આવિર્ભાવ પામશે? ત્વમેવાહં, ત્વમેવાહં, ત્વમેવાહં, આવી અભેદતા પ્રાપ્ત કરવા હું ક્યારે ભાગ્યશાળી થઈશ? તારા વિના આ દુનિયા ઝેરરૂપ, પત્થરરૂપ, દુઃખરૂપ, બંધનરૂપ, કારાગૃહરૂપ, તથા ત્યાગવાયોગ્ય જાણી તેના ઉપર વીતરાગીપણું તથા ઉદાસીનપણું ક્યારે થશે? તારામાંજ અખંડ પ્રેમ, તારામાંજ અખંડ ભક્તિ, તારામાંજ અખંડ પૂજ્યબુદ્ધિ, તારામાંજ પિતાબુદ્ધિ, તારામાંજ વિશ્વબુદ્ધિ ક્યારે થશે? તારા વિના અન્ય સ્થળ અસાર અને વૈરાગ્યમય ક્યારે લાગશે? તારી પેઠે સર્વ જીવપર મિત્રતા, તારી પેઠે દુઃખિયા પર દ્રવ્યથી અને ભાવથી દયા, તારી પેઠે પ્રમોદતા, તારી પેઠે મધ્યસ્થતા, તારી પેઠે નિઃસ્વાર્થ બુદ્ધિ, તારી પેઠે પરોપકાર બુદ્ધિ, તારી પેઠે અત્યંત કરૂણા અને તારી પેઠે અત્યંત વીતરાગીપણું મારા હૃદયમાં ક્યારે જાગૃત થશે?

ધનની, સ્ત્રીની, યશની અને વિષયસુખની ઈચ્છા ક્યારે નિવૃત્ત થશે? એક તારા વિનાજ આ બધાં સુખ ઝેર જેવાં ક્યારે લાગશે? પરની નિંદાનો અને પરના ગુણ ઢાંકી દોષ પ્રકટ કરવાનો ત્યાગ કરવા હું ક્યારે ભાગ્યશાળી થઇશ? તથા પોતાની ભૂલ તરફ દૃષ્ટિ કરતાં ક્યારે શીખીશ? હું સર્વ કરતાં અધિક અધમાધમ છું એવો નિશ્ચય ક્યારે થશે અને ક્યારે અહંભાવથી રહિત થઇશ?

આત્મા છે, આત્મા નિત્ય છે, આત્મા પોતાના કર્મનો કર્ત્તા છે. આત્મા પોતાના કર્મનો ભોક્તા છે, આત્માનો મોક્ષ છે, અને મોક્ષનો ઉપાય છે, આ છ મહાવાકયો મારા હૃદયમાં

નિરંતર ક્યારે જાગૃત થશે? અને હું તે પ્રમાણે વર્તી સર્વ જીવોને ક્યારે વર્તાવીશ?

મારૂં સ્વરૂપ અહિંસામય છે, મારૂં સ્વરૂપ સત્યતામય છે, મારૂં સ્વરૂપ પ્રમાણિકતામય છે, મારૂં સ્વરૂપ બ્રહ્મચર્યમય છે, અને મારૂં સ્વરૂપ પરિગ્રહ રહિત છે, એમ ચિંતવી સ્વસ્વરૂપમય ક્યારે થઇશ? હિંસા ન કરવી એ મારી ફરજ છે, સત્ય બોલવું એ મારી ફરજ છે, બ્રહ્મચર્ય ધારણ કરવું એ મારી ફરજ છે, અને પરિગ્રહ રહિત થવું એજ મારી ફરજ છે; એજ મારો સ્વભાવ છે, એથી વિપરીત ચાલ એ મારો વિભાગ છે એમ મને ક્યારે જણાશે? આસ્રવ એજ સંસાર છે. આસ્રવ એજ બંધન છે. આસ્રવ એજ દુઃખ છે, અને આસ્રવ એજ ત્યાગવા યોગ્ય છે એવી ખબર ક્યારે પડશે? અને સંવર એજ સુખ છે એમ ક્યારે જાણવામાં આવશે ?

**હું મારા સ્વરૂપમાં છું કે નહિ? સદ્ઉપયોગમાં છું કે નહિ? ધર્મધ્યાનમાં છું કે નહિ? સ્વભાવમાં છું કે નહિ? એમ ક્યારે અનુભવ થશે? મારામાં વીતરાગતા, માર્દવતા અને કરૂણા છે કે નહિ એમ ક્ષણે ક્ષણે જોવા હું ક્યારે ભાગ્યશાળી થઈશ ?**

આત્મા એજ દેવ, આત્મા એજ ગુરૂ, આત્મા એજ ધર્મ, આત્મા એજ સુખ, આત્મા એજ મોક્ષ, આત્મા એજ અખંડ આનંદ, અને આત્મા એજ પરમાત્મા છે; એમ યથાર્થ ક્યારે જાણવામાં આવશે ?

સંતનું શરણ, સંતની સેવા, સંતની મન, વચન, કાયાથી ભક્તિ; સંતપર પ્રીતિ, સંતપર શ્રદ્ધા, સંતપર ગુરૂબુદ્ધિ,

અને અહોનિશ સંતના સંગનીજ ઈચ્છા ક્યારે જાગૃત થશે? સદ્‌ગુરૂ એજ તરણ તારણ, સદ્‌ગુરૂ એજ દેવ, સદ્‌ગુરૂ એજ સુખનું સાધન, સદ્‌ગુરૂ એજ મોક્ષમાર્ગના દાતા, સદ્‌ગુરૂ એજ પરમ મિત્ર, સદ્‌ગુરૂ એજ પરમગુરૂ, અને સદ્‌ગુરૂ એજ પ્રત્યક્ષ અરિહંત સમાન છે. એમ ક્યારે જાણવામાં આવશે?

મારા પોતાના દોષ જોવાની અને અન્યના ગુણ ગ્રહણ કરવાની બુદ્ધિ ક્યારે ઉત્પન્ન થશે? મારા આત્મ-દ્રવ્યની અને પરમાત્માના આત્મદ્રવ્યની ઐક્યતા, જિનપદ અને નિજપદની ઐક્યતા, અને પરમાત્માના ગુણ જોઈ મારામાં તે ગુણોની ઉત્પત્તિ ક્યારે થશે? સર્વ જીવ સરખા છે, સર્વ જીવ નિશ્ચયથી સ્વભાવે શુદ્ધ જ્ઞાન સ્વરૂપ, શુદ્ધ દર્શન સ્વરૂપ, શુદ્ધ ચારિત્ર સ્વરૂપ, અનંત ઉપયોગમય, અને અનંત શક્તિવંત છે પણ કર્મરૂપ શત્રુના સંગથી મલિન દેખાય છે, એમ જાણી કર્મનો નાશ, કર્મનો ત્યાગ, ને કર્મ ઉપર અભાવ એમ ક્યારે ઉત્પન્ન થશે? ને સર્વ જીવ ઉપર સમભાવ ક્યારે આવશે?

હે પ્રભુ! આ ભાવનાઓ આ મનોરથો ને આ વિચારો ક્યારે પૂર્ણ થશે, ને મનુષ્ય ભવનું સાર્થકપણું ક્યારે થશે? નવ તત્વમાંથી બે જાણી, ચાર છાંડી અને ત્રણને ગ્રહણ કરવા ક્યારે યત્ન કરીશ? હું હમણાં સંવરમાં છું કે આસ્રવમાં છું? હું હમણાં નિર્જરા કરૂં છું કે નહિ? હું હમણાં આસ્રવનો ત્યાગ કરૂં છું કે નહિ? હું હમણાં અનિત્ય અશરણાદિ ભાવનાનું ચિંતવન કરૂં છું કે નહિ? એમ વારંવાર

મને ક્યારે ભાન થશે ? હું કોણ છું ? હું ક્યાંથી થયો ? મારૂં સત્યસ્વરૂપ શું છે ? હું ક્યાંથી આવ્યો ને ક્યાં જઈશ ? મારૂં શું થશે ? આ શરીર શું છે ? આ દુનિયા શું છે ? આ કુટુંબ કોણ છે ? ને મારો આ સર્વ સાથે સંબંધ કેમ થયો ? એ સંબંધ સત્ય છે કે અસત્ય ? એ ત્યજું કે રાખું ? આવા વિચારો વિવેકપૂર્વક અને શાંત ભાવે ક્યારે કરીશ ? આધ્યાત્મિક જ્ઞાનના તાત્વિક સિદ્ધાંતનો અનુભવ ક્યારે કરીશ ? ને કર્મનો સત્વર નાશ ક્યારે કરીશ ?

હે ભગવાન ! હું નવતત્વ ભણ્યો પણ તત્વમય ન થયો; ક્ષેત્રસમાસ ભણ્યો પણ અંતરશત્રુનો સમાસ કરતાં ન શીખ્યો. ચોવિશ દંડક વાંચ્યા, વિચાર્યા અને અવલોક્યા પણ અંદરના દંડ મેં ન તજ્યા; જીવના પાંચસેં ત્રેસઠ ભેદ વાંચ્યા વિચાર્યા પણ અભેદમય ન થયો; કર્મગ્રંથ વાંચ્યા, પણ કર્મની પ્રકૃતિનો અહોનિશ વિચાર કરી પોતાનામાંથી તે પ્રકૃતિઓનો ત્યાગ કરવા સમર્થ ન થયો. ઘણા સિદ્ધાંતો અને શાસ્ત્રો વાંચ્યાં પણ તે બધાં ભારરૂપ થયાં. સત્સંગ કર્યો પણ સત્ય જ્ઞાન ન થયું. સદ્‌ગુરૂ મળ્યા પણ (સ્વછંદે) ચાલી કદાગ્રહ ન તજ્યો. હે સર્વજ્ઞ ! આપનાં ચરિત્ર વાંચ્યાં, સાંભળ્યાં પણ તે વાંચન-શ્રવણ માત્ર થયું; કારણ કે "ભણ્યો પણ ગણ્યો નહિ" તેની માફક "જાણ્યું પણ આદર્યું નહિ" તેથી શું થયું ?

સર્વજ્ઞ હિંસા કરે નહિ; તો હું સર્વજ્ઞનો ઉપાસક થઈ કેમ કરૂં ? સર્વજ્ઞ અસત્ય બોલે નહિ; તો હું કેમ અસત્ય બોલું ? સર્વજ્ઞ અદત્ત લે નહિ તો હું સર્વજ્ઞનો પુત્ર થઈ

અદત્ત કેમ લઉં ? સર્વજ્ઞ બ્રહ્મચર્યનો ભંગ કરે નહિ તો હું કેમ કરૂં ? સર્વજ્ઞ દ્રવ્યથી ને ભાવથી પરિગ્રહ રહિત હતા, તો હું પરિગ્રહ કેમ રાખું ? સર્વજ્ઞ ક્રોધાદિ કષાય કરે નહિ, તો હું કેમ કરૂં ? સર્વજ્ઞ અઢાર પાપસ્થાનક સેવે નહિ તો હું તેમનો પુત્ર થઈ તેમના શત્રુરૂપ એવા અઢાર પાપ સ્થાનકની સેવા કેમ કરૂં ? અહાહા ! ! કેટલી બધી મારી ભૂલ છે ? કે મારા પિતાના શત્રુઓને હું માન આપું છું, સંગ કરૂં છું, પણ હવે તેમ નહિ કરતાં મારે તેમનો ત્યાગ કરવો જોઇએ.

હે પ્રભુ ! તું કમળ, હું ભ્રમર; તું ચંદ્ર, હું ચકોર; તું સૂર્ય, હું સૂર્યવિકાસી કમળ; તું સેવ્ય, હું સેવક; તું ધ્યેય હું ધ્યાતા; તું પિતા, હું પુત્ર; તું ગુરૂ, હું શિષ્ય; તું દેવ હું ઉપાસક. એમ તારી અનન્ય ભક્તિ કયારે પ્રાપ્ત થશે ? હે પરમાત્મા ! આ સંસારમાં તારા વિના મારૂં કોઈ સગું નથી; તારા વિના અન્ય કોઈ મિત્ર નથી; તારા વિના અન્ય કોઈ રક્ષક નથી. તારા વિના અન્ય કોઈ સત્ય માર્ગદર્શક નથી; માટે હું તારૂંજ શરણુ ગ્રહણુ કરીશ; ને હું તારીજ સેવા કરીશ.

હે પ્રભુ ! તારાં વચનો સત્ય છે, પ્રિય છે ને હિતકર છે. વળી તે મને પ્રમાણુભૂત છે. હું તેને કયારે ગ્રહણુ કરીશ ? આ કેમ આમ નથી કરતો ? એવો વિચાર મને આવશે ત્યારે હું વિચારીશ કે એ કર્માધીન છે. આ કેમ નથી ભણુતો ? આ કેમ આવાં કામ કરે છે ? એવા વિચાર આવશે ત્યારે હું તે કર્માધીન છે એમ વિચારી તેની ઉપેક્ષા કરીશ; પણ નિંદા નહિ કરૂં. હું બહારનો ઢોંગ ધારણુ કરી

દાંભિકપણું ધરીશ નહિ. હું શુદ્ધ ભક્ત થઈશ, પણ ખોટો ઠગ થઇશ નહિ હું શુદ્ધ કર્મ કરીશ પણ બહારની દેખા-દેખીથી સમજ્યા વિના માત્ર નામનાની ખાતર ને ગાડરીઆ પ્રવાહની માફક ધર્મકરણીને મલીન કરીશ નહિ, હે પ્રભુ! તારા આશ્રમને કલંક લગાડીશ નહિ. તારી વાણીને નિંદાવીશ નહિ. તારી આજ્ઞાનું ઉલ્લંઘન કરીશ નહિ, તારી સેવાનો અનાદર કરીશ નહિ, ને અશુદ્ધ પ્રરૂપક બની નર્કનો રસ્તો લઈશ નહિ. સ્યાદ્વાદના રહસ્યનું સ્વરૂપ જાણવાને પ્રયત્ન કરીશ, તારી આશાતના તજવાનો બનતા લગી ખપ કરીશ, ગચ્છ, પંથ, મત કે વાડા આદિનો કદાગ્રહ મૂકી શુદ્ધ ધર્મ જાણવા ખપ કરીશ.

શુષ્ક જ્ઞાન, શુષ્ક વૈરાગ્ય, શુષ્ક ક્રિયા, અને શુષ્ક ભક્તિ ધારણ કરીશ નહિ; પણ સમ્યગ્ જ્ઞાન સહિત ક્રિયા, ભક્તિ અને વૈરાગ્ય ધારણ કરીશ. અધિકારી પરત્વે ક્રિયા કરીશ; અધિકારી જોઈ વર્તીશ અને અધિકારી થવા પ્રયત્ન કરીશ.

હે પરમાત્મા મનુષ્ય ભવની દુર્લભતા મને જણાઇ છે, તેની અમૂલ્યતા મને સમજાઇ છે, માટે હું તેને વૃથા ગુમાવીશ નહિ. વૃથા નિંદા, વિકથાદિ કરવામાં વખત ગાળીશ નહિ. આળસ પ્રમાદનો ત્યાગ કરી આત્મજ્ઞાન મેળવીશ. તારી આજ્ઞા મસ્તકે ચડાવી શુદ્ધ સ્વરૂપનો વિચાર કરીશ. અન્ય દેવ, અન્ય ગુરૂ, અન્ય ધર્મના દોષ જોઇ તેની ઉપેક્ષા કરીશ તમારા માર્ગનો અનુભવ મેળવી અન્યને આપનો માર્ગ પમાડીશ. છેવટે સર્વ જીવ સુખી થાઓ એવી અહોનિશ ઈચ્છા રાખીશ.

(ભાવના સંગ્રહમાંથી.)

ॐ

# જ્ઞાનમંજરી.

**શ્રી યશોવિજયજી કૃત ટબા સહિત જ્ઞાનસારની**
**શ્રી દેવચંદ્રજી કૃત જ્ઞાનમંજરી ટીકાનો ગુર્જર અનુવાદ.**
**અનુવાદક:—શ્રી. બ્રહ્મચારીજી ગોવર્ધનદાસજી.**

## મંગલાષ્ટક.

### દોહરા.

ઇન્દ્ર-ધનુષ્ય સમાન આ ઇન્દ્ર-જાળ જગ જોઇ;
સત્ય સૂર્ય ગુરુ શાશ્વતા રાજચંદ્ર નમું સોઇ. ૧
જેણે જાણ્યો આતમા દર્શાવ્યો તદ્રૂપ;
અનુપમ વાણી-વૃષ્ટિથી દૂર હર્યાં દુ:ખધૂપ. ૨
તે ગુરુરાજ પ્રતાપથી શમતાં અન્તર તાપ;
મહા પુરૂષના માર્ગને પામું આપો આપ. ૩
જ્ઞાનસાર કર્તા નમું યશોવિજય યશવંત;
સંસ્કૃત ટીકાકાર નમું દેવચંદ્ર ગુણવંત. ૪
જ્ઞાનમંજરી મન ધરી કરૂં ગુર્જર અનુવાદ;
આત્માર્થે સૌ આત્મને હિતકર નિર્વિવાદ. ૫

( શ્રી દેવચંદ્રજી કૃત મંગલાનુવાદ. )

શ્રી પાર્શ્વ પ્રભુને નમી કરૂં ગ્રંથ વિસ્તાર;
આત્માનંદ-વિશુદ્ધિનું કાર્ય ધરી મન સાર. ૬
પૂર્વે બહુ મુનિ ગુણ ભર્યા પરોપકાર પ્રવીણ;
વચન સુધા સમ તેમનાં અહીં બનું તલ્લીન. ૭
જગમાં નહિ ઉપકાર-યોગ્ય મુજસમ અતિશે હીન;
તેથી મુજને બોધવા કરૂં ટીકા શ્રુતપીન. ૮

## શ્રી યશોવિજયજી કૃત ભાષાર્થમાંનું

મંગલ:—

ऐंद्रवृन्दनतं नत्वा, वीरं तत्वार्थदर्शिनम् ।
अर्थः श्रीज्ञानसारस्य लिख्यते लोकभाषया ॥ १ ॥

મંગલ ( અનુવાદ ).

ઇન્દ્રવૃન્દના વંદ્ય વીર તત્ત્વ અર્થ કહેનાર;
તેને નમી લખું અર્થ આ જ્ઞાનસાર વિસ્તાર. ૧

## ૧. પૂર્ણતાષ્ટક.

ऐंद्रश्रीसुखमग्नेन लीलालग्नमिवाखिलम् ।
सच्चिदानंदपूर्णेन पूर्णं जगदवेक्ष्यते ॥ १ ॥

**શ્રી યશોવિજયજી કૃત ભાષાર્થ:**—ઇન્દ્ર (આત્મા) સંબંધિની જે લક્ષ્મી, તેનું જે સુખ તેને વિષે મગ્ન એવો જે પુરૂષ તે, સત્તા-જ્ઞાન-સુખ (સચ્ચિદાનંદ) એ ત્રણ અંશે અર્થાત્ દર્શન, જ્ઞાન, ચારિત્ર એ ત્રણ અંશે પૂર્ણ-પૂરો જે પુરૂષ તે, પૂર્ણ જગત્‌ને વિનોદમાં લાગી રહેલું હોય તેવું દેખે; તે અધુરો કહિંએ ન દેખે. ભાવાર્થ:—જેમ સુખીઓ સર્વને સુખીઆ જાણે તેમ પૂરો સર્વને પૂરા જાણે; નિશ્ચય દૃષ્ટિએ ભ્રાંતિ નથી.

नैवास्ति राजराजस्य यत्सुखं नैव देवराजस्य ।
तत्सुखमिहैव साधोर्लोक-व्यापाररहितस्य ॥

રાજાધિરાજ કે ઇન્દ્ર ભોગવે નહિ જે સુખો;
આ લોકેય લહે સુખો લોકેચ્છા સાધુ ત્યાગતો.

મૂળ ગાથાનુવાદ—( દોહરો )

આત્મ સુખમાં મગ્ન જે સત્-ચિત્-આનંદ રૂપ;
પૂર્ણ જગતને દેખતા લીલા લગ્ન સ્વરૂપ ૧

**શ્રી દેવચંદ્રજી કૃત જ્ઞાનમંજરી વૃત્તિનો અનુવાદ:**—અહિં શિષ્ટ, સભ્ય જનોના આચાર પાળવા મંગલઆદિ વિષે કહેવું યોગ્ય છે: શુદ્ધ આત્મસ્વરૂપના નિરૂપણમાં સર્વોત્તમ કુશળતા આ ગ્રંથમાં સર્વત્ર હોવાથી આખો ગ્રંથ મંગળરૂપ છે, તથાપિ ગ્રંથ તુટક ન રહે, સહેલાઇથી તેનું જ્ઞાન થાય અને શિષ્યની મતિનો વિકાસ થાય તે અર્થે પંચ મંગલના બીજભૂત શ્રીમદ્ મુનિરાજ આદિ પંચપદના સ્મરણરૂપ મંગલ પ્રકાશ્યું છે. ગુણોનું સ્તવન કરતાં થતો ધ્વનિ, બન્ને હાથ જોડી અંજલિ કરવારૂપ યોગ, આનંદ આદિ કારણોથી ઉત્પન્ન થતા પોતાના આત્મિક ગુણોમાં અર્હંત આદિના બહુમાન વડે એકત્વરૂપ ભાવ, મંગલ સ્વરૂપે, કર્તાના વિદ્યાસિદ્ધિના બીજ સ્વરૂપ 'ઐં' એવા સ્મરણરૂપ મંગલમય પ્રથમ પદ્યને ગ્રંથકાર કહે છે: મુનિ, ઉપાધ્યાય, આચાર્ય, એ યથાર્થ ક્ષયોપશમરૂપ ઉપયોગ-વાળા તથા શ્રીમદ્ અર્હત્ અને સિદ્ધ પરમાત્મા ક્ષાયિક ઉપયોગવંત તથા ન્યાય સરસ્વતી બિરૂદ ધરનાર શ્રીમદ્ યશોવિજય ઉપાધ્યાય સંપૂર્ણ જગતને, અશુદ્ધ, પર સંયોગોથી ઉત્પન્ન નવા નવા પર્યાયને પામવાવાળું હોવાથી કલ્પના-કલ્પિત ક્રીડામાં મુગ્ધ-ગાંડું-હોય તેવું જુએ છે એવો નિશ્ચિતાર્થ છે. તેથી શુદ્ધ, અમૂર્ત્ત, આત્માનો આનંદ અનુભવવામાં લીન થયેલા સત્પુરૂષો પર વસ્તુના અનુભવમાં

લાગી રહેલા જનોને મોહથી મુંઝાયેલા જુએ છે. પર વસ્તુમાં કંઇ પણ ભોગવવા જેવું નથી, ખરી રીતે પોતાના ગુણપર્યાયનો અનુભવજ કરવા યોગ્ય છે. તેથી પરસ્વરૂપમાં મગ્ન થયેલા અજ્ઞાની મૂઢ છે એ તાત્પર્ય છે. ઇન્દ્ર એટલે જીવ, તેની આત્મગુણરૂપ લક્ષ્મી કે શ્રી તેનું સુખ વા આનંદ, તેમાં મગ્ન થયેલા એટલે તન્મય માન્યતાવાળા મહા પુરૂષો કેવા હોય છે? સત્ એટલે શુભ કે શાશ્વત્, ચિત્ એટલે જ્ઞાન, તેનો જે આનંદ તેથી ભરપૂર એટલે જ્ઞાનાનંદ-પૂર્ણ મુનિ જગતને મિથ્યાત્વ અને અસંયમમાં મગ્ન, મોહથી ઘેરાયેલું જુએ છે, પૂર્ણ પુરૂષો અપૂર્ણ જગતને ભ્રાંતિમાં પડેલું જાણે છે તેથી પૂર્ણાનંદરૂપ આત્મસ્મરણ વડે પોતાનો પૂર્ણ આનંદ સાધવા યોગ્ય છે.

વિવેચન—જ્ઞાની પુરૂષો જગતને કેવી દૃષ્ટિથી જુએ છે તે આ પ્રથમ શ્લોકમાં જણાવ્યું છે. મૂળ ગ્રંથકર્તા લખે છે કે પૂરો સર્વને પૂરા જાણે. જ્ઞાનમંજરી ટીકા કર્તા ઉપદેશે છે કે પૂર્ણ પુરૂષો અપૂર્ણ જગતને ભ્રાંતિમાં પડેલું જાણે છે, ઉન્મત્ત ચેષ્ટા કરતું જુએ છે.

હવે વસ્તુનું પૂર્ણપણું દર્શાવે છેઃ—

**पूर्णता या परोपाधेः सा याचितकमंडनम् ।**
**या तु स्वाभाविकी सैव जात्यरत्नविभानिभा ॥ २ ॥**

**ભાષાર્થઃ**—આત્મદ્રવ્યથી ભિન્ન ધન ધાન્ય પરિગ્રહાદિ-રૂપ જે પર ઉપાધિ, તેથી માની લીધી જે પૂર્ણતા, તે વિવાહ આદિક અવસરે અન્ય પાસેથી માગી આણેલાં આભરણ સરખી

છે; પણ જે જ્ઞાન, દર્શન, ચારિત્ર રૂપ સ્વભાવથી સિદ્ધ પૂર્ણતા છે તેજ મહારત્નની કાંતિ સરખી છે. ઉપાધિની પૂર્ણતા તો નાશ પામી જાય, પણ સ્વભાવની પૂર્ણતાનો નાશ ન થાય.

**અનુવાદઃ—**

પર ઉપાધિની પૂર્ણતા, તે ઉછીના શણગાર;
સ્વાભાવિક સંપૂર્ણતા, રત્નતેજ સમ સાર. ૨

**જ્ઞાનમંજરીઃ**—ચક્રવર્તી, ઇન્દ્ર આદિના જેવી પુદ્ગલ સંયોગથી થયેલી શરીર, ધન, સ્વજન, યશ, પ્રખ્યાતિ આદિ-રૂપ જે પર ઉપાધિની પૂર્ણતા છે તે માગી આણેલાં આભ-રણની શોભાથી ધનવાનપણું માની લેવા જેવી છે; જગતના જીવોએ અનંતવાર ભોગવીને એંઠરૂપ છાંડી દીધેલા પદાર્થો આત્માની અશુદ્ધતાના હેતુ છે. તેના યોગે સ્વરૂપના અનુભવથી ભ્રષ્ટ થતા જીવોને તે શોભારૂપ નથી; તત્વજ્ઞાનના રસિક જીવોને તો દર્શન, જ્ઞાન, ચારિત્ર આદિ રૂપ, સર્વ આત્મ સ્વભાવના પ્રગટપણા રૂપ શોભા છે તેજ જાતિવંત ઉત્તમ રત્નની કાંતિ સમાન છે. પુદ્ગલ આદિ પર ઉપાધિથી થતી શોભા, તો સ્ફટિક પત્થર પાસે રાખેલા રંગિત પદાર્થથી જેમ લાલ લીલા રત્ન જેવો સ્ફટિક પત્થર જણાય તેવી કૃત્રિમ છે; જે સ્વભાવે ઉત્પન્ન થયેલી શોભા છે તે તો જાત્ય માણિક્યની કાંતિ જેવી છે તેથી નિજ શુદ્ધ, સહજ પૂર્ણતાની રૂચિ, ઓળખાણ અને રમણતા કરવા યોગ્ય છે.

**अवास्तवी विकल्पैः स्या-त्पूर्णताब्धेरिवोर्मिभिः ।**
**पूर्णानंदस्तु भगवान्, स्तिमितोदधिसन्निभः ॥ ३ ॥**

**ભાષાર્થ:**—'હું ધનવાન છું', 'હું રૂપવાન છું', 'હું પુત્ર-પત્નીવાળો છું', ઇત્યાદિ સંકલ્પ-વિકલ્પે કરીને આત્મા પોતાને સંપૂર્ણ સંપત્તિવાળો માને તે સમુદ્રનાં ઉછળતાં મોજાંથી જેમ સમુદ્રને (પૂર્ણિમાને દિવસે) પૂર્ણ (છલકાતો) માને તેના જેવું અયથાર્થ છે; સાચી પૂર્ણતા તે નથી. પરંતુ ભગવાન શુદ્ધ સ્વભાવી આત્મા સુખથી પૂર્ણ છે તે પૂર્ણતા નિશ્ચલ સમુદ્ર સમાન યથાર્થ છે, સાચી છે. આત્મારૂપ સમુદ્રની જ્ઞાનાદિ રત્નોથી સદાય પૂર્ણતા છે એમ ભાવવું; બાહ્યદૃષ્ટિ જીવો વિકલ્પકલ્લોલેપૂર્ણને પૂર્ણ માની લે છે.

**અનુવાદ:**—

વિકલ્પ વીચિથી જીવ ઉદધિ, પૂર્ણ યથાર્થ ન માન;
પૂર્ણાનંદ પ્રભુ પૂરા, શાન્ત સમુદ્ર સમાન. ૩

**જ્ઞાનમંજરી:**—પરસંયોગ-રાગદ્વેષમોહાદિથી થયેલા વિકલ્પોથી આત્માની પૂર્ણતા માનવી તે સમુદ્રનાં મોજાંથી સમુદ્રની પૂર્ણતા માનવા સમાન અયથાર્થ-જૂઠી છે. જેમ મોજાંથી સમુદ્ર સમજાય નહિ, તેનું માપ નીકળે નહિ, ઉંડા ઉતરાય નહિ, રત્ન પ્રાપ્તિ થાય નહિ; તેમ આત્મા પણ રાગ-દ્વેષ રૂપ મોજાંથી સમજાય નહિ, તેની ગંભીરતા પમાય નહિ, તેમાં ઉંડા ઉતરાય નહિ. જ્ઞાનાદિ રત્નોની પ્રાપ્તિ થાય નહિ. આત્માની અનંત સંપત્તિના સ્વાદ (અનુભવ) રૂપ, સંપૂર્ણ પરમાત્મ અવસ્થારૂપ પરમ ઐશ્વર્યવંત ભગવંત શાંત સમુદ્ર સમાન છે. તેથી ચંચલપણું ત્યજીને અચળપણું પામવું; આત્મા આત્મ સ્વભાવમાં હોય ત્યારે નિર્વિકલ્પ હોય છે, તેવી નિર્વિકલ્પ દશા પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવા યોગ્ય છે.

**जागर्ति ज्ञानदृष्टिश्चेत् तृष्णाकृष्णाहिजाङ्गुली ।**
**पूर्णानंदस्य तत्किं स्याद् दैन्यवृश्चिकवेदना ? ॥ ४ ॥**

**ભાષાર્થઃ**—તૃષ્ણારૂપ કાળા સર્પને વશ કરનારી જાંગુલી વિદ્યા સરખી પૂર્ણ જ્ઞાનદૃષ્ટિ જો જાગે છે, (પ્રગટે છે) તો તૃષ્ણા નાશ પામે; અધુરાને તૃષ્ણા વધે; પૂર્ણ આનંદમય પુરૂષને તો દીનપણારૂપ વીંછીની વેદના શું થાય ? ન થાય. જેવી સર્પની પીડા નાશ પામે તેવી વીંછીની પીડા કેમ ન નાશ પામે ? એટલે પૂર્ણ હોય તે તૃષ્ણા રહિત હોવાથી અદીન હોય.

**અનુવાદઃ**—

તૃષ્ણા સાપણ જાંગુલી, જ્ઞાનદૃષ્ટિ જો થાય;
દૈન્ય વીંછી તો શું પીડે ? પૂર્ણાનંદ ન જાય. ૪

**જ્ઞાનમંજરીઃ**—જો તત્વજ્ઞાન રૂપ દૃષ્ટિ–ચક્ષુ વિકસે-ખુલે તો પ્રગટ સ્વરૂપના જ્ઞાનાનંદવંત ભગવંતને દીનતા રૂપ વીંછીની વેદના ક્યાંથી થાય ? ન થાય ખરેખર, તેને દીનપણું નથી; નિજ, સહજ, અપ્રયાસ આનંદની પૂર્ણતાજ છે. પુદ્‌ગલના ભોગોની ઇચ્છા રૂપ તૃષ્ણા તેજ કાળો નાગ છે. તેને વશ કરવા ગારૂડી મંત્ર રૂપ જાંગુલી વિદ્યા સમાન જ્ઞાન દૃષ્ટિ છે. ભાવાર્થઃ—સંસારચક્રમાં સપડાયેલા, નિજ અસંખ્યાત પ્રદેશમાં વ્યાપેલા જ્ઞાનાદિ ગુણોના અનુભવથી રહિત, પુદ્‌ગલના ભોગોની પિપાસા રૂપ સાપથી ડસાયેલા જીવને સ્વપરનો વિવેક કરાવનાર જ્ઞાન–દૃષ્ટિ રૂપ જાંગુલી [ ગરૂડ–મંત્ર ] ના સ્મરણથી પર–તૃષ્ણા રૂપ ઝેર ઉતરી જતાં, શુદ્ધ સ્વરૂપમાં એકત્વ રૂપ ધ્યાનમાં મગ્ન થતાં ક્ષાયિક ભાવનો આનંદ

પ્રાપ્ત થાય છે, એવા પૂર્ણ જીવને દીનતા હોતી નથી; કેમકે જો અવિરત સમ્યક્દૃષ્ટિ તત્વશ્રદ્ધા સહિત આત્માને આત્મા પણે, પરને પર પણે નિશ્ચયથી જાણીને વિચરતાં તૃષ્ણાથી પીડાતો નથી તો પછી પૂર્ણાનંદમાં મગ્ન હોય તેમનું તો કહેવુંજ શું ?

**पूर्यन्ते येन कृपणास्तदुपेक्षैव पूर्णता।**
**पूर्णानंद-सुधास्निग्धा दृष्टिरेषामनीषिणाम् ॥ ५ ॥**

**ભાષાર્થઃ**—જે ધન, ધાન્યાદિ પરિગ્રહથી હીનસત્વ, લોભીઆ પુરૂષ પૂર્ણતા માને છે તે ધન, ધાન્યાદિ પરિગ્રહની ઉપેક્ષાજ પૂર્ણતા કહીએ. અહિં ઉપાદાન સવિકલ્પ છે, ઉપેક્ષા નિર્વિકલ્પ છે તે માટે ઉપેક્ષા લીધી. પૂર્ણાનંદ રૂપ અમૃતથી સ્નેહવંત [ભીની] દૃષ્ટિ બુદ્ધિવંતની હોય છે. આત્મદ્રવ્યના શુદ્ધ જ્ઞાનાદિ પર્યાયની પૂર્ણતા સદા અવસ્થિત છે; પણ ત્યાં પુદ્ગલ સંકલ્પિત ઓછાઇ જણાતી નથી, પરમ ઉપેક્ષાએ સ્ફુરદ્રૂપ પૂર્ણતાજ પ્રકાશે.

**અનુવાદઃ**—

જેથી લોભી પૂર્ણ છે, તેજ ઉપેક્ષા યોગ્ય;
પૂર્ણાનંદ અમી ભીની, દૃષ્ટિ જ્ઞાનીભોગ્ય. ૫

**જ્ઞાનમંજરીઃ**—આત્મધર્મ રૂપ સંપત્તિથી રહિત, પર પદાર્થના ભોગના રસિકપણાથી પોતાને ધન્ય માનનારા વસ્તુ સ્વભાવરૂપ ધર્મમાં ધીરતા વિનાના, લોભમાં ડુબેલા પુરૂષો ધન, ધાન્યાદિ જે પર સંગોથી પૂરાયા જાય છે, તે પૂર્ણતા ઉપાધિથી ઉપજેલી હોવાથી અંગીકાર કરવા યોગ્ય જ

નથી; અથવા તે પૂર્ણતાજ નથી પરંતુ પૂર્ણતાનો આરોપ માત્ર તેમાં છે. જેમ કે:—ઘડો જળથી અપૂર્ણ છે; ઉપર ચિકાશને લીધે મેલો થયેલો છે, તેને જોઈ કોઈ કહે કે મેલથી ભરેલો આ ઘડો છે, આ મેલથી ઉત્પન્ન થયેલી પૂર્ણતા શું પૂર્ણ કુંભપણાની અવસ્થા ગણાય? ન જ ગણાય. એ પ્રકારે આત્મા અનંત જ્ઞાન, આનંદ આદિ સ્વરૂપથી હજી સુધી અપૂર્ણ છે, તેને કર્મ રૂપ ઉપાધિથી ભરેલો કોઈ કહે તો તે પૂર્ણતાને આત્મતત્વના અનુભવથી પૂર્ણ તત્વ-જ્ઞાનીઓ પૂર્ણતા રૂપે અંગીકાર કરે? ન જ કરે. એમ જાણીને ઉપેક્ષાજ જણાવી છે. તેથીજ અનાદિ કાળથી સ્વરૂપનું જેમને ભાન નથી તે પર વસ્તુમાં અભેદ પરિણામે તન્મયપણે પ્રવર્તતા હોવાથી તેમની માનેલી પૂર્ણતા પરની ઉપાધિથી ઉત્પન્ન થયેલી હોય છે. નિર્વિકલ્પ સંબંધી તો સમ્યક્-દર્શન, જ્ઞાન, ચારિત્ર એ ભેદ રત્નત્રયરૂપે ગણી પૂર્ણતા ગણીએ તો તે સ્વભાવ રૂપ હોવા છતાં શરૂઆતના અભ્યાસ રૂપ હોવાથી અને તે ભેદ ટળી જવાનો હોવાથી સવિકલ્પ પૂર્ણતા કહેવાય; અભેદ રત્નત્રય રૂપે પરિણમેલા મહાત્માઓની સ્વાભાવિક પૂર્ણતા નિર્વિકલ્પ હોય છે. તત્વ સાધનના રસિક બની તે (નિર્વિકલ્પ પૂર્ણતા) સાધ્ય કરવા યોગ્ય છે. ઉપદેશ:—શુદ્ધ શ્રદ્ધા, જ્ઞાનપૂર્વક રમણતાને અનુકૂળ વીર્યની પ્રવૃત્તિવાળા જ્ઞાની પંડિતોની દૃષ્ટિ પૂર્ણાનંદ રૂપ અમૃતથી આંજેલી હોય છે, તત્વજ્ઞાનીઓની દૃષ્ટિ સ્વસ્વરૂપના સ્વાભાવિક પૂર્ણ નિજ અત્યંત એકાંતિક નિર્દ્વન્દ્વ આનંદથી ભરપૂર છે, આત્મ જ્ઞાનીઓ સ્વરૂપ-આનંદની પૂર્ણતાનેજ પૂર્ણતા રૂપે માને છે, તેમાં પુદ્ગલની પૂર્ણતાનો સંકલ્પ

નથી કારણ કે તે ઉપાધિરૂપ છે એવો તેમણે નિર્ણય કરેલો છે.

**अपूर्णः पूर्णतामेति पूर्यमाणस्तु हीयते ।**
**पूर्णानन्दस्वभावोऽयं जगदद्भुतदायकः ॥ ६ ॥**

**ભાષાર્થઃ**—ત્યાગ ભાવે, પુદ્‌ગલે અપૂર્યો એવો આત્મા પૂર્ણપણાને પામે છે; વળી ધન, ધાન્યાદિ વડે પૂર્ણ થયા છતાં હાનિ પામે છે. પુદ્‌ગલના અનુપાદાને ( નહિ ગ્રહવાથી, ત્યાગવાથી ) જ્ઞાનાદિની પૂર્ણતા ( થાય છે ), પુદ્‌ગલના ઉપચય ( સંગ્રહ, ગ્રહણ )થી જ્ઞાનાદિની હાનિ એ પ્રસિદ્ધિજ છે. પૂર્ણાનંદ જે શુદ્ધ આત્મા, તેનો આ સ્વભાવ જગતને આશ્ચર્ય ઉપજાવનાર છે. લૌકિક ભંડાર આદિ પૂર્યા વગર પૂરાય નહીં અને પૂર્યાથી હાનિ પામે નહીં; આત્મા તો એથી વિપરીત પ્રકારનો છે માટે આશ્ચર્ય.

**અનુવાદઃ**—

પૂર્યા વણ પણ પૂર્ણતા, પૂર્યે હાનિ હોય;
પૂર્ણાનંદ સ્વભાવ આ, જગમાં અદ્‌ભુત જોય. ૬

**જ્ઞાનમંજરીઃ**—ત્યાગ પરિણામ સહિત સર્વ પુદ્‌ગલના પરિત્યાગની રૂચિવાળો જે આત્મા પુદ્‌ગલોથી અપૂર્ણ છે, તે સાધક આત્મગુણોથી પૂર્ણતા પામે છે. વળી પુદ્‌ગલો વડે પૂર્ણ થતો જાય છે તેને પૂર્ણ આત્માનંદમાં હાનિ થાય છે. જ્ઞાનગોચર આ પૂર્ણાનંદ સ્વભાવ જગત્તને વિસ્મય પમાડે છે. પૂર્ણાનંદ સ્વભાવની આ અદ્‌ભુતતા છેકે પરના સંગના ત્યાગમાં તેની વૃદ્ધિ થાય છે અને પરભાવની પૂર્ણતાથી તેની હાનિ થાય છે

આત્માનો સર્વસ્વરૂપના પ્રગટવાથી અનુભવાતો આનંદ, અનાદિની પ્રવૃત્તિમાં પ્રવર્તતા પુદ્ગલનો આનંદ ભોગવનાર જગવાસી જીવોને નવાઈ પમાડનાર છે. શુદ્ધ સ્વરૂપની પૂર્ણતાવાળાને તો તે પોતાનું સ્વરૂપ હોવાથી કંઇ નવાઇ નથી. તેથી જ પૂર્ણાનંદના સાધનરૂપ વિશુદ્ધ સમ્યક્ રત્નત્રયના સાધનમાં પ્રયત્ન કર્તવ્ય છે. ૬

**परस्वत्वकृतोन्माथा भूनाथा न्यूनतेक्षिणः ।**
**स्वस्वत्वसुखपूर्णस्य न्यूनता न हरेरपि ॥ ७ ॥**

**ભાષાર્થ**:—પર દ્રવ્યમાં પોતાપણું કરવાથી વ્યાકુળભાવવાળા પૃથ્વીપતિ રાજા પણ (અપિ=પણ. શબ્દ બહારથી-અધ્યાહાર લેવો) પરની અપેક્ષાએ પોતામાં ઓછાઈ દેખવાના સ્વભાવવાળા છે; આત્મ દ્રવ્યમાં પોતાપણાનું જે સુખ નિરપેક્ષ, અનવછિન્ન (સ્વાધીન અને નિરંતર) આનંદ, તેથી પૂર્ણ છે તેને ઇન્દ્રથી પણ ઓછાઇ નથી. સ્વભાવ સુખ સર્વને સરખું, ત્યાં અધિકતા, ઓછાઈ કોઇથી નથી.

**અનુવાદ**:—

પરમાં કરી સ્વબુદ્ધિ તો, નૃપ પણ વ્યાકુળ ન્યૂન;
સ્વસ્વત્વ સુખથી પૂરા, મુનિ ન ઈન્દ્રથી ન્યૂન. ૭

**જ્ઞાનમંજરી**:—પર વસ્તુમાં સંગના યોગે પોતાપણાના ભાવથી થયેલી વિભાવ પરિણુતિમાં પોતાપણાનો ભાવ થવાથી જેમને ઉન્માદ કે વ્યાકુળતા થઇ છે એવા પૃથ્વીપતિ પણ પોતામાં ઓછાઈ માનવાના સ્વભાવવાળા (અતૃપ્ત) જણાય છે. કારણ કે પર સંપત્તિમાં આસક્તિવાળાને અનંતકોટિ ચિંતામણિ રત્નો પ્રાપ્ત થાય તો પણ તૃપ્તિ થતી નથી; તૃષ્ણા

અનંતગુણી હોવાથી સદાય અપૂર્ણતા રહેવાથી ન્યૂનતા (પોતાની ઓછાઈ) જ તેઓ (રાજાઓ પણ) જુએ છે. તૃષ્ણા છે ત્યાં સુધી વિભાવજ હોવાથી તેના ત્યાગમાં સુખ છે. આત્મામાંજ પોતાપણું માનવાથી ઉત્પન્ન થતું સુખ, આત્મસ્વભાવના નિર્ધાર, જ્ઞાન અને રમણતાના અનુભવરૂપ છે; તે સુખથી પૂર્ણ મુનિને ઇન્દ્રથી પણ કંઇ ઓછાઈ લાગતી નથી. કારણ કે તત્વરસિક જ્ઞાનીને શુભ અશુભ અધ્યવસાયથી બાંધેલા પુણ્યના ફળને ભોગવનારા ઈન્દ્રાદિ આત્મગુણોના અનુભવથી રહિત હીન દેખાય છે. સ્વરૂપ સુખનો અંશ પણ પ્રાપ્ત થાય તો જીવન પરમ અમૃત સમાન છે. પુણ્યના ઉદયથી થતું સુખ કરોડ ગણું હોય તો પણ આત્મગુણને આવરણ કરનાર હોવાથી તે ખરેખર મહા દુઃખરૂપ છે. અરેરે! બંધ અને સત્તા કરતાં પણ ઉદયકાળ દારુણ છે, કારણ કે તેથી આત્માના ગુણો ઉપર આવરણ આવે છે તેથી સ્વરૂપ સુખમાં રૂચિ કરવા યોગ્ય છે.

**कृष्णे पक्षे परिक्षीणे शुक्ले च समुदञ्चति ।**
**द्योतते सकलाध्यक्षा पूर्णानन्दविधोः कला ॥ ८ ॥**

**ભાષાર્થઃ**—કૃષ્ણપક્ષ પૂરો થયે, શુક્લ પક્ષ વધતાં, સર્વ જનને પ્રત્યક્ષ પૂર્ણાનંદરૂપ ચંદ્રમાની કળા શોભે છે. ચંદ્રપક્ષે, કૃષ્ણ પક્ષ તે અંધારિયું પખવાડિયું, શુક્લ પક્ષ તે અજવાળિયું પખવાડિયું અને કળા તે ચંદ્રનો સોળમો ભાગ ગણવો; પૂર્ણાનંદ પક્ષે, કૃષ્ણપક્ષ તે અર્ધ પુદ્ગલપરાવર્તનથી અધિક કાળ સંસાર પરિભ્રમણ શક્તિ, શુક્લપક્ષ તે અર્ધપુદ્ગલપરાવર્તનથી ઓછો કાળ સંસારમાં ભમવાનું; કળા તે ચૈતન્ય પર્યાય રૂપ જાણવી. કહ્યું છેઃ—

**"जेसिमवड्ढपुग्गल परिअट्टो सेसओ अ संसारो।**
**ते सुक्कपक्खिआ खलु अवरे पुण किण्हपक्खोआ ॥"**

**"जो किरिआवाई सो भव्वो णियमा सुक्कपक्खिओ।**
**अंतो पुग्गल परिअट्टस्स उसिज्झसइ णियमा ॥"**

એ દશાશ્રુતચૂર્ણિ અનુસારે પુદ્ગલ પરાવર્તથી અધિક સંસાર તે કૃષ્ણ પક્ષ, તેની અંદર તે શુક્લ પક્ષ જાણવો.

**અનુવાદ:—**

કૃષ્ણ પક્ષ પૂરો થતાં, શુક્લતણી શરૂઆત;
પૂર્ણાનંદ—શશિકળા, શોભે જન વિખ્યાત. ૮

**જ્ઞાનમંજરી:—**કૃષ્ણ પક્ષ પૂરો થયે, શુક્લ પક્ષ શરૂ થાય, સર્વજનને પ્રત્યક્ષ ચંદ્રની કળા શોભે એ લોકપ્રવૃત્તિ છે. એ પ્રકારે અર્ધપુદ્ગલ કરતાં અધિક સંસાર રૂપ અંધારિયું પખવાડિયું પૂરૂં થાય ત્યારે અને અર્ધપુદ્ગલની અંદર સંસારરૂપ શુક્લ પક્ષ પ્રવર્તતાં પૂર્ણાનંદ આત્મારૂપ ચંદ્રની સ્વરૂપને અનુસાર ચૈતન્યના પર્યાયની પ્રગટતારૂપ કળા પ્રકાશી રહે છે. શુક્લ પક્ષ થતાં આત્મામાં ચેતના-પર્યાય શોભે છે; કેમકે કૃષ્ણ પક્ષમાં અનાદિનાં ક્ષયોપશમ-રૂપ ચેતના, વીર્ય આદિ પરિણામ, મિથ્યાત્વ-અસંયમમય હોવાથી સંસારનાં કારણ થાય છે તેથી શોભતાં નથી. કારણ કે આ આત્માની સ્વરૂપના સાધનરૂપ અવસ્થા પ્રશંસવા યોગ્ય છે. કૃષ્ણ પક્ષ, શુક્લ પક્ષનાં લક્ષણ, 'દશાશ્રુત-સ્કંધ ચૂર્ણિ' માં આપેલાં છે: "જેમને અર્ધપુદ્ગલ પરાવર્તન

જેટલો સંસાર કાળ બાકી છે તેમને ખરેખર, શુકલ પક્ષવાળા જાણવા, બીજા તો કૃષ્ણ પક્ષી કહેવાય."

"જે ક્રિયાવાદી (આત્મજ્ઞાની) છે તે અવશ્ય ભવ્ય શુકલ પક્ષવાળા છે, તેમનો અવશ્ય પુદ્ગલ પરાવર્તનની અંદર મોક્ષ થવાનો છે."

પૂર્ણ એ ગુણ હોવાથી ગુણવાન દ્રવ્ય વિના ન હોય. પૂર્ણપણું વસ્તુ સ્વરૂપ સિદ્ધ થતાં થાય છે. કોઇનું 'પૂર્ણ' એવું નામ પાડયું હોય તો તે નામ નિક્ષેપ ગણાય છે. કોઇ વસ્તુમાં પૂર્ણનો આકાર અથવા આરોપ કર્યો હોય તો તેને 'પૂર્ણ' ની સ્થાપના કહેવાય છેઃ પૂર્ણ ઘડાપણું આદિ રૂપે સ્થાપનાપૂર્ણ જાણો. દ્રવ્ય 'પૂર્ણ' એટલે દ્રવ્ય (ધન)થી પૂર્ણ ધનાઢ્ય; વા જલ આદિથી પૂર્ણ ઘડો વગેરે, દ્રવ્યથી પૂર્ણ તે સ્વકાર્ય પૂર્ણ જાણવું, કારણ કે 'અર્થ ક્રિયા કરે તે દ્રવ્ય' એ લક્ષણ છે; દ્રવ્યોમાં પૂર્ણ-ધર્માસ્તિકાય સ્કંધ આદિ, કારણ કે "અણુવઓગો દવ્વં" એવું વચન છે. આગમથી દ્રવ્ય-"પૂર્ણ" નામના પદનો અર્થ જાણનારતે અર્થ જાણનાર તે અર્થમાં ઉપયોગવંત ન હોય તો તે દ્રવ્ય પૂર્ણ કહેવાય છે.

નોઆગમથી, જ્ઞશરીર, ભવ્ય શરીર, અને તદ્વ્યતિરિક્ત ભેદથી ત્રણ પ્રકાર છે; તેમાં ૧ 'પૂર્ણ'પદને જાણનારનો દેહ તે જ્ઞશરીર પૂર્ણ, ૨ ભવિષ્યમાં પૂર્ણ પદ જાણનાર લઘુ શિષ્યાદિ ભવ્ય શરીરનો ભેદ, ૩ તદ્વ્યતિરિક્ત તો સત્તારૂપે ગુણાદિથી પૂર્ણ છે તોપણ તે પ્રવૃત્તિથી રહિત છે, કર્મથી અવરાયેલો (ઢંકાયેલો) આત્મા વિવક્ષિત ભાવ

રહિત સ્વભાવવાળો છે. શ્રીશાંતિવાદિ-વેતાલે કહ્યું છે કે તદ્વ્યતિરિક્ત જીવ હોવાથી ભવ્ય જીવ કહેવાય છે એ પ્રકાર વિશેષપણું જણાવે છે. આ પ્રકારે તે વિશેષ છે જેમકે પોતાના પર્યાયથી દ્રવ્ય કદી જુદું નથી તોપણ જ્યારે તેને જુદાપણે કહેવાનો પ્રસંગ હોય ત્યારે તે દ્રવ્યની પ્રાધાન્યતાથી દ્રવ્ય જીવ કહેવાય. ભાવ પૂર્ણ—આગમથી, તો 'પૂર્ણ' પદનો અર્થ શાસ્ત્રથી જાણી તેના ઉપયોગવાળો હોય; નોઆગમથી જ્ઞાનાદિ ગુણથી પૂર્ણ હોય તે.

સંગ્રહ નયથી સર્વે જીવો પૂર્ણ છે; નૈગમનયથી સમીપ મુક્તિગામી ભવ્ય, પૂર્ણ આનંદની અભિલાષાવાળા જીવો પૂર્ણ છે; વ્યવહાર નયથી અભ્યાસ કરનારા જીવો પૂર્ણ છે; ઋજુ-સૂત્રનયથી પૂર્ણના વિકલ્પવાળા જીવો પૂર્ણ છે; શબ્દ નયથી સમ્યક્દર્શન આદિ સાધક ગુણોના આનંદથી પૂર્ણ જીવો પૂર્ણ કહેવાય; સમભિરૂઢનયથી અર્હંત, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુઓ સ્વસ્વભાવ સુખના અનુભવવાથી ભવથી ઉદ્વેગ પામેલા છે, ખેદ પામ્યા છે, જેમને ફરી ભવ કરવો ગમે નહિ તે પૂર્ણ કહેવાય; અને એવંભૂતનયથી સિદ્ધ જીવો અનંત ગુણોના આનંદરૂપ અવ્યાબાધ આનંદથી પૂર્ણ હોવાથી પૂર્ણ કહેવા યોગ્ય છે.

અહિં ભાવ નિક્ષેપ સાધ્ય છે, તેથી આ પ્રકારે પૂર્ણાનંદને સાધનપણા રૂપે ગણેલો છે. શુદ્ધ, સિદ્ધ, નિર્મળ, અનંત, અકૃત્રિમસ્વરૂપ પ્રગટેલા સકળ સ્વભાવના અનુભવરૂપ પૂર્ણાનંદ સાધ્ય છે. સાધના તો સમ્યક્ આત્મગુણના અનુભ-વના આનંદરૂપ પૂર્ણાનંદ-સાધના જાણવી.

## ૨. મગ્નાષ્ટક.

**प्रत्याहृत्येन्द्रियव्यूहं समाधाय मनोनिजम् ।**
**दधच्चिन्मात्रविश्रान्तिं मग्न इत्यभिधीयते ॥ १ ॥**

**ભાષાર્થ:**—ઇન્દ્રિયોના સમૂહને નિજ નિજ વિષયના પ્રવર્તનથી પાછા વાળીને અને પોતાના મનને વિષયોમાં ફરતું રોકીને, આત્મ દ્રવ્યમાં એકાગ્ર કરીને જ્ઞાન માત્રમાં વિરામ પામતો એટલે સર્વ ભાવ (પદાર્થ)ના જ્ઞાતારૂપ જે હોય તે મગ્ન કહેવાય.

**અનુવાદ:**—

વાળી વિષયથી ઇન્દ્રિયો, સમાધિમાં મન જાય;
જ્ઞાન માત્રમાં વિરમે, તે પ્રભુ મગ્ન મનાય. ૨

**જ્ઞાનમંજરી:**—હવે મગ્નાષ્ટક કહેવાય છે: નામ અને સ્થાપના નિક્ષેપો સુગમ છે. દ્રવ્યથી ધન, મદિરાપાન આદિમાં મગ્ન કહેવાય છે; દ્રવ્ય નિક્ષેપે ધન, કાંચનને કારણે મગ્ન, શરીર આદિમાં મગ્ન તે પણ દ્રવ્ય મગ્ન કહેવાય છે. અથવા દ્રવ્ય રૂપ મગ્ન બે પ્રકારે છે: આગમથી તો 'મગ્ન' શબ્દને શાસ્ત્રથી જાણનાર પણ તે અર્થનો ઉપયોગ (ભાન) જેને નથી તે; નોઆગમથી–જાણનારનું શરીર, ભવ્ય શરીર પૂર્વવત્ (પૂર્ણ શબ્દ વિષે આગલા અષ્ટકમાં જણાવ્યું છે તેમ 'મગ્ન' શબ્દ વિષે) જાણવું; તદ્વ્યતિરિક્ત તો મૂઢ, શૂન્ય, જડ તે મગ્ન. ભાવ મગ્ન બે પ્રકારે છે: અશુદ્ધ અને શુદ્ધ. તેમાં અશુદ્ધ તો ક્રોધાદિમાં મગ્ન,

વિભાવવાળો આત્મા; શુદ્ધના વળી બે ભેદ છે: સાધક અને સિદ્ધ તેમાં સાધક તો વસ્તુ સ્વરૂપની સન્મુખ છે.

પહેલા ચાર નયો ( સંગ્રહ, નૈગમ, વ્યવહાર અને ઋજુસુત્ર) પ્રમાણે અનુષ્ઠાન રહિત દગ્ધાદિ દોષ રહિત, વિધિ સહિત, દ્રવ્ય સાધનની પ્રવૃતિમાં પરિણમેલા, વસ્તુ સ્વરૂપ સાધ્યની રૂચિવાળા મગ્ન કહેવા યોગ્ય છે. શબ્દ આદિ નયે મગ્ન તો સમ્યક્ દર્શન, જ્ઞાન, ચારિત્ર આદિ રૂપ આત્મ સમાધિમાં મગ્ન છે. સંપૂર્ણ નિરાવરણ વસ્તુ સ્વરૂપમાં મગ્ન તે નિષ્પન્ન કે સિદ્ધ છે.

અહિં તો ગુણસ્થાનાદિ પ્રમાણે વિશુદ્ધ સ્વરૂપના આનંદમાં મગ્નપણું દેખાય છે ત્યાં મગ્નતાનું લક્ષણ જણાવતાં કહે છે: ચામડી; જીભ, નાક, આંખ, કાન રૂપ ઇન્દ્રિયોના સમૂહને વિષયોમાં પ્રવર્તતાં રોકીને, " વિષય વિકારે ન ઇન્દ્રિય જોડે તે ઈહાં પ્રત્યાહારો રે " એ વચન પ્રમાણે, પોતાના ચેતના અને વીર્યના એકત્વમય વિકલ્પ રૂપ મનને સમાધિમાં જોડીને એટલે વિષયોમાં જતું અટકાવી આત્મ દ્રવ્યમાં એકાગ્ર કરીને, પોતાના માત્ર જ્ઞાનસ્વરૂપ આત્મામાં વિશ્રાન્તિ લેનાર મગ્ન કહેવાય છે. સમાધિ એટલે ' જેનું ધ્યાન કરે છે તેજ પદાર્થનું ભાસવું, ' આત્મસ્વરૂપનાજ્ઞાનમાં એકતારૂપ સમાધિ છે, દર્શન જ્ઞાનમય જ આત્મા છે. " **उवउत्तो नाण दंसणगुणेहिं** " જ્ઞાન દર્શન ગુણે ઉપયોગી એ વચન પ્રમાણે પણ મુખ્યપણે અહિં જ્ઞાન માત્ર આત્મા કહ્યો છે.

અનાદિથી આ જીવ પુદ્ગલ સ્કંધોથી થયેલા વર્ણ, રસ, ગંધ, સ્પર્શાદિવાળા મનોહર પદાર્થો તથા સ્વજનો

વિષે ભમતાં, કોટિકોટિ વિકલ્પો કર્યા કરે છે; ઇષ્ટ વિષયોને ઇચ્છે છે, અનિષ્ટ વિષયો અણગમતા માને છે, અને પવનથી ઉડતા ખાખરાના સૂકા પાંદડાની પેઠે જીવ ભમે છે, કોઇ કાળે સ્વ અને પરના વિવેકરૂપ ભેદ જ્ઞાનને પામીને અનંતજ્ઞાન-દર્શન આનંદમય નિજ ભાવને પોતાપણે નિર્ધારી, આ વિષય-સંગ આદિ મારા નથી, હું આનો ભોક્તા નથી, એ ઉપાધિજ છે, પરવસ્તુઓનું કર્તાપણું, ભોક્તાપણું, ગ્રાહકપણું મને ઘટે નહિ; સ્વરૂપના ભૂલાવાથી આ બધું મેં કર્યું; પણ હવે જિન શાસ્ત્રો રૂપી અંજનથી સ્વપરનો વિવેક પ્રગટવાથી તે પદાર્થો તે સ્વજનો અને તે વિષય સંગ આદિમાં રમણતાનો રસ મને ઘટતો નથી; એમ વિચારીને સ્વરૂપના અનંત સ્વભાવ, ગુણ પર્યાયની અપેક્ષાએ સ્યાદ્વાદથી આવા અનંત આત્મામાં વિશ્રાન્તિ પામેલા, આત્માને અનંત આનંદ સંપન્ન જાણીને પરમાત્મસત્તા સ્વરૂપમાં મગ્ન થાય છે, તે મગ્ન કહેવાય છે. ૧

**यस्य ज्ञानसुधासिन्धौ परब्रह्मणि मग्नता ।**

**विषयांतरसंचारस्तस्य हालाहलोपमः ॥ २ ॥**

**ભાષાર્થ:**—જેને જ્ઞાનરૂપ અમૃતના સમુદ્ર સમાન, પ્રપંચ રહિત શુદ્ધ આત્મ જ્યોતિરૂપ પરબ્રહ્મમાં મગ્નતા છે, તેને જ્ઞાનને મૂકીને અન્ય રૂપ, રસાદિકમાં મન દોડે તે ઝેર જેવું લાગે. જેમ માલતીમાં આસક્ત થયેલો મધુકર (ભમરો) કેરડાનાં ફૂલે ન બેસે તેમ અંતરંગ સુખમાં આસક્ત છે તે બાહ્ય પ્રવૃત્તિએ ચાલે નહિ.

**અનુવાદ:**—

જ્ઞાન સુધા સિંધુ સમા, પરમ બ્રહ્મમાં મગ્ન;
મન જેનું તે વિષય-વિષ, - ભોગે રહે અલગ્ન. ૨

**જ્ઞાનમંજરી:**—આત્માના અનુભવમાં મગ્ન હોય તે કેવા હોય છે તે કહે છે:-અનાદિ વિભાવથી વિરામ પામેલા જે જીવની જ્ઞાનરૂપી અમૃતના સમુદ્ર સમાન પરમાત્મ સમાધિમાં મગ્નતા, લીનતા હોય, તે જીવનું વર્ણ, ગંધ, રસ, આદિ વિષયોમાં પ્રવર્તન, હાલાહલ મહા વિષવાળા ભોજન સમાન છે. કારણ કે જે અમૃતના સ્વાદમાં મગ્ન થયેલો છે તે વિષમ વિષ ભોગવવા કેમ પ્રવર્તે? "માલતી ફૂલે મોહિયો કેમ બેસે હો બાવળ તરૂભૃંગ કે; અજિત જિણંદશું પ્રીતડી" જેમ માલતીના ભોગમાં મગ્ન થયેલો મધુકર કેરડા આદિ ઉપર ન વસે, તેમ શુદ્ધ, નિ:સંગ, નિરામય ( કર્મરોગ રહિત, નીરોગી ), નિર્દ્વંદ્વ, નિજઆત્મ જ્યોતિમાં મગ્ન થયેલા જીવનું મન અનંત જીવોએ ઈચ્છેલા, પોતે અનંતવાર ભોગવીને છાંડી દીધેલા અને ખરેખર અભોગ્ય તથા આત્મગુણો ઉપર આવરણ આણવાના કારણરૂપ વિષયોમાં પ્રવર્તે નહિ, એ ભાવ છે. ૨

**स्वभावसुखमग्नस्य जगत्तत्त्वावलोकिनः ।**
**कर्तृत्वं नान्यभावानां साक्षित्वमवशिष्यते ॥ ३ ॥**

**ભાષાર્થ:**—સહજાનંદને વિષે મગ્ન પુરૂષ સ્યાદ્‌વાદ અનુસાર શુદ્ધ તત્વ સ્વરૂપને પરખીને લોકના દેખનાર હોય છે; તેને પોતાના આત્માથી અન્ય પદાર્થનું કર્તાપણું હોતું નથી, તેનું સાક્ષીપણું બાકી રહે છે, માટી આદિ ભાવ

ઘડાપણે પરિણમે ત્યાં કુંભાર આદિ સાક્ષી માત્ર છે, તે કેમ અભિમાન ધરે છે જે અમે ઘડાદિ ભાવના કર્તા છીએ?

ભાષા વર્ગણા દ્રવ્ય વર્ણ (સ્વર-વ્યંજન) પણે પરિણમે છે, તે પદપણે, પદ વાકયપણે, વાકય મહાવાકયપણે, અને તે ગ્રંથપણે પરિણમે છે. ગ્રંથકાર સાક્ષી માત્ર છે, તે કેમ અભિમાન ધરે છે જે હું ગ્રંથકર્તા છું? સર્વ દ્રવ્ય સ્વ પરિણામના કર્તા છે. પર પરિણામનો કોઇ કર્તા નથી, એ ભાવનાએ અન્ય ભાવનું કર્તાપણું ટળે, સાક્ષીપણું આવે.

**જ્ઞાનમંજરી**:—સહજ આત્યંતિક એકાંત આનંદમાં મગ્ન રહેનાર, જગતનું યથાર્થ સ્વરૂપ દેખનાર પુરૂષને રાગ આદિ વિભાવનું, જ્ઞાનાવરણઆદિ કર્મોનું અને પર પદાર્થોનું લેવા મૂકવા રૂપ કર્તાપણું હોતું નથી; પરંતુ જ્ઞાયક સ્વભાવ આત્માનો હોવાથી સાક્ષીપણુંજ હોય છે. ત્યાં જીવ પોતાના ગુણોનો સ્વામી છે- તેથી સ્વગુણ પરિણામનું કર્તાપણું, ચેતન-વીર્યના બળથી અભેદકારક ચક્રની અપેક્ષાએ ઘટે છે. (અથવા એકની મુખ્યતા જ્યાં હોય છે એવી ક્રિયામાં પણ જીવ જીવ ભાવોનો કર્તા છે, ચેતન વીર્યના સાધન કારક ચક્રની મદદથી.) એકની મુખ્યતાવાળી ક્રિયાથી રહિતપણું હોવા ધર્માદિ દ્રવ્યોમાં કર્તાપણું નથી; જીવને પણ પોતાના કાર્યનું કર્તાપણું છે. કોઈ જીવ જગત્કર્તા નથી. પરંતુ પોતાના કાર્યના પરિણામ રૂપ ગુણ પર્યાયની પ્રવૃતિનોજ તે કર્તા છે; પરંતુ પર ભાવોનો કર્તા નથી. પર ભાવનો કર્તા માનવાથી લોકાલોકને જાણનારને અસદ્આરોપ, સિદ્ધિનો અભાવ આદિ દોષો લાગે છે તેથીજ તે પરભાવોનો કર્તા નથી પરંતુ

સ્વભાવે મૂઢ એવો જીવ અશુદ્ધ પરિણતિમાં પરિણમે છે. અશુદ્ધ નિશ્ચય નયથી તે રાગાદિ વિભાવનો કર્તા અને અશુદ્ધ વ્યવહારથી જ્ઞાનાવરણાદિ કર્મોનો કર્તા થાય છે; તો પણ તેજ જીવ સહજ સુખની રૂચિવાળો થતાં અનંત અવિનાશી સ્વરૂપ સુખમય આત્માને જાણીને પોતાના પરમ આત્માનંદને ભોગવનાર થાય છે ત્યારે પરભાવનો કર્તા થતો નથી પરંતુ જ્ઞાયક રહે છે. આટલી પ્રસ્તાવના થઇ. વળી આ આત્મા સ્વાધીનપણે પોતાના વિશેષ સ્વભાવોની ગુણકરણથી સત્પ્ર-વૃત્તિનો પણ કર્તા થાય છે, અને પોતાના ગુણ કરણના આવરણથી જ્ઞાનચેતના વીર્યઆદિના ક્ષયોપશમનો અને તેને અનુસરીને, તેની મદદથી કર્તૃત્વ આદિ પરિણામોનો કર્તા થાય છે; પરકર્તૃત્વ આદિ વિભાવ પરિણામથી પર કર્તૃત્વપણું પ્રાપ્ત થયા છતાં તેજ ગુણો સ્વભાવ સન્મુખ થતાં કર્તાપણું મટી જાય છે, તેથી સમ્યક્ દર્શનજ્ઞાન ચારિત્રપરિણતિથી સ્વરૂપ સાધનનું કર્તૃત્વ આદિ કરતાં પૂર્ણ ગુણકરણો વડે સાધન કર્તૃત્વ કરીને ગુણ પ્રવૃત્તિ રૂપ શુદ્ધ કર્તૃત્વ આદિ કરે છે. તેથીજ સાધક, સત્ મુનિઓ જે કોઇ સ્વરૂપ સન્મુખ છે તેમને પરભાવનું કર્તાપણું નથી એ સાર છે; માત્ર જ્ઞાયકપણુંજ છે.

કોઈ પ્રશ્ન કરે કે મુનિઓને પરભાવનું અકર્તાપણું કહ્યું તો રાગદ્વેષ કૃત કર્મનું કર્તાપણું કેમ કહ્યું છે? તેનો ઉત્તર:—સ્વસ્વભાવમાં મગ્ન સાધક મુનિઓને અનભિસંધિજ (અબુદ્ધિપૂર્વક પ્રવર્તતા) વીર્યને અનુસરતા ઉપયોગથી કર્મ બંધનું કર્તાપણું છે તથાપિ સ્વાધીન ગુણપ્રત્યેની પ્રવૃત્તિનું સ્વભાવને અનુસરવું થાય છે તેથી અકર્તાપણું છે અથવા

એવંભૂત નયે સિદ્ધપણાના અનુભવના આનંદમાં મગ્ન છે તેમને તો પરભાવનું કર્તાપણું નથી; અથવા સમ્યક્દર્શન આદિ ગુણોની પ્રાપ્તિમાં વસ્તુસ્વરૂપની અપેક્ષાએ સ્વરૂપને અનુસરતી સ્વશક્તિને લીધે આત્માને પરભાવનું કર્તાપણું નથી જ, જ્ઞાયકપણું જ છે. તેથી સ્વરૂપના રસિકોને સર્વભાવોનું જ્ઞાયકપણું અને સ્વ પરિણામિક ભાવનું કર્તાપણું છે. માટે પોતાના આત્મામાં એકાંતે ઉંડા ઉતરીને, અનાદિની ભ્રાન્તિથી ભરાઈ રહેલું પરભાવનું કર્તાપણું, ભોક્તાપણું, ગ્રાહકપણું આદિ દૂર કરવા યોગ્ય છે. અખંડ આનંદનું કર્તાપણું આદિ કરવા યોગ્ય છે.

**परब्रह्मणि मग्नस्य श्लथा पौद्गलिकी कथा ।**
**क्वामी चामीकरोन्मादाः स्फारा दारादराः क्व च ? ॥४॥**

**ભાષાર્થઃ**—પર બ્રહ્મમાં જે પુરૂષ મગ્ન છે તેને પુદ્ગલ દ્રવ્ય સંબંધીની વાતમાં શિથિલતા ( મંદ આદર ) હોય છે, તો આ સુવર્ણમાં તેને મદોન્મતપણું કયાંથી હોય ? વળી સ્ત્રી પ્રત્યે અત્યંત આદર આદિ પણ કયાંથી હોય ?

**અનુવાદઃ**—

પરબ્રહ્મે જો મગ્નને, બાહ્ય કથા રસ હીન;
સુવર્ણમદ ત્યાં શું ટકે ? લલના રૂપે ન લીન. ૪

**જ્ઞાનમંજરીઃ**—પરમાત્મામાં તન્મય, અથવા સ્વરૂપ અવલોકનની રમણતામાં રંગાયેલાને પુદ્ગલ સંબંધી વાતચીત નીરસ લૂખી લાગે છે. પર વસ્તુ ભોગવવા યોગ્ય નથી એવો જેનો નિર્ણય છે તેને પર વસ્તુની વાત પણ ગમતી નથી તો તેનું ગ્રહણ કે તેનો આગ્રહ, માન કયાંથી હોય ? તેથીજ

આ ધનમદ કે સુવર્ણમાં મોહ તેને કયાંથી હોય? શુદ્ધ આત્મગુણની સંપત્તિવાળાને પર વસ્તુ જાણવાથી સુવર્ણનો લોભજ ન હોય; ગ્રહણ જ ન હોય; પાપસ્થાનનું કારણ હોવાથી તેમાં મદોન્મત કેમ થાય? વળી સુંદર સ્ત્રી પ્રત્યે મોહ ચેષ્ટા તે કેમ આદરે? ન જ આદરે. સ્વભાવ સુખના ભોગવનારાને પુદ્ગલ સંબંધી ભોગજ નથી હોતો, તો ત્યાં દુષ્ટ રાગરૂપ વસ્ત્રથી ઢંકાયેલી, અશુભ વિભાવને નચાવનારી સ્ત્રીની કુખ વ્યર્થ છે. ત્યાં તેને આદરભાવ કયાંથી હોય? નજ હોય.

**तेजो लेश्याविवृद्धिर्या साधोः पर्यायवृद्धितः।**

**भाषिता भगवत्यादौ[1] सेत्थंभूतस्य युज्यते ॥ ५॥**

**ભાષાર્થ:**—ચિત્તમાં સુખની પ્રાપ્તિરૂપ તેજો લેશ્યામાં વૃદ્ધિની જે વિશેષતા સાધુને માસાદિક ચારિત્ર-પર્યાયની વૃદ્ધિની અપેક્ષાએ ભગવતી સૂત્ર આદિ ગ્રંથને વિષે કહી છે, તે ક્રમે ક્રમે જે જ્ઞાનમગ્ન હોય તેને ઘટે છે; બીજા જે મંદ સંવેગી હોય તેને એ ભાવ ન હોય. આલાવો (અવતરણ પ્રકરણ) શ્રી ભગવતીનો:—"જે ઇમે અજ્જત્તાએ સમણા નિગ્ગંથા વિહરંતિ તેણે કસ્સતેઉલેસ્સં વિતીવયંતિ? ગોયમા માસપરિઆએ સમણે નિગ્ગંથે વાણમંતરાણં દેવાણં તેઉલેસ્સં વિતીવયતિ। દુમાસ પરિઆએ સમણે નિગ્ગંથે અસુરિંદ વજ્જિઆણં ભવણવાસીણં દેવાણં તેઉલેસ્સં વિતીવયતિ। (**एवणं अभिलावेणं**) તિમાસપરિઆ સમણે નિગ્ગંથે અસુરિંદ

---

૧ **भगवत्पादैः** પાઠાંતર છે.

કુમારાણું દેવાણું તેઉલ્લેસ્સં વિતીવયતિ। ચઉમાસપરિઆએ સમણે નિગ્ગંથે ચંદિ સૂર વજ્જિઆણું ગહગણુનખ્ખત્ત તારા-રૂવાણું જોઇસિઆણું તેઉલ્લેસ્સં વિતીવયતિ। પંચમાસપરિઆએ સમણે નિગ્ગંથે ચંદિમસૂરિઆણું જોઈસિઆણું તેઉલ્લેસ્સં વિ-તીવયતિ। છ માસપરિઆએ સમણે નિગ્ગંથે સોહમ્મીસાણુાણું દેવાણું તેઉલ્લેસ્સં વિતીવયતિ। સત્તમાસિ પરિઆએ સમણે સણુંકુમાર માહિંદાણું દેવાણું તે૦....વિ૦। અઠ્ઠમાસ પરિઆએ સમણે નિગ્ગંથે બંભલોએ લંતગ દેવાણું તેઉલ્લેસ્સં....વિ૦। નવમાસપરિઆએ સમણે નિગ્ગંથે મહાસુકક સહસ્સારાણું દેવાણું તે૦....વિ૦....। દસમાસપરિઆએ સમણે નિગ્ગંથે આણુયપાણુય આરણુ અચ્ચૂયાણું દેવાણું તે૦.......વિ૦। એકકારસમાસપરિઆએ સમણે નિગ્ગથે ગેવિજ્જવિમાણુાણું દેવાણું તે૦....વિ૦। બારમાસપરિઆએ સમણે નિગ્ગંથે અ-ણુત્તરોવવાઇઆણું દેવાણું તે૦....વિ૦ તેણુ પરં સુકકે સુક્કાભિ-જાતી ભવિત્તા સિજ્ઝઇ, બુજ્ઝઇ, મુચ્ચઈ, પરિનિવ્વાઇ, સવ્વ-દુખ્ખાણુમંતં કરેઈ।

**ભાષાર્થ**:—ભગવાન મહાવીર સ્વામીને શ્રી ગૌતમ ગણુધર પ્રશ્ન કરે છે; જે આ આર્યપણે શ્રમણુ નિર્ગ્રંથો (વર્તમાન કાળમાં) વિહાર કરે છે, તે કોની તેજોલેશ્યા (ચિત્તમાં સુખની પ્રાપ્તિ) ને ઓળંગી જાય છે? ઉત્તર: હે! ગૌતમ, એક માસ ચારિત્ર પાળનાર શ્રમણુ નિર્ગ્રંથ વાણુવ્યંતર દેવોના સુખને ઓળંગી જાય છે (તેમનાથી વિશેષ ચિત્તમાં સુખી છે). એમ બે માસના ચારિત્ર પર્યાયવંત શ્રમણુ નિર્ગ્રંથ અસુરેન્દ્ર (ચમરેન્દ્ર અને બલિ ઈન્દ્ર)થી રહિત ભવનવાસી

દેવોના સુખ કરતાં વિશેષ સુખી છે, એજ પ્રકારે ત્રણ માસના પર્યાયધારી શ્રમણ નિર્ગ્રંથ અસુરેન્દ્ર કુમાર દેવોના સુખને ઓળંગી જાય છે, ચાર માસના પર્યાયધારી શ્રમણ નિર્ગ્રંથ ચંદ્ર સૂર્ય વિનાના ગ્રહગણો, નક્ષત્ર, તારારૂપ જ્યોતિષી દેવોથી વિશેષ સુખી છે. પાંચ માસના પર્યાયધારી શ્રમણ નિર્ગ્રંથ ચંદ્ર સૂર્ય જ્યોતિષી દેવોથી વિશેષ સુખી છે. છ માસના પર્યાયવંત શ્રમણ નિર્ગ્રંથ સૌધર્મ-ઈશાન દેવોથી વિશેષ સુખી છે. સાત માસના પર્યાયવાળા શ્રમણ સનત્કુમાર માહેન્દ્ર દેવોથી વિશેષ સુખી, આઠ માસ પર્યાયધારી શ્રમણ નિર્ગ્રંથ બ્રહ્મદેવલોક લાંતક દેવલોકના દેવોથી વધારે સુખી છે, નવ માસના પર્યાયવાળા શ્રમણ નિર્ગ્રંથ મહા શુક્ર અને સહસ્રારના દેવોથી વિશેષ સુખી, દશ માસ પર્યાયવાળા શ્રમણ નિર્ગ્રંથ આનતપ્રાણુત અને આરણ, અચ્યૂતના દેવોથી વિશેષ સુખી, અગીઆર માસના પર્યાયવાળા શ્રમણ નિર્ગ્રંથ ગ્રૈવેયિક વિમાનવાસી દેવો કરતાં વિશેષ સુખી અને બાર માસ પર્યાયવાળા શ્રમણ નિર્ગ્રંથ અનુત્તર વિમાનોમાં ઉપજતા દેવોથી પણ વિશેષ સુખી હોય છે. તેથી વિશેષ ચારિત્ર પર્યાયધારી શ્રમણ નિર્ગ્રંથ શુકલ ( અભિન્નવૃત, અદેખાઈ રહિત, ઉપકારને નહિ ઓળવનાર કૃતજ્ઞ; સત્ક્રિયાવંત, હિતના લક્ષવાળો, નિરતિચાર ચારિત્રવંત ઈત્યાદિ ગુણવંત ) શુકલાભિજાત્યં ( પરમ શુકલ એટલે આકિંચન્ય, મુખ્ય બ્રહ્માતિપર. સદાગમ, વિશુદ્ધ, સર્વ શુકલ ) થઈને, સિદ્ધ, બુદ્ધ, મુક્ત, પરિનિર્વાણ, સર્વદુઃખનો અંત કરનાર થાય છે.

વળી કહ્યું છે:—

"मासादिपर्यायवृद्ध्या द्वादशभि परं तेजः।
सुखं प्राप्नोति चारित्री सर्वदेवेभ्य उत्तमम॥"

અર્થ:—ચારિત્રધારી (સાધુ) માસાદિ પર્યાય વધતાં વધતાં બાર માસના પર્યાયોથી સર્વ દેવોથી ઉત્તમ પરમ તેજ રૂપ સુખ (ચિત્તસુખ) પામે છે.

"धर्मबिन्द्वौ तेजश्चित्त सुखलाभलक्षणं वृत्तौ" ધર્મબિંદુ ગ્રંથમાં ટીકામાં તેજ (તેજો લેશ્યા) નું લક્ષણ ચિત્ત સુખનો લાભ જણાવેલું છે.

અનુવાદ:—

તેજો લેશ્યા-સુખ વધે, વધતાં દીક્ષા જોગ;
ભગવાને ભાખેલ તે, આત્મ - મગ્નને યોગ્ય.

જ્ઞાનમંજરી:—તેજો લેશ્યા એટલે ચિત્તસુખનો લાભ, જ્ઞાન અને આનંદના અનુભવનો ભેટો થવો. તે સુખ લાભ, જેમ જેમ નિર્ગ્રંથ સાધુના ચારિત્ર પર્યાયની વૃદ્ધિ થાય છે, તેમ તેમ ચડીઆતો થતો જાય છે એમ ભગવાને ભગવતી સૂત્ર નામના પાંચમા અંગશાસ્ત્ર આદિમાં કહ્યું છે. તે નિર્મળ સુખના અનુભવની વૃદ્ધિ આવા આત્મજ્ઞાનમાં મગ્ન, રત્નત્રયની અભેદતામાં રમતા મૌની(વાચંયમ-મુનિ)ને ઘટે છે, અન્ય મંદ સંવેગીને ઘટતી નથી અહિં પ્રસ્તાવનામાં પ્રથમ સંયમનું સ્વરૂપ કહેવાય છે. આત્મામાં અનંત પર્યાય સહિત અને અનંત વિભાગ રૂપ ચારિત્ર નામનો ગુણ છે. તેમજ 'વિશેષ આવશ્યક' ગ્રંથમાં સિદ્ધને પણ દાનાદિ પાંચ લબ્ધિ, ચારિત્ર હોય છે એમ દર્શાવ્યું છે કારણ કે ચારિત્રને

આવરણ કરનાર કર્મનો ત્યાં પણ અભાવ છે; વળી આવરણના અભાવ વખતે પણ જો તે (ચારિત્ર) ન હોય તો ક્ષીણમોહાદિ ગુણસ્થાનોમાં પણ તેનો અભાવ માનવારૂપ પ્રસંગ આવી પડે. તેથી તેમના મતે ચારિત્ર આદિ સિદ્ધ અવસ્થામાં હોય છે. ચારિત્ર ચારિત્રમોહ વડે ઢંકાઈ રહ્યું છે, તે તત્વશ્રદ્ધા (સમ્યક્દર્શન) અને સમ્યક્જ્ઞાન પૂર્ણ આનંદની ઇચ્છાથી ઉપજતાં પશ્ચાતાપ આદિ સાધનો વડે–ક્ષયોપશમભાવને પ્રાપ્ત થાય છે અને ચારિત્ર મોહનાં કર્મ પુદ્ગલમાંથી જેટલાં ઉદયમાં આવે છે તેટલાં ભોગવાઇ જાય છે, જેટલાં ઉદયમાં નથી આવ્યાં તે રોકાઈ જાય છે, કેટલાકને પ્રદેશો વડે ભોગવીને દૂર કરાય છે તે વખતે ચારિત્ર ગુણના વિભાગો પ્રગટ થાય છે. ત્યાં સર્વથી છેલ્લા (જઘન્ય) સંયમ સ્થાનમાં સર્વ આકાશના અનંત પ્રદેશોથી અનંત ગણા ચારિત્ર પર્યાય પ્રગટે છે તે પ્રથમ સંયમ સ્થાન છે.

**" ते कित्तिया पएसा ? सव्वागासस्स मग्गणाहोइ ।**
**ते तित्तिया पएसा अविभागाओ अणंतगुणा ॥ १॥**

પ્રથમ સંયમસ્થાન, સર્વોત્કૃષ્ટ દેશવિરતિના વિશુદ્ધ સ્થાનથી અનંત ગણું વિશુદ્ધ હોય છે. બીજું સંયમ સ્થાન પ્રથમ સ્થાનથી, અનંતમા ભાગમાં જેટલા અવિભાગો હોય છે તેટલી અવિભાગ વૃદ્ધિએ વધતું હોય છે, એજ પ્રકારે ત્રીજું. તેમજ ચોથું, એમ અનંત ભાગ વૃદ્ધિ સહિત (આગળ જેટલા આકાશ ક્ષેત્રના) આંગળના અસંખ્ય ભાગ જેટલી, જગામાં આકાશના જેટલા પ્રદેશો હોય છે તેટલાં સ્થાનો જેમાં હોય છે તે પ્રથમ કંડકમાં કહેવાય છે. પ્રથમ કંડકના છેલ્લા (ઉત્કૃષ્ટ)

સંયમ સ્થાને જે ચારિત્ર ગુણના વિભાગે અંશે છે તેના અસંખ્યાતમા ભાગમાં જેટલા ચારિત્રના અવિભાગ (જઘન્ય, જેથી બીજો કોઈ ઉતરતો ચારિત્રનો અંશ ન હોઈ શકે તેવા) અંશો હોય તેટલો ચારિત્રનો અધિક ક્ષયોપશમ થતાં બીજા કંડકમાં તે પ્રથમ સંયમ સ્થાન ગણાય છે. પછી અનંત ભાગ વૃદ્ધિરૂપ સંયમ સ્થાનો કેટલાં હોય છે? તો (આંગળના) અસંખ્ય ભાગ જેટલા આકાશમાં જેટલા આકાશના પ્રદેશો હોય છે તે પ્રમાણરૂપ અસંખ્યેય સંયમ સ્થાનો આ બીજા કંડકમાં પણ હોય છે. તે પછી એક અસંખ્યાતમા ભાગની વૃદ્ધિવાળું અને અસંખ્યાત સંયમ સ્થાનો અનંત ભાગવૃદ્ધિરૂપ હોય છે તેનું ત્રીજું કંડક થાય છે. પછી એક સંયમ સ્થાન અસંખ્યાતમા ભાગની વૃદ્ધિ સહિત અને બીજાં અનંત ભાગ વૃદ્ધિવાળાં આંગળના અસંખ્યેય ભાગ જેટલાં અસંખ્યેય સંયમ સ્થાનો એવાં એવાં અસંખ્ય ભાગ વૃદ્ધિ રૂપ આંગળના અસંખ્યેય ભાગ જેટલાં કંડકો વીતી જતાં બીજું સ્થાન પ્રાપ્ત થાય છે પછી સંખ્યાત ભાગ વૃદ્ધિરૂપ પ્રથમ સંયમ સ્થાન, પછી વળી અનંત ભાગ વૃદ્ધિરૂપ અસંખ્યેય સ્થાનો, પછી વળી એક અસંખ્ય ભાગ વૃદ્ધિરૂપ પછી અસંખ્યેય અનંતભાગ વૃદ્ધિવાળાં એ પ્રકારે આંગળ જેટલા ક્ષેત્રમાં જેટલા આકાશ પ્રદેશો હોય તેના અસંખ્ય ભાગ જેટલા કંડકો જતાં એક સંખ્યાત ભાગ વૃદ્ધિરૂપ સ્થાન આવે; એ પ્રકારે આંગળના અસંખ્યેયભાગ જેટલાં સંખ્યેયભાગ વૃદ્ધિરૂપ સ્થાનો વટાવી જતાં, એવાજ ક્રમે સંખ્યાત ગુણવૃદ્ધિ, અસંખ્યાત ગુણવૃદ્ધિ અને અનંત ગુણ વૃદ્ધિરૂપ અખસંયેય સંયમ સ્થાનો હોય છે. તે પછીનું સંયમ સ્થાન અસંખ્યેય ગુણસંયમ સ્થાન પ્રમાણ

છે. એક સ્થાનની અંદર અનંતભાગ વૃદ્ધિવાળાં અસંખ્યેય સંયમ સ્થાનો હોય છે. સર્વ સંયમ સ્થાનોની સંખ્યા, અલોક આકાશમાં અસંખ્યેય લોક–આકાશ ખંડો કલ્પીએ તેના પ્રદેશોના સમૂહ જેટલાં ઉત્તરોત્તર નિર્મળ સંયમ સ્થાનો હોય છે. શરૂઆતથી અનુક્રમે સંયમસ્થાનોએ ચઢનાર શિવપદ અવશ્ય પામે છે. પહેલેથી ઉત્કૃષ્ટ કે મધ્યમ સંયમ સ્થાને ચઢનાર અવશ્ય પડે છે. એ પ્રકારે પ્રથમ સ્થાનથી અનુક્રમે સંયમના ક્ષયોપશમવાળો પોતાના ચારિત્ર પર્યાયની નિર્મળતાથી ચારિત્રસુખસ્વરૂપ પામે છે તે વિષે શ્રી ભગવતીમાં (ઉપરની ટીકામાં જણાવ્યા પ્રમાણે) જણાવ્યું છે. એક વર્ષથી અધિક પર્યાય વાળાને જે સુખ કહ્યું છે તે વિશેષ પ્રકારના શ્રમણ નિર્ગ્રંથને આશ્રયે કહ્યું છે. સર્વ મુનિ એવા હોતા નથી. સંયમશ્રેણીનાં સંયમસ્થાનોમાંનાં માસઆદિપર્યાયના સંયમ ભાવ વડે ઉલ્લંઘવાથી તે પ્રયાણનાં સંયમસ્થાનને ઉલ્લંઘનાર મુનિ સમજવા. અહિં પરંપરા સંપ્રદાય આમ છે:–જઘન્યથી ઉત્કૃષ્ટ સુધીનાં અસંખ્યેય લોકાકાશ પ્રમાણ સંયમ સ્થાનોમાં રહેલા ક્રમ–અક્રમવર્તી નિર્ગ્રંથોમાં માસથી બાર માસ પર્યંતના સંયમ પ્રમાણે સંયમ સ્થાનો ઓળંગતાં ઉપરના સ્થાનમાં આવેલા સાધુ આવું દેવતાતુલ્ય સુખ વટાવી જાય છે એમ જાણવું (**मासादिपर्यायवृद्धया......** આદિનો અર્થ ઉપરની ટીકામાં આવી ગયો છે) આમ આત્મજ્ઞાનમાં મગ્ન રહેનારને આત્મસુખની વૃદ્ધિ થાયછે. ૫

**ज्ञानमग्नस्य यच्छर्म, तद्वक्तुं नैव शक्यते ।**
**नोपमेयं प्रियाश्लेषैर्नापि तच्चन्दनद्रवैः ॥ ६ ॥**

**ભાવાર્થ**—જ્ઞાનમાં જે મગ્ન છે તેને જે સુખ છે તે કહી ન જ શકાય; સ્ત્રીના આલિંગનથી થતા સુખની કે

ભાવના ચંદનના વિલેપનથી થતા સુખની સરખામણીથી જ્ઞાનમાં મગ્ન રહેનારનું સુખ સમજાવી શકાય નહીં; તેથી ચઢીઆતી બીજી તો કોઈ ઉપમા સંસારમાં નથી.

અનુવાદ:—

જ્ઞાનમગ્નનું સુખ તો, કોઈ રીતે ન કહાય;
ઇચ્છિત સ્ત્રી-સુખ-ઉપમા? ન ચંદન-લેપ સુહાય. ૬

**જ્ઞાનમંજરી:**—આત્મસુખની પ્રાપ્તિવાળાનું સુખ, સ્પર્શજ્ઞાનના આનંદરૂપ છે, તે કહી ન જ શકાય, કારણ કે ઇન્દ્રિયોથી અગોચર છે, વાણીથી અગોચર છે. મનોહર માનીતી સ્ત્રીના આલિંગનોથી કે ચંદનના વિલેપનોથી અધ્યાત્મ સુખનું માપ નીકળતું નથી, તે ઉપમાઓ અધ્યાત્મ સુખને ઘટતી નથી. કારણ કે પુષ્પમાળા કે ચંદન આદિનું સુખ ખરી રીતે સુખ જ નથી. આત્મસુખથી ભ્રષ્ટ જીવોએ સુખ બુદ્ધિથી કલ્પેલું માત્ર છે. લોકમાં પુદ્ગલના સંયોગથી ઉપજતું જૂઠું સુખ દુઃખની જ જાતિ છે. વિશેષાવશ્યક'માં કહ્યું છે કે:—

"जत्तो च्चिअ पच्चक्खं, सोम्म ! सुहं नत्थि दुक्खमेवेदं ।
तप्पडियारविभत्तं, तो पुण्णफलं ति दुक्खं ति ॥ १ ॥
विसयसुहं दुक्खं च्चिय दुक्खप्पडियारओ तिगिच्छव्व।
तं सुहमुवयाराओ न उवयारो विणातच्चं ॥ २ ॥
सायासायं दुक्खं, तव्विरहम्मि य सुहं जओ तेणं ।
देहेंद्रिएसु दुक्खं, सुक्खं देहेंद्रियाभावें ॥ ३ ॥

**અર્થ:**—હે! ભલા માણસ, જે પ્રત્યક્ષ (ઇન્દ્રિયોથી થતું) સુખ જણાય છે તે સુખ નથી દુઃખ જ છે; કારણ

કે દુઃખના ઉપાયરૂપ છે, ભિન્ન છે ( નાશવંત, પર વસ્તુથી થનારૂં છે ); તેથી પુણ્યનું ફળ જે સુખ તે દુઃખ છે, એમ જાણ. ૧

વિષય સુખ દુઃખ જ છે કારણ કે દવાની પેઠે દુઃખના ઈલાજ જેવું છે. તે સુખ ઉપચારથી આરોપિત છે અને ઉપચાર વિના તો તે સાચું નથી; ઉપચાર સત્ય રહિત હોય છે. ૨

સાતા, અસાતા ( સુખ દુઃખ ) દુઃખ છે; તેથી રહિત સુખ છે. કારણ કે તેથી દેહ અને ઇન્દ્રિયો વિષે ( તેને આધારે થતું હોવાથી ) દુઃખ છે; સુખ તો દેહ અને ઇન્દ્રિયોના અભાવમાં હોય છે. ૩

વળી કહ્યું છે:—

" यं वाक्यमात्रमवसाद्यति प्रतिष्ठा,
क्लिश्नाति लब्धपरिपालनदृष्टिरेव ।
नातिश्रमापगमनाय यथाश्रमाय,
राज्यं स्वहस्तधृतदण्डमिवातपत्रम् ॥ "

અનુવાદ:— ( હરિગીત )

છે વચન માત્ર રૂપે પ્રતિષ્ઠા રાજ્યમાં રજ સુખ ના,
પ્રાપ્તને પરિપાળવાનો ભાવ ભારે કલેશ, હા !
નિજ હાથમાં હાથો ધરી છત્રી ઉઘાડી રાખતાં,
પરિશ્રમ વિશેષ પડે, જડે ના સુખ છાયા ચાખતાં.

તેથી સંસાર, સર્વ દુઃખરૂપજ છે; સ્વાભાવિક આનંદ એજ સુખ છે. જ્યાં સુધી ઇન્દ્રિયના સુખોમાં સુખ બુદ્ધિ

છે ત્યાં સુધી સમ્યક્દર્શન અને જ્ઞાનમાં મગ્ન નથી; એમ તત્વાર્થની ટીકામાં કહ્યું છે. તેથી અધ્યાત્મ સુખ, પુદ્ગલના સંયોગોથી થયેલા સુખ સાથે સરખાવાય નહિ, પુદ્ગલજન્ય સુખથી તેની તુલના થઈ શકે નહિ. ૬

**शमशैत्यपुषो यस्य विप्रुषोऽपि महाकथा।**
**किं स्तुमो ज्ञानपीयूषे तत्र सर्वांगमग्नतां? ॥ ७॥**

**ભાષાર્થ**:—જેના ઉપશમની શીતળતાને પોષનાર બિંદુની પણ મોટી વાત છે, જ્ઞાનાદિ દૃષ્ટાંતે—તો જ્ઞાનામૃતમાં સર્વાંગે મગ્નતાની શી સ્તુતિ કરૂં? જે જ્ઞાનામૃતના બિંદુરૂપ ધર્મકથા સાંભળતાં મહા સુખ ઉપજે તે જ્ઞાનામૃતમાં જે સર્વાંગ મગ્ન હોય તેના સુખની શી વાત? જે અનુભવે તે જાણે.

**અનુવાદ**:—

શમ શીતળતા નિધિના, બિંદુની શી વાત?
જ્ઞાનામૃતમાં મગ્નતા, સર્વાંગે સ્તુતિપાત્ર.

**જ્ઞાનમંજરી**:—શમ એટલે ઉપશમ, રાગદ્વેષનો અભાવ; આત્મામાં તત્ત્વરસિકપણું નિર્ધારીને, ઇષ્ટ અનિષ્ટ વસ્તુ પ્રત્યે થવા યોગ્ય રાગદ્વેષની શાંતિ; રાગ-દ્વેષ (મૂળ) વસ્તુનાં પરિણામ નથી, પરંતુ વિભાવથી થયેલી, અશુદ્ધ, ભ્રાંતિની પરિણતિ છે; તેમજ પુદ્ગલ આદિની શુભાશુભ પરિણતિ કોઈ જીવને નિમિત્તે થયેલી નથી, પરંતુ પુરાવું અને ગળી જવું (નવા જુની થવી) એ તેનો પરિણામ ધર્મ છે. રૂપ આદિ કર્મફળને લઇને છે ત્યાં રાગદ્વેષ કરવા તે ભ્રાંતિજ છે.

કહ્યું છે કેઃ—

**कणगो लोहो न भणइ, रागो दोसो कुणंतु मज्झनुमं ।**
**नियतत्तविलुत्ताणं एस अणाईअ परिणामो ॥**

**ભાવાર્થઃ**—સુવર્ણ કે લોઢું એમ નથી કહેતાં કે મારામાં રાગ દ્વેષ તમે કરો; પરંતુ આત્મતત્ત્વને ભૂલેલા જીવોનાં એ અનાદિ પરિણામ છે. સ્વ સ્વરૂપ પોતાને સ્વાધીન હોવાથી પોતાને ભોગવવા યોગ્ય છે. પર વસ્તુના સંયોગ વિયોગથી ઇષ્ટ અનિષ્ટપણારૂપ ઉપાધિ ઉત્પન્ન થાય છે. એમ શમ ભાવની શીતળતા છે. જે પુરૂષની શમશીતળતાની પુષ્ટિનું એક બિંદુ પણ મહા દુર્લભ છે, તેનું મહાત્મ્ય અપાર છે; તો તત્વજ્ઞાનરૂપ અમૃતમાં સર્વાંગે જે મગ્ન, લીન છે તેનું શું વર્ણન કરીએ ? તેનું વર્ણન કરવા અમે અસમર્થ છીએ. કારણ કે જે સ્વરૂપ જ્ઞાનનો અનુભવ છે તે અત્યંત પ્રશંસાપાત્ર છે.

કહ્યું છે કેઃ—

**लब्भइ सुरसामित्तं, लब्भइ पहुअत्तणं न संदेहो ।**
**इक्को नवरि न लब्भइ, जिणिन्दवर देसिओ धम्मो ॥ १ ॥**
**धम्मो पवित्तिरूवो, लब्भइकइयावि निरयदुक्खभया ।**
**जो नियवत्थु सहावो, सो धम्मो दुल्लहो लोए ॥ २ ॥**
**निअवत्थु धम्मसवणं, दुलहं वुत्तं जिणिंदिआणसुहं ।**
**तण्हासणमेगत्तं हुंति केसिं च धीराणं ॥ ३ ॥**

**ભાવાર્થઃ**—દેવોનો ઇન્દ્ર જીવ થાય છે, પ્રભુત્વ વા ઐશ્વર્યપણુ પામે છે, એમાં સંદેહ નથી; તોપણ જિનેન્દ્રપતિએ ઉપદેશેલો એક ધર્મ પામતો નથી. ૧

નરકનાં દુઃખોનો ભય લાગ્યાથી કેટલાય પ્રવૃત્તિરૂપ (ચારિત્રની ક્રિયારૂપ) ધર્મ પામે છે; જે નિજ વસ્તુના સ્વભાવરૂપ ધર્મ છે તે તો લોકમાં દુર્લભ છે. ૨

નિજ વસ્તુરૂપ ધર્મનું શ્રવણ દુર્લભ છે, જિતેન્દ્રિય પુરૂષોનું સુખ કહેવું દુર્લભ છે, વસ્તુ સ્વરૂપ ધર્મના સ્પર્શથી તેમાં તન્મય થવું તો ધીર પુરૂષોમાંના કોઇકના ભાગ્યમાં હોય છે. ૩ તેથી વસ્તુસ્વરૂપ—આત્મસ્વરૂપ—ધર્મની ફરશના (સ્પર્શ)થી પરમ શીતળીભૂત થયેલા મહાત્માઓ પરમ પૂજ્યજ છે.

**यस्य दृष्टिः कृपावृष्टिः गिरःशमसुधाकिरः ।**
**तस्मै नमः शुभ ज्ञान-ध्यानमग्नाययोगिने ॥ ८ ॥**

**ભાષાર્થ:**—જેની નજરમાં કરૂણાનો વર્ષા પ્રવાહ છે, જેની વાણીથી ઉપશમરૂપ અમૃતનો છંટકાવ થાય છે, અને ભલું સમ્યક્જ્ઞાન અને ધ્યાન તેમાં જે મગ્ન, લીન રહે છે એવા યોગી, યોગમાર્ગના સ્વામીને નમસ્કાર હો!

**અનુવાદ:**—

કૃપાવૃષ્ટિ આ દૃષ્ટિમાં, શમ-અમી-શબ્દ પ્રવાહ;
સુજ્ઞાનધ્યાને મગ્ન આ, યોગી નમું, વદી વાહ!

**જ્ઞાનમંજરી:**— શુભ એટલે શુદ્ધ, યથાર્થ જ્ઞાન; ભેદજ્ઞાનથી સ્વ અને પરને ભિન્ન જાણી સ્વસ્વરૂપમાં તન્મયપણાનો અનુભવ તે ધ્યાન; તેમાં મગ્ન, મન, વચન, કાયાને રોકનાર, રત્નત્રયના અભ્યાસથી શુદ્ધ સાધ્યને સાધનાર યોગીને નમસ્કાર હો! કેવા યોગીને? જેની દૃષ્ટિ પરમ કરૂણા વર્ષાવતી છે, જેની વાણીનો સમૂહ, ક્રોધાદિના ત્યાગરૂપ શમ તેરૂપજ અમૃતનો છંટકાવ કરે છે. જેની નિરંતર કૃપાભરી દૃષ્ટિ, શમરૂપ અમૃત-

મય વાણી છે તેવા યોગીને નમસ્કાર હો ! ભાવના:-અનાદિ કાળથી મિથ્યાત્વ, અસંયમ, કષાય અને યોગની ચપળતાને કારણે આત્મસ્વભાવની ઘાત જે કરી રહ્યા છે, ઇષ્ટ-અનિષ્ટ પર પદાર્થોના ગ્રહણ અને ત્યાગમાં રૂચિવાળા હોવાથી તેની પ્રાપ્તિ અને અપ્રાપ્તિમાં રતિ-અરતિરૂપ અશુદ્ધ ભાવમાં મગ્ન થયેલા જીવોને સ્વરૂપમાં મગ્નતા ક્યાંથી હોય ? તેથી શંકાદિ અતિચારો (દોષો)થી રહિત સમ્યક્ દર્શનની પ્રાપ્તિ-વાળો જીવ શુદ્ધ આશયવાળો હોય છે, તે મોહરૂપી ઇંધન (એંધરાં) ના સમૂહથી બળતા અને કર્મ અગ્નિથી ઉકળતા ત્રણેય લોકને અશરણ અવલોકીને આત્મગુણોના આવરણથી દુ:ખને લઇ ઉદાસીન થયેલો, તત્ત્વના નિર્ણયથી આત્મ શ્રદ્ધા-વાળો હોય છે; તે આસ્રવની નિવૃત્તિ સંવરમાં તન્મય થવાની પ્રતિજ્ઞા લઈને, તે પ્રતિજ્ઞાને દૃઢ કરવાને (પાંચ મહાવ્રતની) પચીસ ભાવનાઓ ભાવતો તે અંતરાત્મા બાર ભાવનાઓવડે પોતાનાં પરિણામ સ્થિર કરે છે. પૂર્વ કર્મની નિર્જરા થવાથી અને નવાં કર્મ ગ્રહણ નહિ થતાં હોવાથી પ્રગટ થયેલી સ્વરૂપ-સંપત્તિના અનુભવમાં જે મહાત્માઓ મગ્ન રહે છે તે સુખિયા છે. તેથીજ સત્ શાસ્ત્રનું શ્રવણ, વિભાવથી પાછા હઠવું, તત્ત્વોનું અવલોકન, આત્મતત્ત્વમાં એકાગ્રતા આદિ ઉપાયો વડે સ્વરૂપના અનુભવમાં મગ્ન થવું એજ કર્તવ્ય છે. સંસારમાં કર્મક્લેશની પરંપરા સંકળાયેલી રહે છે એમ જાણી સંસારથી થાકેલાએ, વૈરાગ્ય માર્ગને અનુસરી વર્તનારાએ આત્મ-સ્વરૂપ પ્રગટ થવાનાં કારણ સમ્યક્ દર્શન, સમ્યક્ જ્ઞાન, સમ્યક્ ચારિત્રમાં વર્તવા યોગ્ય છે.

## ૩. સ્થિરતાષ્ટક.

**वत्स ! किं चंचलस्वान्तो भ्रान्त्वा, भ्रान्त्वा विषीदसि ? ।**
**निधिं स्वसंनिधावेव, स्थिरता दर्शयिष्यति ॥ १ ॥**

**ભાષાર્થ:**–હે ! વત્સ, ચંચળ ચિત્તવાળો બની ઠામ ઠામ, ગામ ગામ ભમીને શું ખેદ પામે છે? જો તું નિધાનનો અર્થી છે, તો સ્થિરતા પોતાની પાસેજ નિધાન તને દેખાડશે.

**અનુવાદ:**—

ચંચળ ચિત્ત ધરી ભાઈ, શું ભમી ભમી પામે ખેદ?
સ્થિરતા નિધિ દેખાડશે, નિજપાસેજ સુવેદ્ય. ૧

**જ્ઞાનમંજરી:**–હવે મગ્નતા સ્થિરતાથી થાય છે, તેથી સ્થિરતાષ્ટક કહેવાય છે. ધર્મ, અધર્મ અને આકાશ એ ત્રણ અસ્તિકાય અક્રિય હોવાથી સ્થિર છે. સ્કંધ આદિમાં રહેલાં પુદ્‌ગલોની સ્થિરતા સાધનનું કારણ નથી. તેથી અહિં તેનો અંગીકાર કર્યો નથી. પરંતુ જે વસ્તુત: સ્થિર છે છતાં પર ઉપાધિથી ચંચળ થયેલો આત્મા સમ્યક્ દર્શન આદિ ગુણની પ્રાપ્તિ થતાં પરભાવ આદિ પ્રત્યે પ્રવર્તતો નથી તેની સ્થિરતા વર્ણવે છે. ત્યાં નામ અને સ્થાપના નિક્ષેપ તો સુગમ છે; દ્રવ્યથી મન, વચન, કાયાના યોગને રોકવારૂપ સ્થિરતા કહેવાય; દ્રવ્યમાં સ્થિરતા મમ્મણ શેઠની પેઠે, દ્રવ્ય વડે સ્થિરતા રોગ આદિથી સંભવે છે. (પક્ષઘાત, મૂર્ચ્છાદિમાં); દ્રવ્ય રૂપ સ્થિરતા દ્રવ્ય સ્થિરતા, આગમ નોઆગમથી બે ભેદે છે આગમથી તો સ્થિરતા પદનો અર્થ જાણનાર ઉપયોગ રહિત હોય તેને હોય; નોઆગમથી સ્વરૂપ-ઉપયોગ શૂન્ય, સાધ્યના ભાવ વિના પ્રાણાયામ આદિમાં કાયોત્સર્ગ આ દિ દ્રવ્ય સ્થિરતા

છે. ભાવથી બે પ્રકારે સ્થિરતા છે; રાગ–દ્વેષ સહિત મન ગમતા વિષયોમાં તન્મય થવારૂપ અશુદ્ધ સ્થિરતા; બીજી સમ્યક્દર્શન જ્ઞાન ચારિત્ર આદિ સ્વરૂપમાં તન્મયતા તે શુદ્ધ સ્થિરતા છે; તેમજ ધર્મધ્યાન શુકલધ્યાન આદિમાં અચળતા તે ભાવ સ્થિરતા છે. પણ શુદ્ધ સાધ્ય રહિત યોગઆદિની સ્થિરતા તે દુર્નય રૂપ છે. જે સાધ્ય વાર્તાથી સાધ્ય પ્રાપ્ત કરવા રૂપ પરિણતિથી રહિત સ્થિરતા તે નયાભાસરૂપ છે. વળી સાધ્યની અભિલાષા અને સાધ્ય માટે ઉદ્યમરૂપ પરિણતિ સહિત જે કારણભૂત યોગાદિના દ્રવ્ય આસ્રવના ત્યાગરૂપ સ્થિરતા છે તે પ્રથમના ચાર નય (નૈગમ, સંગ્રહ, વ્યવહાર, અને ઋજુસૂત્ર) રૂપ છે; વળી જે સમ્યક્દર્શન જ્ઞાન ચારિત્ર વડે સ્વરૂપના સાધનથી સાધ્ય પ્રાપ્ત કરવાના અભ્યાસમય સ્થિરતા છે તે શબ્દનય સ્થિરતા જાણવી; તેમજ ધર્મધ્યાન અને શુકલ ધ્યાનમાં સ્વરૂપધારાની પરિણતિરૂપ સ્થિરતા સમભિરૂઢ નય રૂપ છે, અને જે ક્ષાયિક દર્શન, જ્ઞાન, ચારિત્ર, વીર્ય, સુખ આદિમાં અભંગપણે રહેનારી તે એવંભૂત સ્થિરતા છે.

વિભાવમાં પણ તત્ત્વવિકલ્પોની સર્વનય રૂપ સ્થિરતા ગણી છે, તથાપિ અહિં પરમાનંદના સંચયના ભોગરૂપ સિદ્ધત્વનું કારણ સ્વભાવસ્થિરતા છે તેનો અવસર હોવાથી તેનુંજ વ્યાખ્યાન થાય છે. આ જીવ અનાદિ કાળથી અશુદ્ધતામાં મગ્ન છે અને સ્વરૂપ સુખ પામ્યો ન હોવાથી ઇન્દ્રિય–સુખોની ઇચ્છાથી ચંચળ ચિત્તવાળો છે તેને કરૂણા કરી ગુરુ કહે છે:– હે! વત્સ, ચંચળ અંતઃકરણવાળો તું આમ તેમ ભમીને, એકને તજતો અને બીજાને લેતો, અતિ દીન બની કેમ ખેદ-

ખિન્ન થાય છે? અપ્રાપ્તિથી દીન, પ્રાપ્તિથી અતૃપ્ત રહેતો હોવાથી પર ભાવમાં ખેદજ થાય, સુખ બુદ્ધિથી ગ્રહાયેલા પદાર્થો પોતેજ સુખરૂપ નહિ હોવાથી પ્રાપ્ત થાય તો પણ સુખ થતું નથી તેથી તેમાં પ્રવૃત્તિ કરવી ખેદનું કારણ જ છે. હે! વત્સ, પોતાની પાસેજ આત્મામાં જ ભેદરત્નત્રય, અભેદરત્નત્રયની એકતારૂપ તારી સ્થિરતા સ્વગુણની સંપત્તિના ભાજનરૂપ નિધિને બતાવશે. ભાન કરાવશે. તેથી અનાદિ કાળથી વિષયના સ્વાદરૂપ ચંચળતા તજીને જ્ઞાન આદિ અનંત ગુણરૂપ શુદ્ધ આત્મામાં સ્થિરતા કર. ૧

**ज्ञानदुग्धं विनश्येत, लोभविक्षोभकूर्चकैः।**
**आम्लद्रव्यादिवास्थैर्या-दिति मत्वा स्थिरो भव ॥ २ ॥**

**ભાષાર્થ**:—જ્ઞાનરૂપ દૂધ અસ્થિરપણારૂપ ખાટા પદાર્થથી લોભના વિકારરૂપ કૂચા થઇને વિણસે, બગડી જાય એમ જાણીને સ્થિર થા, એવો શિષ્યને ઉપદેશ છે.

**અનુવાદ**:—

ખટાશ સમ અસ્થિરતા, કૂચા લોભ વિકાર;
બગડે રૂડું જ્ઞાન-દૂધ, સમજી સ્થિરતા ધાર. ૨

**જ્ઞાનમંજરી**:—લોભના વિકારરૂપ કૂચા, પાણી થઇને અસ્થિરતાથી જ્ઞાનરૂપ દૂધ બગડી જાય. લોભ એટલે લોલુપતારૂપ પરિણામ, ઇચ્છા=મૂર્ચ્છા=ગૃદ્ધિ=આકાંક્ષા ઇત્યાદિ લોભની અવસ્થાઓ છે તે પરભાવની અભિલાષારૂપ અશુદ્ધ પરિણામ છે, તે રૂપ કૂચા પાણી થઇ જતાં, આત્મજ્ઞાનમાં તન્મયતારૂપ દૂધ વિણસી જાય, નાશ પામે. લોભ પરિણામ આત્મસ્વરૂપના અનુભવનો નાશ કરવામાં કારણભૂત છે. શાની

પેઠે ? ખાટા પદાર્થ આદિની પેઠે જેમ ખાટા પદાર્થથી દૂધ ફાટી જાય છે, તેમ લોભ પરિણતિથી આત્મસ્વરૂપનું સુખ નાશ પામે છે. લોભ પરિણામ એટલે પરભાવને ગ્રહણ કરવાની ઈચ્છારૂપ પરિણામ, આત્મગુણના અનુભવનો નાશ કરનાર કારણ છે, એમ જાણીને પોતાનું સ્વરૂપ અખંડ આનંદરૂપ, જ્ઞાનસ્વરૂપ, વર્ણરહિત, ગંધરહિત, રસરહિત, સ્પર્શરહિત આત્મામાં શ્રદ્ધા, જ્ઞાન રમણતાથી સ્થિર થા. ૨

**अस्थिरे हृदये चित्रा, वाग्नेत्राऽऽकारगोपना।**
**पुंश्चल्या इव कल्याण-कारिणी न प्रकीर्तिता ॥ ३ ॥**

**ભાષાર્થઃ**—અસ્થિર ચિત્ત સર્વત્ર ફરતું છતાં વિચિત્ર પ્રકારે વચન, આંખ, વેષ આદિ આકૃતિને સાચવે, ગુપ્ત રાખે, તે અસતી સ્ત્રીની પેઠે કલ્યાણકારી ગણેલ નથી. હૃદય સ્થિર કર્યા વિના અનેક ક્રિયા કપટરૂપ કરે તેથી અર્થ-સિદ્ધિ કોઈ રીતે ન થાય, તેથી કંઈ સફળતા નથી, એ ભાવાર્થ છે.

અનુવાદ:—

વચન, નયન વશ વેષથી, અસ્થિર મન આચાર;
અસતી સ્ત્રી સમ તે નહીં, આત્મહિત કરનાર. ૩

**જ્ઞાનમંજરી:**—પરભાવની ઈચ્છાવાળા મન સહિત, અનેક પ્રકારે વચન, નયન આદિ વેષ સાચવવા રૂપ દ્રવ્ય ક્રિયા તે અસતી સ્ત્રીની પેઠે હિતકારી માની નથી. જૈનોની દ્રવ્ય ક્રિયા ભાવ ધર્મયુક્ત કે ભાવની અભિલાષાવાળી જ વખાણવા લાયક છે. પરંતુ ભાવ ધર્મરહિત તો બિલાડીના સંયમ સમાન છે (ઉંદર ન દેખે ત્યાંસુધી ગુપચુપ છૂપાઇ રહે તેમ.) તેમ આત્માર્થે કરાતી, કેટલાકની દ્રવ્ય ક્રિયા પરં-

પરાએ ધર્મ પાળવાના કારણરૂપે થાય છે, પણ તે દેવાદિકનાં સુખ કે આ લોકના યશની અભિલાષાથી રહિત હોય તેમની જ. પરંતુ લોકસંજ્ઞાએ પ્રવર્તનારની દ્રવ્ય ક્રિયા ધર્મ પાળવાનું કારણ પણ થતી નથી. તેથી તત્વસ્વરૂપની સન્મુખ બની મનને આત્મધર્મમાં લીન કરી ચિત્તની સ્થિરતા સહિત સ્થિરતા સાધવા યોગ છે. ૩

**अन्तर्गतं महाशल्यमस्थैर्यंयदिनोद्धृततम ।**
**क्रियौषधस्य को दोषस्तदागुणमयच्छत: ॥ ४ ॥**

**ભાષાર્થ:**—અસ્થિરપણારૂપ હૃદયમાં રહેલું શલ્ય (સાલ–ફાંસ–કાંટો) જો કાઢી નાખ્યા વિના ક્રિયારૂપ ઓસડ ગુણ ન કરે તો તેમાં ઓસડનો શું દોષ છે? શલ્ય અંદર હોય તો ઔષધ ગુણ ન કરે, તેમાં ઔષધનો વાંક નથી. માટે શલ્ય કાઢવું.

**અનુવાદ:**—

અંતરમાં અસ્થિરતા, કાંટા સમ સાલે,
તે કાઢ્યા વણ શું ક્રિયા-ઔષધ ગુણ આલે?

**જ્ઞાનમંજરી:**—પરભાવને અનુસરવારૂપ, પરભાવ પ્રત્યે વળેલી ચેતના અને વીર્યની પરિણતિરૂપ અસ્થિરતા એ અંદર ભાગી રહેલા મોટા કાંટા સમાન છે. તેથી આત્મપરિણતિ સ્વસ્વકાર્ય નહિ કરતાં પરભાવ પ્રત્યે પ્રવર્તે તે ચપળતા, અસ્થિરતા જો ન રોકાય તો ક્રિયારૂપી ઔષધનો શું દોષ કાઢવો? કંઇ દોષ નથી. નિજ આત્મ સ્વભાવને પ્રગટ કરવારૂપ ગુણ, ક્રિયારૂપ ઔષધ ક્યાંથી કરે? કેમકે અંદર શલ્ય

હોય તો ક્રિયા એટલે વૃત્તિરૂપ, ઔષધથી રોગ દૂર થતો નથી અથવા ભાવપરિણતિ તે આત્મગુણની શુદ્ધિરૂપ ગુણ (લાભ-ફાયદો) થતો નથી. માટે પરને અનુસરવારૂપ, પરનું કર્ત્તાપણું, પરમાં વ્યાપકપણું એ રૂપ અભ્યંતર શલ્ય દૂર કરવા યોગ્ય છે. ૪

**स्थिरता वाङ्मनःकायैर्येषामङ्गाङ्गितां गता।**
**योगिनः समशीलास्ते, ग्रामेऽरण्ये दिवानिशि ॥ ५ ॥**

**ભાષાર્થ**:-જેમની સ્થિરતા મન, વચન અને કાયાએ કરીને ચંદનગંધની પેઠે એકીભાવને પ્રાપ્ત થઈ છે તે યોગીઓને ગામ કે જંગલ અને રાત્રિ કે દિવસ સરખાં છે, સર્વથા તેમને સમ સ્વભાવતા હોય છે, શ્લોકોમાં છેલ્લે 'च' શબ્દ અધ્યાહાર છે, 'ચ=અને' શબ્દ બહારથી લેવો.

**અનુવાદ**:-

સ્થિરતા તન, મન, વચનથી, તન્મય સમતા યોગ,
તો જન, વન, દિન, રાત તે યોગીને સમ ભોગ્ય. ૫

**જ્ઞાનમંજરી**:-જે જીવોના મન, વચન અને કાય યોગોથી, આત્મગુણનો નિર્ધાર, જ્ઞાન અને રમણતાની એકતારૂપ સ્થિરતા તન્મયતાને પામી છે, તે યોગીઓ, મુનીશ્વરો સમસ્વભાવવાળા હોય છે; સ્વદ્રવ્ય, સ્વક્ષેત્ર, સ્વકાળ, સ્વભાવરૂપ સ્વઆત્માથી ભિન્ન પર દ્રવ્યમાં પરપણા રૂપ સમભાવથી જાણે છે તેથી સ્વઆત્માથી અન્ય સર્વ ભિન્ન છે એવું સમપણું જેમને થયું છે, તેમને જનસમૂહ રૂપ ગામ કે નિર્જન જંગલ સરખાં છે, એટલે ઇષ્ટ, અનિષ્ટપણાનો અભાવ છે; દિવસ કે રાત્રિ પણ

સરખાં છે, રાગ દ્વેષ રહિતપણે સમ પરિણામ હોય છે. ૫.

**स्थैर्यरत्नप्रदीपश्चेद् दीप्रः संकल्पदीपजैः ।**
**तद्विकल्पैरलंधूमै-रलं धूमैस्तथाऽस्रवैः ॥ ६ ॥**

**ભાષાર્થ**:—સ્થિરતારૂપ રત્નનો દીવો જો સદા દેદીપ્યમાન છે તો સંકલ્પરૂપ દીવાથી ઉત્પન્ન થતા વિકલ્પ–ધૂમાડાનું શું કામ છે? ધૂમાડાની પેઠે આસ્રવનું પણ શું કામ છે? પ્રાણાતિપાત (હિંસા) આદિ આસ્રવથી સંકલ્પરૂપી દીપકનું તેજ ઝાંખું, ક્ષીણ થઇ જાય છે અને ઘણો ધૂમાડો થવાથી ચિત્રામણ ચિતરેલાં ઘરને મલિન, કાળાં કરી નાખે છે. તે માટે સદા પ્રકાશિત, નિર્મળ રત્નદીપક સમાન સ્થિરતાજ આદરવી.

**અનુવાદ**:—

સ્થિરતા–રત્નદીવો દીપે, ત્યાં ન ધૂંમાડો હોય;
ના સંકલ્પ–વિકલ્પ ધૂમ, આસ્રવ મેશ ન જોય. ૬

**જ્ઞાનમંજરી**:-જો કોઇ પુરૂષ પાસે સ્થિરતારૂપી રત્નદીપક દેદીપ્યમાન, જળહળતો હોય તો સંકલ્પરૂપી ગાસ્તેલના દીવાથી ઉત્પન્ન થતા વિકલ્પરૂપી ધૂમાડાથી હેરાન થવાની શી જરૂર છે? પરચિંતાને આધારે થતી અશુદ્ધ ચંચળતારૂપ સંકલ્પ, અને વારંવાર તેનું સ્મરણ થવારૂપ વિકલ્પ; એમ સંકલ્પ વિકલ્પરૂપ ધૂમાડા વિના ચાલે તેમ છે; જેને સ્વરૂપમાં તન્મયતારૂપ સ્થિરતા પ્રગટી છે તેને સંકલ્પ–વિકલ્પો થતા નથી. જોકે અભેદરત્નત્રય અવસ્થામાં નિર્વિકલ્પ સમાધિ હોય છે. તોપણ સ્વરૂપ લીન પુરૂષોને સાંસારિક સંકલ્પ–વિકલ્પોનો અભાવ હોય છે. તથા અત્યંત ધૂમાડારૂપ મેશ જેવા આસ્રવોની પણ શી જરૂર છે?

માટે સંકલ્પવિકલ્પરૂપ ચંચળ પરિણુતિ તજીને, દ્રવ્ય અને ભાવથી હિંસા, અસત્ય, ચોરી, મૈથુન અને પરિગ્રહરૂપ આસ્રવો વિના પણ ચાલે તેમ છે. જે આત્મસમાધિમાં રમણુતા કરે છે, સ્વસ્વભાવમાં સ્થિર છે તેને આસ્રવો ક્યાંથી હોય? કારણ કે પોતાના ધર્મનું (સ્વભાવનું) કર્તાપણું, યથાર્થ જ્ઞાનસ્વરૂપનું ગ્રહવાપણું, પોતાના ગુણનું ભોક્તાપણું અને સ્વસ્વભાવનું રક્ષકપણું (રાખવાપણું) જે જીવના પરિણામમાં વર્તે તેને આસ્રવ ન હોય. એ સ્વભાવોની પર ભાવરૂપે પરિણુતિ જે જીવોને હોય છે, તેમને આસ્રવો હોય છે, સ્વરૂપની ભ્રાંતિજ હોય છે. પરના કર્તારૂપે પોતાની પરિણુતિઓને પરિણમાવે છે. પરંતુ જ્યારે તેને સ્વરૂપનું જ્ઞાન થાય છે, પોતાના કાર્ય અને કારણનો નિર્ણય થાય છે, ત્યારે તે પોતાની પરિણુતિઓને પરના કર્તાપણે પ્રવર્તાવતો નથી, પણ સ્વકાર્ય કારણમાંજ તેમને પ્રવર્તાવે છે. સ્વરૂપનું જેને ભાન નથી તેનાં છ કારકરૂપ ચક્ર પણ પરના કર્તાપણા આદિરૂપ પ્રવર્તનવડે અશુદ્ધ થયેલ હોય છે. જ્યારે એને સ્વ અને પરના વિવેક વડે 'હું તે હું' અને 'પર તે પર', 'હું પરનો કર્તા ભોક્તા નથી' એવું ભેદ જ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારે સ્વકારકચક્રને સ્વકાર્ય સાધવામાં વાપરે છે; આત્મા, આત્માને, આત્માવડે, આત્માર્થે, આત્મામાંથી, આત્મામાં પ્રવર્તાવે છે, એ સ્વરૂપે, એ પ્રકારે સ્વરૂપ પરિણમેલાને આસ્રવ થતો નથી. ૬

**उदीरयिष्यसि स्वान्तादस्थैर्यपवनं यदि ।**
**समाधिधर्ममेघस्य घटां विघटयिष्यसि ॥ ७ ॥**

**ભાષાર્થઃ**—અસ્થિરતારૂપ પવનને જો તું ચિત્તમાંથી

પ્રવર્તાવીશ, પ્રેરીશ તો સમાધિરૂપ ધર્મની શ્રેણિને, વાદળાંની ઘટાને પવન વિખેરી નાખે તેમ, છિન્ન ભિન્ન કરી દઇશ. બીજું 'ધર્મમેઘ' નામે પાતંજલ (યોગ) શાસ્ત્રમાં 'અસંપ્રજ્ઞાત સમાધિ' કહી છે,તેની ઘટાને વિખેરીશ એટલે આવતું કેવળજ્ઞાન તું વિખેરી નાખશે.

અનુવાદ:—

જો અસ્થિરતા વાયુ તું, મનમાંથી પ્રેરીશ;
તો સમાધિધર્મરૂપ, વાદળ દૂર કરીશ. ૭

જ્ઞાનમંજરી:—અંતઃકરણમાંથી અસ્થિરતારૂપ પવન જો તું પ્રવર્તાવિશે, તો સમાધિની એટલે સ્વરૂપને માટે વિશ્રાન્તિરૂપ ધર્મમેઘની ઘટાને તું દૂર કરશે. અસ્થિરની સમાધિનો નાશ થાય છે, તેથી આત્મધર્મે વિષે સ્થિરતા કરવા યોગ્ય છે. ૭

चारित्रं स्थिरतारूपमतः सिद्धेष्वपीष्यते ।
यततां यतयोऽवश्यमस्या एव प्रसिद्धये ॥ ८ ॥

ભાષાર્થ:—ચારિત્ર યોગસ્થિરતા રૂપ છે, માટે સિદ્ધમાં પણ કહ્યું છે, કેમકે તેને સર્વ પ્રદેશે સ્થિરતા છે, સિદ્ધાંતે સિદ્ધ છે, પણ સિદ્ધમાં ચારિત્ર નિષેધ્યું છે, તે ક્રિયારૂપજ. હે! યતિઓ, એ સ્થિરતાનીજ પ્રકૃષ્ટ સિદ્ધિને અર્થે અવશ્ય ઉદ્યમ કરો. જે ભાવ સિદ્ધમાં હોય તેને જાતિસ્વભાવ ગુણ કહેવાય, એવી સ્થિરતા છે તેમાં, સર્વ પ્રકારે તેવી સિદ્ધિ કરવી.

અનુવાદ:—

સ્થિરતારૂપ ચારિત્ર તો, સિદ્ધોને પણ હોય;
હે! મુનિવર, તે સાધવા, સાધન કરજો સોય. ૮

**જ્ઞાનમંજરી**:-સકલ કર્મરૂપ મલથી મુક્ત થયેલ સિદ્ધોમાં પણ સ્થિરતારૂપ ચારિત્ર હોય છે, તે કારણે સ્થિરતા સાધવા યોગ્યછે. પાંચમા અંગમાં (ભગવતી સૂત્રમાં) સિદ્ધોને ચારિત્રનો અભાવ કહ્યો છે તે ક્રિયાની પ્રવૃત્તિરૂપ ચારિત્ર સમજવું. પરંતુ સ્થિરતારૂપ ચારિત્ર તો વસ્તુ સ્વભાવરૂપ આત્માનો ધર્મ હોવાથી ત્યાં છેજ; 'પ્રજ્ઞાપના' (પન્નવણા), 'તત્ત્વાર્થ;' 'વિશેષ આવશ્યક' આદિ શાસ્ત્રોમાં સ્પષ્ટ જણાવેલું હોવાથી, આવરણના અભાવે અવરાયેલા ગુણ પ્રગટ થતા હોવાથી, ચારિત્રમોહ જેનો ટળ્યો છે તેને ચારિત્ર પ્રગટ થતું હોવાથી સિદ્ધોને પણ સ્થિરતારૂપ ચારિત્ર હોય છે. તેથી પ્રથમ સમ્યક્ દર્શન વડે શ્રદ્ધાની સ્થિરતા કરીને, સમ્યક્જ્ઞાનસ્વરૂપ, વિશ્રાન્તિસ્વરૂપ, એકાગ્રતારૂપ સ્થિરતા કરીને, સમસ્ત ગુણ પર્યાયોની સ્વકાર્યમાં પ્રવૃત્તિરૂપ સ્થિરતા પ્રાપ્ત કરીને, સાધક સમસ્ત આત્માની પરિણતિથી નિ:સંગરૂપ પરમ સ્થિરતા પ્રાપ્ત કરે છે; તેથી સમસ્ત ચપળતા રોકીને યોગની સ્થિરતા કરી ઉપયોગની સ્થિરતાથી સ્વરૂપનું કર્તાપણું, સ્વરૂપમાં રમણતા, સ્વરૂપનું ભોક્તાપણું-એ રૂપ સ્થિરતા સાધવા યોગ્ય છે. માટે સ્થિરતા સાધવા પ્રયત્ન કર્તવ્ય છે, એવો ઉપદેશ છે. ૮

---

## ૪. મોહત્યાગાષ્ટક.

**अहं ममेति मंत्रोऽयं, मोहस्य जगदान्ध्यकृत् ।**
**अयमेव हि नञ्पूर्वः, प्रतिमंत्रोऽपि मोहजित् ॥ १ ॥**

**ભાષાર્થ**:—'**अहं मम**' "હું ને મારૂં" આ ચાર અક્ષરનો મહામોહ રાજાનો મંત્ર સર્વને આખા લોકરૂપ સંસારમાં

પરિભ્રમણ કરાવનાર છે, તે જગતમાં સર્વને આંધળા કરનાર છે, એજ મંત્ર નકાર પૂર્વક બોલીએ તો **'नाहं मम'** 'હું નહિ, મારૂં નહિ' એવો મોહને જિતનાર પ્રતિમંત્ર (મોહનો વિરોધી મંત્ર) પણ થાય છે, ચારિત્ર ધર્મ રાજા 'હું નહિ, મારૂં નહિ' એ મંત્ર જાપ દઈ ભવ્ય પ્રાણીના મોહનો નાશ કરે છે.

**અનુવાદ:—**

'હું, મારૂં એ મોહ-મંત્ર, કરે જગતને અંધ;
'નહિ હું, નહિ મારૂં કશું,' મોહવિજય પ્રતિમંત્ર. ૧

**જ્ઞાનમંજરી:—**મોહત્યાગથી સ્થિરતા થાય છે, મોહના ઉદયથી આત્માનાં પરિણામ ચંચળ થાય છે; અને મોહનો ઉદય, નિર્ધારરૂપ સમ્યક્દર્શન અને સ્વરૂપરમણ ચારિત્રને રોકનાર છે. ચેતના અને વીર્યઆદિના ક્ષયોપશમવાળો જીવ વિપર્યાસ (વિપરીતપણું, અવિદ્યા),પર–રમણ અને ક્રોધાદિથી તપી જવાપણું વગેરેરૂપે પરિણમે છે, તેથી ચપળતા થાય છે; મોહના ઉદયને નિવારવાથી સ્થિરતા થાય છે, તેથી મોહના ત્યાગ વિષે અષ્ટક કહે છે.

નામ અને સ્થાપના મોહ સુગમ છે. દ્રવ્યથી મદિરાપાન આદિથી થતો મોહ તે મૂઢતારૂપ પરિણામ છે; દ્રવ્યને કારણે મોહ તે ધન કે સ્વજનના વિયોગને લીધે થતો મોહ; દ્રવ્યમાં મોહ તે શરીર, પરિગ્રહ આદિમાં થાય તે; દ્રવ્યરૂપ મોહ તે ગંધર્વાદિનાં મોહક ગીતાદિમાં થાય તે; વાકયોમાં ઉપયોગરહિતને એટલે મોહના સ્વરૂપને શાસ્ત્રથી જાણ્યાં છતાં તેમાં ઉપયોગ ન હોય તેને આગમથી દ્રવ્યમોહ અને નોઆગમથી રાગની પેઠે (મોહનીય કર્મનાં પુદ્‌ગલદ્રવ્યને પણ

દ્રવ્યમોહ કહેવાય; મોહના નિમિત્તભૂત ઉપયોગરહિત જડ-પરમાણુના જથાને દ્રવ્યમોહ કહેવો). ભાવથી મોહ:- અપ્રશસ્ત તો સમસ્ત પાપસ્થાનનાં કારણ પર દ્રવ્યોમાં મોહ તે અપ્રશસ્ત ભાવમોહ; તેવીજ રીતે કુદેવ, કુગુરુ, કુધર્મમાં મોહ તે અપ્રશસ્ત ભાવ મોહ છે; પ્રશસ્ત તે મોક્ષમાર્ગમાં, સમ્યક્-દર્શનજ્ઞાન-ચારિત્ર તપનાં કારણો, સુદેવ, સુગુરુ આદિમાં મોહ તે પ્રશસ્તભાવ મોહ છે. તેમાં મોહનો ત્યાગ એટલે મોહ મૂકી દેવો તે, ભિન્ન કરવો તે. અહિં અપ્રશસ્ત મોહ સર્વથા તજવા યોગ્ય છે, કારણ કે અશુદ્ધપણાનું તે કારણ છે, તત્ત્વપ્રાપ્તિમાં પ્રશસ્તમોહ અસાધારણ કારણ હોવાથી પૂર્ણતત્ત્વની પ્રાપ્તિ થયા પહેલાં પ્રશસ્ત મોહરૂપ સાધન આરાધતાં છતાં (નિર્મોહીપણું ઉપાદેય માની) તે (પ્રશસ્તમોહ) અનુપાદેય છે એવો લક્ષ રાખવો; (સાધનને સાધ્ય ન માનવું;) શ્રદ્ધા વડે પ્રશસ્તમોહને વિભાવ ભાવ ધારવો. જોકે તે (પ્રશસ્ત-ભાવ મોહ, ભક્તિ આદિ) પરા વૃત્તિ છે, (ઉત્કૃષ્ટ શુભભાવ, ઉત્તમ ભાવ છે), તથાપિ અશુદ્ધ પરિણતિ છે. તેથી સાધ્ય-રૂપે તો સર્વમોહનો, પરિત્યાગજ માનવા યોગ્ય છે, શ્રદ્ધામાં રાખવા યોગ્ય છે. પહેલા ચાર નયે કર્મવર્ગણાનાં પુદ્ગલોમાં, તેના યોગે તેમને ગ્રહવાની પ્રવૃત્તિ સહિત સંકલ્પમાં બંધાવાનાં કર્મપુદ્ગલોમાં, સત્તામાં રહેલાં, પ્રેરણાથી ઉદીરણામાં આવેલાં, ઉદયમાં આવેલાં પુદ્ગલોમાં, અશુદ્ધ વિભાવ પરિણામરૂપ મોહનાં કારણોમાં મોહપણું ગણાય છે; શબ્દઆદિ ત્રણનયે મોહરૂપે પરિણમેલાં પ્રશસ્ત, અપ્રશસ્તરૂપ મિથ્યાત્વ અને અ-સંયમરૂપ ચેતનાનાં પરિણામોમાં, મોહપણું મનાય છે. તેથી આત્માને નવાં કર્મ બંધાવામાં કારણરૂપ મોહ પરિણામ છે;

મોહથીજ જગત બંધાયું છે, મોહથી મૂઢ થયેલાજ સંસારમાં ભમે છે. કારણકે જ્ઞાનાદિ ગુણોના સુખને રોકનાર અને અનંત જીવોએ અનંતવાર ભોગવીને છાંડી મૂકેલાં જડ, નહિ ગ્રહવાયોગ્ય ગમતાં અણગમતાં પુદ્ગલો લેવાં-ન લેવાં એવા વિકલ્પ મોહથી થાય છે. તેથી પુદ્ગલમાં આસક્ત, મોહપરિણામથી પુદ્ગલને અનુભવનાર સ્વરૂપના જ્ઞાનરહિત આ મુગ્ધ જીવ પરિભ્રમણ કરે છે. માટે મોહનો ત્યાગ હિતકારી છે. કહ્યું છે કે:-

**आया नाणसहावी, सदंसणसीलो विसुद्धसुहरूवो।**
**सो संसारे भमई, एसो दोसो खु मोहस्स ॥ १ ॥**

**जो उ अमुत्ति अकत्ता, असंग निम्मल सहावपरिणामी।**
**सो कम्मकवयबद्धो, दीणो सो मोहवसगत्ते ॥ २ ॥**

**ही दुक्खं आयभवं, मोहमप्पाणमेव धंसेई।**
**जस्सुदये णियभावं सुद्धं सव्वंपि नो सरई ॥ ३ ॥**

**અર્થ:**—જ્ઞાન સ્વભાવવાળો, સમ્યક્દર્શન અને ચારિત્રવાળો અને વિશુદ્ધ (કર્મફળ રહિત-આત્મિક) સુખસ્વરૂપ એવો આત્મા સંસારમાં ભમે છે, તે દોષ ખરેખર મોહનો છે. ૧.

અમૂર્તિક (અરૂપી), અકર્ત્તા, અસંગ, નિર્મળ અને સ્વભાવપરિણામી એવો જે આત્મા તે કર્મરૂપી બખ્તરમાં બંધાઈ, દીન થઈ મોહને વશ થઇ (હાથીની પેઠે) ખાડામાં પડયો છે. ૨

આત્મામાંથી ઉત્પન્ન થયેલો મોહ આત્માનો જ નાશ કરે છે એજ દુઃખ છે; જેના (મોહના) ઉદયમાં પોતાના સંપૂર્ણ શુદ્ધ સ્વભાવનું સ્મરણ પણ થતું નથી, એજ દુઃખ છે. ૩

આ પ્રકારે મોહનો વિસ્તાર જાણી તે તજવા યોગ્ય છે. આત્માનાં અશુદ્ધ પરિણામરૂપ મોહને ઉપચારથી મોહરાજા કહી '**अहं मम**' એવો તેનો મંત્ર જગતના જીવોને આંધળા કરનાર, જ્ઞાનચક્ષુને રોકનાર કહ્યો છે. '**अहं**' એટલે સ્વસ્વભાવને ભૂલી જવો, સ્વભાવથી ભ્રષ્ટ થવું, ઉન્મત્તતા, ગાંડપણ; પરભાવ કરવામાં કર્તાપણાનો અહંકાર તે **अहं**. પોતાના દ્રવ્યથી ભિન્ન જીવ-પુદ્ગલ આદિમાં 'આ મારૂં' એવા પરિણામને '**मम**' કહે છે. 'અહંમમ'રૂપ પરિણતિથી જેટલું બધું પર છે તે પોતાનું કર્યું; આ મોહથી થયેલો અશુદ્ધ ભાવ છે અને તે મોહને પ્રગટ કરનાર છે; શુદ્ધ જ્ઞાનરૂપી અંજનથી રહિત જીવોને તે સ્વરૂપનું અવલોકન કરવાની શક્તિનો નાશ કરનાર છે.

ખરેખર તેજ મંત્ર નકારપૂર્વક એટલે '**न अहं मम**' 'હું નહિ અને મારૂં નહિ'એ રૂપ પ્રતિમંત્ર-વિપરીત મંત્ર મોહને જીતી લે છે. પરભાવરૂપે હું નથી અને એ પર ભાવ મારા નથી. પરને પોતાનું માનવું તે ભ્રાંતિ છે. હવે યથાર્થ પદાર્થનું જ્ઞાન થવાથી હું પરનો સ્વામી નથી, પર ભાવો મારા નથી. વળી કહ્યું છે કે:—

**एगोहं नत्थि मे कोइ, नाहमन्नस्स कस्सवि ।**
**एवं अदीणमणसो, अप्पाणमणुसासई ॥ १ ॥**
**एगो मे सासओ अप्पा, नाणदंसणसंजुओ ।**
**सेसा मे बाहिरा भावा, सव्वेसंजोगलक्खणा ॥ २ ॥**
**संजोगमूला जीवेण, पत्ता दुक्खपरंपरा ।**
**तम्हा संजोगसंबंधं, सव्वं तिविहेण वोसिरे ॥ ३ ॥**

અર્થ:—હું એક (એકલો) છું મારૂં કોઈ નથી, બીજા

કોઈનો હું નથી; એ પ્રકારે દીનતા રહિત મનવાળો આત્માને ઉપદેશે, આજ્ઞામાં વર્તાવે. ૧

મારો આત્મા એક(લો) છે, શાશ્વત છે, જ્ઞાન-દર્શન સહિત છે, બાકીના બીજા પદાર્થો મારાથી ભિન્ન (બાહ્ય) છે, સર્વે સંયોગરૂપે ઓળખાય છે. ૨

જીવને દુઃખનો પ્રવાહ પ્રાપ્ત થતો રહ્યો તેનું મૂળ કારણ સંયોગ છે. તેથી સર્વ સંયોગો સંબંધ મન, વચન કાયારૂપ ત્રણે પ્રકારે તજું છું. ૩

એમ ભાવના કરીને આઠ દ્રવ્ય કર્મ, તન, ધન અને સ્વજનને ભિન્ન માનતાં, સ્વભાવમાં તન્મયતા કરવાથી, મોહજય થાય છે. માટે અહંભાવ, મમત્વભાવનો ત્યાગ ઈષ્ટ છે. ૧

**शुद्धात्मद्रव्यमेवाहं शुद्धज्ञानं गुणो मम।**
**नान्योऽहं न ममान्ये चे-त्यदो मोहास्त्रमुल्बणम् ॥ १ ॥**

**ભાષાર્થ:**—શુદ્ધ નિજ સત્તા વ્યવસ્થિત આત્મદ્રવ્યજ હું છું. વિભાવથી અશુદ્ધ નથી. કહ્યું છે કે:—

**" मग्गणगुणठाणे हि य, चउद्दस य हवंति तह असुद्धणया।**
**विण्णेया संसारी, सव्वे सुद्धा हु सुद्धणया ॥ "**

**અર્થ:**—માર્ગણા અને ગુણસ્થાનક અશુદ્ધનયથી, જીવને ચૌદ ચૌદ હોય છે, એમ સંસારી જીવો જાણવા; શુદ્ધનયથી સર્વ જીવો શુદ્ધ છે. શુદ્ધ કેવળ જ્ઞાન જ મારો ગુણ છે બીજો હું નથી, ધર્માસ્તિકાયાદિ પાંચ દ્રવ્ય મારાં નથી, એવું ધ્યાવવું તે મોહ હણવાનું આકરૂં શસ્ત્ર છે.

**અનુવાદ:**—

શુદ્ધ આત્મ સ્વરૂપ હું, શુદ્ધ જ્ઞાન ગુણ મુજ;
ના હું અન્ય, ન અન્ય મુજ, એ મોહાસ્ત્ર અતુચ્છ. ૨

**જ્ઞાનમંજરીઃ**—નિર્મળ, સકળ પુદ્ગલના સંયોગ સંબંધથી રહિત, જ્ઞાન-દર્શન-ચારિત્ર-વીર્ય-અવ્યાબાધ સુખ, અમૂર્તઆદિ અનંત ગુણપર્યાયમય અને નિત્ય આદિ અનંત સ્વભાવમય, અસંખ્ય પ્રદેશી, સ્વભાવ પરિણામી, સ્વરૂપનું કર્તાપણું, ભોક્તાપણું આદિ ધર્મો સહિત શુદ્ધ આત્મ દ્રવ્યજ હું છું. અનંત સ્યાદ્વાદ સ્વસત્તાના પ્રગટપણાના રસિયા, નિરંતર આનંદથી પૂર્ણ, પરમાત્મા, પરમ જ્યોતિરૂપ હું છું. નિરાવરણ, સૂર્ય-ચંદ્ર આદિની મદદ વિના પ્રકાશરૂપ, એક સમયે, ત્રણે કાળનાં અને ત્રણે લોકમાંના સર્વ દ્રવ્ય પર્યાયોના ઉત્પાદ વ્યય ધ્રૌવ્યને જાણનાર (કેવલ) જ્ઞાન મારો ગુણ છે. કર્તા જ્ઞાનનો છું, મારૂં કાર્ય જ્ઞાન છે, જ્ઞાન સાધનવાળો છું, જ્ઞાનદાન લેનાર પાત્ર પણ જ્ઞાનસ્વરૂપ છું, જ્ઞાનમાંથી જાણનારો છું, જ્ઞાનના આધારવાળો છું, જ્ઞાન એજ મારૂં સ્વરૂપ છે એમ જાણનાર; ધર્મ, અધર્મ, આકાશ, પુદ્ગલ પોતાનાથી અન્ય છે, બીજા જીવો, જીવ પુદ્ગલના સંયોગથી થયેલાં પરિણામ સર્વ અન્ય છે, તે હું નથી; એ પૂર્વોક્ત ભાવો મારાથી ભિન્નજ છે કારણ કે મારા દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ એ ચારેથી ભિન્ન છે. જે વ્યાપ્ય–વ્યાપક ભાવથી ભિન્ન હોય તે મારાં ન હોય. જે અસંખ્ય પ્રદેશે, સ્વક્ષેત્રે અભેદપણે સ્વપર્યાયરૂપ પરિણામ છે તે મારાં છે. સ્વસ્વરૂપે પોતાપણું, પરમાં પરપણાનાં પરિણામ–આવા ભેદ વિજ્ઞાનના ભેદથી મોહનો ક્ષય થાય છે, તેથી તેને મોહને છેદનાર હથિયાર કહ્યું છે. માટે સર્વ પરભાવથી ભિન્નપણું કરવા યોગ્ય છે. તેથીજ નિર્ગ્રંથો તજે છે આસ્રવને, ભજે છે ગુરુચરણોને, વસે છે વનોમાં, ઉદાસીન રહે છે કર્મના ઉદય વખતે, અભ્યાસ

કરે છે આગમોનો (શાસ્ત્રોનો), અનાદિકાળનો પરભાવ છેદવા માટે પ્રયત્ન હોય છે ઉત્તમ જનોનો. ૨

**यो न मुह्यति लग्नेषु भावेष्वौदायिकादिषु।**
**आकाशमिव पङ्केन, नाऽसौ पापेन लिप्यते ॥ ३**

**ભાષાર્થ**:—ઔદયિક આદિ એટલે પાંચ પ્રકારના કર્મોદય, ક્ષયોપશમઆદિ ભાવ પ્રસંગે જે સ્વભાવથી ચલિત ન થાય, રાગ, દ્વેષ, મોહથી મુંઝાય નહિ, તેને, જેમ આકાશ કચરાથી લેપાય નહિ તેમ, પાપ બંધાય નહિ. કામભોગ આદિ નિમિત્તમાત્રથી કર્મ બંધ નથી; પણ મોહમાં (પ્રત્યે) મોહ આવે છે (મોહમાં મીઠાશ આવે છે) તેથી કર્મબંધ છે. કહ્યું છે કે–ઉત્તરાધ્યાનમાંઃ—

**ण कामभोगा समयं उविंति, ण या विभोगा विगई उविंति ।**
**जो तप्पउ से अ परिग्गहे अ, समो अ जो तेसु वीअरागो ॥**

**ભાવાર્થ**:—કામભોગો આત્મા પાસે આવતા નથી, વળી તે ભોગો વિકાર કરતા પણ નથી; પણ જે તેમાં તત્પર (તન્મય–આકર્ષિત) બને છે, તેજ મૂર્ચ્છા (મોહ) કરે છે, ગ્રહણ કરે છે; તેમાં જે સમભાવ ધારણ ધરે છે તેને રાગ થતો નથી, તે વીતરાગ છે.

**અનુવાદ**:—

ઉદયાદિ ભાવો તકે, તન્મય થઇ ન મુંઝાય;
તો નભવત્ નિષ્પંક તે, પાપે ના લેપાય. ૩

**જ્ઞાનમંજરી**:—જે તત્ત્વવિલાસી જીવ, અશુદ્ધ પારિણામિક ભાવથી પરભાવ પ્રત્યે પ્રવર્તતા ક્ષયોપશમમાં કે શુભ

અશુભ કર્મના ઉદયરૂપ કર્મફળમાં—આત્માની સાથે એક ક્ષેત્રમાં રહેલાં કર્મો કે કર્મ ફળોમાં મોહ પામતા નથી, તન્મય થતા નથી એટલે ભેદજ્ઞાનરૂપ વિવેકથી પર સંયોગ તજે છે, અવશ્યકર્મના ઉદયમાં અવ્યાપક રહે છે, તે પાપથી એટલે કર્મથી બંધાતા નથી. જેમ આકાશમાં રહેલા કચરાથી આકાશને લેપ થઈ શકતો નથી, કેમકે આકાશરૂપ કચરો થઇ જતો નથી, તેમજ શમ, સંવેગ નિર્વેદ, વડે જેણે પરભાવને રોકેલ છે તે અવશ્ય ભોગવવા યોગ્ય કર્મના ફળરૂપ ઉદય ભોગવતાં છતાં તેમાં તન્મય પણે વ્યાપી જતો નહિ હોવાથી, નિર્લેપ રહે છે; કારણકે તે પૂર્વકર્મની નિર્જરા રૂપ કાર્ય કરે છે, પોતાનાં પરિણામોને કર્મના ઉદયથી ભિન્નપણે સાચવી રાખવાથી તેને પરભાવોનું કર્તાપણું નથી. 'અધ્યાત્મબિંદુ'માં કહ્યું છે:—

**स्वत्वेन स्वं परमपि परत्वेन जानन् समस्ता-ऽ**
**न्यद्रव्येभ्यो विरमणमिति यश्चिन्मयत्वं प्रपन्नः।**
**स्वात्मन्येवाभिरतिमुपनयन् स्वात्मशीली स्वदर्शी-**
**त्येवं कर्ता कथमपि भवेत् कर्मणो नैष जीवः ॥१॥**
**न कामभोगा समयं उवेंति,**
**नयावि भोगा विगई उवेंति।**
**जे तप्पओसी अ परिग्गही अ**
**सो तेसु मोहा विगइं उवेई ॥**

અર્થ:—આત્માપણે પોતાને અને પરપણે પરને જાણતાં, સર્વ અન્ય દ્રવ્યથી વિરામ પમાય છે એટલે ચૈતન્યપણાને પ્રાપ્ત થયેલા, પોતાના આત્મામાંજ રમણતા કરતા, નિજ આત્મ સ્વભાવવાન, આત્મદર્શી, આ આત્મા કર્મનો કર્તા કોઈ રીતે થાય નહિ. ૧

કામભોગો આત્માની પાસે આવતા નથી, તેમજ ભોગો કંઇ વિકાર કરતા નથી, જે તેનાથી દોષવાળો થાય છે, તેને ગ્રહણ કરે છે, તે તે ભોગોમાં મોહથી વિકાર પામે છે. ૨

એ પ્રકારે પર દ્રવ્યથી પ્રસન્ન નથી થતો તે આત્મા મુકાય છે, માટેજ સર્વસંગનો ત્યાગ કહ્યો છે. કારણકે અસંગ મુકાય અને નિમિત્તે મુંઝાય; મોહનો ત્યાગ કરવા ઇચ્છનાર ધન, સ્વજન, સ્ત્રી, ભોજન આદિને મોહનાં નિમિત્ત જાણી તજે છે; કારણના અભાવે કાર્યનો અભાવ થાય છે એમ પદાર્થોના આશ્રયથી થતી પરિણતિરૂપ ભાવઆસ્રવને રોકવારૂપ સંયમ છે; તેની રક્ષા અને વૃદ્ધિ માટે આસ્રવનો ત્યાગ મુનિઓને હિતકારી છે. ભાવના:—પરભાવ અભોગ્ય છે, અગ્રાહ્ય છે એમ જેણે અંગીકાર કર્યું તે તેમાં કેમ રમે? ૩

**पश्यन्नेव परद्रव्य-नाटकं प्रतिपाटकम् ।**
**भवचक्रपुरस्थोऽपि, नामूढः परिखिद्यति ॥ ४ ॥**

**ભાષાર્થ:**—અનાદિ અનંત કર્મપરિણામ-રાજાની રાજધાની સ્વરૂપ ભવચક્ર નામના નગરમાં રહેતાં છતાં પણ, એકેન્દ્રિય આદિ શહેરની દરેક શેરીએ જન્મ, જરા, મરણાદિરૂપ પુદ્ગલ દ્રવ્યનું નાટક જોતાં મોહરહિત પુરૂષ ખેદ પામે નહિ, **'खिद्यति काव्ये जडो न मौर्खे स्वे'** ઈત્યાદિ પાઠને પરસ્મૈપદ છે.

**અનુવાદ:—**

પ્રતિપોળે પરદ્રવ્યનું, નાટક દેખે તોય;
ભવપુરમાં રહેતાં છતાં, અમોહી ખિન્ન ન હોય. ૪

**જ્ઞાનમંજરી:**—સ્વરૂપથી ન છૂટે અને આત્મધર્મમાં

લીન રહે એવા તત્વજ્ઞાની 'અમૂઢ' કહેવાય છે; તે સ્વરૂપના સાધનમાં તત્પર હોય છે, એકેન્દ્રિય, બે-ઇન્દ્રિય ત્રિ-ઇન્દ્રીય, ચતુરિન્દ્રિય અને પંચ-ઇન્દ્રિય જીવોરૂપી શેરીઓમાં મનુષ્ય, તિર્યંચ, દેવ નરક રૂપ સર્વ સ્થાનોમાં જન્મ, જરા, મરણુ આદિ-રૂપ સંસ્થાન, નિર્માણુ, વર્ણુઆદિ અનેક ભેદોએ વિચિત્ર નાટક જ્ઞાની જોતા છતાં ખેદ પામતા નથી; પુદ્ગલકર્મના ફળની વિચિત્રતાને જાણેછે પણુ તેને પોતાનું સ્વરૂપ માનતા નથી તેથી તત્વજ્ઞાનીને ખેદ થતો નથી; ભ્રાન્તિમાં ભૂલેલાને ખેદ થાય છેજ. તત્વજ્ઞાની કેવાછે ? 'અમૂઢ' સંસારચક્રરૂપી શહેરમાં રહેતાં છતાં, એટલે અનાદિ કાળથી પોતાનાં કરેલાં કર્મના પરિણામરૂપ રાજાની રાજધાનીરૂપ ચાર ગતિવાળા ભવચક્રની મધ્યમાં રહ્યા છતાં આત્માને ભિન્ન જાણુનાર ખેદ પામતો નથી. "**खिद्यति काव्ये जड:**" એવા પાઠ સંસ્કૃતમાં છે તેથી પરસ્મૈપદ રૂપ '**खिद्यति**' પદ્યમાં વપરાય છે, એ વ્યાકરણુ દોષ નથી, આથી કર્મના ફળરૂપ વિચિત્રના ભોગવતાં છતાં જ્ઞાની ખેદરહિત રહે છે. જો કર્મ કરતી વખતે અરતિ, અનાદર નથી થતો તો ભોગવતી વખતે દ્વેષ શો કરવો ? ઉદય આવેલાં કર્મ ભોગવતી વખતે ઇષ્ટ, અનિષ્ટપણારૂપ પરિણામજ નવાં કર્મનું કારણુ છે. તેથી તેમાં તન્મયતા રહિત થવું; શુભ ઉદય પણુ આવરણુ છે, અશુભ ઉદય પણુ આવરણુ છે; ગુણુને આવરણુ કરવા રૂપે બન્ને સરખાં હોવાથી, ઇષ્ટ-અનિષ્ટતા શી કરવી ? ૪

**विकल्पचषकैरात्मा पीतमोहासवो ह्ययम ।**
**भवोच्चतालमुत्ताल-प्रपंचमधितिष्ठति ॥ ५ ॥**

**ભાવાર્થ:**—વિકલ્પરૂપ દારૂપીવાનાં પાત્રો (પ્યાલી-સીસા)

વડે આ આત્માએ અવશ્ય મોહરૂપી મદિરા પીધી છે, તે સંસારરૂપી દારૂના પીઠામાં હાથ ઉછાળીને તાળી દેવારૂપ ચાળા કરે છે.

અનુવાદ:—

મોહ મદિરાના ઘણા, વિકલ્પ-પ્યાલા પીધ;
ભવ-પીઠું દીઠું જીવે, ચાળા ચસ્કા કીધ.

**જ્ઞાનમંજરી:**—વિકલ્પ એટલે મનના તરંગોજ દારૂપીવાનાં વાસણ છે. તેનાથી ખરેખર આ જીવે મોહરૂપ દારૂ, માદકરસ પીધો છે. તે સંસારરૂપ દારૂડીઆઓના ક્ષેત્રમાં વારંવાર ઉંચા અવાજે તાળી આપવારૂપ ચેષ્ટા કરે છે. આથી મોહી જીવ દારૂ પીધેલાની પેઠે ચાળા કરે છે, પરને પોતાપણે અને પોતાને પરપણે માનતો, અકાર્ય કરવામાં પોતાને પ્રવીણ ગણી પ્રવર્તે છે, નિજ ઘરથી ભ્રષ્ટ થઇને ભમે છે. તેથી મોહત્યાગ શ્રેયસ્કર છે. ૫

**निर्मलस्फटिकस्येव, सहजं रूपमात्मनः ।**
**अध्यस्तोपाधिसंबंधो जडस्तत्र विमुह्यति ॥ ६ ॥**

**ભાષાર્થ**—નિર્મળ સ્ફટિક રત્નની પેઠે આત્મનું સ્વભાવસિદ્ધ ( સહજ ) સ્વરૂપ છે, ત્યાં સ્થાપ્યો છે ઉપાધિનો સંબંધ જેણે એવો ( જડ ) મૂર્ખ મુંઝાય છે. જેમ સ્ફટિક સ્વભાવે નિર્મળ છે, કાળા-રાતા ફૂલના યોગથી કાળું-રાતું કહેવાય, તેને સ્ફટિક સ્વભાવ-જાણે તે મૂર્ખ છે. તેમ શુદ્ધ આત્મ-દ્રવ્યને ઉપાધિ સંબંધે એકેન્દ્રિયાદિ ઉપાધિરૂપજ જાણે તે મૂર્ખ જાણવો. ઘણા મોહી જીવ પર વસ્તુમાં આત્મસ્વભાવને આરોપી સુખ માને છે, તે મિથ્યા સુખ છે.

**અનુવાદ:—**

સહજ આત્મ સ્વરૂપ તો, નિર્મલ સ્ફટિક સમાન;
પ્રાપ્ત ઉપાધિ-સંગમાં, ભૂલે જીવ અજ્ઞાન. ૬

**જ્ઞાનમંજરી:—**ઉપાધિ રહિત સ્ફટિક સમાન, જાણનાર દ્રવ્ય જે આત્મા તેનું ઉપાધિ રહિત સ્ફટિક સમાન, સ્વાભાવિક શુદ્ધ સ્વરૂપ છે. આથી વસ્તુત: આત્મા સ્ફટિકવત્ નિર્મળ, નિ:સંગજ છે. સંગ્રહ નયથી આત્મા પર ઉપાધિના સંગવાળોજ નથી; પરમ જ્ઞાયક, ચિદાનંદરૂપ છે. પ્રાપ્ત પુદ્ગલોના સંબંધથી થયેલી કર્મરૂપ ઉપાધિના સંબંધવાળો, અનેક રોગી, શોકાતુર અવસ્થાવાળો, વસ્તુસ્વરૂપથી અજાણ્યો જીવ ઉપાધિભાવમાં મુંઝાય છે, તન્મય થઈ જાય છે જેમ કાળા, ભૂરા, પીળા આદિ પુષ્પના સંયોગથી સ્ફટિક તન્મયપણે કાળા, ભૂરા, પીળા સ્વભાવનું મૂર્ખ જાણે છે, તેમ વસ્તુસ્વરૂપના જ્ઞાનથી રહિત જીવ, મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગના નિમિત્તે બાંધેલાં એકેન્દ્રિય આદિ નામ કર્મના ઉદયથી એકેન્દ્રિય આદિ અવસ્થાને પામેલાને એકેન્દ્રિયાદિ રૂપજ, માને છે, એકેન્દ્રિય, બેઇન્દ્રિય, ત્રિઇન્દ્રિય, ચતુરિન્દ્રિય કે પંચેન્દ્રિય હું છું એમ જાણે છે; પરંતુ પોતાના શુદ્ધ, સચ્ચિદાનંદ, નિર્મળ સ્વરૂપને જાણતો નથી, તે મૂર્ખપણાની પરિણતિ છે. જેમ રત્નનો પરીક્ષક (ઝવેરી) ખાણમાંના મેલા આવરણવાળા, માટીવાળા રત્નને રત્નરૂપે ઓળખે છે તેમ જ્ઞાનાવરણ આદિથી ઢંકાયેલા તદાકારરહિત, જ્ઞાનજ્યોતિવાળા, પૂર્ણ પ્રકાશ રહિત આત્માને પણ, પૂર્ણાનંદ, સહજ અકૃત્રિમ આનંદથી-ભરપૂર, સર્વજ્ઞ, સંપૂર્ણ તત્ત્વસ્વરૂપ સહિત છે એવો સમ્યક્ જ્ઞાનના બળથી નિર્ણય કરે છે. આથી આત્મા

શુદ્ધજ શ્રદ્ધવા યોગ્ય છે, ઉપાધિ દોષ હોવા છતાં તન્મયપણાનો અભાવ હોવાથી સંસર્ગથી થયેલા દોષથી જુદોજ છે એમ નિર્ણય કરવા યોગ્ય છે. ૬.

મોહને લઇને જીવ પર વસ્તુને પોતાના રૂપે માનીને આરોપાયેલા (કલ્પેલા) સુખને સુખરૂપે અનુભવે છે; પરંતુ ભેદજ્ઞાની આરોપિત સુખને દુઃખરૂપજ માને છે માટે તે ભૂલ નિવારવા ઉપદેશતાં કહે છે:—

**अनारोपसुखं मोहत्यागादनुभवन्नपि ।**
**आरोपप्रियलोकेषु वक्तुमाश्चर्यवान् भवेत् ! ॥ ७ ॥**

**ભાષાર્થ:**—આરોપ રહિત સ્વભાવનું સુખ, મોહના ક્ષયોપશમથી યોગી અનુભવતો હોવા છતાં, આરોપ જેને પ્રિય છે એટલે જૂઠું મીઠું જાણે એવા લોકોને વિષે (તે સુખ) કહેવામાં (તેને) આશ્ચર્ય થાય, હેરત પામે.

**અનુવાદ:**—

મોહ ત્યાગતાં અનુભવે, સ્વભાવસુખ અચુક;
જૂઠું મીઠું લોકનું, સુખ કહે જ્ઞાની સુખ? ૭

**જ્ઞાનમંજરી:**—સ્વગુણરૂપ જ્ઞાનના નિધારથી પ્રગટતું સહજ (અકલ્પિત) સુખ મોહના ક્ષયોપશમથી અનુભવતાં છતાં આરોપિત (કલ્પિત) સુખ જેને પ્રિય છે તે લોકોમાં આરોપ સુખ કહેતાં જ્ઞાનીને તેનું માહાત્મ્ય ભાસે? આશ્ચર્ય લાગે? ન લાગે. જેણે આરોપિત સુખ પ્રાપ્ત કર્યું છે તે આરોપ સુખમાં આશ્ચર્યવાન ચમત્કારવાન થાય; તે તેને અપૂર્વ, અદ્ભુત લાગે; અથવા અનારોપિત (સહજ) સુખના અનુભવનારને આ-

રોપપ્રિય લોકોની આગળ આરોપિત સુખને સુખ છે એમ કહેતાં આશ્ચર્ય થાય છે, કહી શકતા નથી. કારણ કે તે સુખમાં સુખ નથી, સુખનું કારણ પણ તે નથી, ખરી રીતે દુઃખરૂપ છે તેને સુખ નામે લોકોમાં કહેવું પડે છે છતાં પોતાને આશ્ચર્ય થાય છે કે આ મેં શું કહ્યું? એ સુખ તો છે નહિ. કારણ કે પરથી ઉત્પન્ન થતું સુખ સુખનો આભાસ છે; મોહનું કારણ હોવાથી દૂર કરવા યોગ્ય છે; પુદ્ગલિક સુખમાં સુખ માનવારૂપ ભ્રાંતિજ* અભ્યંતર મિથ્યાત્વ (અંતરંગ-ભાવ મિથ્યાત્વ) છે.

**यश्चिद्दर्पणविन्यस्त-समस्ताचारचारुधीः ।**
**क नाम स्वपरद्रव्येऽनुपयोगिनि मुह्यति ॥ ८ ॥**

**ભાષાર્થ:**—જ્ઞાનરૂપ દર્પણને વિષે જેણે જ્ઞાનાદિક પાંચ આચાર ગ્રહ્યા છે, પ્રતિબિંબિત કર્યા છે, તેથી જેની બુદ્ધિ મનોહર છે, એવા પુરૂષ બિન ઉપયોગી (કામ ન આવે તેવા) પર દ્રવ્યમાં ભલા ક્યાં મુંઝાય? નજ મુંઝાય.

**અનુવાદ:**—

જ્ઞાન-દર્પણે જો દિસે, પંચાચાર અભેદ;
તો તે સુજ્ઞ ન મોહવશ, શું પર દ્રવ્યે ખેદ! ૮

**જ્ઞાનમંજરી:**—સર્વ પદાર્થ જેમાં દેખાય એવા જ્ઞાનરૂપ આરીસામાં રહેલા સ્થપાયેલા જ્ઞાનાદિ આચારોથી જેની બુદ્ધિ મનોહર છે એવા આગમને અનુકૂળ આશયવાળા પુરૂષ, પુદ્ગલાદિ કોઈ કામમાં ન આવે તેવાં નિરર્થક પર દ્રવ્યોમાં ક્યાં મોહ કરે? જે જ્ઞાન આદિ પાંચ આચાર વડે સંસ્કાર પામેલા

* "બાહ્ય પરિગ્રહ ગ્રંથિ છે, અભ્યંતર મિથ્યાત્વ" શ્રીમદ્ રાજચંદ્ર

ઉપયોગવંત પુરૂષ જ્ઞાન દર્પણમાં આત્માના આનંદને દેખે છે તે પર દ્રવ્યમાં કેમ મોહ પામે? નજ પામે. તત્વજ્ઞાનથી રહિત, અનાદિ મિથ્યાત્વ અને અવિરતિ સહિત તથા સ્વરૂપના અનુભવ વિનાના જીવોનેજ પરદ્રવ્યનો અનુભવ છે; તેમાં સુખની ભ્રાંતિરૂપ મોહ છે.

સ્વભાવરૂપ ધર્મના નિર્ણય, જ્ઞાન અને રમણરૂપ અનુભવના સુખરસમાં લીન થનારાઓને મોહ હોતો નથી; તેથી આત્મસ્વરૂપમાં લીનતા જ મોહ ત્યાગવાનો ઉપાય છે. માટેજ અનાદિ ભ્રાન્તિને દૂર કરીને આત્માના અનુભવમાં રસિકતાવાળા થવું. આત્મસ્વરૂપની શ્રદ્ધા, જ્ઞાન અને રમણતારૂપ અનુભવવાળા રહેવા યોગ્ય છે. એમ આગમના શ્રવણથી અને કુસંગના ત્યાગથી તત્ત્વજ્ઞાન, તત્ત્વજ્ઞાનના બળથી તત્ત્વરૂચિ, સંયોગોથી થયેલું સર્વ અનિત્ય, અશરણ, સંસારનું કારણ, આત્મા એકલો, સર્વ અન્યપદાર્થો આત્માથી ભિન્ન, અન્યરૂપ, પરનો સ્પર્શ એજ અશુચિ, પરને અનુસરવું તે આસ્રવ, સ્વરૂપને અનુસરવારૂપ સંવર, ઉદીરણાનાં કારણોમાં મગ્ન ન થવું ઇત્યાદિ પરિણતિવડે મોહને ત્યાગવા યોગ્ય છે. ૮

---

## ૫. જ્ઞાનાષ્ટક.

**मज्जत्यज्ञः किलाज्ञाने विष्टायामिवशूकरः ।**
**ज्ञानी निमज्जति ज्ञाने मराल इव मानसे ॥ १ ॥**

**ભાષાર્થ:**—જેમ સૂવર (ભૂંડ) વિષ્ટામાં મગ્ન થાય છે, તેમ ખરેખર અજ્ઞાની અજ્ઞાનમાં મગ્ન છે; જેમ રાજહંસ માનસરોવરમાં મગ્ન રહે છે તેમ જ્ઞાની જ્ઞાનમાં અત્યંત મગ્ન રહે છે.

**અનુવાદઃ—**

ભૂંડ રમે વિષ્ટા વિષે, અજ્ઞાને મૂઢ મગ્ન;
માનસ સરમાં હંસસમ, જ્ઞાની જ્ઞાને લગ્ન. ૧

**જ્ઞાનમંજરીઃ**—મોહનો ત્યાગ જ્ઞાનથી થાય છે. તેથી જ્ઞાનાષ્ટક લખે છે. પ્રથમ જ્ઞાનનું લક્ષણ કહે છે, " જેનાથી જણાય છે તે જ્ઞાન, વ્યવહારે અવિરોધરૂપ, સર્વપદાર્થને સમજવારૂપ, સામાન્ય અને વિશેષ સ્વરૂપવાળા પદાર્થોના સમૂહમાં વિશેષની સમજરૂપ લક્ષણવાળું જ્ઞાન છે. " વળી 'ઉત્તરાધ્યયન' શાસ્ત્રમાં કહ્યું છેઃ-

**एयं पञ्चविहं नाणं, दव्वाण य गुणाण य ।**
**पज्जवाणं च सव्वेसिं नाणं नाणीहिं देसियं ॥**

( अ. २८. गा० ५ )

અર્થઃ—જ્ઞાની પુરુષોએ, દ્રવ્યો, ગુણો અને સર્વ પર્યાયો (પદાર્થ અને ગુણની પલટાતી અવસ્થાઓ)ને જાણવારૂપ જ્ઞાન ઉપદેશ્યું છે, તે જ્ઞાન આ પાંચ પ્રકારનું છે. ( મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, મનઃપર્યયજ્ઞાન અને કેવળજ્ઞાન )

કોઈ જીવનું 'જ્ઞાન' દાસ એવું નામ પાડવું તે નામ નિક્ષેપે જ્ઞાન છે, તે શબ્દથી બોલાવવારૂપ છે. સિદ્ધચક્ર આદિમાં જ્ઞાનપદની સ્થાપના તે સ્થાપના નિક્ષેપ જ્ઞાન છે. દ્રવ્યજ્ઞાન તો આગમ દ્વારા જ્ઞાન પદ જેણે જાણ્યું છે તેનો તેને જ્યારે ઉપયોગ (લક્ષ) ન હોય ત્યારે તે આગમ દ્રવ્યજ્ઞાન કહેવાય. નોઆગમ દ્રવ્યજ્ઞાન ઉપાગરહિત અવસ્થાને કહે છે, એમ ભાવાર્થ છે. તેમજ પુસ્તકમાં લખેલું તે દ્રવ્યજ્ઞાન છે. અથવા વાચના, પૃચ્છના,

પરિવર્તના, ધર્મકથા, અનુપ્રેક્ષા આદિ દ્રવ્યજ્ઞાન છે.ભાવજ્ઞાન તો ઉપયોગની પરિણતિ, મતિઆદિ પ્રકાર, સ્વપરનો વિવેક કરનાર છે. પરિચ્છેદ, અવલોકન, ભાસન આદિ જ્ઞાનના પર્યાય-વાચી (બીજાં નામરૂપ) શબ્દો છે.

ભાષા આદિ સ્કંધનું જ્ઞાન તે નૈગમનયે જ્ઞાન કહેવાય, અભેદ ઉપચારથી સર્વ જીવનું જ્ઞાન તે સંગ્રહનયે જ્ઞાન છે; પુસ્તક આદિનું જ્ઞાન તે વ્યવહારનયે જ્ઞાન છે.

ઋજુસૂત્રનયે જ્ઞાન તો તેના પરિણામના સંકલ્પરૂપ જ્ઞાન, અથવા જ્ઞાનના હેતુરૂપ વીર્ય છે, નૈગમ, સંગ્રહ અને વ્યવહારથી આત્મા ક્ષયોપશમરૂપ જ્ઞાન વિભાગની પ્રવૃત્તિવાળો છે. ઋજુસૂ-ત્રનયે વર્તમાન બોધ; યથાર્થ-અયથાર્થરૂપ બન્ને જ્ઞાન છે; શબ્દ-નયથી સમ્યક્દર્શન સહિત યથાર્થ બોધરૂપ લક્ષણવાળું, કાર્ય કાર-ણની અપેક્ષાવાળું, સ્વ અને પરને પ્રકાશનાર, સ્યાદ્‌વાદ સહિત, મુખ્યતા, ગૌણતાદિયુક્ત સમ્યક્જ્ઞાન કહેવાય. સમભિરૂઢનયે સર્વજ્ઞાનના વચનના પર્યાયની શક્તિની પ્રવૃત્તિરૂપ જ્ઞાન છે. એવંભૂતનયથી મતિ આદિના સ્વસ્વરૂપની પૂર્ણતારૂપ જ્ઞાન, ખરી-રીતે તો, કેવળજ્ઞાન એવંભૂત જ્ઞાન છે. વળી મિથ્યા દર્શનમાં પણ વિપર્યાસ (ભ્રાંતિ) સહિત જ્ઞાન તે કુજ્ઞાન છે; તે મોહના ત્યાગનું કારણ નથી. માટે સમ્યક્ દર્શનપૂર્વક, સ્વસ્વરૂપ ઉપા-દેય છે અને અન્ય ભાવ હેય છે એવા ઉપયોગરૂપ લક્ષણવાળું સમ્યક્જ્ઞાન, સંસારપ્રત્યે ઉદાસીનતાનો હેતુ હોવાથી, અહિં ગ્રહણ કર્યું છે. કહ્યું છે કે:-

"तज् ज्ञानमेव न भवति, यस्मिन्नुदिते विभाति रागगणः ॥
तमसः कुतोऽस्ति शक्तिर्दिनकरकिरणाग्रतः स्थातुम् ॥ "

**અર્થ:**—જે જ્ઞાનના ઉદય વખતે રાગનો સમૂહ દેખાય, તે જ્ઞાનજ નથી; સૂર્યના કિરણ આગળ ઉભા રહેવાની અંધકારમાં શક્તિ કયાંથી હોય?

માટે તત્ત્વની સમજણરૂપ જ્ઞાન આત્માના સ્વસ્વભાવને પ્રગટ કરવાનું કારણ છે, મોક્ષ-માર્ગનું મૂળ છે; "જ્ઞાન અને ક્રિયાવડે મોક્ષ થાય છે" (**ज्ञानक्रियाभ्यां मोक्षः**) '**पढमं नाणं तओ दया, एवं चिट्ठइ सव्वसंजए**'-પ્રથમ જ્ઞાન અને પછી દયા એમ સર્વ સંયમે વર્તો, એ પ્રકારે જ્ઞાનનું સ્વરૂપ છે, અહિં અનુપ્રેક્ષા સહિત સ્પર્શ-જ્ઞાનનો અવસર છે તે કહેવાય છે.

સ્વભાવ અને વિભાવના વિવેક વિનાનો અજ્ઞાની, ખરેખર અયથાર્થ ઉપયોગરૂપ એ જ્ઞાનમાં મગ્ન થાય છે એટલે યથાર્થ જ્ઞાન જેને નથી તે અયથાર્થમાં લીન છે. કોની પેઠે? જેમ વિષ્ટામાં ભૂંડ મગ્ન થઇ જાય છે, તેમ અજ્ઞાની નહિ ભોગવવા યોગ્ય, આત્મગુણને આવરણ કરનાર કારણરૂપ પર વસ્તુમાં, સાતા આદિના ઉદયમાં, ઈન્દ્રિયોના વિષયોમાં લીન થઈ જાય છે. યથાર્થ સમજણવાળા જ્ઞાની તત્ત્વની સમજણરૂપ જ્ઞાનમાં, આત્મસ્વરૂપમાં તન્મય થાય છે.

આત્મસ્વરૂપની સમજણરૂપ અનુભવમાં લીન થયેલા પુરૂષો, ઈન્દ્રઆદિને આશ્ચર્ય પમાડનાર મનોહર શબ્દ આદિ વિષયોને તરણા તુલ્ય ગણે છે, સ્વરૂપે રમે છે, ભીષ્મ ગ્રીષ્મના તાપથી તપેલી શિલા ઉપર ઉભેલા છતાં શીતળીભૂત અંતઃ-કરણવાળા છે, લક્કડિયું હિમ પડે ત્યારે પણ જે કંપી ઉઠતા નથી, અડોલ રહે છે. આખા જગતને ખળભળાવી મૂકે તેવા

ઉત્પાતોમાં પણ જે ક્ષોભ પામતા નથી પણ આત્મતત્ત્વનું ધ્યાન કરે છે, ચિંતવન કરે છે સ્વગુણ પર્યાયનું, ઇન્દ્રના વૈભવની સરખામણી કરે તેવા ચક્રવર્તીના વિલાસોને તે તજે છે. શું કહેવું? આત્માના આનંદની સમજણના રસિયા સત્પુરૂષોને બીજું બધું દુષ્ટ લાગે છે. યથાર્થ સંપૂર્ણ પ્રત્યક્ષ આત્માના રસિયા સત્પુરૂષો સહન કરે છે પરીષહોને, શરૂ કરે છે શ્રેણી, અને વિસ્તારે છે સ્વરૂપમાં લીનતારૂપ ધ્યાન; માટે જ્ઞાનનો સ્વાદ લેનાર મહાપુરૂષોનેજ ધન્ય છે. 'સંવેગરંગશાળા' માં કહ્યું છેઃ–

**ते धन्ना सुकयत्था, जेसिं नियतत्त बोहरुइ जाया।**
**जे तत्त बोहभोइ, ते पुज्जा सव्व भव्वाणं ॥ १ ॥**
**जेसिं निम्मलनाणं, जायं तत्तसहावभोगित्तं।**
**ते परमातत्त सुही, ते सिं नामंपि सुहुयरं ॥ २ ॥**

**અનુવાદઃ**—(અનુષ્ટુપ)

આત્મબોધ રૂચિ જાગી, તો ધન્ય કૃતકૃત્ય તે;
જે આત્મજ્ઞાનના ભોગી, તે સૌને અતિ પૂજ્ય છે. ૧
નિર્મળ જ્ઞાનની પ્રાપ્તિ, ભોગી આત્મ સ્વભાવના;
મહા સુખી મહાત્મા તે, શ્રેય દે નામ તેમનાં. ૨

જે સ્વતત્ત્વજ્ઞાનના રસિક છે તેમનો જન્મ અને જીવન સફળ છે. માટે જેમ રાજહંસ માનસરોવરમાં મગ્ન રહે છે, તેમ જ્ઞાની જ્ઞાનમાં મગ્ન રહે છે. ૧

**निर्वाणपदमप्येकं भाव्यते यन्मुहुर्मुहुः।**
**तदेव ज्ञानमुत्कृष्टं निर्बंधो नास्ति भूयसा ॥ २ ॥**

**ભાવાર્થઃ**—એક પણ મોક્ષના સાધનરૂપ વચન, વારં-

વાર જે ભાવીએ (આગમે, શ્રુતયુક્તિએ મનનું વારંવાર સ્મરણ રૂપ નિદિધ્યાસન દેખાડયું), તેજ ઉત્કૃષ્ટ જ્ઞાન છે;( કેમકે તેથી તત્ત્વજ્ઞાન ઉપજે. 'સામાયિક' પદ માત્ર ભાવવાથી અનંત સિદ્ધ થયેલા સાંભળીએ છીએ ) ઘણું ભણ્યાનો આગ્રહ નથી. ભાવનારૂપ જ્ઞાન થોડું હોય તોપણ તે ઘણું છે અને તે વિનાનું ઘણું જ્ઞાન પણ પોપટપાઠ જેવું છે.

**અનુવાદ:—**

એક પદ પણ મોક્ષ દે, ભાવ્યાથી બહુ વાર;
તેજ ઉત્તમ જ્ઞાન ગણ, બહુ શ્રુત હઠ ના ધાર. ૨

**જ્ઞાનમંજરી:—**મોક્ષ-કર્મરહિત દશા-ના કારણરૂપ એક પદ પણ, સ્યાદ્વાદની અપેક્ષાવાળું વારંવાર આત્મામાં તન્મય થઈ ભાવવું; એટલે વાચના, પૃચ્છના, પરિવર્તના, અનુપ્રેક્ષા, ધર્મચિંતન, પરિશીલન, નિદિધ્યાસનરૂપે કરણ, કર્તાપણું, કારણપણું, આધારપણું, આસ્વાદન (રસસ્વાદરૂપ આત્મસુખનો અનુભવ), વિશ્રામ

(" વસ્તુ વિચારત ધ્યાવતેં, મન પાવે વિશ્રામ;
રસ સ્વાદત સુખ ઉપજે, અનુભવ યાકો નામ" ),

સ્વરૂપમાં એકતા ('જ્ઞાન દર્શન ચારિત્રની શુદ્ધતારે એકપણે અને અવિરૂદ્ધ, મૂળમારગ સાંભળો જિનનોરે'), જેથી આત્મા સ્વરૂપમાં લીન થાય, અનાદિથી નહિ ચાખેલું આત્મસુખ અનુભવે તેજ ઉત્કૃષ્ટ જ્ઞાન છે. તેવા પદનોજ અભ્યાસ કર્યો તો બાકીના વાણીના વિસ્તારરૂપ ઘણા જ્ઞાનનો આગ્રહ શું રાખવો? ઘણા કથનજ્ઞાનનો શાસ્ત્ર અભિનિવેશ શા કામનો

છે? ભાવનારૂપ જ્ઞાન થોડુંજ હોય તો પણ અમૃત તુલ્ય અનાદિનાં કર્મરૂપ રોગને હરવા સમર્થ છે ૨

**स्वभावलाभसंस्कार-कारणं ज्ञानमिष्यते।**
**ध्यान्ध्यमात्रमतस्त्वन्यत् तथा चोक्तं महात्मना ॥ ३ ॥**

**ભાષાર્થ:**—આત્મસ્વભાની પ્રાપ્તિના સંસ્કાર (સદ્વાસના)-નું કારણ (એટલે થોડે ઘણે વીતરાગ વચનની ઈચ્છાથી તે વીતરાગ સ્મરણે આત્મામાં તન્મય થવાનું કારણ) જે જ્ઞાન તે ઇચ્છીએ છીએ; એથી અધિકું જે ભણવું તે માત્ર બુદ્ધિને* અંધ કરનાર છે; તે પ્રકારે મહાત્મા પતંજલિ ઋષિએ કહ્યું છે. પ્રથમ યોગ દૃષ્ટિની અપેક્ષાએ (અદ્વેષ ગુણે) એને મહાત્મા કહી બોલાવ્યો.

**અનુવાદ:—**

જે નિજ ભાવ દઈ કરે, વીતરાગતારૂપ;
તેજ જ્ઞાન જ્ઞાની ગણે, બીજું ઝાંખપરૂપ ૩

**જ્ઞાનમંજરી:**—જ્ઞાનાદિ અનંતગુણું પર્યાયરૂપ સ્વભાવની પ્રાપ્તિના સંસ્કાર (સદ્વાસના)ને પ્રગટ કરનાર અથવા તેનું સદૈવ સ્મરણ કરાવનાર, નિરંતર તેમાં ઉપયોગ જેથી રહે તેવું જ્ઞાન જ ઇચ્છીએ છીએ. કારણકે તેથી આત્મતત્ત્વનો લાભ થાય છે.

---

* "શ્રવણ એ પવનની લહેર માફક છે. તે આવે છે અને ચાલ્યું જાય છે. મનન કરવાથી છાપ બેસે છે. અને નિદિધ્યાસન કરવાથી ગ્રહણ થાય છે. વધારે શ્રવણ કરવાથી મનન શક્તિ મંદ થતી જોવામાં આવે છે."

શ્રીમદ્ રાજચંદ્ર

બીજું બધું વાણીના વિલાસરૂપ, સ્વસ્વરૂપને નહિ સ્પર્શતું બાહ્યજ્ઞાન, લૌકિક કે લોકોત્તર શાસ્ત્રોના વિકલ્પરૂપ બધું વ્યાક્ષેપ રૂપ બુદ્ધિની અંધતારૂપ છે. જે જ્ઞાન આત્મા અને પરના વિવેક માટે તથા આત્મામાં એકતા અને પરના ત્યાગને અર્થે ન વપરાય તે બધું જંગલમાં પોક મૂકવા સમાન છે તેમજ હરિભદ્રપૂજ્ય કહે છે.

**अकुत्थासंयतं नाणं सुअपाठुव्व विन्नयं ।**

નિ:સાર ઘણું જ્ઞાન પોપટિયા પાઠ સમાન જાણવું.

અનુયોગદ્વારમાં:—

**यो० द्र० - सिक्खं यं ठियं मियं जायं जाव गुरुवयणोवगयं वायणाए पुच्छणाए परिअट्टणाए धम्मकहाए नो अणुप्पेहाए ता दव्व सुअं ।**

**અર્થ**:—વાચના, પૃચ્છના, પરિવર્તના, ધર્મકથા દ્વારા ગુરુવચન વડે શિખવાડેલું, સ્થિર કરેલું, સ્મરણમાં રાખેલું, પ્રગટ કરેલું જ્યાંસુધી અનુપ્રેક્ષાથી ભાવરૂપ થયું નથી ત્યાં સુધી તે દ્રવ્યશ્રુત છે.

એમ ચેતનાનો ક્ષયોપશમ પામી ચાર સંજ્ઞા (આહાર, ભય, મૈથુન અને પરિગ્રહ) માં, આ લોકની ઇચ્છાથી, પરલોકની આશાથી શું શું પ્રવર્તન થતું નથી ? પરંતુ જે સર્વ પુદ્ગલોથી કંટાળ્યો છે અને સ્વ સ્વભાવનો ઇચ્છક છે તે યથાર્થ સમજણથી આત્માને જાણે છે તે જ્ઞાન છે, ત્યાં સ્વસાધ્યની સિદ્ધિ માટે ઉદ્યમ કરવા યોગ્ય છે. કહ્યું છે કે:—

**आत्माज्ञानभवं दुःखं आत्मज्ञानेन हन्यते ।**
**अभ्यस्यं तत्तथा तेन येनात्मा ज्ञानमयो भवेत् ॥ १ ॥**

અનુવાદ:—

આત્મજ્ઞાન વિના દુઃખી, આત્મજ્ઞાને સુખી સદા;
જ્ઞાન અભ્યાસથી પોષો, આત્મા જ્ઞાની થશે તદા. ૧

**स्वल्पज्ञानेन नो शांतिं याति ह्यनात्मनां मनः।**
**स्तोकं वृष्ट्या यथा तप्तभूमिरुष्मायतेतराम् ॥ २॥**

અનુવાદ:—

અલ્પજ્ઞાને નહિ શાંન્તિ, જ્ઞાનગર્વિષ્ટના ઉરે;
થોડી વૃષ્ટિ થતાં ભૂમિ, બાફથી ઘામને પૂરે. ૨

માટે નિર્દોષ, નિસ્પૃહ અને આત્મજ્ઞાનમાં રસિકતાવાળા થવું જોઇએ; તે માટેજ અંગ-ઉપાંગનો અને યોગ-ઉપધાનનો અભ્યાસ મુનિઓને કહ્યો છે. એમ મહાત્મા પતંજલિ આદિએ અને યશરૂપ ધનમાં કુશળ શ્રીહરિભદ્રસૂરિએ 'યોગદૃષ્ટિ સમુચ્ચય' માં કહ્યું છે. ૩

**वादांश्च प्रतिवादांश्च, वदन्तोऽनिश्चितांस्तथा।**
**तत्त्वान्तं नैव गच्छन्ति, तिलपीलकवद् गतौ ॥ ४ ॥**

**ભાષાર્થ:**—પૂર્વપક્ષ અને ઉત્તરપક્ષના અનિર્ધારિત અર્થવાળા વાદવિવાદો કરનારા, છ માસ સુધી કંઠશોષ કરે (ગુરુ-શિષ્યનો એક વાદ વિવાદ છ માસ સુધી ચાલ્યો હતો તેમ) પણ ગતિમાં પ્રવર્તતા ઘાંચીના બળદની પેઠે તત્ત્વના પારને પામે નહિ.

દુહો:—

પઢયે પાર કહાં પાવતો, મિટી ન મનકી આશ;
જ્યૂં કોલૂકે બેલકો, ઘર હિ કોશ પચાશ. ૪

અનુવાદ:—

અનિર્ણિતરૂપ જે કરે, વાદવિવાદ અપાર;
સ્વાનુભવ પામેજ નહિ, બેલ ઘાંચીના ધાર. ૪

**જ્ઞાનમંજરી:**—પરને હરાવવાની ને પોતાના જયની ઈચ્છાથી પૂર્વપક્ષ, ઉત્તરપક્ષરૂપ શુષ્ક વાદવિવાદાદિ કરનારા વસ્તુધર્મરૂપ તત્ત્વનો પાર પામતા નથી. કેવા વાદો કરે છે? પદાર્થના સ્વરૂપનો નિર્ધાર જે વાદોમાં કરવો નથી તે વાદો વદતાં પોતાના આત્યંતિક, અકૃત્રિમ ( સહજ ) આત્મજ્ઞાનના અનુભવને તેઓ નથી જ પામતા. કોની પેઠે? ઘાંચીના બળદની પેઠે ગોળગોળ ફરતાં છતાં માર્ગ કપાતો નથી; તેમ તત્ત્વજ્ઞાનની અભિલાષા વિનાના જીવને અનેક શાસ્ત્રો શીખવાનો પરિશ્રમ વેઠવા છતાં તે વેઠરૂપ થાય છે, તત્ત્વના અનુભવનો સ્પર્શ થતો નથી. માટે યથાર્થ તત્ત્વજ્ઞાનની રૂચિવાળા થવું ઘટે છે. ૪

**स्वद्रव्यगुणपर्याय-चर्या वर्या परान्यथा।**
**इति दत्तात्मसन्तुष्टिर्मुष्टिज्ञानस्थितिर्मुनेः ॥ ५ ॥**

**ભાષાર્થ:**—પોતાના શુદ્ધ આત્મ દ્રવ્યમાં, પોતાનાજ શુદ્ધ જ્ઞાન, દર્શન, ચારિત્ર ગુણોમાં અને પોતાના શુદ્ધ અર્થ-વ્યંજન પર્યાયોમાં પરિણુતિ (ચર્યા) ભલી છે; પર દ્રવ્ય, ગુણુ, પર્યાયમાં પરિણામ-ગ્રહણ, ઉત્પત્તિરૂપ ચર્યા તે ભલી નથી. એ પ્રકારે દીધો છે આત્માને સંતોષ જેણે એવા મુનિના સંક્ષેપ રહસ્ય ( મુષ્ટિ ) જ્ઞાનની મર્યાદા છે, કહ્યુ છે કે " **आत्मैव दर्शनज्ञानचारित्राण्यथवा यतेः** " ઈત્યાદિ: અથવા આત્માજ મુનિનાં દર્શન જ્ઞાન ચારિત્ર છે.

અનુવાદ:—

દ્રવ્ય, ગુણુ, પર્યાય, નિજ, તેમાં તન્મય સ્વાદ;
અન્ય અકાર્ય ગણે મુનિ, જ્ઞાન-મુઠી મર્યાદ. ૫

**જ્ઞાનમંજરી:**—ગુણુના આશ્રયરૂપ (સ્વદ્રવ્ય) શુદ્ધ આત્મામાં, એકદ્રવ્યને આશ્રયે રહેલા સહભાવી અનંત પર્યાયો સહિત જ્ઞાન-દર્શન-ચારિત્ર સ્વરૂપ સ્વગુણોમાં અને અર્થ-વ્યંજન ભેદે દ્રવ્ય, ગુણુ બન્નેના આશ્રયે ઓળખાતા સ્વપર્યાયોમાં અભેદ પરિણામે વર્તવું (ચર્યા) તે શ્રેષ્ઠ છે; સ્વદ્રવ્ય-ગુણુ-પર્યાયમાં પરિણમવું તે આત્મહિત છે.

**आया सभावनाणी, भोइ रमई विवत्थुधम्मंमि ।**
**सो उत्तमो महप्पा, अवरे भवसूयरा जीवा॥**

**અર્થ:**—જે આત્મા સ્વભાવના જ્ઞાતા, સ્વભાવના ભોક્તા અને વસ્તુસ્વભાવરૂપ ધર્મમાં રમણુતા પણુ કરનારા છે, તે ઉત્તમ મહાત્મા છે. બીજા જીવો તો સંસારમાં સૂવર સમાન છે.

પર દ્રવ્ય-ગુણુ-પર્યાયનું સ્મરણુ વા અનુભવસ્વરૂપ પરિણામની પરંપરા અકર્તવ્યરૂપ, અહિતકારી છે. પરભાવરૂપ પરિણામજ સંસારમાં ભ્રમણુ કરાવનાર છે, કહ્યું છે કે:--

**परसंगेण बंधो, मुक्खो परभावचायणे होई ।**
**सव्वदोसाणमूलं, परभावाणुभवपरिणामो ॥**

**અર્થ:**—પરના સંગથી બંધ થાય છે, પરભાવના ત્યાગથી મોક્ષ થાય છે; પરભાવના અનુભવરૂપ પરિણામ સર્વ દોષોનું મૂળ છે. તેથીજ દેશવિરતિવંત (શ્રાવક) કે સર્વવિરતિવાળા સાધુ પરિગ્રહઆદિનાં પ્રત્યાખ્યાન લે છે, યમનિયમ આદરે છે; તજે

છે સ્વજન-પરિજનોને; અંગીકાર કરે છે એકલા વિચરવાનું; શ્રવણ કરે છે આત્મસત્તાની કથા, ચિંતન કરે છે આત્મ ધર્મની અનંતતા, ધ્યાન કરે છે પોતાના ગુણ-પર્યાયનું, મગ્ન થાય છે તેના અનુભવ વડે આત્મ પરિણામમાં, અને તજે છે સર્વ પર-ભાવની અનુમતિ. આ પ્રકારે ત્રણે કાળના પદાર્થોનું તત્ત્વ જાણ-નાર મુનિને સંક્ષેપ રહસ્ય-જ્ઞાનના વિશ્રામની મર્યાદા છે; તે સ્થિતિ કેવી છે? તેથી આત્માને સતોષ મળ્યો છે. આથી આત્માનું ગ્રહણ (પકડ) અને પરનો પરિત્યાગ એ નિર્ગ્રંથ મુનિની મર્યાદા છે. ૫

**अस्ति चेद् ग्रंथिभिद्ज्ञानं, किं चित्रैस्तन्त्रयन्त्रणैः ।**
**प्रदीपाः क्वोपयुज्यन्ते ? तमोघ्नी दृष्टिरेव चेत् ॥ ६ ॥**

**ભાષાર્થ**:—ગ્રંથીભેદથી ઉત્પન્ન થયેલું જ્ઞાન-અહિં કારણમાં કાર્યનો ઉપચાર કરેલો છે; વિષયપ્રતિભાસ દલ વિકલ આત્મ પરિણામવંત થયું એવું જ્ઞાન ('રાગદ્વેષ અજ્ઞાન એ મુખ્ય કર્મની ગ્રંથ,' એ ગ્રંથિરૂપ બાહ્ય વિષયોમાં પ્રવર્તતી બુદ્ધિનું પડ દૂર ખસી જતાં આત્મામાં આત્મબુદ્ધિ થવારૂપ જ્ઞાન) પ્રગટ છે તો વિવિધ પ્રકારના શાસ્ત્રના બાંધાની શી જરૂર છે? એનોજ અભ્યાસ પૂર્ણ થતાં તત્ત્વસંવેદન (અનુભવ) થાય ત્યારે ભાવચારિત્ર (સ્વરૂપરમણ) પરિણમે, ત્યાં પરસાધનની અપેક્ષા નથી. આ વાત પર દૃષ્ટાંત:-અંધકારને હરનારી દૃષ્ટિજ જો પ્રાપ્ત થઈ ગઈ તો દીવાની ક્યાં જરૂર રહે? જરૂર ન પડે.

**અનુવાદ**:—

ગ્રંથિભેદી જ્ઞાન જ્યાં, પર સાધન-અભ્યાસ;
બિનજરૂરી, દીપ-વત્, (જો) તમહર દૃષ્ટિ વિકાસ. ૬

**જ્ઞાનમંજરી:—** જો ગ્રંથિના ભેદાવાથી ઉત્પન્ન થતું, વિષયપ્રતિભાસ–ફલવિકલ એટલે આત્મધર્મ–વેદ્યસંવેદ્યરૂપ જ્ઞાન (પ્રતિભાસ) હોય, તો અનેક પ્રકારના પરસાધનનાં નિમિત્તો રૂપ તંત્રયંત્રણોની શી જરૂર છે? કંઈ નથી. સમ્યક્દર્શન-જ્ઞાન ચારિત્રરૂપ ભાવમાં પરિણમેલાને પરની શી અપેક્ષા? તે વિષે દૃષ્ટાંત કહે છે; અંધકારને હણે તેવી દૃષ્ટિ પ્રાપ્ત થઇ તો પછી દીવાની શી જરૂર છે? કંઈ નથી. સર્વ કંઈ જોઈ શકે તેવી દૃષ્ટિ થઈ તો પછી પ્રકાશના સાધનરૂપ દીવાનું શું પ્રયોજન? હવે ગ્રંથિભેદનું સ્વરૂપ કહે છે:—

પંચેંદ્રિયપણું, સંજ્ઞીપણું, (મનસહિતઅવસ્થા) પર્યાપ્તપણું (જે ભવમાં જેટલી શરીર, અહાર, ઇન્દ્રિયાદિ પર્યાપ્તિરૂપ ઉત્પન્ન થતી વખતે કરવા યોગ્ય ક્રિયાઓ કરવી ઘટે તેટલી પૂરી કરી લીધી હોય તેવી અવસ્થા) એ ત્રણ લબ્ધિથી યુક્ત, અથવા ઉપશમ લબ્ધિ; ઉપદેશ શ્રવણ લબ્ધિ; કરણત્રય હેતુ પ્રકૃષ્ટ યોગલબ્ધિ (પ્રયોગ્ય લબ્ધિ), એ ત્રણ લબ્ધિવાળા જીવને કરણ કાળ (યથાપ્રવૃત્તિ, અપૂર્વ અને અનિવૃત્તિ નામનાં સમ્યક્ત્વ પ્રકટ થયા પહેલાં અવશ્ય થતાં ઉત્તરોત્તર નિર્મળ આત્મપરિણામનો કાળ) પહેલાં પણ એક મુહૂર્ત કાળ સુધી દરેક સમયે અનંત ગુણ વૃદ્ધિના ક્રમે વધતી વિશુદ્ધિથી શુદ્ધ, નિર્મળ થતી ચિત્તની અવસ્થાઓની સંતતિ કેવી હોય છે તે કહે છે:—

અભવ્ય (જેનો મોક્ષ થવાનો નથી એટલે સમ્યક્ત્વ થનાર નથી તેવા) જીવને ઉપર જણાવેલ લબ્ધિઓ પ્રાપ્ત થયા છતાં ગ્રંથિ સત્તામાં હોય છે તે વખતે જે પરિણામની વિશુદ્ધિ હોય છે તે હદને ઓળંગી જનાર, તેથી અનંત ગુણ

વિશુદ્ધ બીજે સમયે બને છે મતિ, શ્રુત અને, કુઅવધિમાંના એક સાકાર ઉપયોગમાં વર્તતો હોય છે, ત્રણ વિશુદ્ધ (પીત, પદ્મ, શુકલ) તેજો લેશ્યાઓમાંથી એકમાં વર્તતો હોય છે, જઘન્યપણે પીત (તેજો) લેશ્યામાં, મધ્યમ પરિણામે પદ્મલેશ્યામાં, ઉત્કૃષ્ટ પરિણામે કરીને શુકલ લેશ્યામાં હોય છે. તથા પૂર્વે બાંધેલાં આયુષ્ય સિવાયનાં સાતે કર્મોની સ્થિતિ એક કોડાકોડી સાગરોપમથી કંઇક ઓછી કરે છે. અશુભ કર્મોનો અનુભાગ (રસ, તીવ્રાદિ) હલાહલ, વિષ, લીમડો અને કાંજી એ ચાર સ્થાનકોનો ઘટાડી લીમડા અને કાંજીરૂપ બે સ્થાનકોનો કરે છે અને શુભ કર્મોનો અનુભાગ દ્વિસ્થાનક ગોળ અને ખાંડરૂપ બે સ્થાનકોનો હોય તે ચાર સ્થાનક (ગોળ, ખાંડ, સાકર, અને અમૃત) નો કરેછે; તથા ધ્રુવ પ્રકૃતિઓ ૪૭ સંખ્યાએ બાંધતો, પાછો ફરતો આયુષ્ય સિવાયની સ્વસ્વભાવ પ્રાયોગ્ય પ્રકૃતિઓ શુભજ બાંધે છે. કારણ કે અતિશય વિશુદ્ધ પરિણામવાળો આયુષ્ય બાંધતો નથી, તિર્યંચ કે મનુષ્ય પ્રથમ સમ્યક્ત્વ પ્રગટ કરતાં દેવગતિ યોગ્ય શુભ પ્રકૃતિઓ બાંધે છે, દેવ કે નારકી પ્રથમ સમ્યક્ત્વ પ્રગટાવતાં મનુષ્યગતિ પ્રાયોગ્ય સુભગ પ્રકૃતિઓ બાંધે છે; સાતમી પૃથ્વીવાળા નારકો તિર્યક્ દ્વિક અને નીચ ગોત્ર બાંધે છે; ભવપ્રાયોગ્યથી બંધાતી સ્થિતિ એક કોડાકોડી સાગરોપમથી ઓછી બંધાય છે; વધારે નહિ યોગને લઇને પ્રદેશાગ્ર ઉત્કૃષ્ટ, જઘન્ય, મધ્યમ બંધ થાય છે; સ્થિતિબંધ પૂર્ણ થતાં અન્ય સ્થિતિબંધ પહેલાં પહેલાંના સ્થિતિબંધની અપેક્ષાએ પલ્યોપમના અસંખ્યેયભાગ જેટલી ઓછી સ્થિતિવાળો

બંધ કરે છે. પછી અન્ય પલ્યોપમનો અસંખ્યેય ભાગ ન્યૂન કરે છે એથી બીજો સ્થિતિબંધ આગળ, આગળનાની અપેક્ષાએ પલ્યોપમનો અસંખ્યેયભાગ ન્યૂન કરે છે અને બંધાતી અશુભ પ્રકૃતિઓનો અનુભાગ દ્વિસ્થાનક ( નિંબ, કાંજીર ) કરે છે, તે અનુભાગને પણ સમયે સમયે અનંતગુણ હીન કરે છે; વળી શુભપ્રકૃતિઓનો અનુભાગ ચતુઃસ્થાનક (ગોળ, ખાંડ, સાકર, અમૃત) કરતો સમયે સમયે અનંતગુણ વૃદ્ધિ કરે છે; આમ યથાપ્રવૃત્તિ કરણ કરે છે. પછી અપૂર્વ કરણ, પછી અનિવૃત્તિ કરણ કરે છે કરણ એટલે પરિણામની વિશેષતા. એ ત્રણે કરણો પ્રત્યેક અંતર્મુહૂર્તનાં છે. પછી ( પ્રકૃતિઓનો ) ઉપશમ થવાથી જે દશા પ્રાપ્ત થાય છે તેપણ અંતર્મુહૂર્ત સુધીની સ્થિતિવાળી હોય છે.

'કર્મપ્રકૃતિમાં યથાપ્રવૃત્તિ કરણ વિષે ગાથા છેઃ-

**अणुसमयं वड्ढंतो अज्झवसाणाणणंत गुणणाए ।**
**परिणामठाणाणं दोसु वि लोगा असंखिज्जा ॥**

સમયે સમયે અનંતગુણવૃદ્ધિ ક્રમે વધતી વિશુદ્ધિવાળાં અધ્યવસાનો ( અશુદ્ધપરિણામ ) કરણની સમાપ્તિ થતા સુધીમાં કેટલાં થાય છે? યથાપ્રવૃત્તિ કરણ અને અપૂર્વકરણ એ બન્નેમાં સમયે સમયે પરિણામસ્થાનો અસંખ્યેય લોક પ્રમાણ હોય છે, એટલે અસંખ્યેય લોકાકાશના પ્રદેશના સમૂહ જેટલાં હોય છે. તે આ પ્રમાણે છેઃ યથાપ્રવૃત્તિ કરણમાં પ્રથમ સમયે ભિન્ન ભિન્ન જીવોની અપેક્ષાએ અસંખ્ય લોકાકાશના પ્રદેશ જેટલાં વિશુદ્ધ સ્થાનો છે, બીજે સમયે વિશેષ અધિક, તેથી પણ ત્રીજે સમયે વિશેષ અધિક એમ છેલ્લા સમય સુધી સમજવું. એજ પ્રકારે અપૂર્વ કરણમાં જાણવું.

યથાપ્રવૃત્ત અને અપૂર્વ બન્ને કરણો સંબંધી આ અધ્યવસાનો (સંદૃષ્ટિરૂપે) સ્થાપવામાં આવે તો વિષમ ચતુરસ્ર (સમચોરસ ન હોય તેવું ચોખંડું) ક્ષેત્ર રોકે છે. એ બન્નેથી આગળનાં અનિવૃતિકરણમાંનાં અધ્યવસાનો મુક્તાવલિ (મોતીનાહાર) સમાન આકૃતિવાળાં ગણાય છે, એથી ઉપર ઉપરનાં સમયે સમયે અનંતગુણવૃદ્ધિથી પ્રવર્તતાં અધ્યવસ્થાનોનો વિચાર સમજી લેવો.

અહિં સાથે કરણ કરવા લાગેલા બે પુરૂષો કલ્પીએ; ત્યાં એક (વિશુદ્ધિની) સર્વ જઘન્ય શ્રેણીને પામેલો છે અને બીજો સર્વોત્કૃષ્ટ વિશુદ્ધિથી શ્રેણી શરૂ કરે છે. પ્રથમ જીવને પ્રથમ સમયે મંદ વિશુદ્ધિ છે. બીજે સમયે અનંતગુણી, ત્રીજે સમયે અનંતગુણી એમ યથાપ્રવૃત્ત કરણ કાળનો સંખ્યેય ભાગ પૂરો થતા સુધી વિશુદ્ધિ વધે છે, પછી બીજા જીવને પ્રથમ સમયે ઉત્કૃષ્ટ વિશુદ્ધિસ્થાન અનંતગુણ કહેવા યોગ્ય છે, તેથી પણ બીજે સમયે ઉત્કૃષ્ટ વિશુદ્ધિ અનંતગુણી છે, તેથી ઉપરની જઘન્ય વિશુદ્ધિ અનંત ગુણી હોય છે. એમ ઉપર નીચે એક એક વિશુદ્ધિસ્થાન અનંતગુણું હોય છે. છેલ્લા સમયની જઘન્ય વિશુદ્ધિ સુધી બન્ને જીવોની વિશુદ્ધિ એ પ્રકારે વિચારવી; આ સંખ્યેય ભાગના છેલ્લા સમયથી ઠેઠ આ કરણના છેલ્લા સમય સુધીમાં જેટલાં સંપૂર્ણ બાકી રહેલાં ઉત્કૃષ્ટ સ્થાનો છે તે બધાં ક્રમે અનંતગુણાં કહેવા યોગ્ય છે. આ પ્રકારે યથાપ્રવૃત્તકરણ સમાપ્ત થયું. આ યથાપ્રવૃત્ત કરણને પૂર્વપ્રવૃત્ત પણ કહે છે, કારણ કે તે બાકીનાં બે કરણો પહેલું, પ્રથમ પ્રવર્તે છે, આ યથાપ્રવૃત્ત કરણમાં

સ્થિતિઘાત, રસઘાત કે ગુણશ્રેણી થતી નથી માત્ર ઉપર જણાવ્યા પ્રમાણે અનંતગુણી વિશુદ્ધિ થાય છે. આ કરણમાં રહેલો જીવ જે પ્રશસ્ત કર્મો બાંધે છે, તે શુભ છે, તે શુભ કર્મોનો ચાર સ્થાનકરૂપ રસ હોય છે અને સ્થિતિ બંધ પણ પૂર્ણ હોવા છતાં બીજો [અશુભ કર્મનો] સ્થિતિ બંધ પલ્યોપમના સંખ્યેયભાગ ઓછો ઓછો બંધાય છે.

હવે અપૂર્વકરણ વિષે કહે છે:–

"**बीयस्स बीय समये जह पढमवि अणंतरुक्कस्सा**" ઈત્યાદિ વચન–આધારે—બીજું કરણ જે અપૂર્વ કરણ તેનો બીજો સમય જઘન્ય વિશુદ્ધ કરનારને પણ પ્રથમ સમયના ઉત્કૃષ્ટ વિશુદ્ધ સ્થાનથી અનંતગુણ વિશુદ્ધિવાળો કહેવા યોગ્ય છે. આમ કહેલું છે:–કારણ કે યથા-પ્રવૃત્ત કરણની પેઠે પ્રથમથી નિરંતર વિશુદ્ધસ્થાનો અનંતગુણ કહેવા યોગ્ય છે. પરંતુ પ્રથમ સમયે પ્રથમથી જઘન્ય વિશુદ્ધિ સર્વથી ઓછી હોય તે પણ યથાપ્રવૃત્તકરણના છેલ્લા સમયે ઉત્કૃષ્ટ વિશુદ્ધિ સ્થાને રહેલાને જે વિશુદ્ધિ હોય તેથી અનંતગુણી ગણવી. તે પછી પ્રથમ સમયેજ જેને ઉત્કૃષ્ટ વિશુદ્ધિ છે તે અનંતગુણી છે. તેથી બીજા સમયની જઘન્ય વિશુદ્ધિ અનંતગુણી તેથી પણ તેજ બીજા સમયની ઉત્કૃષ્ટ વિશુદ્ધિ અનંતગુણી હોય છે, એમ દરેક સમય સબંધી છેલ્લા સમયની ઉત્કૃષ્ટ વિશુદ્ધિ સુધી જાણવું. અપૂર્વ પરિણામોની સ્થિતિ રહે ત્યાંસુધી રસઘાત, ગુણશ્રેણી, સ્થિતિબંધ આદિ ક્રિયાઓ જેમાં થાય છે તે અપૂર્વ કરણ કહેવાય છે.

અપૂર્વ કરણમાં પ્રવેશ કરનાર સ્થિતિઘાત, રસઘાત,

ગુણશ્રેણી, અને અન્ય સ્થિતિબંધ એક સાથે શરૂ કરે છે. ત્યાં સ્થિતિઘાત એટલે સત્તામાં રહેલાં કર્મોની આગળના ભાગમાંથી ઉત્કૃષ્ટપણે સાત આઠ સાગરોપમ જેટલી અને જઘન્યપણે પલ્યોપમના અસંખ્યેય ભાગ જેટલી સ્થિતિનો કંડક કરે છે એટલે ઉપણવાની ક્રિયા સૂપડામાં કરે છે તેમ એક અંતર્મુહૂર્ત કાળમાં દૂર કરી શકાય તેટલાં કર્મદળના ખંડ કરે છે. પછી બીજો સ્થિતિખંડ, એમ ત્રીજો એમ ઘણા હજારો સ્થિતિખંડો કરે છે ત્યારે અપૂર્વ કરણના પ્રથમ સમયે સત્તામાંનાં કર્મોની જે સ્થિતિ હતી તેથી સંખ્યેય ગુણહીન છેલ્લે સમયે થઈ જાય છે. રસઘાત ક્રિયામાં તો અશુભ પ્રકૃતિઓનો જે સત્તામાં અનુભાગ છે તેનો અનંતમો ભાગ બાકી રાખી બાકીના અનંત અનુભાગ ભાગો છેલ્લી ક્રિયામાં નાશ કરે છે તે પછી ફરી વળી જે અનંતમો ભાગ અનુભાગ રહ્યો હતો તેના અનંત ભાગ કરી અનંતમો ભાગ બાકી રાખી બાકીના અનંત ભાગોનો નાશ કરે છે. એમ હજારો અનુભાગ ખંડો એક સ્થિતિ ખંડમાં થાય છે. એવા હજારો સ્થિતિ ખંડો થાય ત્યારે બીજું અપૂર્વ કરણ પૂરૂં થાય છે. સ્થિતિબંધથી તો અપૂર્વ કરણના પ્રથમ સમયે, પૂર્વે પલ્યોપમના અસંખ્યેય ભાગ જેટલો ઘટતો ઘટતો નવો બંધ થતો હતો તે અસંખ્યેય ભાગ કરતાં અન્યજ અપૂર્વ અસંખ્યેય ભાગ હીન સ્થિતિ બંધ શરૂ થાય છે. જૂનાં ( પહેલાં બાંધેલાં ) કર્મોનો સ્થિતિબંધ એક સાથે શરૂ થાય છે. ગુણ શ્રેણીઓની ક્રિયાઓ પણ સાથે જ થાય છે.

**गुणसेढी निक्खेवो, समए समए असंखगुणणाए।**
**अद्धा दुगाइ रित्तो सेसे सेसे य निक्खेवो ॥ १ ॥**

**ભાષાર્થ:**—સ્થિતિઘાત આદિ કરવા યોગ્ય સ્થિતિ ખંડ મધ્યેથી કર્મનાં દળિયાં ગ્રહીને ઉદયના સમયથી (શરૂ કરીને) દરેક સમયે અસંખ્યેય ગુણાક્રમથી દૂર કરે છે; પ્રથમ સમયે થોડાં, બીજે સમયે અસંખ્યેય ગુણાં, ત્રીજે સમયે અસંખ્યેય ગુણાં એમ છેલ્લા સમય સુધી સમજવું. આ પ્રથમ સમયે ગ્રહેલાં દળિયાંના નિક્ષેપનો વિધિ કહ્યો તે પ્રકારે બીજા, ત્રીજા આદિ સમયે ગ્રહેલાં કર્મનાં દળિયાં સંબંધી પણ સમજવું; એમ આ ક્રમે પ્રથમ સમયે થોડા, બીજે સમયે અસંખ્યેય ગુણો, ત્રીજે સમયે અસંખ્યેય ગુણો ગુણશ્રેણિ દળિયાંનો નિક્ષેપ થાય છે. આ અપૂર્વ કરણનું રહસ્ય કહ્યું.

અનિવૃત્તિ કરણ સંબંધી આમ કહેલું છે:—

અનિવૃત્તિ કરણને પ્રથમ સમયે જે જીવો હોય છે, જે હતા જે હશે તે બધાયની સમાન, એકરૂપ વિશુદ્ધિ હોય છે, બીજે સમયે પણ જે હોય છે, હતા અને હશે તેમની પણ સરખી વિશુદ્ધિ હોય છે એમજ બધાય સમયો સંબંધી સમજવું. વળી પહેલેથી ઉપર ઉપરના સમયે છેલ્લા સમય સુધી અનંત ગુણ વધતી વિશુદ્ધિ થયા કરે છે. આ કરણમાં પ્રવેશ કર્યા જેમને સરખો કાળ થયો છે તેવા જીવોના પરસ્પર અધ્યવસાયોમાં નિવૃત્તિ-(વ્યાવૃત્તિ) ભેદ હોતો નથી માટે અનિવૃત્તિ કરણ કહેવાય છે. અનિવૃત્તિકરણમાં જેટલા સમય હોય છે તેટલાંજ અધ્યવસાયસ્થાનો આગળ આગળનાં કરતાં અનંતગુણ વૃદ્ધિવાળાં હોય છે. અનિવૃત્તિ કરણ કાળના અસંખ્યેય ભાગોમાંનો એક સંખ્યાતમો ભાગ બાકી રહે ત્યારે અંતર્મુહૂર્ત માત્ર બાકી રાખીને મિથ્યાત્વનું અંતરકરણ કરે

છે. અંતરકરણનો કાળ અંતર્મુહૂર્ત પ્રમાણ છે. અને અંતરકરણ થતી વખતે ગુણશ્રેણીનો સંખ્યાતમો ભાગ ઉપણી નાખે છે, અને ઉપણાતાં દળિયાં પ્રથમ સ્થિતિમાં અને બીજી સ્થિતિમાં નાખે છે એમ ઉદીરણાથી ધકેલીને મિથ્યાત્વના ઉદયને દૂર કરીને ઉપશમ સમ્યકત્વ પામે છે. વળી કહ્યું છે કે:—

**मिच्छनुदयेक्खीणे लहइ सम्मत्तमोवसमीयं ।**
**सो लंभेण जस्स लब्भइ आयहियं अलद्धपुव्वं जं ॥**

મિથ્યાત્વનો ઉદય ક્ષીણ થતાં તે જીવ ઉપર કહ્યા પ્રમાણે ઔપશમિક સમ્યક્ત્વ પામે છે. જે સમ્યક્ત્વ પામ્યાથી પૂર્વે નહિ પ્રાપ્ત થયેલું આત્મહિત, અર્હત્ આદિ તત્ત્વની પ્રતિપત્તિ [ઓળખાણ] આદિ થાય છે. તે આ પ્રકારે-સમ્યકત્વનો લાભ થતાં જન્મથી આંધળો જેમ દેખતો થાય તેમ જીવ યથાવસ્થિત (જેમ છે તેમ) વસ્તુ-તત્ત્વ સમજી શકે છે, અવલોકન કરી શકે છે; મહાવ્યાધિથી પરવશ થયેલા જીવને રોગ દૂર થતાં જેવો આનંદ થાય તેવો તેને અત્યંત પ્રમોદ પ્રગટે છે.

અહિં અનિવૃત્તિકરણ થતી વખતે જીવ (મિથ્યાત્વ મોહનીય, મિશ્રમોહનીય અને સમકીત મોહનીય) એમ મિથ્યાત્વ પ્રકૃતિના ત્રણ રાશિ કરી દે છે, ત્યારે તે પ્રથમ ક્ષયોપશમ સમકત્વ પામે છે. જે ત્રણ પુંજ (ઢગલા) નથી કરતા તે પ્રથમ ઉપશમ સમ્યક્ત્વ પામે છે એમ સિદ્ધાંતનો આશય છે કર્મગ્રંથના મત પ્રમાણે તો પ્રથમ ઉપશમ સમ્યક્ત્વજ થાય છે અને તે ઉપશમના વખતમાં ત્રણ પુંજ (રાશિ) કરી દે છે.

આમ ગ્રંથિભેદથી થતું જ્ઞાન આત્મ ઉપયોગરૂપ લક્ષણવાળું જેને પ્રાપ્ત થયું છે તેને અન્ય વિકલ્પો શા કામના છે? ૬

**मिथ्यात्वशैलपक्षच्छिद् ज्ञानदंभोलिशोभित: ।**
**निर्भयः शक्रवद् योगी नन्दत्यानंदनंदने ॥ ७ ॥**

**ભાષાર્થઃ**—મિથ્યાત્વરૂપી પર્વતની પાંખોને છેદનાર જ્ઞાનરૂપી વજ્રથી શોભતા ઇન્દ્રસમાન નિર્ભય યોગી આનંદ રૂપી નંદનવનને વિષે ક્રીડા કરે છે.

**અનુવાદઃ**—

મિથ્યા-ગિરિ-પાંખો ચીરી, જ્ઞાનવજ્ર સોહાય;
મુનિ નિર્ભય હરિ[1]સમ રમે, આનંદનંદનમાંય. ૭

**જ્ઞાનમંજરીઃ**—રત્નત્રયરૂપ મોક્ષમાં ઉપયોગ રાખનાર યોગી આત્માનંદરૂપ નંદનવનમાં ક્રીડા કરે છે. કોની પેઠે? ઈન્દ્રની પેઠે. યોગી કેવા થયા છે? મિથ્યાત્વ-વિપર્યાસ તેજ પર્વત, તેની (સત્‌ને તે અસત્ માનવું અને અસત્‌ને સત્ માનવારૂપ) પાંખો છેદનાર જ્ઞાનરૂપ વજ્રથી શોભી રહ્યા છે; મિથ્યાત્વને તોડનાર જ્ઞાનરૂપ વજ્ર સહિત સમ્યક્‌જ્ઞાન-દર્શન ચારિત્રમાં પરિણમેલા યોગી શુદ્ધ આત્મના આનંદરૂપ નંદનવનમાં ક્રીડા કરે છે. ૭

**पीयूषमसमुद्रोत्थं, रसायनमनौषधम् ।**
**अनन्यापेक्षमैश्वर्यं ज्ञानमाहुर्मनीषिणः ॥ ८ ॥**

**ભાષાર્થઃ**—સમુદ્રમાંથી નહિ ઉપજેલું અમૃત, જરા-મરણ હરે તેવું રસાયન પણ ઓષધિઓથી તૈયાર કરેલું નહિ,

૧ ઈન્દ્ર.

હાથી-ઘોડા આદિ અન્યની અપેક્ષા વગરનું ઐશ્વર્ય-ઠકુરાઈ, (બીજું ઠાકોરપણું તો અન્યની અપેક્ષાએ છે) તે જ્ઞાન છે; એમ મોટા પંડિતોએ કહ્યું છે.

**અનુવાદ:**—

રસાયણ ઔષધિ નહિ, અમી નહિ ઉદધિજાત,
પર ઉપર ઐશ્વર્ય નહિ, જ્ઞાન ગુરુ વિખ્યાત. ૮

**જ્ઞાનમંજરી:**—સમુદ્રથી નહિ ઉત્પન્ન થયેલું અમૃત, ઔષધરહિત, જરા-મરણ નિવારનાર રસાયન, પર વસ્તુની અપેક્ષારહિત ઐશ્વર્ય (આશ્ચર્ય એવો પાઠ છે ત્યાં ચમત્કારી લેવું) એવું તો જ્ઞાન છે; સ્વપરને પ્રકાશ કરવારૂપ લક્ષણવાળું જ્ઞાન પંડિતોએ કહ્યું છે. એથી ખરી રીતે જન્મ મરણ ટળે છે, સર્વરોગથી મુક્ત થવાનું કારણ છે માટે રસાયણરૂપ જ્ઞાન છે. યથાર્થરીતે જોતાંજ ચમત્કાર ઉપજે તેવું જ્ઞાન છે; એમ આત્મજ્ઞાન પરમ ઉપાદેય જ્ઞાન છે; યથાર્થ જાણવારૂપ અને પરભાવને ત્યાગવારૂપ લક્ષણવાળું કહ્યું છે, માટે અનાદિથી પરભાવમાં પરિણમેલો, મિથ્યાત્વ, અજ્ઞાન અને અસંયમમાં મોહ પામેલો જીવ, પરભાવથી ઉત્પન્ન થયેલી, આત્માને આવરણરૂપ પરિણતિને યથાર્થપણે અંગીકાર કરીને પરભાવમાં મોહ પામેલો તે જીવ સૂક્ષ્મનિગોદ આદિ ૧૪ જીવ સ્થાનો (સમાસ)માં ભમે છે; અને તત્ત્વજ્ઞાનરૂપ અમૃતમાં પરિણમેલો આત્મા, મિથ્યાત્વ આદિ દોષો દૂર કરી સમ્યક્દર્શન, જ્ઞાન, ચારિત્રરૂપ અવસ્થા પામીને સ્વરૂપના જ્ઞાન અને આનંદવાળો થઇ સર્વ દોષથી રહિત થાય છે. તેથીજ અમૃત, રસાયનરૂપ જ્ઞાન છે; તેને અર્થેજ ઉદ્યમ કરવા યોગ્ય છે.

---

## ૬ શમાષ્ટક.

**विकल्पविषयोत्तीर्णः स्वभावालम्बनः सदा ।**
**ज्ञानस्य परिपाको यः स शमः परिकीर्तितः ॥ १ ॥**

**ભાષાર્થ:**—ચિત્તવિભ્રમરૂપ વિકલ્પના વિસ્તારથી વિરામ પામેલ આત્માના શુદ્ધ સ્વરૂપનુંજ જેને નિરંતર આલંબન છે, અને જે જ્ઞાનનું શુદ્ધ પરિણામ છે તે શમ કહેવાય છે. માટેજ ૧ અધ્યાત્મ, ૨ ભાવના, ૩ ધ્યાન, ૪ સમતા, અને ૫ વૃત્તિ-ક્ષય એ પાંચ પ્રકારના યોગમાંનો સમતા નામનો ચોથો યોગ-ભેદ કહ્યો.

**અનુવાદ:**—

વિકલ્પ વિષયો છૂટતાં, સદા સ્વરૂપ આધાર;
શુદ્ધ જ્ઞાન-પરિણામ જે, તે શમ, સમતા-સાર. ૧

**જ્ઞાનમંજરી:**—હવે પાંચમા જ્ઞાનાષ્ટકના કથન પછી શમાષ્ટક શરૂ કરે છે. કારણકે જ્ઞાની જ્ઞાનથી ક્રોધાદિને શમાવે છે તેથી શમાષ્ટકનો વિસ્તાર કરે છે. તપી જવા આદિરૂપ ભાવોમાં ન પરિણમતાં ક્ષમા ઉપશમ (“ દયા, શાંતિ, સમતા ક્ષમા સત્ય, ત્યાગ વૈરાગ્ય”) આદિ સ્વભાવપરિણામે પરિ-ણમવું તે શમ છે નામ અને સ્થાપના નિક્ષેપ સુગમ છે, દ્રવ્યશમ:-પરિણામમાં અસમાધિ હોય અને પ્રવૃત્તિ સંકોચી હોય તે દ્રવ્યશમ; શમસ્વરૂપનું જેને શાસ્ત્રથી જ્ઞાન છે પણ તેમાં ઉપયોગ નથી તે આગમથી દ્રવ્યશમરૂપ કહેવાય અને ક્રોધને શમાવવારૂપ ક્ષમા આદિ જો માયા સહિત, લબ્ધિ-સિદ્ધિ આદિ કે દેવગતિ આદિ અર્થે કે સુખ દુ:ખનાં કારણ

જાણી સેવાય તો તે પણ નોઆગમથી દ્રવ્ય શમ છે. ભાવથી ઉપશમસ્વરૂપ ઉપયોગવાળો હોય તે આગમથી ભાવશમ છે. મિથ્યાત્વ દૂર કરી, યથાર્થ જ્ઞાનપૂર્વક ચારિત્રમોહના ઉદયને અભાવે ક્ષમાદિગુણમાં પરિણમવું તેનો આગમથી ભાવશમ છે. તેના પણ લૌકિક અને લોકોત્તર એવા બે ભેદ છે. લૌકિક તો વેદાંતવાદિનો શમ, અને જૈનપ્રવચનને અનુસાર શુદ્ધ સ્વરૂપમાં રમણતા કે એકતા તે લોકોત્તર ભાવશમ સમજવો.

પ્રથમના ચાર નયે ભાવ ક્ષમા આદિ સ્વરૂપ ગુણોમાં પરિણમવાનાં કારણ મન-વચન-કાયાનો સંકોચ, કર્મનાં ફળનું ચિંતન, તત્ત્વજ્ઞાન, (બાર) ભાવના આદિ શમ છે; છેલ્લા ત્રણ નયે:-ક્ષયોપશમ ભાવે ક્ષમાદિ છે તે શબ્દનયે શમ છે; ક્ષપકશ્રેણિમાં હોય છે તેવા સૂક્ષ્મ કષાયવાળાને સમભિરૂઢ નયથી ક્રોધાદિનો શમ હોય છે; ક્ષીણમોહાદિ ગુણસ્થાનોમાં એવંભૂત નયે કષાયનો શમ છે. અહિં આ ભાવના છે:-ચિંતા, સ્મૃતિ, વિપાક, ભય આદિ કારણોથી, ક્ષયોપશમ ભાવ આદિ સાધનથી, ક્ષાયિક શમ સાધવા યોગ્ય છે. એ પ્રકારે શમપરિણતિ આત્માનો મૂળ સ્વભાવ હોવાથી કરવા યોગ્ય છે. તેજ કારણથી મૂળધર્મમાં પરિણમવું તેજ શુદ્ધ આત્મપદની પ્રવૃત્તિ છે. સંગત્યાગ, આત્મધ્યાન, સંવરરૂપ ક્રિયા કરવા યોગ્ય છે:—

ચિત્તવિભ્રમરૂપ વિકલ્પનો વિસ્તાર ત્યાગવો, એટલે આત્માના અનુભવથી વર્ણાદિ વિષયો થકી પાછા હઠવું; અનંત ગુણપર્યાય સમ્યક્જ્ઞાન-દર્શન-ચારિત્ર સ્વરૂપ સ્વભાવના નિરંતર આલંબનવાળા એટલે આત્મસ્વભાવના દર્શનવાળા થવું, આત્મસ્વભાવના જ્ઞાનવંત, આત્મસ્વભાવમાં રમનાર, આત્મસ્વભાવના

વિશ્રામી (સ્થિરતા કરનાર), આત્મસ્વભાવના આસ્વ દી (અનુભવી) થવું; શુદ્ધ આત્મતત્ત્વના ઉપયોગરૂપ જ્ઞાનનો પ્રૌઢ અવસર (તીવ્રજ્ઞાનદશા), પરિપાક, તે શમનું સ્વરૂપ કહ્યું છે.

હરિભદ્રપૂજ્યે યોગના પાંચ પ્રકાર કહ્યા છે; ૧ અધ્યાત્મ યોગ, ૨ ભાવના યોગ, ૩ ધ્યાન યોગ, ૪ સમતા યોગ, ૫ વૃત્તિક્ષય યોગ.

૧ અનાદિથી જે પરભાવ છે તે ઉદયના ભાવમાં પ્રસન્ન-થવારૂપ છે. એમ ધર્મ માનીને તેને પોષે તેવી ક્રિયા કરતાં, ધર્મ બુદ્ધિએ અધર્મને ઇચ્છતો જે જીવ પ્રવર્તી રહ્યો છે, તેજ જીવ જ્યારે એમ માને છે કે કર્મરોગ રહિત, નિઃસંગ શુદ્ધ આત્મ ભાવનાના અભ્યાસવાળા અંતઃકરણનો સ્વભાવજ ધર્મ છે ત્યારે તે યોગવૃત્તિથી અધ્યાત્મયોગ કહેવાય છે.

૨ સર્વ પરભાવને અનિત્ય આદિ બાર-ભાવનાઓથી વિશેષ વિચારી અનુભવભાવનાએ સ્વરૂપ સન્મુખ યોગના વર્તન (વૃત્તિ) થી મધ્યસ્થ (રાગદ્વેષ તજનાર) જીવ આત્માને મોક્ષના ઉપાયમાં જોડે ત્યારે ભાવનાયોગ જાણવો.

૩ તેજ જીવ પિંડસ્થ, પદસ્થ, રૂપસ્થ, રૂપાતીત એ ચાર ધર્મ ધ્યાનમાંના કોઈ એક ધ્યાનમાં તે રૂપ પરિણમે ત્યારે ધ્યાનયોગી કહેવાય.

૪ ધ્યાનના બળથી મોહ-કર્મોને બાળીને રાખ કરી નાખ્યાં હોય અને તપી જવા આદિ પરિણતિથી રહિત થયેલા સમતા યોગી કહેવાય છે.

૫ અનાદિ કાળથી જીવની વૃત્તિ યોગને આધીન, કર્મના

ઉદયને આધીન છે, તેને ક્ષય, અભાવ કરી સ્વરૂપમાં વર્તનાર (વૃત્તિવાળા) વૃત્તિક્ષય યોગી કહેવાય છે.

એમ પાંચ યોગોમાં સમતા યોગી સાધનમાં સર્વોત્તમ કુશળતાવાળા છે; એમ જ્ઞાનની પૂર્ણ અવસ્થા તે શમ સમજો. ૧

**अनिच्छन् कर्मवैषम्यं, ब्रह्मांशेन शामं[1] जगत् ।**
**आत्माभेदेन यः पश्येदसौ मोक्षंगमी शमी ॥ २ ॥**

**ભાષાર્થ:**—કર્મથી થયેલા વર્ણાશ્રમ આદિ ભેદને નહિ ગણનાર, શુદ્ધ દ્રવ્યાસ્તિક નયની સમજણથી ચરાચર જગતને આત્માથી અભિન્નપણે (સ્વાત્મતુલ્ય) એક રૂપ દેખે ("સર્વાત્મમાં સમ દૃષ્ટિદ્યો, આ વચનને હૃદયે લખો") તે ઉપશમવંત મોક્ષે જશે. 'ભગવદ્ગીતા' માં અધ્યાય પાંચમામાં પણ કહ્યું છે;

**विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।**
**शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥ १८ ॥**
**इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थिरं मनः ।**
**निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥ १९ ॥**

એટલો ભેદ છે કે ત્યાં એકાંતે અભેદ કહે છે, અહિંયાં નયભેદ છે, નયવાસના તેજ માર્ગાનુસારિણી છે.

અનુવાદ:—

ન ગણે કર્મ–વિચિત્રતા, દ્રવ્ય દૃષ્ટિ જગ જોય;
આત્મ તુલ્ય સમ દૃષ્ટિ દે, મોક્ષગામી શમી હોય. ૨

૧ **समं** પણ પાઠ છે અને ટીકામાં તેજ પાઠ બન્નેએ સ્વીકારેલો છે.

ભગવદ્ગીતા-અધ્યાય પાંચમાના ૧૮-૧૯ શ્લોકના અર્થઃ–

"(આત્મામાંજ જેની બુદ્ધિ છે, તેમાંજ જેનું મન છે, તેમાંજ જેની નિષ્ઠા છે, તે આત્મામાંજ જેઓ પરાયણ (આસક્ત) છે અને તે આત્માના જ્ઞાન વડે જેનાં પાપ ધોવાઈ ગયાં છે એવા પુરૂષોજ પુનર્જન્મ રહિત મોક્ષને પામે છે. ૧૭) એવા જ્ઞાનીઓ વિદ્યા તથા નમ્રતાવાળા બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં અને કુતરામાં તથા ચાંડાલમાં પણ સમદૃષ્ટિવાળા હોય છે. ૧૮.

એ પ્રમાણે જેઓનું મન સમદૃષ્ટિમાં છે સ્થિર છે, તેઓએ આ લોકમાંજ સંસારને જીત્યો છે; અને બ્રહ્મ પણ નિર્દોષ તથા સમભાવરૂપ હોવાથી તેઓ બ્રહ્મમાંજ સ્થિત થયા છે એમ જાણવું. ૧૯"

કર્મના ઉદયથી, આવરણથી અને ક્ષયોપશમના ભેદને લઇને ગતિ, જાતિ, વર્ણ, આકૃતિ, બ્રાહ્મણ, ક્ષત્રિય આદિ કે ઓછું, અધિકું જ્ઞાન વીર્ય પ્રગટયું હોય તેથી જે વિષમતા, વિચિત્રતા જણાય છે, તેને નહિ ગણતાં ચેતનાલક્ષણ બ્રહ્મના અંશની અપેક્ષાએ અથવા દ્રવ્યાસ્તિકનયથી કે અસ્તિત્વ, વસ્તુત્વ, દ્રવ્યત્વ, પ્રમેયત્વ, પ્રદેશવત્વ અને અગુરુલઘુત્વ, ચેતનત્વ, અમૂર્તત્વ, અસંખ્યેય પ્રદેશત્વ પરિણતિથી ચરાચર જગત્ આત્મ તુલ્યવૃત્તિથી સમાનપણાથી જે યોગી જુએ, તે સર્વ જીવો પ્રત્યે સમ–રાગદ્વેષરહિત–પણે વર્તતો સર્વ કર્મક્ષયવાળી અવસ્થારૂપ મોક્ષે જાય. કારણ કે જે યોગી સર્વ જીવો જીવપણે સમાન છે એવી વૃત્તિ રાખી, રાગદ્વેષ

પરિણુતિ તજી, આત્મસ્વભાવના પરિચયી થાય છે, તે મોક્ષગામી (સમીપ મુક્તિગામી) થાય છે. ૨

**आरुरुक्षुर्मुनिर्योगं श्रयन् बाह्यक्रियामपि।**
**योगारूढः शमादेव, शुद्धयत्यन्तर्गतक्रियः॥ ३॥**

**ભાષાર્થ:**—સમાધિરૂપ યોગ માર્ગે ચઢવા ઇચ્છતા મુનિ બાહ્ય આચારનો પણ આશ્રય લે; એટલે સાધક પ્રીતિ, ભક્તિ, વચનરૂપ શુભસંકલ્પમય ક્રિયાએ અશુભ સંકલ્પ ટાળતો આરાધક થાય, સિદ્ધ કર્યો છે યોગ જેણે તે તો રાગદ્વેષના અભાવરૂપ ઉપશમથીજ કૃતાર્થ છે, યોગ-ગિરિ શિખરે ચઢેલા પુરૂષને અંતર્ગત ક્રિયા હોવાથી- એટલે અંદર આવી છે ક્રિયા જેને તેને અસંગ ક્રિયા છે, તે લક્ષરૂપ છે, આલંબનરૂપ નથી; ઉપશમથીજ તે શુદ્ધ થાય છે.

**અનુવાદ:—**

યોગ ગિરિ ચઢનાર મુનિ, કરે ક્રિયા પણ શુભ;
યોગારૂઢ શમથીજ છે, અસંગ ક્રિયાએ શુદ્ધ. ૩

**જ્ઞાનમંજરી:**—યોગરૂપ પર્વતપર ચઢવા ઇચ્છનાર મુનિ એટલે ભાવસાધક પ્રીતિ, ભક્તિ, વચનરૂપ શુભ સંકલ્પ વડે અશુભ સંકલ્પો વારતાં આરાધક થાય છે, પરંતુ સિદ્ધયોગી રાગદ્વેષના અભાવથી ઉપશમવંત બની કૃતાર્થ થાય છે; બાહ્ય આચાર પાળતાં છતાં ક્રોધના અભાવરૂપ શમથી શુદ્ધ નિર્મળ થાય છે. કેવા મુનિ? સમ્યક્‌દર્શન-જ્ઞાન-ચારિત્રરૂપ નિજ-સાધન રત્નત્રયી લક્ષણ યોગ વિષે આરૂઢ (સિદ્ધ યોગ). વળી કેવા મુનિ? અંતરમાં વળી છે જેના વીર્યગુણની પ્રવૃત્તિ-

રૂપ ક્રિયા એવા, એમ અભ્યંતર ક્રિયાવાળા, રત્નત્રયમાં પરિણમેલા મુનિ ક્ષમારૂપ શમથી એટલે માર્દવ, આર્જવ, મુક્તિ (નિર્લોભતા) ની પરિણતિરૂપે પરિણમેલા, નિર્મળ થાય છે. ૩

**ध्यान-वृष्टेर्दयानद्याः शमपूरे प्रसर्पति ।**
**विकारतीरवृक्षाणां मूलादुन्मूलनं भवेत् ॥ ४ ॥**

**ભાષાર્થ**:—ધ્યાનરૂપ વર્ષાદથી દયારૂપ નદીમાં ઉપશમરૂપ પૂર આવતાં ચિત્તના અશુદ્ધ ભાવરૂપ કિનારા પરનાં ઝાડ મૂળથી ઉખડી જાય.

**અનુવાદ**:—

ધ્યાન વૃષ્ટિથી શમપૂરે, દયા નદીમાં દેખ;
વિકાર તીર વૃક્ષો વહે, મૂળથી ઉખડી છેક. ૪

**જ્ઞાનમંજરી**:—ચિત્તની અંતર્મુહૂર્ત સુધી એક વસ્તુમાં સ્થિરતા (એકાગ્રતા) થવી તે ધ્યાન છે. કહ્યું છે કે:—

**अंतोमुहुत्तमित्तं चित्तावत्थाणमेगवत्थुमि ।**
**छउमत्थाणं झाणं, जोगनिरोहो जिणाणं तु ॥ १ ॥**

**અર્થ**:—અંતર્મુહૂર્ત માત્ર એક વસ્તુમાં ચિત્તની અવસ્થને છદ્મસ્થનું ધ્યાન કહ્યું છે; પણ યોગને રોકવારૂપ ધ્યાન તો જિન-કેવળીને હોય છે.

અહિં તો નિમિત્તરૂપે દેવગુરુના સ્વરૂપમાં અદ્ભુતતા આદિ સહિત ચિત્તની એકતા થવી તે ધર્મધ્યાન છે. તે આજ્ઞા, અપાય, વિપાક અને સંસ્થાનરૂપ છે.

ત્યાં આજ્ઞાનો નિર્ધાર તે સમ્યક્દર્શન છે. આજ્ઞાનું અનંતપણું, પૂર્વાપર અવિરોધપણું આદિ સ્વરૂપ વિચારતાં ચમ-

ત્કારપૂર્વક ચિત્તનું શાંત થવું તે આજ્ઞા-વિચય ધર્મધ્યાન છે. એ પ્રકારે અપાય આદિ ભેદો વિષે પણ નિર્ધાર (શ્રદ્ધા) જ્ઞાનપૂર્વક અનુભવ સહિત ચિત્તની વિશ્રાંતિ તે ધ્યાન જાણવું. તેમજ શુકલ ધ્યાનમાં પણ સમ્યક્જ્ઞાન, દર્શન ચારિત્રની એકતા સમજવી. આવી ધ્યાનરૂપ વૃષ્ટિ થવાથી દયારૂપ નદીમાં શમરૂપ પૂર ચઢી આવતાં વિકારરૂપ કાંઠે ઉગેલાં ઝાડ ઉખડી જાય. દયા એટલે પોતાના અને પરના ભાવપ્રાણની ઘાત ન થવારૂપ ભાવદયા. "શ્રી વિશેષાવશ્યક" માં ગણધરવાદ નામના અધિકારે સ્વપરના દ્રવ્ય પ્રાણની રક્ષારૂપ દ્રવ્ય દયામાં પણ દયાનો આરોપ કર્યો છે, કારણ કે ભાવદયાની બુદ્ધિનું અને તેના લક્ષણનું કારણપણું દ્રવ્યદયા છે. તેથી દ્રવ્યદયા તો કારણરૂપ છે અને ભાવદયા તો ધર્મ છે. આ પ્રકારની દયાનદીએ ધ્યાન યોગથી સર્વ કષાયની પરિણતિ શાંત થવારૂપ શમનું, રાગદ્વેષના અભાવવાળા વચન-ધર્મરૂપ શમનું પૂર ચઢી આવે ત્યારે કામક્રોધાદિ અશુદ્ધ આત્મ પરિણામરૂપ કાંઠા ઉપરનાં વૃક્ષો મૂળથી ઉખડી જઈ નાશ પામેજ. કારણ કે આ આત્મા વિષય–કષાયના વિકારોથી પીડાતો, આત્મગુણોને આવરણ કરનાર કર્મોના ઉદયથી પરિભ્રમણ કર્યા કરે છે તેજ આત્મા સ્વરૂપમાં આવી જવાથી આત્મામાં તલ્લીન થતાં ચઢતા જતા શમરૂપી પૂરે વિકારોને મૂળથી ઉખેડી નાખે છે.

**ज्ञानध्यानतपःशील–सम्यक्त्वसहितोऽप्यहो ।**
**तं नाप्नोति गुणं साधुर्यमाप्नोति शमान्वितः ॥ ५ ॥**

**ભ.પાર્થ:**—તત્ત્વજ્ઞાન, સજાતીય પરિણામની ધારારૂપ

ધ્યાન, ઈચ્છાના નિરોધરૂપ ૧૨ પ્રકારે તપ, બ્રહ્મચર્ય અને આત્માની શ્રદ્ધારૂપ સમ્યકત્વ એટલા બધા ગુણોવાળો સાધુ પણ, જે ગુણ શમગુણે અલંકૃત પુરૂષ પામે છે, તે પામતો નથી.

અનુવાદઃ—

જ્ઞાન, ધ્યાન, તપ, શીલ ને, સમકીત સહીત હોય;
તે પણ શમગુણધારી સમ, લાભ ન પામે કોય. ૫

**જ્ઞાનમંજરી:**—તત્ત્વની ઓળખાણરૂપ જ્ઞાન, પરિણામની સ્થિરતારૂપ ધ્યાન, ઇચ્છાનિરોધરૂપ તપ, બ્રહ્મચર્યરૂપ શીલ, તત્ત્વશ્રદ્ધારૂપ સમ્યક્ત્વ ઇત્યાદિ ગુણોવાળા, રત્નત્રયરૂપ સાધનથી મોક્ષ સાધનાર સાધુ જે કેવળજ્ઞાનાદિ ગુણ પ્રાપ્ત કરતા નથી તે ગુણ શમતારૂપ ચારિત્રવાળા પામે છે. અહિં જ્ઞાનાદિ ગુણો કહ્યા તે નિરાવરણ, નિર્મળ કેવળજ્ઞાનને પ્રગટ કરવામાં પરંપરા કારણરૂપ છે અને શમ એટલે કષાયનો અભાવ, યથાખ્યાત ચારિત્ર તો કેવળજ્ઞાનનું આસન્ન (નિકટ) કારણ છે. અશ્વકરણ, સમીકરણ, કિટ્ટી (કૃષ્ટિ) કરણરૂપ વીર્યથી સૂક્ષ્મ લોભના ખંડ ખંડ કરી તેનો ક્ષય કરે છે ત્યારે નિર્વિકલ્પ સમાધિમાં અભેદ રત્નત્રયી પરિણતિ હોય છે અને ક્ષીણમોહ નામના બારમા ગુણસ્થાને તે યથાખ્યાત ચારિત્રવંત પરમ શમગુણધારી જ્ઞાનાવરણ, દર્શનાવરણ અને અંતરાય કર્મોનો ક્ષય કરે છે અને સંપૂર્ણ, નિર્મળ કેવળજ્ઞાન, કેવળદર્શન અને પરમ દાનાદિ લબ્ધિઓ પ્રાપ્ત કરે છે. માટે જ ક્ષયોપશમ જ્ઞાનવાળા જે પ્રાપ્ત કરતા નથી, તે પરમ શમગુણધારી પ્રાપ્ત કરે છે. તેથી જ દર્શન, જ્ઞાનમાં

નિપુણ ધીર પુરૂષો (૧૪) પૂર્વનો અભ્યાસ કરે છે, ગુરુકુલ-વાસનો આશ્રય કરે છે નિર્જન વનમાં રમણતા કરે છે, આત્મવિશુદ્ધિના ઇચ્છક શમની પૂર્ણતા માટે ઉદ્યમ કરે છે. ૫

**स्वयंभूरमणस्पर्धि-वर्धिष्णुः शमता-रसः ।**
**मुनिर्येनोपमीयेत कोऽपि नासौ चराचरे ॥ ६ ॥**

**ભાષાર્થ:**—અર્ધરજ્જુ પ્રમાણ છેલ્લા સ્વયંભૂરમણ સમુદ્રના વિસ્તારની સ્પર્ધા કરનાર ઉપશમ રસ જેનો છે એવા મુનિને જેની ઉપમા આપીએ એવો કોઈપણ પદાર્થ સચરાચર જગતમાં જણાતો નથી.

**અનુવાદ:**—

સ્વયંભૂરમણ સમુદ્રસમ, શમતારસ વિસ્તાર;
નિત્ય વધે જે મુનિ-મને, તે અનુપમ જગસાર. ૬

**જ્ઞાનમંજરી:**—અર્ધરજ્જુ જેટલા વિસ્તારવાળા છેલ્લા સ્વયંભૂરણુસમુદ્ર સમાન વધતા જતા, રાગદ્વેષ રહિત ભાવરૂપ શમતા રસવાળા મુનિ, ભૂતકાળના રમણીય વિષયોનું સ્મરણ નહિ કરનારા, વર્તમાનમાં ઈન્દ્રિયોથી જણાતા વિષયોમાં રમણ નહિ કરનારા, ભવિષ્ય કાળમાટે મનોહર વિષયોની ઈચ્છાનો અભાવ કરનારા એમ ત્રિકાળ વિષયત્યાગી મુનિને જેની ઉપમા ઘટે એવો કોઇ પણ પદાર્થ ચરાચર વિશ્વમાં વિખ્યાત નથી; કારણકે અચેતન પુદ્ગલના સમૂહથી ઉપજેલું બધું મૂર્ત (વર્ણ, ગંધ, રસ સ્પર્શાદિવાળું) છે, તે સહજ, આત્યંતિક, નિરૂપમ ચારિત્રરૂપ શમભાવ કે સમતારસની સરખામણી શી રીતે કરી શકે? કારણ દુર્લભ શમતારસ સકળ વિશ્વના શુભ-અશુભ

ભાવથી પર છે, રાગદ્વેષપણાથી રહિત ભાવ છે અને શુ
આત્માના અનુભવરૂપ છે. કહ્યું છે:—

**वंदिज्जमाणा न समुल्लसंति, हेलिज्जमाणा न समुज्जलंति ।**
**दंतेण चित्ते न चलंति धीरा, मुणी समुग्घाइयरागदोसा ॥**

**અનુવાદ:—**

વંદે બધા તોય ન હર્ષ માને, નિંદે છતાં જેહ ન રોષ આણે
દમે બધા તોય ન દુ:ખી ધીર, મુનિ તરે સર્વ કષાય-નીર

**बालाभिरामेसु दुहाविलेसु, न तं सुहं कामगुणेसु रायं**
**विरत्तकामाण तवोधणाणं, जं भिक्खुणो सीलगुणे रयाणं**

**ભાવાર્થ:**—કામથી વિરક્ત અને શીલ ગુણમાં આસક્ત તપોધન ભિક્ષુઓને જે સુખ પ્રાપ્ત થાય છે, તે સુખ અજ્ઞાનીને સુંદર ભાસતા પણ દુ:ખથી ખરડાયેલા-મલિન કામગુણોમાં રાજાને પણ હોતું નથી.

એમ શમતાનો સ્વાદ લેનારને રાજાધિરાજના ભોગ રોગ જેવા, ચિંતામણિના સમૂહ કાંકરાના ઢગલા જેવા અને દેવ ભૂંડ જેવા ભાસે છે. તેથી સંયોગોથી ઉત્પન્ન થતી મીઠાશ દુ:ખરૂપ છે અને શમતા એજ મહા આનંદસ્વરૂપ છે. ૬

**शमसूक्तसुधासिक्तं, येषां नक्तंदिनं मनः ।**
**कदापि ते न दह्यन्ते रागोरगविषोर्मिभिः ॥ ७ ॥**

**ભાષાર્થ:**—ઉપશમનું વર્ણન કરતાં સુભાષિતો (સુવચને રૂપ અમૃતનો છંટકાવ જેમના મનમાં રાત્રિદિવસ થઇ રહે છે, તે મહાપુરૂષો રાગરૂપી સર્પના વિષની લહેરીઓથી (મૂર્છાથી કદી બળતા નથી.

**અનુવાદઃ—**

રાતદિન મન જેમનું, શમશબ્દામૃત લીન;
રાગ-નાગ-વિષ-લ્હેરથી, બળે ન કદી સ્વાધીન. ૭

**જ્ઞાનમંજરીઃ**—જે મહાત્માઓના મનમાં, કષાયના અભાવવાળા ચારિત્ર પરિણામરૂપ શમનાં સુભાષિતોરૂપી અમૃતનો છંટકાવ અહોરાત્ર થયા કરે છે, તે આસક્તિરૂપ રાગ-નાગના ઝેરની લહેરીઓથી કદાપિ બળતા નથી, જગતવાસી જીવોને રાગરૂપી નાગ ડસ્યો છે, ઝેરની લહેરે તેમનું મગજ ઘુમી રહ્યું છે ઇષ્ટ-સંયોગ અને અનિષ્ટ-વિયોગ માટેની ચિંતાથી ભમે છે, આગળ આગળથી શોચ કરાવે તેવી કલ્પનાઓના કલ્લોલો ઉઠાવે છે. જગતની એંઠરૂપ અનેક પુદ્ગલસ્કંધોનો સંગ્રહ કરે છે, અનેક જણની પાસે પૈસા પેદા કરવાના ઉપાયો યાચે છે; કૂવાઓમાં ઉતરે છે, વહાણો વડે સમુદ્રમાં પ્રવેશ કરે છે, દ્રવ્યાદિ અહિતકારી ઉપાધિને હિતરૂપે માનનારા તેજ જીવો જ્યારે જગતને ઉપકારી તીર્થંકરનાં વાક્યો સાંભળી શમતારૂપ ધન પામે છે ત્યારે સ્વરૂપના આનંદને અનુભવે છે, સ્વભાવનું જ્ઞાન, સ્વભાવની રમણતા અને સ્વભાવના અનુભવથી સદા અસંગતામાં મગ્ન થઈ આત્મગુણના આનંદવનમાં વિચરે છે. માટે સર્વપરભાવમાં એકતા થઈ ગઈ છે તે તજીને શમતાવાળા થવા યોગ્ય છે. ૭

**गर्जद्ज्ञानगजोत्तुङ्गरङ्गद्ध्यानतुरङ्गमाः ।**
**जयन्ति मुनिराजस्य शम-साम्राज्यसंपदः ॥**

**ભાષાર્થઃ**—જ્યાં ગર્જતા જ્ઞાનરૂપ હાથી અને મોટા ખેલતા ધ્યાનરૂપ ઘોડા છે એવી મુનિરૂપ રાજાની ઉપશમ-

રૂપ સામ્રાજ્ય ( ઠકરાઇ ) ની સંપદાઓ ( સંપત્તિ ) જયવંત વર્તે છે.

અનુવાદ:—

> જ્ઞાન–ગજ ગાજી રહ્યા, ધ્યાન--અશ્વના ખેલ;
> શમ–સામ્રાજ્ય વિલાસજય, મુનિ-રાજા-સુખ-રેલ. ૮

**જ્ઞાનમંજરી:**—મુનિરૂપી રાજાની શમરૂપ સામ્રાજ્ય-સંપત્તિ જયવંત વર્તે છે. કેવી છે સંપત્તિ? સ્વપર પ્રકાશક સ્ફૂરતા જ્ઞાનરૂપ ગાજતા હાથી વડે ( ઉંચી ) મહાન અને વધતા ધ્યાનરૂપ નાચતા, ગેલતા ઘોડાવાળી છે; એથી જ્ઞાન-ગજ અને ધ્યાન–અશ્વોથી શોભતી નિર્ગ્રંથરૂપ રાજાની રાજ્ય સંપદા જયવંત વર્તે છે. માટે સમતાના ધામરૂપ મુનિઓનું મહારાજપણું સદા જયવંતું છે. તેથી શમના અભ્યાસી થવું એ ઉપદેશ છે. ૮

---

## ૭. ઇન્દ્રિય-જયાષ્ટક.

> **बिभेषि यदि संसाराद्, मोक्षप्राप्तिं च कांक्षसि ।**
> **तदेन्द्रियजयं कर्तुं, स्फोरय स्फारपौरुषम् ॥ १ ॥**

**ભાષાર્થ:**—જો તું સંસારથી બીતો હોય અને મોક્ષની પ્રાપ્તિને ઇચ્છતો હોય તો ઇન્દ્રિયોનો જય કરવા માટે દેદીપ્યમાન પરાક્રમ પ્રગટાવ ( ફોરવ ).

અનુવાદ:—

> જો તું ત્રાસે ભવ થકી, ઇચ્છે મુક્તિલ્હાવ;
> તો ઇન્દ્રિયો જીતવા, પ્રબળ બળ પ્રગટાવ.

**જ્ઞાનમંજરી:**—શમ પ્રગટ થવામાં અંતરાય કરનાર ઈન્દ્રિયોની અભિલાષાઓ છે; તેથી ઈન્દ્રિયો જીતવાથી જ શમ અવસ્થા આવે છે; માટે ઇન્દ્રિયજયાષ્ટક વર્ણવે છે.

ઈન્દ્ર એટલે જીવ, સર્વ પરમ ઐશ્વર્યના યોગે જીવ ઈન્દ્ર છે. ઈન્દ્ર (જીવ) જેથી ઓળખાય, તેવું ચિહ્ન તે ઇન્દ્રિય, કારણુ કે ઇન્દ્રિયો જીવને સૂચવે છે, દર્શાવે છે, પ્રગટ કરે છે, ઓળખાવે છે; ઇન્દ્રિયના વિષયના અનુભવથી જણાવવાપણાની સિદ્ધિ થાય છે. તે સિદ્ધિ થતાં '**उवओगलक्खणोजीवो**' ઉપયોગ લક્ષણે ઓળખાતો જીવ એમ જીવની સિદ્ધિ થાય છે.

બે પ્રકારની ઇન્દ્રિયો છે: દ્રવ્ય ઇન્દ્રિયો, ભાવ ઈન્દ્રિયો. દ્રવ્ય ઇન્દ્રિય પણુ બે પ્રકારની છે: નિવૃતિ ઇન્દ્રિય, ઉપકરણુ ઇન્દ્રિય. ત્યાં નિર્વૃતિ એટલે અંગોપાંગોની ઈન્દ્રિયદ્વારરૂપ રચના. ઉપકરણુ તે નિર્માણુ નામકર્મ અને અંગોપાંગ નામકર્મરૂપ કર્મવિશેષથી સંસ્કાર પામેલા શરીરના જે પ્રદેશો તે. નિર્વૃતિ બાહ્ય અને અભ્યંતર એમ બે પ્રકારે છે. તેને જેમ જેમ હાનિ ન પહોંચે અને તેને મદદ મળે તેવો ઉપકાર કરે તે ઉપકરણુ પણુ બાહ્ય, અભ્યંતરરૂપે બે પ્રકારે છે. ભાવ ઇન્દ્રિયના પણુ લબ્ધિ અને ઉપયોગ એમ બે ભેદ છે. મતિજ્ઞાનાવરણીય, શ્રુતજ્ઞાનાવરણીય, ચક્ષુદર્શનાવરણીય, (જે શક્તિને આવરણુ કરનાર કર્મ) અને વીર્યાંતરાય કર્મના ક્ષયોપશમથી પ્રગટ થતી સ્પર્શાદિ ગ્રાહકશક્તિ તે લબ્ધિ છે સ્પર્શઆદિનું જાણવું તે ઉપયોગ છે. સ્પર્શઆદિ જ્ઞાન દૃગરૂપ ઉપયોગ છે.

અહિં વર્ણઆદિ જ્ઞાનને ઇન્દ્રિયોના વિષય કહ્યા છે, પરંતુ મનોહર કે અણગમતા વર્ણ આદિમાં ઈષ્ટ-અનિષ્ટતા થવાથી ઈષ્ટ પ્રત્યે આકર્ષણ અને અનિષ્ટ પ્રત્યે વિમુખતા ઉપજવારૂપ મોહ પરિણતિનેજ જ્ઞાનમગ્ન મહાત્માઓ વિષયપણે ગણે છે. નહિતો જો જ્ઞાનને વિષયપણાવાળું માનીએ તો સિદ્ધ ભગવાનના જ્ઞાનને પણ વિષયોવાળું જ્ઞાન માનવારૂપ આપત્તિ-દોષ આવે. માટે રાગ-દ્વેષપણે પ્રવર્તતા જ્ઞાનને વિષયરૂપ (મોહરૂપ) ગણાય. કારણ અને કાર્યમાં એકતા હોય છે. ચારિત્ર મોહના ઉદયથી નહિ રમવાયોગ્ય ભાવમાં રમણતા તે અસંયમ છે. ત્યાં વર્ણાદિક માત્ર જ્ઞેય ( જાણવાયોગ્ય પદાર્થરૂપે ) જ નથી પણ સુંદર લાગવાથી તેમાં રમણીયરૂપ ઈષ્ટબુદ્ધિ થાય છે. વિષયોની ઇન્દ્રિયો દ્વારા પ્રવર્તતા જ્ઞાનનું ઈષ્ટ-અનિષ્ટપણે પરિણમવું અટકે તે ઈન્દ્રિય વિષયજય છે. એમ કેમ વ્યાખ્યા કરી ? એમ કોઇ કહે તો ઉત્તર કે જે દ્વારથી વર્ણાદિનું જ્ઞાન થાય પણ ઇષ્ટ-અનિષ્ટતા ન થાય તે ઈન્દ્રિય-જય છે, તે અનાદિની અશુદ્ધ, અસંયમરૂપ પરિ-ણતિને રોકવારૂપ છે, ત્યાં જ્ઞાન તો આત્માનું પોતાનું લક્ષણ હોવાથી સ્વપર પ્રકાશકરૂપ સાધ્ય છે, ઇષ્ટ-અનિષ્ટપણાથી થતો વિભાવજ સંગના યોગે અનાદિની પરંપરાથી થયેલા અશુદ્ધ ભાવ છે તે સર્વ પ્રકારે તજવા યોગ્ય છે. તેથીજ ઈન્દ્રિયો જીતવા યોગ્ય છે. ત્યાં દ્રવ્ય જય ઈન્દ્રિયોને સંકોચવા આદિરૂપ છે અને ભાવજય ચેતના અને વીર્યનું સ્વરૂપમાં પ્રવર્તવું તે છે.

નૈગમનયથી નિર્વૃત્તિ અને ઉપકરણરૂપ ઈન્દ્રિયની પરિણતિ નિર્માણ આદિ કર્મના ઉદયે થયેલાં ઇન્દ્રિયસંસ્થાનો છે. ઋજુસૂત્ર નયે પોતપોતાના વિષયને ગ્રહણ કરવામાં તત્પર થયેલાં નિર્વૃત્તિ

અને ઉપકરણો છે; શબ્દ નયથી સંજ્ઞાગ્રહણને પ્રાપ્ત થયેલ લબ્ધિ અને ઉપયોગની પરિણતિરૂપ વૃત્તિ છે. સમભિરૂઢ નયે સંજ્ઞાએ ગ્રહાયેલા અને નહિ ગ્રહાયેલા વિષયના ક્ષેત્રમાં પ્રાપ્ત વિષયનું જ્ઞાન છે. અને એવંભૂત નયે મતિ, શ્રુત, ચક્ષુ–અચક્ષુ તથા વીર્યાંતરાયના ક્ષયોપશમની મર્યાદાના અંત સુધીનું જેટલું જ્ઞાન છે, તેમાં અસંયમીનું જ્ઞાન ઇષ્ટ–આનષ્ટપણા સહિતજ હોય છે, તેથી તે વિષયરૂપ છે એમ સંજ્ઞાનું ભોક્તાપણારૂપ અશુદ્ધતા તે આત્માનાં અશુદ્ધ પરિણામ છે, તેનો જય પણ પહેલા ચાર નયની અપેક્ષાએ કારણરૂપ શબ્દાદિ સંબંધી સંયમ ગુણને પ્રગટાવવા માટે ચેતન આદિ પરિણામરૂપ દ્રવ્યજય છે તોપણ ભાવજયનું કારણ હોવાથી તેનો અભ્યાસ કર્તવ્ય છે. ભાવજય તો આત્મધર્મ હોવાથી સાધ્યજ છે તેને માટે ઉપદેશ કરે છે:–

હે ! ભવ્ય, જો તું સંસારથી ભય પામ્યો હોય, વળી સર્વ કર્મના ક્ષયરૂપ મોક્ષની અભિલાષા રાખતો હોય, તો ઇન્દ્રિયોને જીતવા માટે દેદીપ્યમાન પરાક્રમ પ્રવર્તાવ. માટે મહા દુઃખદાયક ભવકૂપથી થાકેલો, શુદ્ધ ચિદાનંદનો અભિલાષી જીવ હલાહલ ઝેર જેવા ઇન્દ્રિયોના વિષયોને તજે છે. ઉત્તરાધ્યનમાં કહ્યું છે કે:—

**सल्लं कामा विसं कामा कामा आसीविसोपमा।**
**कामे पत्थेमाणा अकामा जंति दुग्गइं॥ १॥**

અનુવાદ:—

કામ કાંટો, કામ વિષ છે, કામ ઝેરી નાગ જો;
કામની પાછળ પડી, અવગતિ વરે કરિ રાગ જો. ૧

**वृद्धास्तृष्णाजलापूर्णैरालवालैः किलेन्द्रियैः ।**
**मूर्छामतुच्छां यच्छन्ति विकारविषपादपाः ॥ २ ॥**

**ભાષાર્થ:**—લાલસારૂપી જળથી ભરેલાં ઇન્દ્રિયરૂપી ખામણાંમાંથી વધેલાં વિકારરૂપી વિષવૃક્ષો (ઝેરી ઝાડ) ખરેખર આકરી મૂર્ચ્છા (મહા મોહ) પમાડે છે.

**અનુવાદ:**—

વિકાર વિષવૃક્ષો વધે, ઇન્દ્રિય-ફરતી પાળ;
તૃષ્ણા-જળ ભરપૂર દે, મૂર્છા અતિ વિકરાળ. ૨

**જ્ઞાનમંજરી:**—ખરેખર વિષય ભોગમાં મીઠાશ મનાવનારી ઇન્દ્રિયોરૂપી ખામણાં (ઝાડની ચોફેર ફરતી કયારા-પાળી) વડે ઉછરેલાં વિકારરૂપી વિષવૃક્ષો અત્યંત મૂર્છા (મૂઢતા) આપે છે, અનાદિ કાળથી સ્વરૂપને ભૂલેલા પરભાવમાં વારંવાર તન્મય થવાથી મૂઢતા પામેલા જીવોના વિકારરૂપ વિષવૃક્ષો સ્પર્શનાદિ વિષય ગ્રહણ કરનારી ઇન્દ્રિયોથી ઉછરેલાં છે તે મહા મોહ ફેલાવે છે. કેવાં ખામણાંથી ઉછરે છે? તૃષ્ણારૂપ જળથી ભરેલાં છે. તૃષ્ણા એ લોભ-ઘેલછા, લાલસા છે, તે રૂપ જળથી ખામણાં ભરેલાં છે. તૃષ્ણાથી પ્રેરાયેલા ઇન્દ્રિયરૂપી ઘોડા દોડે છે. તૃષ્ણા અનંત છે:—

**सुवण्णरुप्पस्स य पव्वया भवे सियाहु कैलाससमा असंखया ।**
**नरस्स विलुद्धस्स न हुंति किंचि, इच्छा हु आगाससमा अणंतया ॥**

**અનુવાદ:**—(હરિગીત છંદ)

કૈલાસ સમ અગણિત ગિરિ સોના-રૂપાના છો મળે,
આકાશ સમ ઇચ્છા અનંતી લોભી નરની ના ટળે. ૧

**वारमणंतं भुत्ता वंता चताय धीरपुरिसेहिं ।**
**ते भोगा पुण इच्छइ भोत्तुं तिण्हाउलो जीवो ॥**

**અનુવાદઃ—**

જે ભોગોને છોડે, પુરૂષો એંઠ ગણી, અથવા,
અનંત વાર ગ્રહી ઓકયા, તે તૃષ્ણાકુળ ચહે ગ્રહવા. ૨

તૃષ્ણાથી આકુળ વ્યાકુળ થયેલાનેજ વિષયો રમણીય ભાસે છે. અને તે તૃષ્ણા અનાદિ અભ્યાસને લીધે વિષયના પ્રસંગથી વધે છે તેથી ઇન્દ્રિયોના વિષયોનો ત્યાગ કરવા યોગ્ય છે. ૨

**सरित्सहस्रदुः पूर-समुद्रोदरसोदरः ।**
**तृप्तिमान् नेन्द्रियग्रामो भव तृप्तोऽन्तरात्मना ॥ ३ ॥**

**ભાષાર્થઃ**—હજારો નદીઓથી પુરાવો મુશ્કેલ એવો સમુદ્રના પેટનો સગો ભાઈ ઇન્દ્રિયોનો સમૂહ તૃપ્ત થાય તેમ નથી એવું જાણી તું સમ્યક્ શ્રદ્ધાને કરી તૃપ્ત થા.

**અનુવાદઃ—**

ધરાય નહિ નદી સહસ્રથી, એવા ઉદધિ સમાન;
ઇન્દ્રિય ઇચ્છા રહે ઉણી, સમ્યક્ત્વે તૃપ્તિ આણ. ૩

**જ્ઞાનમંજરીઃ**—હે! ભવ્ય, આ ઇન્દ્રિયોનો સમૂહ કદી તૃપ્ત થવાનો નથી. કારણકે નહિ ભોગવેલા પદાર્થોમાં ઇચ્છા, ભોગવાતા પદાર્થોમાં મમતા અને પૂર્વે ભોગવી લીધેલા પદાર્થોનું સ્મરણ એમ ત્રણે કાળ સંબંધી અશુદ્ધ પ્રવૃત્તિ થઇ રહી છે. માટે ઇન્દ્રિયોના વિષયોમાં આસક્તિવાળાને તે તે પદાર્થોથી તૃપ્તિ થતી નથી.

ઇન્દ્રિયોનો સમૂહ કેવો છે? હજારો નદીઓથી પણ જે

ધરાતો નથી એવા મોટા પેટવાળા સમુદ્રના સગાભાઇ જેવો ઇન્દ્રિયોનો સમૂહ છે. તેથી ઇન્દ્રિયોની અભિલાષા પૂરતાં છતા અપૂર્ણ રહે તેવી છે; માત્ર શમસંતોષથી પૂરાય તેમ છે, તે માટે હિત શિખામણ દીધી છે કે હે! ઉત્તમ પુરૂષ, આત્માના અંતરંગસ્વરૂપથી અંતરાત્માથી તૃપ્ત થા. સ્વરૂપના અવલંબન સિવાય તૃષ્ણાનો ક્ષય થતો નથી. કારણ કે આ જીવ સંસાર ચક્રની મધ્યમાં રહેલા પરભાવોને પોતાપણે માનનાર, "શરીરજ આત્મા છે" એમ બાહ્ય ભાવમાં આત્મબુદ્ધિ કરનાર બહિરાત્મા બની અનંત પુદ્ગલ પરાવર્તન કાળ સુધી મોહથી રગદ્દોળાયેલો પરિભ્રમણ કરે છે; તેજ જીવ નિસર્ગ (સ્વાભાવિક સમજણ) કે અધિગમ (ઉપદેશ આદિથી થયેલી સમજ) વડે સ્વરૂપ અને પરરૂપના ભેદ વિજ્ઞાનથી "હું શુદ્ધ છું" એવો નિશ્ચય કરી સમ્યક્દર્શન-જ્ઞાન—ચારિત્રરૂપ આત્માને આત્માપણે જાણનાર, રાગ આદિને પરરૂપે નિર્ધાર કરનાર સમ્યક્દષ્ટિ અંતરાત્મા કહેવાય છે; તેજ જીવ, સમ્યક્દર્શનની પ્રાપ્તિના અવસરે નિર્ધારકરેલા તત્ત્સ્વરૂપની પૂર્ણ પ્રાપ્તિ થતાં, પરમ આનંદમય, સંપૂર્ણ સ્વધર્મની પ્રગટતાના ભોગવનાર સિદ્ધ પરમાત્મા થાય છે. તેથી મિથ્યાત્વને દૂર કરી આત્મસ્વરૂપના ભોગ વડે એંઠ, મળ કે કાદવ સમાન વિષયોને તજે છેઃ—

**विसयविसं हालाहलं, विसयविसं उक्कडं पीयं।**
**ताणं विसयविसया पिव विसयविसविसुइयाइंति ॥**
**कामभोगग्रहो दुष्टः कालकूटविषोपमः।**
**तद्व्यामोहनिवृत्त्यर्थमात्मभावोऽमृतोपमः॥**

**ભાવાર્થઃ**—વિષયરૂપી વિષ હાલાહાલ ઝેર જેવું છે;

વિષય વિષ ઉત્કૃષ્ટપણે પીધું છે, વિષયને વિરેચન કરનાર અતિ-વિષ હવે પી જેથી વિષયવિષની વિશુચિકા ( ઝાડો–ઉલટી ) થાય.

કામ ભોગ એ દુષ્ટ ગ્રહ છે, કાળકૂટ ઝેર જેવા છે; તેની મુંઝવણ દૂર કરવા માટે આત્મભાવ અમૃત સમાન છે. ૨ માટે આત્માના અનુભવથી તૃપ્તિ કર. ૩

**आत्मानं विषयैः पाशैर्भववासपराङ्मुखम् ।**
**इन्द्रियाणि निबध्नन्ति मोहराजस्य किंकराः ॥ ४ ॥**

**ભાષાર્થ:**—સંસાર-વાસથીવિમુખ આત્માને મોહરાજાના નોકર સમાન ઇન્દ્રિયો વિષયરૂપ દોરડાંથી બાંધે છે. મહામોહ રાજાને વડો બેટો રાગ કેસરી, તેનો વિષયાભિલાષ નામે પ્રધાન છે, તેનાં સંતાન ઇન્દ્રિયો છે.

**અનુવાદ:—**

મોહરાય–સેવક સમી, ઇન્દ્રિય બાંધે બંધ;
વિષય–પાશથી જીવને, ભવભીરૂને પ્રતિબંધ. ૪

**જ્ઞાનમંજરી:**—સંસારમાં વસવાથી ઉદ્વેગ પામેલા આત્માને ઇન્દ્રિયો ભવવાસમાં દૃઢ કરે છે, બાંધી રાખે છે. શાના વડે? વિષયરૂપ પાશથી. ઇન્દ્રિયોરૂપ મોહ રાજાના આ નોકરો મોહના પરિવારરૂપ, મોહનાં સંતાનની ઉપમા જેમને અપાઇ છે તેમાં મુખ્ય રાગકેસરી છે તે જગતને મુંઝવનાર છે. તેનો પ્રધાન વિષયાભિલાષ નામે છે. ભવના મૂળરૂપ વિષયોનો ત્યાગ હિતકારી છે. ૪

**गिरिमृत्स्नां धनं पश्यन् धावतीन्द्रियमोहितः ।**
**अनादिनिधनं ज्ञान-धनं पार्श्वे न पश्यति ॥ ५ ॥**

**ભાષાર્થ**—ઇન્દ્રિયોના મોહમાં પડેલો જીવ પર્વતની માટી (કાચું સોનું, રૂપું)ને ધન માનતો આમ તેમ દોડે છે, પરંતુ અનાદિ અને અનંત (આદિ-અંતરહિત) જ્ઞાનધન (જ્ઞાનરૂપી ધન) પાસે છે છતાં તે દેખતો નથી. સત્તાવિશ્રાંત (સત્તામાં રહેલું) કેવળ જ્ઞાનરૂપ ધન પાસે છે. કહ્યું છે:— "**केवलनाणमणंतं जीवसरूवं तयं निरावरणं**" કેવળ જ્ઞાન અનંત અને નિરાવરણ છે તથા જીવનું સ્વરૂપ છે.

**અનુવાદ**:—

ગિરિમૃંગ ધન ગણી દોડતો, ઈન્દ્રિય-મોહે ગ્રસ્ત;
જ્ઞાન અનાદિ અનંત ધન, પાસે જુએ ન મસ્ત. ૫

**જ્ઞાનમંજરી**:—સુવર્ણ આદિક પર્વતની માટીને ધન જાણી, ઈન્દ્રિયોના વિષયમાં આસક્ત એવો મૂઢ જીવ આમતેમ ભમે છે, ત્યારે પોતાનું તત્વજ્ઞાનરૂપ ધન પાસે છતાં જોતો નથી. કેવું જ્ઞાન છે? સત્તાની અપેક્ષાએ આદિ રહિત અને અંત રહિત સત્તા વિશ્રાન્તિરૂપ છે કહ્યું છે કે:—" **केवलनाणमणंतं सभावरूवं तयं निरावरणं.**" સિદ્ધપણે અવિનશ્વર (અવિનાશી) હોવાથી નિગોદ અવસ્થા સુધીમાં પણ અત્યંત બોધરૂપ જ્ઞાન મહામોહના ઉદયમાં પણ સત્તામાં રહેલું છે, સમ્યક્દૃષ્ટિ, દેશ-વિરતિ અને સર્વવિરત (સાધુઓ)ને સાધ્યરૂપ, નિર્વિકલ્પ સમાધિરૂપ શુકલધ્યાનના ફળરૂપ, અર્હંત અને સિદ્ધોનું પરમ સ્વરૂપ જે કેવળ જ્ઞાનરૂપ ધન પોતાનું, સહજ છે તેને વિસારીને મૂઢ મનુષ્યો ઉપાધિરૂપ માટીને પત્થરમાં ધનની કલ્પના કરી મોહ પામે છે, મુંઝાય છે. ૫

**पुरःपुरः स्फुरत्तृष्णा–मृगतृष्णानुकारिषु ।**
**इन्द्रियार्थेषु धावन्ति, त्यक्त्वा ज्ञानामृतं जडाः ॥ ६ ॥**

**ભાષાર્થઃ**—મૃગજળ ( ઝાંઝવાનાં પાણી ) ની પેઠે જેમાં તૃષ્ણા આગળ આગળ વધતી જાય છે એવા રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દરૂપ ઈન્દ્રિયોના વિષયોને વિષે મૂર્ખ માણસો જ્ઞાનરૂપ અમૃતને તજીને દોડે છે.

**અનુવાદઃ**—

દૂર જતાં દૂર દેખીએ, મૃગજળ–વિષયે મોહ;
જ્ઞાનામૃત તજી મૂઢ ત્યાં, દોડે તે નિજ દ્રોહ. ૬

**જ્ઞાનમંજરીઃ**—સ્યાદ્વાદ પ્રમાણે વસ્તુસ્વરૂપની પ્રાપ્તિ વિનાના મૂર્ખ મનુષ્યો અવિનાશી પદની પ્રાપ્તિ કરાવે તેવા બોધરૂપી અમૃતને તજીને રૂપ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દરૂપ ઇન્દ્રિયોના વિષયો પ્રત્યે દોડે છે. વિષય–ભોગની અભિલાષાથી આતુર રહે છે, તેને માટે યત્ન કરે છે. તેને અર્થે દંભના વિકલ્પોની કલ્પના કરે છે, તેને માટે ખેતીઆદિ ધંધા કરે છે.. તે ઈન્દ્રિયના વિષયો કેવા છે? મૃગજળરૂપ ભ્રાંતિ જેમ જેમ આગળ જઈએ તેમ તેમ આગળ આગળ દૂર દેખાય તેની પેઠે આગળ આગળ વધતી ભોગની પિપાસારૂપ તૃષ્ણા જેમાં રહે છે તેવા ઈન્દ્રિયના વિષયો છે, જેમ મૃગતૃષ્ણારૂપ જળ પિપાસાને હરતું નથી માત્ર ભ્રાન્તિજ છે, તેમજ ઈન્દ્રિયોના ભોગો સુખરૂપ નથી, અજ્ઞાનીને તેમાં સુખની ભ્રાંતિજ થઈ છે. ૬

**पतङ्गभृंगमीनेभ–सारङ्गा यान्ति दुर्दशाम् ।**
**एककेन्द्रियदोषाच्चेद्, दुष्टैस्तैः किं न पंचभिः ? ॥ ७ ॥**

**ભાષાર્થ:**—પતંગીયું, ભમરો, માછલું, હાથી અને હરણ એક એક ઇન્દ્રિયના દોષથી જો મરણરૂપ માઠી દશાને પામે છે, તો તે પાંચેય દોષવંત ઇન્દ્રિયોથી શું ન થાય?

**અનુવાદ:**—

હાથી, મત્સ્ય, ભમરો હરણ, પતંગનાં દુ:ખ સ્પષ્ટ;
એક ઇન્દ્રિય વશ મરે, શું ન કરે સૌ દુષ્ટ? ૭

**જ્ઞાનમંજરી:**—રૂપમાં આસક્ત પતંગીયું, રસમાં આસક્ત માછલું, ગંધમાં આસક્ત ભમરો, સ્પર્શમાં આસક્ત હાથી, શબ્દમાં આસક્ત હરણ, એ બધાં એક એક ઇન્દ્રિયના દોષને લીધે દુષ્ટ–હીન–દશા પામે છે, તો પાંચેય દુષ્ટ ઇન્દ્રિયોથી શું દુ:ખ ન સંભવે? સર્વ આપત્તિ સંભવેજ, માટેજ મોટા ચક્રવર્તી, વાસુદેવ, મંડલિક રાજા આદિ કુંડરિક આદિ વિષયોમાં વ્યામોહ પામેલા ચિત્તવાળા બની નરકમાં દીનદશા પામ્યા છે; વધારે શું કહેવું? વિષયરૂપ વિષનો ભોગ ન કરો. ૭

**विवेकद्विपहर्यक्षैः समाधिधनतस्करैः ।**
**इन्द्रियैर्न जितो योऽसौ धीराणां धुरि गण्यते ॥ ८ ॥**

**ભાષાર્થ:**—વિવેકરૂપ હાથીને હણનાર સિંહ સમાન, અને નિર્વિકલ્પ ધ્યાનરૂપ ધન લુંટી લેનાર લુંટારા જેવી ઇન્દ્રિયોને વશ જે થયો નહિ તે ધીર પુરૂષોમાં મુખ્ય ગણાય છે. ૮

**અનુવાદ:**—

વિવેક હાથીના સિંહ સમ, ઇન્દ્રિય જો જીતાય;
સમાધિ ધન ચોરાય ના, ધીરવીર ગણાય. ૮

**જ્ઞાનમંજરી:**—સ્વપરનો ભેદ સમજવારૂપ વિવેક હાથી

સમાન છે, તેને હણુનાર સિંહ સમાન ઇન્દ્રિયો છે. વળી સ્વરૂપના અનુભવમાં વિલાસરૂપ સ્થિરતા તે સમાધિ નામનું સર્વસ્વ ધન છે તેનું હરણુ કરનાર ચોરો જેવી ઇન્દ્રિયો છે. જે નમિરાજર્ષિ, ગજસુકુમાર, સુકુમાલપાલ આદિ પુરૂષો ઇન્દ્રિયોને વશ ન થયા તે ધીર પુરૂષોમાં મુખ્ય ગણાય છે, વખણાય છે, કહ્યું છે કે:—

धन्यास्ते ये विरक्ता गुरुवचनरतास्त्यक्तसंसारभोगाः ।
योगाभ्यासे विलीना गिरिवनगहने यौवनं ये नयन्ति ॥
तेभ्यो धन्या विशिष्टाः प्रबलवरवधूसंगपंचाग्नियुक्ताः ।
नैवाक्षौघे प्रमत्ताः परमनिजरसं तत्त्वभावं श्रयंति ॥ १ ॥

અનુવાદ:—( પ્રભાતિયું ):-

ધન્ય વૈરાગિયા, ગુરુવચન રાગિયા, ભોગ સંસારના ત્યાગિયાજો,
યોગ અભ્યાસમાં લીન, જુવાનીમાં, ગિરિવન ગહનમાં રાચિયાજો;
અધિક એથી વળી ધન્ય તેને ગણો, જે દમે ઇન્દ્રિયો અપ્રમાદે,
પંચ અગ્નિગણે વિષયને શોષવા, પરમ નિજતત્ત્વરસલે સુસ્વાદે.

અહો હો!! પૂર્વભવમાં ચાખેલા સમતા સુખના સ્મરણથી અનુત્તર વિમાનમાં સુખ ભોગવનાર લવસત્તમ ઇન્દ્રાદિ તો વિષયનો સ્વાદ ત્યાગવા અસમર્થ હોવાથી મુનિના ચરણુ કમળોમાં જમીન પર આળોટે છે! માટે અનાદિ કાળમાં અનેકવાર ભોગવેલા વિષયો પ્રત્યે પૂંઠ દેવા યોગ્ય છે, તેનો સંગ પણ કરવા યોગ્ય નથી; પૂર્વે કરેલો તેનો પરિચય સ્મૃતિમાં પણ આવવા દેવો યોગ્ય નથી; સમયે સમયે દુગંછાજ કરવા યોગ્ય સંસારના બીજ જેવા ઇન્દ્રિયોના વિષયો છે. એટલા માટેજ નિર્ગ્રંથ પુરૂષો તત્વ અવલોકનની ઇચ્છા આદિમાં વાચનાદિ વડે કાળ ગાળે છે.

કહ્યું છે કેઃ—"**निम्मल निक्कल निस्संग सिद्ध सब्भावफासणा कईया**" નિર્મલ, નિષ્કલ, નિઃસંગ, સિદ્ધ સદ્‌ભાવસ્પર્શના કહી છે. ઇત્યાદિ રૂચિથી રત્નત્રયમાં પરિણમીને સ્થવિરકલ્પ કે જિન-કલ્પ અવસ્થામાં મુનિઓ રહે છે. સર્વે ભવ્ય જીવોએ એજ કર્તવ્ય છે. ૮

## ૮. ત્યાગાષ્ટક.

**संयतात्मा श्रये[१]च्छुद्धोपयोगं पितरं निजम् ।**
**धृतिमम्बां च पितरौ तन्मा विसृजतं ध्रुवम् ॥ १ ॥**
**युष्माकं संगमोऽनादिर्बंधवोऽनियतात्मनाम् ।**
**ध्रुवैकरूपान् शीलादि-बंधूनित्यधुना श्रये ॥ २ ॥ युग्मम् ॥**

**ભાષાર્થઃ**—કરવા માંડયું તે કર્યું, સંયમ ગ્રહવા માંડયો તે ગ્રહણ કર્યો એ અપેક્ષાએ 'સંયતાત્મા' અહિં સંયમ માટે તત્પર થયેલાને કહ્યો છે. સંયમ સન્મુખ બનીને રાગ દ્વેષ રહિત શુદ્ધ આત્મજ્ઞાન (શુદ્ધ ઉપયોગ) રૂપ પિતાનો અને આત્મરતિ (ધૃતિ)રૂપી માતાનો હું આશ્રય લઉં છું, ગ્રહું છું; તે માટે હે! માતા-પિતા નિશ્ચય મને મોકળો કરો, છૂટો કરો. ૧

**ભાષાર્થઃ**—તમારો સંગ-મેળો પ્રવાહથી અનાદિ છે; હે! બંધુઓ, તમે કેવા છો? અનિશ્ચિત પર્યાયરૂપ છો, બંધુ તે શત્રુ થાય શત્રુ તે બંધુ થાય, એવો તમારો સંગ છે, માટે નિશ્ચ-યથી અવિચલિત એક રૂપ જેનું છે એવા શીલ, સત્ય, શમ,

૧ **श्रये शुद्धो**...પાઠાંતર

દમ, સંતોષાદિક બાંધવનું અવિચલિત એક સ્વરૂપ હોવાથી તેમનો હવે હું આશ્રય ગ્રહું છું. ૨

અનુવાદ:—

સંયમાર્થીનો નિજપિતા, શુદ્ધ ભાવ નિજ જોય;
ધૃતિ–માતા માટે મને, મા–બાપ! છુટો કરી દોય ૧
હે! બંધવ, તમ સંગ તો, અનાદિ ને અનિયત;
હવે શીલાદિ બંધુ ધ્રુવ, એકરૂપ સંમત. ૨

**જ્ઞાનમંજરી:**—ત્યાગથી ઇન્દ્રિયજય વળી વધે છે; તેથી આત્માના સ્વરૂપથી અન્ય જે પરભાવપણું તે તજવા યોગ્ય છે. માટે ત્યાગાષ્ટક લખે છે. તજવું તે ત્યાગ. પર ભાવનો ત્યાગ સર્વને સુખરૂપ છે. ત્યાગ એટલે છોડી દેવું. ત્યાં સ્વદ્રવ્ય, સ્વક્ષેત્ર, સ્વકાળ અને સ્વભાવપણે વસ્તુનું અસ્તિત્વ છે એવો **स्याद् अस्ति** નામનો પ્રથમ પ્રકાર વિચારતાં આત્મપરિણામ એટલે પોતાના આત્મામાં વર્તતો 'સ્વધર્મ' સમવાયપણે આત્માથી અભેદ હોવાથી તેનો ત્યાગ ન બને; પરંતુ સમ્યક્જ્ઞાન આદિ સાધનમાં વર્તવાથી, વિસારી મૂકેલાનું સ્મરણ થતું હોવા છતાં તેના આત્મામાં 'સ્વધર્મ'નું તો ઉપાદેયપણુંજ છે; કારણકે અંતર્ધાન થઈ ગયેલો આત્મા તેથી પ્રગટે છે; જેને ભોગવ્યો નથી, તે ભોગવાય છે–અનુભવાય છે. બાકી બધાનો સંયોગ સંબંધ માત્ર છે એમ જાણવાથી તે તજવા યોગ્યજ લાગે છે. જો કે સત્દેવ આદિ નિમિત્ત, શુભઆચરણ, ધ્યાન આદિ આત્મસાધન પરિણામની ગ્રહણતા અનાદિ અશુદ્ધ પરિણતિ ગ્રહવાની વૃત્તિ નિવારવા માટે સ્વીકારી છે, તો પણ સ્વસિદ્ધ અવસ્થાનું તો કદી ત્યાગવાપણું નથી, એમ ઉત્સર્ગ માર્ગે (તો

નિમિત્તાદિની ) ગ્રહણુતા નથી. અનાદિ મિથ્યાદષ્ટિ કુદેવ આદિમાં રાગ કરે છે, તેજ સમ્યક્દર્શનના બળથી સ્વધર્મનો નિર્ણય કરી તેનીજ રૂચિવાળો થતાં શુદ્ધ દેવ આદિને સ્વીકારે છે, તથાપિ દેવાદિને પરરૂપે જાણે તો છેજ; અપ્રશસ્તને તજે છે; પ્રશસ્તનો અત્યાગ, સ્વસાધન પરિણુતિ ( ધ્યાન ) નું ગ્રહણુ એ બધું અસિદ્ધ (સાધક દશા-સંસાર દશા) અવસ્થા સુધી હોય છે.

હવે (૧) નામત્યાગ તો શબ્દ બોલવારૂપ છે; (૨) સ્થાપનાત્યાગ, દશ યતિધર્મ, પૂજન આદિમાં જે સ્થાપવામાં આવે છે તે; દ્રવ્યત્યાગ, દ્રવ્યથી એટલે બાહ્યવૃત્તિથી, અથવા ઈન્દ્રિય સુખની અભિલાષાના લક્ષથી ત્યાગ કરવો તે દ્રવ્યત્યાગ છે; દ્રવ્યનો ત્યાગ તો અહાર, ઉપધિ ( સામગ્રી-ઉપકરણુ ) આદિનો ત્યાગ તે પણુ દ્રવ્યત્યાગ છે; દ્રવ્યરૂપ ત્યાગ બે પ્રકારે છે-આગમથી અને નોઆગમથી. આગમથી દ્રવ્યત્યાગ એટલે સ્વરૂપનો જાણુ પણુ ઉપયોગ રહિત તે; નોઆગમથી દ્રવ્યત્યાગ:-૧ જ્ઞશરીર એટલે ત્યાગના સ્વરૂપ જાણુનારનું શરીર, ૨ ભવ્યશરીર એટલે ત્યાગસ્વરૂપને ભવિષ્યમાં જાણુનાર થવાનો હોયતે લઘુશિષ્યાદિ; ૩ તદ્દવ્યતિરિક્ત,સુદ્રવ્યત્યાગ, પુદ્દગલની આશારહિત,આલોકની આશા, પરલોકની આશા રહિત, સ્વરૂપ સાધનની સન્મુખ બની બાહ્ય ઉપાધિ, શરીર, અન્ન, પાન, સ્વજન આદિનો ત્યાગ; (૪) ભાવથી ત્યાગ આભ્યંતર (અંતરના ) રાગ, દ્વેષ, મિથ્યાત્વ આદિ આસ્રવ પરિણુતિનો ત્યાગ; આત્માના ક્ષાયોપશમિક જ્ઞાનાદિ ગુણોની પરભાવથી નિવૃત્તિ તે ભાવત્યાગ. તે સમ્યક્જ્ઞાન પૂર્વક ચારિત્ર અને વીર્યની મિશ્રતાથી થતાં આત્મપરિણામ છે.

નૈગમ અને સંગ્રહ નયે નામ સ્થાપના પ્રમાણે ત્યાગ જાણવો. વ્યવહાર નયે ત્યાગ, વિષ અને ગરલ અનુષ્ઠાન (આ ભવની સુખેચ્છા પૂર્વક અને પરભવની સુખેચ્છા પૂર્વક ક્રિયા) સહિત હોય છે. ઋજુસૂત્રનયે માઠાં પરિણામની ભીતિથી કરેલો ત્યાગ; શબ્દ અને સમભિરૂઢ નયો પ્રમાણે તદ્હેતુ ક્રિયારૂપ ત્યાગ; અને એવંભૂત ત્યાગ તો તજવા યોગ્ય જાણીને સર્વથા તજવારૂપ છે. અથવા આહાર આદિ બાહ્ય ત્યાગ પહેલા ચાર નયો પ્રમાણે સંમત છે અને આભ્યંતર ત્યાગ શબ્દ આદિ ત્રણ નય અનુસાર છે એમ ત્યાગ-ભાવ કહ્યો, તે કરવા યોગ્ય છે એવો ઉપદેશ હવે જણાવે છે.

સંયમની સન્મુખ (દીક્ષા લેવા તત્પર) થયેલો જીવ શુદ્ધ ઉપયોગરૂપ પોતાના પિતાનો આશ્રય લે, એટલે રાગદ્વેષ રહિત આત્મજ્ઞાનને આશ્રયે રહે અને આત્મપ્રીતિ ( ધૃતિ ) રૂપ માતાનો આશ્રય લે. આહાર પર્યાપ્તિ-નામ કર્મના ઉદયે જ્યાં જીવ ઉત્પન્ન થયો તે માતા, તેનો પિતા તે પિતા એમ લૌકિક સંબંધ છે, તે માબાપ પ્રત્યે કહે છે, "હે! માતા-પિતા મને છૂટો કરો; હું તમારો પુત્ર નથી; તમે મારાં માતા-પિતા પણ નથી લોકમાં માત્ર રૂઢિથી એમ કહેવાય છે."

આ વિષે દૃષ્ટાંત છે:—એક વખતે ભરત ક્ષેત્રમાં મગધ દેશની સુવપ્રાનગરીને વિષે અરિદમન, વિધિકુશળ 'વજ્રજંઘ' નામે રાજા રાજ્ય કરતો હતો. તેની રાણીનું નામ ધારિણી હતું. તેને સુભાનુ નામે કુંવર હતો. તે દેવ સમાન સુંદર કુમાર અનુક્રમે વિદ્યામાં ઇન્દ્ર સમાન શ્રેષ્ઠ થયો, તે અતિ સૌંદર્યયુક્ત છતાં સહજે જિન ધર્મના સાધુનું વંદન પૂજન કરતાં તત્પર

રહેતો. કંદર્પસમ શોભતો તે જુવાનીમાં આવ્યો ત્યારે તેના પિતાએ રૂપ, લાવણ્ય, શીલ અને કળાવાળી સો રાજકન્યાઓનાં માગાં કરી તેની સાથે પરણાવી. તેમની સાથે વિષય ભોગવતો તે ત્રિલોકનાથ, ત્રિલોકબંધુ સમાન સર્વને પ્રસન્ન કરતો રહે છે. તેવામાં એકદા અનેક કેવલી સહિત, અનેક વિપુલમતિ મુનિયો સહિત, અનેક ઋજુમતિ મુનિયો સહિત, અનેક અવધિ જ્ઞાનીઓ સહિત, અનેક પૂર્વધારી મુનિયો સહિત, અનેક આચાર્યઉપાધ્યાયો સહિત, અનેક તપોધનમુનિયો સહિત અને અનેક નવદીક્ષિતો સહિત, વળી અનેક દેવદેવીઓથી ઘેરાયેલા, શ્રી સંભવનાથ સર્વજ્ઞ, સર્વદર્શી અરિહંત, આકાશગામી છત્ર, આકાશગામી (ધર્મ) ચક્ર સહિત, શ્વેત ચામરોથી વીંજાતા, આગળ ધર્મધ્વજાથી વિરાજમાન તે નગરી સમીપ સ્વામી સમોવસર્યા (પધાર્યા). ત્રિગઢવાળું (રત્ન, સોના, રૂપાના ૩ કોટ ખાઈઓ સહિત) સમવસરણ રચાયું. વનપાળે જઈને કુંવરને વધામણી દીધી કે જેની સદૈવ દર્શન અભિલાષા રાખો છો તે સર્વ જગજીવો પ્રત્યે વત્સલતા રાખનાર તીર્થંકર પધાર્યા છે. પુણ્યયોગે તે વખતે કુમાર સ્ત્રીઓના સમૂહથી ઘેરાઈને બેઠો હતો, તે સ્ત્રીઓને ઉદ્દેશીને કુમાર કહે છે; ‘સાંભળો, મારો તારનાર, નિર્મમ, નિરહંકારી, સર્વ ઉપાધિરહિત, સર્વજ્ઞ, સર્વદર્શી, જિન વીતરાગ, શુદ્ધ ધર્મ ઉપદેશનાર આવી ચઢયા છે; હું તેમને વંદન કરવા જાઉં છું; એમ હર્ષથી રોમાંચિત થતો, ઉભો થયો અને વંદન કરવા ચાલી નીકળ્યો. રસ્તામાં પણ લોકોને કહે છેઃ– અહો! મોહરહિત મારા ભગવાન, કશું પોતાનું જેણે કર્યું નથી એવા મારા ભગવાન, તૃષ્ણારહિત મારા ભગવાનને વંદન કરવા જો તમે શુભાર્થીઓ હો તો ચાલો.

અરે! તમને સર્વ સંશય છેદનારા પરમેશ્વર દેખાડીશ.' એમ બોલતો સ્ત્રીઓ સહિત તે વનમાં પહોંચ્યો; અતિશયો દેખીને કહે છે:- 'હે ભદ્રે, કોઈ આવો ત્રણે ભુવનના લોકોને ચમત્કાર પમાડતો સર્વ દેવ ઈન્દ્રોથી પૂજાતો ચાલતો હશે? એમ જ્યારે સન્મુખ આરહંતને જુએ છે ત્યારે તો પ્રફુલ્લ કમળ નયન-વદન વાળો તે બોલી ઉઠયો; અહો! મારાં પુણ્ય અંકુરનું આજે ફળ મળ્યું, એમ આનંદ પામતો પાંચ અભિગમ પૂર્વક તીર્થંકરના ચરણમાં વંદન કરીને આનંદમાં ડોલતો ઉભો છે તેટલામાં ચારિત્રમોહના ક્ષયોપશમથી વિરતિની મતિ ઉપજી અને તે બોલ્યો, 'હે! નાથ, અશરણ-શરણ, મહાસત્થવાહ, ભવસમુદ્રમાં નિર્યાપક (તારનાર નાવિક), મને સામાયિકનો ઉપદેશ દ્યો, જેથી કષાયરૂપી વાયુનો વેગ ભાગી જાય.' એમ કહેતાં અરિહંત પ્રભુએ સામાયિક આપ્યું, વ્રત ગ્રહણ કરીને તે શ્રમણ મુનિ થયો. તેટલામાં આયુષ્ય પુરૂં થયું. તે કુમાર શ્રમણ મરણ પામ્યો, ત્યાં તો તેનો પિતા રાજા પરિવાર સહિત આવ્યો, પુત્રને મરેલો દેખીને ખેદ પામ્યો, માતા પણ વિલાપ કરતી રૂદન કરે છે; તેવામાં સુભાનુ કુમારનો જીવ તૂર્ત દેવપણું પામીને જિન-ચરણમાં આવી પહોંચ્યો; તે માતા-પિતાને વિલાપ કરતાં દેખીને કહે છે:- 'એવું શું દુઃખ છે કે પરમસુખદાયક જિનચરણ પામીને પણ તમે રૂઓ છો?' તે બોલ્યાં: અમારો પરમ વહાલો પુત્ર મરણ પમ્યો, તેનો વિયોગ પડયો, તે દુઃખ દુઃસહ છે. તે દેવ બોલ્યો; હે! રાજા, કહો તેનું શરીર તમને ઈષ્ટ છે કે જીવ? જો જીવ ઈષ્ટ હોય તો આ હું રહ્યો, મારાપર રાગ કરો; જો શરીર ઈષ્ટ હોય તો આ કલેવર ઉપર રાગ કરો. કહો, તમારો પુત્ર કયાં છે? જીવમાં કે દેહમાં? બન્ને હોવા

છતાં કેમ રડો છો?' તે પિતા કહે છે; એવો પ્રેમ ઉલ્લાસ આવતો નથી. તે દેવ કહે છે: 'આ માત્ર માન્યતાજ છે કે આ મારો પુત્ર, આ મારી માતા ઇત્યાદિ વિકલ્પો અવસ્તુતા રૂપ (જૂઠા) સંબંધમાં કરી શું મોહ કરવો?' આ વચનોથી પ્રતિબોધ પામી સર્વેએ દીક્ષા લીધી. આ લોકમાં સંબંધ ભ્રમ રૂપ છે. હે! માતા-પિતા, હે! બંધુઓ, તમારો સંબંધ અનાદિ પરંપરાથી અનાદિ અને અનિયત એટલે સંયમ રહિત જીવોનો છે અથવા અનિશ્ચિત સ્વરૂપવાળાંનો છે; મિત્ર હોય તે શત્રુ થાય શત્રુ વળી મિત્ર થાય. હવે તો નિશ્ચિત એકરૂપ, ભિન્ન ભિન્ન ભાવ રહિત શીલ, સત્ય, શમ, દમ, સંતોષ આદિ હિતકારી બંધુઓનો સદાય આશ્રય કર, સાધક શુદ્ધ આત્મગુણરૂપી બંધુઓને પ્રાપ્ત કર. ૨

**कान्ता मे समतैवैका, ज्ञातयो मे समक्रियाः ।**
**बाह्यवर्गमिति त्यक्त्वा, धर्मसंन्यासवान् भवेत् ॥ ३ ॥**

**ભાષાર્થઃ**—સમતાજ મારી એક પ્રિય પત્ની છે, સરખા આચારના સાધુજ મારા સગા છે, બીજાં સગાંનું કામ નથી; એમ નિશ્ચય ભાવે કરીને બાહ્ય પરિવારને છોડીને ગૃહસ્થની ઋદ્ધિ આદિ ઔદયિક ભાવના ત્યાગવાળા થવું, એટલે ઔદયિક ભાવ છોડી ક્ષાયોપશમિક ભાવવંત થવું.

**અનુવાદઃ**—

એક મુજ સમતા પ્રિયા, સ્વજન સાધુસમાજ;
બાહ્ય કુટુંબ તજી લઉં, ધર્મસન્યાસ સત્સાજ. ૩

**જ્ઞાનમંજરીઃ**—તત્ત્વજ્ઞાની આભ્યંતર સંબંધમાં પ્રીતિ કરે છે તે કહે છે. સ્વરૂપ સાધન માટે હું તત્પર થયો છું

તો મારે ભોગવવા યોગ્ય એક સમતારૂપ સ્ત્રી હોય, એટલે તત્વજ્ઞાનનું અવલંબન લેનારાઓને સમતા વનિતા છે; સમાન આચારવાળા સાધુઓ મારા જ્ઞાતિલા, સ્વજન છે એમ ગણીને પુત્ર, પત્ની આદિને તજીને ગૃહસ્થધર્મને તજનાર થાય; ઉદયથી પ્રાપ્ત થયેલી સંપત્તિ તજીને ક્ષયોપશમથી પ્રાપ્ત થતી પોતાની સાધન સંપત્તિને સ્વીકારે છે. સંસાર પ્રવાહમાં અનાદિ કાળથી પ્રસંગ આદિ વિભાવસંપત્તિને ગ્રહણ કરતો, ઇચ્છતો, ભોગવતો જીવ ભવવનમાં ભટકે છે, તે જીવ સમ્યક્જ્ઞાન-દર્શનસહિત ચારિત્રના સાધનરૂપ ધર્મમાં પરિણમતાં મોક્ષને સાધનારો બને છે, શ્રેયસાધક બને છે. ૩

**धर्मास्त्याज्याः सुसङ्गोत्थाः क्षायोपशमिका अपि ।**
**प्राप्य चन्दनगन्धाभं, धर्मसन्न्यासमुत्तमम् ॥ ४ ॥**

**ભાષાર્થ**:—બાવના ચંદનના ગંધ સમો ઉત્કૃષ્ટ (ક્ષાયિક પણે છે માટે-ક્ષપક શ્રેણિમાં હોય છે તે) ધર્મસન્યાસ પામીને સત્સંગથી ઉત્પન્ન થતા ક્ષયોપશમથી પ્રાપ્ત થયેલા ક્ષમા આદિક પણ તજવા યોગ્ય છે. અહિં ઉત્તમ ધર્મસન્યાસ તે તાત્વિક ધર્મસન્યાસ સમજવો. તે તાત્વિક ધર્મસન્યાસ ક્ષપક શ્રેણિ માંડતી વખતે આઠમે ગુણસ્થાનકે આવે. કહ્યું છે કે:—"**द्वितीयापूर्वकरणे, प्रथमस्तात्त्विको भवेत्**"(**योगदृष्टिसमुच्चय १०**)—એ પ્રકારના સામર્થ્યયોગમાં પ્રથમ ભેદ ધર્મસન્યાસ પરમાર્થે બીજા અપૂર્વ કરણમાં હોય છે. પ્રથમ અપૂર્વ કરણ સમ્યક્ત્વ લાભનું; બીજું આઠમા ગુણસ્થાનકનું, ત્યાં પ્રથમ પ્રકાર જે ધર્મસંન્યાસ તાત્વિક એટલે પારમાર્થિક હોય. યોગદૃષ્ટિસમુચ્ચય ગ્રંથે એજ કહે છે.

**અનુવાદ:—**

ભેદરત્નત્રયી ધર્મ જે, સત્સંગ ફળ પણ જાય;
ક્ષાયિક ધર્મ–સંન્યાસરૂપ, ચંદનગંધ સદાય. ૪

**જ્ઞાનમંજરી:—** ભેદરત્નત્રયીરૂપ ધર્મો, સત્સંગ-દેવ-ગુરુના નિમિત્તે થતા ધર્મો પણ તજવા યોગ્ય છે. શું કરીને? ક્ષાયિક અભેદ રત્નત્રયીરૂપ સ્વધર્મ પરિણામ, સહજ પરિણમનરૂપ ઉત્તમ ધર્મસન્યાસ પામીને. ધર્મસંન્યાસ કેવો છે? ચંદનગંધ સમાન; કારણ કે તેલ વગેરેમાં સુગંધિ સંગને લઈને પુષ્પાદિને નિમિત્તે થયેલી હોય છે; ચંદનમાં તો સહજરૂપે, તન્મયપણે ઉત્પન્ન થયેલી સુગંધિ હોય છે; આથી ધર્મપરિણામ આત્મામાં સહજજ છે કારણકે સ્વરૂપ હોવાથી સહજ છે. પણ અશુદ્ધતાથી આવરણ આવેલું છે તે ગુરુના નિમિત્તે (ધર્મપરિણામ) પ્રગટ થાય છે. ત્યાં પ્રથમ જિજ્ઞાસા આદિ યોગ્યતા અને નિમિત્તની મદદથી સવિકલ્પ સમ્યક્દર્શન આદિ પ્રગટાવે છે તેજ દશા વર્ધમાન થતાં અભેદ રત્નત્રયીરૂપ નિમિત્તઆદિની અપેક્ષા વિના ગુણપરિણામરૂપ સહજ ધર્મપરિણામ પરિણમે છે ત્યારે સવિકલ્પ સાધના તજવા યોગ્યજ બને છે. યોગદૃષ્ટિ સમુચ્ચયમાં કહ્યું છે (ઉપરની ટીકામાં જણાવ્યું છે તે) બીજા અપૂર્વકરણમાં પ્રથમ ધર્મ અતાત્વિક હતા તે તાત્વિક થાય છે. ભાવાર્થ એ છે કે સમ્યક્દર્શન આદિ ક્ષાયોપશમિક ગુણો જોકે અર્હત્ પ્રવચન આદિ સ્વજાતિને અબાધક પણ વિજાતિરૂપ પરદ્રવ્યને અવલંબીને પ્રવર્તે છે, પરના અવલંબનથી અતાત્વિક કહેવાય છે, તત્વસ્વરૂપમાં તન્મય નથી, પરંતુ અરિહંત આદિના ગુણોનું અવલંબન લે છે એટલી પરાધીનતા છેજ એથી અતાત્વિક

છે; તો પણ જેનો સમ્યક્દર્શનાદિ ગુણરૂપ ક્ષયોપશમ સ્વરૂપના નિર્ધાર, જ્ઞાન અને રમરણસ્વરૂપ છે તે અન્ય નિમિત્તાદિ અવલંબન કરવા છતાં તે તાત્વિક છે. અહિં રત્નત્રયી સ્વરૂપે વીતરાગ સર્વજ્ઞે કહેલી યથાર્થ શ્રદ્ધા તે સમ્યક્દર્શન, યથાર્થ તત્વને જાણવારૂપ સમ્યક્ જ્ઞાન અને તત્વમાં રમણુતા તે ચારિત્ર એમ ત્રણગુણના સમૂહરૂપ ક્ષયોપશમમાં અર્હંત ભગવાનનાં વાકયના અવલંબનથી નિજગુણનું સાધવાપણું હોવાથી પ્રબળ કારણરૂપે ક્રમનું કારણ છે; અતત્વરૂપ છે કારણકે તેમાં અંતર્મુહૂર્ત સુધી એવા વિકલ્પ હોય છે કે [1]ઉપાદેયપણે સ્વતત્વનો નિર્ધાર ભાસન (જ્ઞાન) અને તેમાં રમણુતા (ચારિત્ર) છે અને હેય (તજવા યોગ્ય) પણે પર ભાવના ત્યાગરૂપ નિર્ધાર (પ્રતીતિ), ભાસન અને રમણુતા છે એટલે આ પ્રકારના રત્નત્રયી પરિણામને ભેદરત્નત્રયી સ્વરૂપ કહે છે; અને અભેદ રત્નત્રય સ્વરૂપ તો સકલ વિભાવના હેયપણા સહિત હોવા છતાં અવલોકન આદિ રહિત, વિચારણા-સ્મૃતિધ્યાન આદિ રહિત એક સમયેજ સંપૂર્ણ આત્મધર્મના નિર્ધાર–ભાસન–રમણુતારૂપ નિર્વિકલ્પ સમાધિમય હોય છે. ધ્યાન પ્રકાશમાં કહ્યું છે કે:–

**जोयवियप्पो चिरकालीओ, सपरोभयावलंबणे होइ ।**
**जिट्ठिव्व पुरस्स चलणे, निमित्तगाही भवे तेइ ॥ १ ॥**

**ભાષાર્થ:**—આગળ ચાલવા માટે જેમ લાકડીનું નિમિત્ત લઇને પ્રવર્તે તેમ ચિરકાળ સુધી સ્વ અને પર બન્નેના આલંબનમાં યોગનો વિકલ્પ નિમિત્તગ્રાહી (ભેદરત્નત્રયી) કહેવાય છે. ૧

૧ ગ્રહણ કરવા યોગ્ય.

આવા અભેદ રત્નત્રયી પરિણામથી ભેદરત્નત્રયી પરિણામનો સવિકલ્પ પ્રયત્ન તજવોજ. ૪

**गुरुत्वं स्वस्यनोदेति, शिक्षासात्म्येन यावता।**
**आत्मतत्त्वप्रकाशेन, तावत्सेव्योगुरूत्तमः ॥ ५ ॥**

**ભાવાર્થ:**—જ્યાંસુધી પોતાને ગ્રહણ અને આસેવનરૂપ બે શિક્ષાના સમ્યક્ પરિણામે, શુદ્ધ આત્મ સ્વરૂપના સંશય વિપર્યાસ રહિત બોધવડે ગુરુપણું ન પ્રગટે, ત્યાંસુધી ઉત્તમ જ્ઞાનોપદેશ-આચાર્ય સેવવા યોગ્ય છે. તમારા પ્રસાદે (કૃપાએ) મારા આત્માને ગુરુપણું પ્રાપ્ત ન થાય ત્યાં સુધી સૂત્રોક્ત વિધિ (શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે) તમારી સેવા કરવી એમ ગુરુ સાથે સંકેત કરવો.

**અનુવાદ:**—

જ્યાંસુધી પ્રગટે ન ગુરુતા, સ્વયં શિખામણ કાજ
આત્મતત્ત્વ પ્રકાશથી, સેવો સદ્ગુરુરાજ. ૫

**જ્ઞાનમંજરી:**—સંશય-વિપર્યય રહિત શુદ્ધ આત્મતત્ત્વ પ્રકાશક, આત્મધર્મ પ્રગટવાથી જ્યાં સુધી પોતે પોતાને શિખામણ આપે એવો ન બને ત્યાં સુધી રત્નત્રયમાં પરિણમેલા સ્વપરને ઉપકારી દ્રવ્ય-ભાવ ગુરુપણાવાળા, તત્ત્વને જણાવનારા ગુરુ સેવવા યોગ્ય છે.

હે! ગુરુ, અતીત અનંતકાળમાં નહિ મળેલું, નિજ આત્મધર્મના નિર્ધાર-ભાસન-રમણ-સ્વરૂપ, તત્વ-ઉપદેશરૂપી અંજનથી મળેલું આત્માના અનુભવનુ સુખ તે ભોગવ્યું! અહો, ગુરુકૃપા! જેથી પરમ અમૃત ચખાય છે. માટે પૂર્ણાનંદની પ્રાપ્તિ થતા સુધી તમારાં ચરણ મને શરણરૂપ હો! કહ્યું છે કે:-

**नाणस्स होई भागी, थिरयरो दंसणे चरित्ते अ।**
**धन्ना आवकहाए, गुरुकुलवासं न मुंचंति ॥**

**અર્થ:**—(ગુરુકૃપાથી જીવ) જ્ઞાન પ્રાપ્ત કરનાર થાય, દર્શન અને ચારિત્રમાં વિશેષ સ્થિર થાય; માટે ધન્ય છે તે મહાભાગ્યશાળી પુરૂષોને કે જે જીવનપર્યંત ગુરુકુળવાસને તજતા નથી!

માટે જ પૈસાદારપણું, શેઠાઈ કે ચક્રવર્તીપણું છોડીને તત્વજીજ્ઞાસામાં તત્પર નિપુણ પુરૂષો મુનિપણું સ્વીકારે છે અને સદ્‌ગુરુનાં ચરણારવિંદને સેવે છે. ૫

**ज्ञानाचारदयोऽपीष्टाः शुद्धस्वस्वपदावधि ।**
**निर्विकल्पे पुनस्त्यागे न विकल्पो न च क्रिया ॥ ६ ॥**

**ભાષાર્થ:**—પોત પોતાના શુદ્ધ પદની મર્યાદા સુધી ૧ *જ્ઞાનાચાર, ૨ દર્શનાચાર આદિક ઈષ્ટ છે. એ શુભ ઉપયોગ દશાએ સવિકલ્પ ત્યાગીની મર્યાદા કહી. વિકલ્પ રહિત (નિર્વિકલ્પ) ત્યાગમાં તો નથી વિકલ્પ કે નથી પરિસ્પંદ (ચંચળતા) આદિક ક્રિયા.

---

* જ્ઞાનાચારને એમ કહેવું જે હે! જ્ઞાનાચર, જ્યાંસુધી તારી મમતાથી તારું શુદ્ધ પદ 'કેવળજ્ઞાન' ન આવે ત્યાં સુધી તારી સેવા કરવી. ૨ એમ દર્શનાચારની સેવા ક્ષાયિક સમ્યકત્વરૂપ શુદ્ધ પદ મળે ત્યાં સુધી કરવી. ૩ ચારિત્રાચારની યથાખ્યાતચારિત્ર પ્રગટતા સુધી સેવા કરવી. ૪ તપાચારની સેવા પરમ શુકલ ધ્યાન પ્રાપ્ત થતા સુધી કરવી, ૫ વીર્યાચારની સેવા સર્વથા શુદ્ધિથતાં સુધી કરવી. એ શુદ્ધસંકલ્પપૂર્વક સર્વ ક્રિયા લેખે લાગે, સંકલ્પહીન કર્મ ફળે નહિ. **શ્રી યશોવિજયજી.**

**અનુવાદ:—**

ઇચ્છયા પંચાચાર પણ, શુદ્ધ સ્વપદ પર્યંત;
નિર્વિકલ્પ ત્યાગે કહ્યો, વિકલ્પ, ક્રિયાનો અંત. ૬

**જ્ઞાનમંજરી:**—જ્ઞાન-આચાર આદિ તે કાલ, વિનય આદિ; નિઃશંકઆદિ; સમિતિ ગુપ્તિ આદિ આચારો ગુણોની વૃદ્ધિ કરવા માટે પાળવામાં આવે છે; શુદ્ધ પોતાના પદની મર્યાદા પર્યંત એટલે શુભ ઉપયોગ દશામાં સવિકલ્પતા છે ત્યાં સુધી ઇષ્ટ છે. 'આ તજવા યોગ્ય છે, આ ગ્રહણ કરવા યોગ્ય છે' એવા વિકલ્પોના ચિંતન વિનાની ત્યાગદશામાં, સહજ સ્વરૂપમાં તન્મય થાય ત્યારે વિકલ્પોનુ ચિંતન નથી હોતું. તેમજ બળ વીર્ય આદિરૂપ ક્રિયા પણ હોતી નથી. ત્યાં સ્વરૂપના અવલંબનવાળા ગુણોના વર્તનમાં વીર્ય સ્વક્ષેત્રમાં વ્યાપી રહેવાથી હલનચલન હોતું નથી. પરંતુ પરભાવના ગ્રહણમાં તો પરગ્રાહકપણા પ્રત્યે વીર્યની પ્રવૃત્તિમાં કાર્યના અભ્યાસથી વીર્યની વિષમ અવસ્થા થવાથી હલન ચલનરૂપ ક્રિયા થાય છે. માટે પોતપોતાના પ્રદેશે વ્યાપેલા ગુણોનું તે સ્થળે રહેલા વીર્યની સહાયથી વર્તન થતું હોવાથી સ્વરૂપમગ્ન ક્રિયામાં, એક પ્રદેશથી બીજા પ્રદેશ જવારૂપ વીર્યના ચલનથી થતી ક્રિયાની પેઠે સાધક-બાધક એવા બે ભેદો નથી. ત્યાં (હલન ચલન ક્રિયામાં) તો મિથ્યાત્વ, અવિરતિ, કષાયથી પ્રેરાયેલાં ચેતનાનાં પરિણામ પરની અભિલાષાવાળાં થવાથી પરને ગ્રહણ કરવા વીર્યને પ્રેરે છે તે આભ્યંતર ક્રિયા છે અને કુદેવની સેવા આદિ બાહ્ય ક્રિયા છે તે બંધનાં કારણરૂપ હોવાથી બાધક ક્રિયા

કહેવાય છે. પણ જે શુદ્ધદેવ-ગુરુની સેવા આસ્રવને રોકવારૂપ સંવરપરિણામરૂપ ક્રિયા છે તે કર્મબંધને અટકાવવારૂપ હોવાથી સાધક ક્રિયા કહેવાય છે. નિર્વિકલ્પધ્યાનરૂપ સમાધિમાં બાધક ક્રિયા કે ભાવસાધક બાહ્યક્રિયાનો અભાવ છે; પણ ગુણને અનુસરતા વીર્યના પરિણમનરૂપ અભ્યંતર ક્રિયા હોય છે. તો પણ ગ્રહણ-ત્યાગરૂપ ક્રિયાનો અભાવ હોવાથી ત્યાં ક્રિયા નથી એમ કહ્યું છે. ૬

**योगसंन्यासतस्त्यागी योगानप्यखिलांस्त्यजेत् ।**
**इत्येवं निर्गुणं ब्रह्म परोक्तमुपपद्यते ॥ ७ ॥**

**ભાષાર્થઃ**—હવે યોગસંન્યાસ યોગરૂંધ્યાથી હોય તે કહે છે; યોગ સંન્યાસથી સંન્યાસનો ત્યાગી સર્વ યોગોને પણ તજે. એ યોગસંન્યાસ ચૌદમે ગુણસ્થાનકે હોય. કહ્યું છે કેઃ- "**आयोज्य करणादूर्ध्वं द्वितीय इति तद्विदः ।**" (યોગદૃષ્ટિ સમુચ્ચય ૧૦) કેવળ જ્ઞાનની પરિપૂર્ણતાથી અચિંત્ય વીર્ય શક્તિ વડે યોજવા યોગ્ય, તે તે પ્રકારે તત્કાળ ક્ષય કરવા યોગ્ય હોવાથી ભવોપગ્રાહી કર્મની તેવી સ્થિતિ આણવાની ક્રિયા તે 'આયોજ્ય કરણ' છે. શૈલેશી અવસ્થાનું આ ફળ છે માટેજ કહ્યું કે યોગસંન્યાસ નામનો સામર્થ્ય યોગ તે છે એમ તે રહસ્ય જાણનારા કહે છે. શૈલીશી અવસ્થામાં તે હોય છે. એ પ્રકારે ગુણ રહિત આત્મસ્વરૂપ પરે કહ્યું છે તે ઘટે છે. ધર્મ-સંન્યાસ ન્યાયે ઔપાધિક ધર્મ-યોગના દૂર થવાથી નિર્ગુણ શબ્દનો અર્થ ઘટાવવો.

અનુવાદઃ—

ત્યાગી યોગ-સંન્યાસથી, તજે યોગ પણ સર્વ;
એમ બને નિર્ગુણ બ્રહ્મ, પરોક્ત સમ ગત[૧]પર્વ. ૭

**જ્ઞાનમંજરી:**—બાહ્ય-અભ્યંતર સમસ્ત પરભાવના ત્યાગી યોગના નિરોધ (રોકવા) થી *"**आवर्जीकरणात्‌ऊर्ध्वे**" આવર્જીકરણ કરીને વીર્યની ચંચળતારૂપ સમસ્ત યોગોને તજે, અયોગી થાય છે, એમ સમસ્ત યોગનિરોધથી પર એટલે પરમ પુરૂષો, સર્વજ્ઞોએ કહેલું નિર્ગુણ એટલે યોગાદિ રહિત, સત્વ રજસ્ તમો ગુણથી રહિત બ્રહ્મ-આત્મસ્વરૂપ, શુદ્ધ ચૈતન્યમય થાય છે. ખરીરીતે યોગરોધસ્વરૂપ, સંસર્ગના ગુણોથી રહિત આત્મા છે એમ કહેવાથી એમ કોઇ માની બેસે કે આત્મા સદૈવ નિર્ગુણ છે તેનો નિષેધ કરતાં કહે છેઃ-

**वस्तुतस्तुगुणैः पूर्णमनन्तैर्भासते स्वतः ।**
**रूपं त्यक्तात्मनः साधोर्निरभ्रस्यविधोरिव ॥ ८ ॥**

૧ પર્વ=ગ્રંથિ, નિર્ગ્રંથ.

*" આવર્જીકરણ સર્વ કેવલી કરે, તે આવર્જીકરણનું સ્વરૂપ કહે છે; ઇહાં આત્મ પ્રદેશે રહ્યાં જે કર્મદલ, તે પહેલાં ચળે છે, પછે ઉદીરણા થાય છે, પછે ભોગવી નિર્જરે છે. તિહાં કેવળીને જિવારે તેરમે ગુણઠાણે અલ્પ આય રહે, તિવારે આ-વર્જીકરણ કરે છેઃ તે આત્મપ્રદેશગત કર્મદલને પ્રતિસમયે અસંખ્યાતગુણ નિર્જરા કરવી છે તેટલાં દળને આત્મવીર્યે કરીને સર્વ ચલાયમાન કરી મૂકે એવું જે વીર્યનું પ્રવર્તન તે આવર્જીકરણ કહિયે, એમ કરતાં પણ કર્મદળ વધતાં રહ્યાં તો સમુદ્‌ઘાત કરે, નહિ તો ન કરે. તે માટે આવર્જીકરણ સર્વ કેવલી કરે."

**શ્રી દેવચંદ્રજી કૃત નયચક્રસાર વિવરણ પૃ. ૧૧૩**

**ભાષાર્થ:**—જે વાદીઓ એમ કહે છે કે સ્વભાવ ગુણ પણ જાય અને અંતે આત્મા નિર્ગુણ થાય, તે જૂઠા જાણવા. એમ માનીએ તો ગુણને અભાવે ગુણી-દ્રવ્યનોજ અભાવ થાય.

વાદળાં રહિત ચંદ્રની પેઠે આવરણ ગયે સ્વભાવ ગુણ પ્રગટ થાય પણ જાય નહિ; તેમ ત્યાગવંત આત્મા-સાધુનું સ્વરૂપ પરમાર્થથી જ્ઞાનાદિ અનંત ગુણોથી પૂર્ણ સ્વપ્રકાશ મર્યાદાએ (પોતાની મેળે) ભાસે છે.

**અનુવાદ:**—

નિર્મળ નભમાં ચંદ્ર સમ, નિશ્ચય ત્યાગી સ્વરૂપ;
અનંતગુણ ભરપૂર શું શોભે સ્વયં અનૂપ. ૮

**જ્ઞાનમંજરી:**—પદાર્થના મૂળ સ્વરૂપની અપેક્ષાએ શુદ્ધ આત્મા પોતાના સ્વભાવથી અનંત ગુણોથી ભરપૂર ભાસે છે. સમ્યક્જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપરૂપ સાધન પરિણમનની અપેક્ષાએ અનાદિકાળથી સંગને લઇને થતા ભાવના ત્યાગ વડે સ્વરૂપના જ્ઞાનથી, તેમાં રમણતા કરવાથી, તેના અનુભવથી નવાં કર્મ ન બાંધતાં અને સ્વરૂપની એકતામાં તન્મય થવારૂપ ધ્યાન કરતાં પૂર્વકર્મ ખરી જવાથી આ આત્મા શુદ્ધ, સર્વપુદ્ગલની ઉપાધિથી રહિત થાય છે; ત્યારે જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, અગુરુલઘુ, અવ્યાબાધ, અસંગ, અમૂર્ત્ત, પરમદાન-લાભ-ભોગ-ઉપભોગ, અક્રિય, સિદ્ધત્વ આદિ અનંત, અસંખ્યેય પ્રદેશ વ્યાપી ગુણોથી પૂર્ણ પ્રકાશે છે. શાના જેવું? પરભાવમાં આત્માની માન્યતા જેણે તજી દીધી છે એવા ત્યક્તાત્મા, મોક્ષ પદના સાધક સાધુનું સ્વરૂપ વાદળાં વગરના ચંદ્ર જેવું શોભે છે; જેમ વાદળાં

રહિત ચંદ્રનું સ્વરૂપ નિર્મળ પ્રકાશે છે, તેમ જ્ઞાનાવરણ આદિ વાદળાં ટળી જાય ત્યારે શુદ્ધ આત્માનું સ્વરૂપ નિર્મળ પ્રકાશે છે માટે જ બાધક પરિણતિના હેતુઓ તજીને, સાધકપણું અવલંબીને, સાધકપણામાં પણ વિકલ્પરૂપ વર્તમાન અપવાદ સાધના તજતો, ઉત્સર્ગ સાધના ગ્રહણ કરતો, તેને વળી તજતો અને પૂર્ણ ગુણોની અવસ્થા પામતો આત્મા એમ અનુક્રમે સર્વ સંસર્ગભાવો ( સંયોગોથી થતા ભાવો ) નું આવરણ ટળી જવાથી નિર્મળ, નિષ્કલંક અસંગ, સર્વ આવરણ રહિત સચ્ચિદાનંદરૂપ (આત્મા) અત્યંત એકાંતિક નિર્બંધ, નિર્દ્વંદ્વ, નિઃપ્રયાસ, નિરૂપમ ચારિત્ર સુખથી પૂર્ણ થાય છે. સમ્યક્‌જ્ઞાનના બળથી હેય અને ઉપાદેયનો વિવેક કરીને સમસ્ત હેય ભાવના ત્યાગી થવા યોગ્ય છે. ત્યાગ જ નિર્જરાનું મૂળ છે; પરભાવનું ગ્રહણ જ આત્માને અહિતકારી છે. માટે આત્મસ્વરૂપની અભિલાષાવાળાઓએ ત્યાગ કરવો જ જોઇએ.

---

## ૯. ક્રિયાષ્ટક.

**ज्ञानी क्रियापरः शान्तो भावितात्मा जितेन्द्रियः ।**
**स्वयं तीर्णो भवाम्भोधेः, परांस्तारयितुं क्षमः ॥ १ ॥**

**ભાષાર્થ:**—જે સમ્યક્ જ્ઞાનવંત છે, ક્રિયાને વિષે તત્પર છે, ઉપશમવંત છે, જેણે આત્માને ભાવ્યો છે અને જેણે ઇન્દ્રિયોને જીતી છે, તે પોતે સંસાર-સમુદ્રથી તર્યો છે અને બીજાંને તારવા સમર્થ છે.

અનુવાદ:—

ભાખ્યો આત્મા જ્ઞાનીએ, શાંત જિતેન્દ્રિય જેહ;
તર્યા ક્રિયા–તત્પર થઈ, સમર્થ તારક તેહ. ૧

**જ્ઞાનમંજરી:**—પરભાવનો ત્યાગ કરવો એજ સાધક ક્રિયા, માટે હવે ક્રિયાષ્ટકનું નિરૂપણ કરે છે; પોતાના કર્તાપણે જે કરાય તે ક્રિયા, કરનાર દ્રવ્યની પ્રવૃત્તિ, સ્વરૂપ સન્મુખ જ્ઞાન–દર્શનરૂપ ઉપયોગનું પ્રવર્તન તે જ્ઞાન અને સ્વરૂપ સન્મુખ વીર્યની પ્રવૃત્તિ તે ક્રિયા. "**ज्ञानक्रियाभ्यां मोक्षः**" જ્ઞાન અને ક્રિયા બન્નેના યોગે મોક્ષ મળે. એ સૂત્રમાં જ્ઞાન તે સ્વપરની ઓળખાણ અને ક્રિયા એટલે સ્વરૂપમાં રમણતા; ત્યાં ચારિત્ર અને વીર્ય ગુણની એકતારૂપ પરિણતિ તે સાધક ક્રિયા કહેવાય.

અહિં અનાદિ સંસારમાં કાયા આદિની અશુદ્ધ ક્રિયાની પ્રવૃત્તિથી સંસાર પ્રાપ્ત થયો છે, પણ વિશુદ્ધ સમિતિ-ગુપ્તિ આદિ, વિનય–વૈયાવૃત્ય આદિ સત્ક્રિયા કરવાથી તેજ સંસાર ટળી જાય છે; માટે સંસારનો ક્ષય કરવા સંવર–નિર્જરા થાય તેવી ક્રિયા કરવા યોગ્ય છે.

નામ સ્થાપના ક્રિયા સુગમ છે. દ્રવ્ય ક્રિયા શુદ્ધ કે અશુદ્ધ હોય. ત્યાં સ્વરૂપને અનુસરતી યોગની પ્રવૃત્તિરૂપ ક્રિયા શુદ્ધ છે. કાયાની પ્રવૃત્તિ, વચનની પ્રવૃત્તિ આદિ અશુદ્ધ પણ હોય છે. ભાવક્રિયા વીર્યની પ્રવૃત્તિરૂપ છે; ઔદારિક આદિ કાયાની પુદ્ગલ–અનુયાયી પ્રવૃત્તિ સન્મુખ વીર્યની પ્રવૃત્તિ તે અશુદ્ધ ભાવક્રિયા છે અને સ્વગુણમાં પોતાનું

પરિણમન થવામાં નિમિત્તરૂપ વીર્યની પ્રવૃત્તિરૂપ ક્રિયા શુદ્ધ ભાવક્રિયા છે.

નૈગમનયે ક્રિયાના સંકલ્પને ક્રિયા કહે છે; સંગ્રહનયે સર્વ સંસારવાસી જીવો ક્રિયાવાળા કહેવાય છે. વ્યવહારનયે શરીરપર્યાપ્તિ પૂરી કર્યા પછી ક્રિયા કરે છે એમ કહેવાય. ઋજુસૂત્રનયે કાર્યના સાધન માટે યોગની પ્રવૃત્તિને મુખ્ય કરી વીર્યના પરિણામ આદિની ક્રિયા લેવી; શબ્દનયે વીર્યની સ્ફૂરણારૂપ ક્રિયા ગણવી; સમભિરૂઢનયે ગુણની સાધનારૂપ સર્વ કર્તવ્યની પ્રવૃત્તિરૂપ ક્રિયા લેવી, અને એવંભૂતનયે તો આત્મામાં તન્મય થવામાં વીર્યની તીવ્રતારૂપ સહાયક ગુણના પરિણમનરૂપ ક્રિયાને ક્રિયા ગણવી.

અહિં સાધકની સાધન ક્રિયાનો અવસર છે. '**नाणचरणेन मुक्खो**' જ્ઞાન–ક્રિયાથી મોક્ષ કહ્યો છે, તેથી ચરણ ગુણની પ્રવૃત્તિ તે સ્વરૂપનું ગ્રહણ અને પરભાવના ત્યાગરૂપ ક્રિયા છે, તે મોક્ષને સાધનારી છે. તેથી આત્મજ્ઞાનીએ આત્મસાધના માટે સમ્યક્ ક્રિયા કરવા યોગ્ય છે. તેને માટે ઉપદેશ છે. ક્ષાયિક સમ્યક્ત્વ થતાં સુધી નિરંતર નિઃશંકાઆદિ આઠ દર્શનાચાર સેવવા, કેવળજ્ઞાન થતા સુધી કાલ વિનયાદિ જ્ઞાનાચાર સેવવા, યથાખ્યાત ચારિત્ર પ્રગટતા સુધી ચારિત્રાચાર સેવવા, પરમ શુક્લધ્યાન થતા સુધી તપાચાર સેવવા, સર્વસંવર થતા સુધી વીર્યાચારની સાધના અવશ્ય સેવવા યોગ્ય છે; પંચ આચાર સિવાય મોક્ષ પ્રાપ્ત થતોજ નથી. દર્શનથીજ સ્વગુણોની પ્રવૃત્તિ થાય છે, તે ક્રિયા દર્શનાદિ ગુણોની વિશુદ્ધિ અર્થે

હોય છે. 'તે નિમિત્તને અવલંબીને પ્રવર્તવું તે આચાર છે' તેથી ગુણોની પૂર્ણતા થતા સુધી આચરણા કરવા યોગ્ય છે; આચરણાથી ગુણની પૂર્ણતા થાય છે જ. પૂર્ણ ગુણવાળાઓની આચરણા તો પરના ઉપકારને અર્થે હોય છે એ પ્રસિદ્ધ છે. માટેજ કહે છે:—

યથાર્થ આત્મસ્વરૂપના જાણનાર 'જ્ઞાની', સાધનનાં કારણોને અનુસરતી યોગપ્રવૃત્તિરૂપ અને સ્વગુણને અનુસરતી વીર્યપ્રવૃત્તિરૂપ 'ક્રિયામાં ઉદ્યમ કરનાર,' વળી કષાય ક્લેશથી રહિત, 'શાંત' શુદ્ધ સ્વરૂપમાં રમણતાવાળા, 'ભાવિતાત્મા' અને ઇન્દ્રિયોની પ્રવૃત્તિ ઉપર કાબુ રાખનાર, 'જિતેન્દ્રિય' હોય તે સંસાર સમુદ્રને પોતે તરી ગયા છે અને ઉપદેશ-(જ્ઞાન) દાનઆદિથી પોતાના આશ્રિતોને તારવા સમર્થ છે. કારણ કે જે સમ્યક્દર્શન–જ્ઞાન–ચારિત્રમાં પરિણમેલા, આત્મારામી, આત્મવિશ્રામી, આત્મ–અનુભવમાં મગ્ન હોય તે પોતે સંસારથી છૂટ્યા છે, તેમજ પોતાને સેવનારાઓનો ઉદ્ધાર કરે છે. અહિં સંવેદન (અનુભવ) જ્ઞાન થતા સુધીનું વચનની પ્રવૃત્તિરૂપ કે મનના વિકલ્પરૂપ ભાવના રહિત જે દ્રવ્યજ્ઞાન છે તે આત્મ-અનુભવરૂપ ઉપયોગનું કારણ છે એટલે ભાવજ્ઞાનનું કારણ છે; યોગની પ્રવૃત્તિરૂપ દ્રવ્યક્રિયા પણ સ્વગુણોને અનુસરતી સ્વરૂપ પ્રવૃત્તિરૂપ ભાવ ક્રિયાનું કારણ છે. અહિં '**ज्ञानस्य फलं विरतिः**' જ્ઞાનનું ફળ વિરતિ છે, તેથી જ્ઞાન વિરતિનું કારણ છે. તત્વાર્થ-ટીકામાં કહ્યું છે: "**दर्शनज्ञाने चारित्रस्य कारणं, चारित्रं मोक्षकारणं**" દર્શન અને જ્ઞાન

ચારિત્રનું કારણ છે અને ચારિત્ર મોક્ષનું કારણ છે. ઉત્ત-રાધ્યયનમાં પણ કહ્યુ છેઃ—

**“ता दंसणिस्स नाणं, नाणेण विना न हुंति चरणगुणा।
अगुणिस्स नत्थि मुक्खो, नत्थि अमुक्खस्स निव्वाणं॥”**

**અર્થ**:—તેથી (સમ્યક્) દર્શનવંતને (સમ્યક્) જ્ઞાન હોય, (સમ્યક્) જ્ઞાન વિના (સમ્યક્) ચારિત્ર ગુણો (પ્રગ-ટતા) નથી; અગુણી (ચારિત્ર ગુણ રહિત) નો મોક્ષ થતો નથી; અમુક્તને નિર્વાણપદ પ્રાપ્ત થતું નથી.

માટે ક્રિયા સહિત જ્ઞાન હિતકારી છે, એકલું જ્ઞાન હિતકારી નથી. એમ કહે છેઃ—

**क्रियाविरहितं हन्त ! ज्ञानमात्रमनर्थकम।
गतिं विना पथज्ञोऽपि, नाप्नोति पुरमीप्सितम॥ २॥**

**ભાષાર્થ**:—અરે! ક્રિયા રહિત એકલું જ્ઞાન મોક્ષરૂપ ફળ સાધવા અસમર્થ છે; માર્ગનો જાણનાર પણ ચરણ-વિહાર-ક્રિયા વિના (ચાલ્યા વિના) ઈચ્છેલું નગર પામતો નથી.

**અનુવાદઃ**—

જ્ઞાન માત્ર ક્રિયા વિના, હા! નિષ્ફળ સમજાય;
રસ્તો જાણી ન ચાલિયો, તો નહિ નિજ પુર જાય. २

**જ્ઞાનમંજરી**:—સાધનમાં પ્રવર્તવારૂપ ક્રિયારહિત, માત્ર જાણવારૂપ જ્ઞાન મોક્ષરૂપ કાર્ય સાધનાર થતું નથી. તે વિષે દૃષ્ટાંત દે છેઃ- માર્ગને જાણનારો પણ પગે ચાલવાની ક્રિયા કર્યા વિના ઈચ્છિત નગરે પહોંચતો નથી. પગે ચાલવાથીજ ઇચ્છિત નગરે પહોંચે છે. **‘नाणचरणेण मुक्खो’** જ્ઞાન સહિત

ચારિત્ર વડે મોક્ષ થાય છે એમ શાસ્ત્રમાં કહ્યું છે. વળી ઉત્તરાધ્યયનમાં કહ્યું છે:—

**सन्नाणनाणोवगए महेसी अणुत्तरं चरिउं धम्मसंचयं।**
**अणुत्तरे नाणधरे जसंसी उभासइ सूरिएवंत लिक्खे ॥**

**ભાવાર્થ**:—સમ્યક્જ્ઞાનવંત મહર્ષિ ઉત્તમ ચારિત્રરૂપી ધનવાળા જ્યારે સંપૂર્ણ જ્ઞાનધારી બને છે ત્યારે આકાશમાં સૂર્ય પ્રકાશે તેમ શોભે છે.

એજ વાત દૃઢ કરતાં ફરી જણાવે છે:—

**स्वानुकूलां क्रियां काले ज्ञानपूर्णोऽप्यपेक्षते ।**
**प्रदीपः स्वप्रकाशोऽपि, तैलपूर्त्यादिकं यथा ॥ ३ ॥**

**ભાષાર્થ**—દીવો પોતે પ્રકાશરૂપ છે, તોપણ જેમ તેલ પૂરણ આદિ ક્રિયાની તેને જરૂર છે, તેમ પોતાના સ્વભાવ કાર્યની ક્રિયા અવસરે કરવી પૂર્ણ જ્ઞાનીને પણ જરૂરની છે.

અનુવાદ:—

પ્રકાશરૂપ પોતે છતાં, તેલ ચુસે દીપ જેમ;
જ્ઞાની પણ કાળે કરે, ક્રિયા સ્વાનુકૂળ તેમ. ૩

**જ્ઞાનમંજરી**:—સ્વ અને પરના વિવેકવાળાજ્ઞાન પૂર્ણ જીવને પણ કાર્ય કરવાના અવસરે કાર્ય સાધનરૂપ ક્રિયા કરવાની હોય છે. આત્મજ્ઞાની, સમ્યક્ જ્ઞાનવંત પ્રથમ સંવર-કાર્યની રૂચિવાળો હોય છે, તે દેશવિરતિ, સર્વવિરતિ ગ્રહણ કરવારૂપ ક્રિયાનો આશ્રય લે છે; વળી ચારિત્રધારી આત્મ-જ્ઞાની પણ કેવળજ્ઞાન પ્રાપ્ત કરવાના પ્રેમવાળો શુકલધ્યાને ચઢવારૂપ ક્રિયાનો આશ્રય લે છે; કેવળજ્ઞાની સર્વસંવરના

પૂર્ણ આનંદરૂપ કાર્યને અવસરે યોગ રોકવારૂપ ક્રિયા કરે છે. માટે જ કહ્યું છે કે જ્ઞાનીને ક્રિયાની અપેક્ષા રહે છે; એ પ્રકારે તે અર્થે જ મુનિઓને આવશ્યક કરવાનું કહેલું. તે વિષે દૃષ્ટાંત છે: જેમ દીવો પોતાના પ્રકાશવાળો હોવા છતાં તેલ પૂરવા આદિ ક્રિયાની અપેક્ષા રાખે છે, તેમજ સમ્યક્ જ્ઞાની પણ ક્રિયારંગી (ભાવ સહિત ક્રિયા કરનાર) થાય છે; કારણ કે ક્રિયા વીર્યની શુદ્ધિનું કારણ છે. જે જીવ અશુદ્ધ વીર્ય ફેરવી આસ્રવ કરતો સંસારમાં ફરે છે, તેજ જીવ ગુણીજનોની સેવાથી પોતાના ગુણ પ્રગટ કરવા તત્પર થતાં સંવરવંત થાય છે. યોગો વડે કર્મપ્રદેશોનું ગ્રહણ થાય છે, યોગો વીર્યની ઉત્પત્તિનાં સ્થાન છે; તેથી પરમાત્માને વંદન, સ્વાધ્યાય, અધ્યયન આદિમાં યોગો જોડાયા તો તે કર્મ ગ્રહણ અર્થે પ્રવર્તતા નથી. યોગોની સત્પ્રવૃત્તિ તે ક્રિયા છે. ૩

**बाह्य-भावं पुरस्कृत्य ये क्रियां व्यवहारतः।**
**वदने कवलक्षेपं विना ते तृप्तिकांक्षिणः ॥ ४ ॥**

**ભાષાર્થ:**—બહારલી ક્રિયાના ભાવને આગળ કરીને જે જીવો ક્રિયાનો નિષેધ કરે છે, તે મુખને વિષે કોળીઓ ઘાલ્યા વિના તૃપ્તિના વાંછનાર છે.

**અનુવાદ:**—

બાહ્ય ભાવનું નામ લઇ, તજે ક્રિયા વ્યવહાર;
મુખમાં અન્ન મુકયા વિના, ઇચ્છે તૃપ્તિ સાર. ૪

**જ્ઞાનમંજરી:**—ગુરુનાં ચરણ જેમણે સેવ્યાં નથી એવા જીવો "બાહ્ય ક્રિયા કરવાથી શું થવાનું છે?" એમ કહીને (ક્રિયામાં તો) બાહ્યભાવ (બાહ્યપણું) છે એમ

અંગીકાર કરીને ક્રિયાનો ઉદ્યમ મંદ કરી દે છે, તે જીવો મુખમાં કોળિયો મૂકયા વિના તૃપ્તિ ઇચ્છનારા છે. ૪

**गुणवद्‌बहुमानादे-र्नित्यस्मृत्या च सत्क्रिया।**
**जातं न पातयेद्‌ भाव-मजातं जनयेदपि॥ ५॥**

**ભાષાર્થ**:—અધિક ગુણવંતના બહુમાન આદિ (આદિ શબ્દથી પાપની દુગંછા, અણુગમો, અતિચારોની આલોચના, વ્રતમાં લાગેલા દોષો સદ્‌ગુરૂને જણાવવા, દેવ-ગુરૂની ભક્તિ, ઉત્તર ગુણોની શ્રદ્ધા સમજવા યોગ્ય છે) થી અને નિત્ય-સ્મૃતિ એટલે લીધેલા નિયમને નિત્ય સંભારવા વડે સત્ક્રિયા (શુભ ક્રિયા) પ્રગટ થયેલા ભાવને ન પાડે-હાનિ ન કરે અને નહિ પ્રગટેલા ભાવને પ્રગટ પણ કરે. (આ ટીકામાં ત્રણ ગાથાઓ શ્રીહરિભદ્રપૂજ્યની 'વિશંતિકામાં' ની ઉતારારૂપ ટાંકી છે તે નીચે 'જ્ઞાનમંજરી' ટીકામાં આવી જાય છે.)

**અનુવાદ**:—

ગુણી-બહુમાનાદિક કરો, નિત્યસ્મૃતિ-સત્કાર્ય;
પ્રગટ્યા ભાવ પડે નહિ, નહિ પ્રગટ્યા પ્રગટાય. ૫

**જ્ઞાનમંજરી**:—સમ્યક્ દર્શન-જ્ઞાન-ચારિત્ર, ક્ષમા, માર્દવ, આર્જવ, આદિ ગુણોવાળા પુરૂષોનું બહુમાન, પોતાનાથી અધિક ગુણવંત જનોનું બહુમાન, આદિ શબ્દથી દોષોનો પશ્ચાતાપ, પાપ-દુગંછા, અતિચાર-આલોચના, દેવગુરુ અને સમાન ધાર્મિક (સાધર્મી) જનોની ભક્તિ, ઉત્તરગુણો પ્રાપ્ત કરવા વગેરે સર્વ ગ્રહણ કરવું, વળી પૂર્વે ગ્રહણ કરેલાં વ્રતોનું સ્મરણ, નવાં પ્રત્યાખ્યાન (ત્યાગના નિયમ), સામાયિક,

ચોવિસથ્થો (૨૪ તીર્થંકરોનું સ્તવન,) ગુરુવંદન, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ, પ્રત્યાખ્યાન, આદિની નિત્યસ્મૃતિ વડે સત્ક્રિયા થાય છે. શ્રીહરિભદ્રપૂજ્યે 'विंशतिका' માં કહ્યું છેઃ—

**तम्हाणिच्चसए, बहुमाणेणं च अहिगयगुणिंमि ।**
**पडिवक्ख-दुगंछाए, परिवाडि आलोयणत्थं च ॥ १ ॥**
**तित्थंकरभत्तीए, सुसाहुजणपज्जुवासणाए य ।**
**उत्तरगुणसद्धाए एत्थ सया होइ जइयव्वं ॥ २ ॥**
**एवमसंतोविइमो, जायइ, जाओ य न पडइ कयाविं ।**
**ता एत्थं बुद्धिमया अपमाओ होइ कायव्वो ॥ ३ ॥**
**सुहपरिणामो निच्चं, चऊसरणगमाई आयरं जीवो ।**
**कुसल-पयडीओ बंधई, बद्धाओ सुहाणुबंधाओ ॥ ४ ॥**

**ભાવાર્થઃ**—તેથી નિત્ય સ્મૃતિ, અધિક ગુણવંત જનોનું બહુમાન (આદર) પાપની દુગંછા, અતિચારની આલોચના; તીર્થંકરની ભક્તિ, સાચા સાધુની સેવા, ઉત્તરગુણોની શ્રદ્ધા એ બધા માટે સદા પ્રયત્ન કર્તવ્ય છે. ૧–૨. એ પ્રકારે પ્રવર્તવાથી જે ગુણ પ્રગટ ન થયા હોય તે પ્રગટે અને જે ગુણ પ્રગટયા હોય તેમાં સ્થિર થવાય (કદાપિ પડી ન જવાય); તેથી વિચારવાન જીવે અપ્રમાદી બની તે પ્રકારની ક્રિયા કરવા યોગ્ય છે. ૩

નિત્ય ચાર શરણ ગ્રહણ કરવા આદિમાં આદર કરતો શુભ પરિણામવાળો જીવ પુણ્ય પ્રકૃતિ બાંધે છે અને પહેલાં બાંધેલી પ્રકૃતિઓ પણ શુભ અનુબંધ વાળી બનાવે છે. ૪

ઈત્યાદિ ક્રિયાસમૂહ સમ્યક્‌જ્ઞાનાદિ સંવેગ નિર્વેદરૂપ પ્રગટ થયેલા ભાવને પાડી ન નાખે, અને વળી નહિ પ્રગટેલા

એવા ધર્મધ્યાન, શુકલધ્યાન આદિ ભાવને પણ પ્રગટ કરે; શ્રેણિક, કૃષ્ણ આદિને ગુણી જનોના બહુમાન વડે, મૃગાવતીને પશ્ચાતાપથી, અતિમુક્ત નામના નિગ્રંથને આલોચનાથી, ચંડરૂદ્ર શિષ્યને ગુરુભક્તિથી ઇત્યાદિ અનેક મુનિઓને પરમાનંદની પ્રાપ્તિ થયેલી શાસ્ત્રમાં સાંભળી છે. ૫.

**क्षायोपशमिके भावे, या क्रिया क्रियते तया।**
**पतितस्यापि तद्भाव-प्रवृद्धिर्जायते पुनः॥ ६॥**

**ભાષાર્થ:**—ક્ષયોપશમિક ભાવે વર્તતાં, તપ-સંયમને અનુસરતી જે ક્રિયા કરાય છે, તે ક્રિયાવડે પતિત (ગુણથી પડેલા) ને પણ તે ભાવ (ક્રિયાના ભાવ) ની વૃદ્ધિ ફરીને થાય છે.

ગાથા:-" **खाओसमिगभावे दढजत्तकयं सुहं अणुट्ठाणं।**
**पाडिवमिअपिअ हुज्जा, पुणोवि तब्भाव वुड्ढिकरं॥**"

**અર્થ:**—ક્ષાયોપશમિક ભાવે દૃઢયત્નથી કરેલું શુભ અનુષ્ઠાન (ક્રિયા) પતિતને પણ ફરીથી તે ભાવની વૃદ્ધિ કરનાર થાય છે.

**અનુવાદ:**—

ક્ષયોપશમિક ભાવે ક્રિયા, આત્માર્થે જે થાય;
પતિતને પણ પોષતી, સન્મુખ કરતી જાય. ૬

**જ્ઞાનમંજરી:**—ચારિત્રને અનુસરતા વીર્યનો ક્ષયોપશમ થતાં જે વંદનનમન આદિક ક્રિયા થાય છે તે ક્રિયાથી ગુણથી વિમુખ થયેલા જીવને પણ ફરીથી તે ભાવની વૃદ્ધિ થાય છે. (ઉપરની ટીકામાં આપેલું અવતરણ આમાં પણ છે). ઔદયિક ભાવેપણ ક્રિયા થાય છે. પણ તેવા ગુણની વૃદ્ધિ કરનારી તે હોતી નથી. ઉચ્ચગોત્ર, સુભગ, આદેય અને યશ નામ કર્મના ઉદયે,

અંતરાયના ઉદય સહિત તપ, શ્રુત આદિનો લાભ થાય છે તે વિષે 'પ્રજ્ઞાપના' સૂત્રથી જાણવા યોગ્ય છે. જ્ઞાનાવરણ, દર્શનાવરણ, દર્શનમોહ, ચારિત્રમોહ અને અંતરાયનો ક્ષયોપશમ થવાથી શુદ્ધ ધર્મને પ્રગટાવવા જે ક્રિયા કરાય છે, તે આત્મગુણોનો પ્રકાશ કરનારી બને છે. ૬.

ફરીથી તેજ ભાવ દર્શાવે છેઃ—

**गुणवृद्धयै ततः कुर्यात्, क्रियामस्खलनाय वा ।**
**एकं तु संयमस्थानं, जिनानामवतिष्ठते ॥ ७ ॥**

**ભાષાર્થ**:—તે માટે ગુણ વધારવાને અર્થે અથવા ગુણથી પતિત ન થવાય તે અર્થે ક્રિયા કરવી જોઇએ; એક સંયમસ્થાન તો કેવળી ભગવંતને સ્થિર રહે છે.

**અનુવાદ**:—

ગુણ વધવા ક્રિયા કરો, અથવા ટકવા કાજ;
અપ્રતિપાતિ સંયમ પદે, એક ટકે જિનરાજ. ૭

**જ્ઞાનમંજરી**:—તેથી સ્વધર્મ પ્રગટવાનું કારણ હોવાથી સત્ય વૃત્તિરૂપ ક્રિયા કરવી ઘટે; શા માટે? જ્ઞાનાદિ ગુણના વિસ્તાર અર્થે ક્રિયા કરવી; પણ આહાર આદિ પંદર સંજ્ઞા નિમિત્તે નહિ; વળી ક્રિયારહિત સાધકપણામાં રહેવા અસમર્થ છે, માટે પતિત ન થવાય તે માટે ક્રિયા કરવી; કારણકે વીર્યનું ચપળપણું છે તે ક્રિયાવંતની સત્ક્રિયામાં યોજાતાં તે પતિતપણું પામતો નથી. નહિતો અનાદિ પ્રવૃત્તિમાં પ્રવર્તતો તે પાછો પતિત થાય છે. શાસ્ત્રમાં સાંભળ્યું છે કે ક્રિયાથી ઉત્તરોત્તર સ્થાને જીવ ચઢતો જાય છે. તેમજ વળી જ્યાંથી પાછા પડી ન શકાય તેવું અપ્રતિપાતિ સંયમસ્થાન તો ક્ષાયકજ્ઞાન

(કેવળજ્ઞાન) રૂપ, પૂર્ણસ્વરૂપમાં એકતારૂપ એક સ્થાન યથાખ્યાત ચારિત્રવંત કેવળી ભગવાન (જિનો) ને હોય છે; અન્ય ને હોતું નથી. તેથી સાધકે નવા ગુણોની વૃદ્ધિ માટે ક્રિયા કરવી જોઇએ. માટેજ વને વસે છે નિર્ગ્રંથો, જાય છે ચૈત્યયાત્રા આદિ માટે નંદીશ્વર આદિ દ્વીપોમાં, મમતા તજે છે શરીર પરની, સંકોચે છે શરીરને વીરાસન વડે, અભ્યાસ કરે છે અનાહારી થવા તત્પર થયેલા ઓછા ઓછા આહારનો, ગ્રહણ કરે છે પરિહાર વિશુદ્ધિ કે જિનકલ્પઆદિ આકરા અભિગ્રહસમૂહ. ૭

**वचोऽनुष्ठानतोऽसंग-क्रिया-संगतिमङ्गति ।**
**सेयं ज्ञानक्रियाभेद-भूमिरानंदपिच्छला ॥ ८ ॥**

**ભાષાર્થ:**—વચન-અનુષ્ઠાનથી નિર્વિકલ્પ સમાધિરૂપ અસંગ-ક્રિયાની યોગ્યતાએ પહોંચે છે; એ જ્ઞાન અને ક્રિયાની એકતારૂપ અભેદ ભૂમિકા છે, કારણ કે અસંગરૂપ ભાવક્રિયા શુદ્ધ ઉપયોગ અને શુદ્ધ વીર્યોલ્લાસનું તાદાત્મ્ય (તન્મયપણું) ધરે છે. કેવી છે અભેદ ભૂમિકા? સ્વાભાવિક આનંદ-અમૃત રસે ભીંજાયેલી છે.

**અનુવાદ:**—

વચનાનુષ્ઠાને કરી, ક્રિયા અસંગ પમાય;
આનંદામૃત-ભીની એ, જ્ઞાન-ક્રિયા ભૂમિ થાય. ૮

**જ્ઞાનમંજરી:**—વચન એટલે અર્હતની આજ્ઞા, તેને અનુસરતી ક્રિયા ધર્મનું કારણ છે. કારણ કે:—

**प्रशांतचित्तेन गभीरभावेनैवाहता सा सफला क्रिया च ।**
**अंगारह(हृ)ष्टेः सहसा न चेष्टा नासंगदोषैव गुणप्रकर्षा ॥**

**ભાવાર્થ:**—શાંત ચિત્તથી અને ગંભિર ભાવથીજ આદરેલી ક્રિયા સફળ થાય છે, પરભાવનાં સુખની દૃષ્ટિવાળાની અવિચારી ક્રિયા ઈષ્ટ નથી. આસક્તિરૂપ દોષજ ગુણને વધારનાર નથી.

વિષ–અંગાર–અન્યોન્ય અનુષ્ઠાનના ત્યાગથી શ્રીમદ્ વીતરાગ વાકયાનુસારે ઉત્સર્ગ અને અપવાદની અપેક્ષા સહિત વચનાનુષ્ઠનરૂપ ક્રિયા કરવાથી અસંગ ક્રિયાનો સંયોગ પામે છે વચનક્રિયાવાળો અનુક્રમે નિર્વિકલ્પ સમાધિરૂપ અસંગ ક્રિયાનેજ પામે છે. તે અસંગ ક્રિયાજ જ્ઞાન–ક્રિયારૂપ અભેદ ભૂમિ જાણવી. અસંગ ક્રિયારૂપ ભાવક્રિયા શુદ્ધ ઉપયોગ અને શુદ્ધ વિર્યોલ્લાસની તાદાત્મ્યતાને ધારણ કરે છે; જ્ઞાન અને વીર્યની એકતા તે જ્ઞાનક્રિયાનો અભેદ. આથી જ્યાં સુધી ગુણપૂર્ણતા ન થાય ત્યાંસુધી નિરનુષ્ઠાનરૂપ ક્રિયા કરવી જોઇએ. તત્વજ્ઞાનમાં ક્રિયાનો નિષેધ નથી; પરંતુ ક્રિયાદિ શુદ્ધરત્નત્રયી રૂપ વસ્તુ ધર્મનાં સાધનરૂપ કારણવડે ધર્મ છે. આત્મામાંજ ધર્મપણું રહે છે. વળી શ્રી હરિભદ્ર પૂજ્યે 'દશવૈકાલિક'ની ટીકામાં લખ્યું છે, "ધર્મના સાધનપણાને લઇને ધર્મ કહ્યો છે." તેથી દ્રવ્ય ક્રિયાને ધર્મપણે ગ્રહણ કરે છે, તે કારણમાં કાર્યનો ઉપચારજ છે; માટે ન્યાયપૂર્વક છે. એવી શ્રદ્ધા રહિત જીવોની ક્રિયા ધર્મનું કારણ થતી નથી. "**षष्टिशतप्रकरण**" ગ્રંથમાં કહ્યું છે:—

"**बहुगुणविज्जानिलओ उत्सुत्तभासी तहावि मुत्तव्वो ।
जह पवरमणीजुत्तो, विग्घकरो विसहरो लोए ॥**"

**અર્થ:**—જેમ ઉત્તમ મણિ યુક્ત સર્પ પણ લોકોમાં વિઘ્નકારી, દૂરથી તજવા યોગ્ય મનાય છે તેમ કોઇ બહુ ગુણવાળો,

વિદ્યાનો ભંડાર હોય તથાપિ ઉત્સૂત્ર ભાષણ કરનાર હોય તો તે પંડિત પણ તજવા યોગ્ય છે. તેમજ 'આચારાંગ' સૂત્રમાં "**भयविचिकित्सायां न संयमः**" એમ કહ્યું છે. ભય સહિત (લોક-લાજ આદિ ડરથી) કે અણગમા સહિત સંયમક્રિયા કરવા છતાં તે સંયમ નથી. માટે નિમિત્ત કારણપણે નિરનુષ્ઠાન ક્રિયા કરવા યોગ્ય છે; તે અસંગ ક્રિયા સ્વાભાવિક આનંદરૂપ અમૃતરસથી ભીંજાયેલી છે. માટે આત્મતત્વના ઓળખાણનો આનંદ પામવાની ઇચ્છાવાળાએ સત્પ્રવૃત્તિ અને અસત્ પ્રવૃત્તિના ત્યાગરૂપ નિરનુષ્ઠાન ક્રિયા, દ્રવ્યથી તેમજ ભાવથી સ્યાદ્વાદ—સ્વગુણને અનુસરતા વીર્યની વૃદ્ધિ કરે તેવી, તથા નવા ગુણને વધારનારી, સંયમસ્થાને ચઢવા માટે આત્મતત્વમાં તન્મય થવારૂપ ક્રિયા સમયે સમયે કરવા યોગ્ય છે. તેથીજ "**ज्ञानक्रियाभ्यां मोक्षः**" જ્ઞાન અને ક્રિયાવડે મોક્ષ થાય છે એમ કહ્યું છે એમ નિર્ણય કરવા યોગ્ય છે. દ્રવ્યક્રિયામાં ઉદ્યમ કરનાર ભાવ-ક્રિયાવંત થાય છે અને તેથી સ્વરૂપ પ્રાપ્તિનું કાર્ય કરનાર થાય છે, એમ શ્રેય, કલ્યાણ થાય છે ૮

## ૧૦ તૃપ્તિ-અષ્ટક

**पीत्वा ज्ञानामृतं भुक्त्वा क्रियासुरलताफलम् ।**
**साम्यताम्बूलमास्वाद्य तृप्तिं याति परां मुनिः ॥ १ ॥**

**ભાષાર્થ:**—જ્ઞાનરૂપ અમૃત પીને, ક્રિયારૂપી કલ્પવેલીના ફળને ખાઇને તથા સમતા પરિણામરૂપ તાંબૂલ (પાનબીડું) ચાવીને મહા સાધુ ઉત્તમ તૃપ્તિ પામે છે.

અનુવાદ:—

ક્રિયા–કલ્પતરૂ–ફળ જમી, કરી જ્ઞાનામૃત પાન,
તાંબૂલ–સમતા–સ્વાદથી, પરમ તૃપ્તિ, મુનિ, માન. ૧

**જ્ઞાનમંજરી:**—ક્રિયાવંત જીવો વળી કદાચિત્ અહંકાર કે લો-ભના આવેશમાં સદ્ અભ્યાસને નિષ્ફળ કરી નાખે છે, તેથી કષાયનો ત્યાગ પ્રથમ કરવાથી સ્વરૂપના અનુભવથી ઉત્પન્ન થતી 'તૃપ્તિ' રૂપ અષ્ટક હવે વર્ણવે છે.

નામ આદિ ભેદે ચાર પ્રકારની તૃપ્તિ છે. જીવ કે અજીવ પદાર્થનું 'તૃપ્તિ' એવું નામ પાડવું તે શબ્દ બોલવારૂપ નામ તૃપ્તિ છે. અક્ષરોમાં સ્થાપના કરવારૂપ સ્થાપના તૃપ્તિ છે, દ્રવ્ય તૃપ્તિ આગમથી તો તૃપ્તિનો આગમથી અર્થ જાણનાર ઉપ-યોગરહિત હોય ત્યારે કહેવાય અને નોઆગમથી દ્રવ્ય તૃપ્તિ જ્ઞ-શરીર, ભવ્ય શરીર અને તદ્વ્યતિરિક્તના ભેદથી ત્રણ પ્રકારે છે, ત્યાં આહાર, ધન, ઉપકરણથી તૃપ્તિ તે તદ્વ્ય-તિરિક્ત દ્રવ્ય તૃપ્તિ છે. ભાવ તૃપ્તિ આગમથી, તૃપ્તિ–પદાર્થ આગમથી જાણનાર ઉપયોગવંત હોય તે; નોઆગમથી તો સ્વરૂપ જ્ઞાનાનંદ પૂર્ણ, સહજ આત્માનો નિરંતર અનુભવ જેને રહેતો હોય તેને નોઆગમ ભાવ તૃપ્તિ સમજવી.

નૈગમનયે જીવ–અજીવદ્વારા તૃપ્તિ; સંગ્રહ અને વ્યવહા-હારથી ગ્રહણ યોગ્ય દ્રવ્ય પ્રાપ્ત થતાં તૃપ્તિ; ઋજુસૂત્રથી ઇ-ચ્છિત સંપત્તિમાં તૃપ્તિ; શબ્દ આદિ નયોથી તો નિરાવરણ, પૂર્ણ સ્વસ્વરૂપ વિઘ્નરહિત ભોગવવાથી થતી તૃપ્તિ ગણવી. આ પદ્ધતિ 'ઓઘ નિર્યુક્તિ' વૃત્તિમાં અહિંસા વિષે નય ઉતાર્યો છે તે પ્રમાણે જાણવા યોગ્ય છે; અહિં નામ આદિ ત્રણ નિક્ષેપો

અને નૈગમ આદિ નયો કારણરૂપે છે. ખરીરીતે તો ભાવ નિક્ષેપારૂપ અને શબ્દ આદિ નયરૂપેજ 'તૃપ્તિ' ગ્રહણ કરવા યોગ્ય છે; તે પણ સાધન કાળમાં અપવાદે ઉત્પન્ન થતી અને સિદ્ધ દશામાં ઉત્સર્ગથી થતી ગ્રહણ કરવા યોગ્ય ગણવી; તે તૃપ્તિ વિષે કહે છે:–

સાવદ્ય (પાપકારી) ભાષા નહિ બોલનાર મુનિ પોતાના આત્માના અવલોકનમાં લીન બની લૌકિક, કુ પ્રવચનથી ભિન્ન ઉત્કૃષ્ટ સંતોષ અવસ્થારૂપ તૃપ્તિ પામે છે. શું કરીને ? યથાર્થપણે સ્વ અને પર પદાર્થોના સ્વરૂપના ઓળખાણરૂપ જ્ઞાનામૃત પીને એટલે શુદ્ધ, અત્યંત નિરંતર જ્ઞાન ધારા વડે હેય અને ઉપાદેયરૂપે પરીક્ષા કરીને વસ્તુના અવલોકનરૂપ ઉપયોગને પીને (રાખીને), યોગની સત્પ્રવૃત્તિરૂપ 'ક્રિયા' તે તત્ત્વ પ્રગટ કરવાની ભાવના અને વિભાવ (રાગદ્વેષાદિ ભાવ) ના અભાવની ભાવના વાળી બુદ્ધિરૂપ શ્રદ્ધા સહિત જે વીર્યની પ્રવૃત્તિરૂપ કલ્પવેલી (દીવ્યવેલ) નું ફળ જમીને એટલે સ્થિરતાથી સ્વાનુભવને ભોગવીને; શુભ અશુભ પુદ્ગળોને સમાન ગણવારૂપ સમતા નામનું તાંબૂલ (પાનના બીડાનો સ્વાદ લઈને) ચાવીને મુનિ ઉત્કૃષ્ટ તૃપ્તિ પામે છે.

સાંસારિક ઉપાધિરૂપ પુદ્ગલોથી ઉત્પન્ન થતા વિભાવોથી રંગાયેલા (અભ્યાસવાળા) આત્માને અનાદિ મિથ્યાત્વ, અજ્ઞાન, અસત્ક્રિયામાં રાગદ્વેષ કરવાની ટેવ હોવાથી. જગતની એંઠ જેવા નહિ ભોગવવા યોગ્ય એવા રૂપ–રસાદિ વિષયોના અનુભવમાં મગ્નતાથી માની લીધેલી કે આરોપિત સુખરૂપ તૃપ્તિ તે ખરી તૃપ્તિ નથી; કારણકે તેની પ્રાપ્તિ થયા છતાં પણ તૃષ્ણા વધતી

જાય છે તેથી તે તૃપ્તિ નથી. નિરંતર આનંદના અનુભવથીજ તૃપ્તિ થાય છે. માટેજ સત્પુરૂષો તજે છે વિજળીના ઝબકારા જેવા વિનાશી વનિતાના વિલાસોને, અવગણે છે ઉદય આવેલા પુણ્ય પ્રભાવોને, ત્યાગ કરે છે ભોગમાં આસક્ત થયેલા સોબતીઓની સોબતને, વિરૂપ કરે છે શરીર શોભાના શોખને, ઊંડા ઉતરે છે સ્વાધ્યાય અધ્યયનથી તત્ત્વજ્ઞાનના શ્રવણ-મનન નિદિધ્યાસનના અભ્યાસોમાં અને કૃતકૃત્યતા માને છે ઉત્કૃષ્ટ અવસ્થામાં. ૧

ફરીથી વળી નિત્ય તૃપ્તિ વિષે વર્ણન કરતાં કહે છે:-

**स्वगुणैरेव तृप्तिश्चेदाकालमविनश्वरी ।**
**ज्ञानिनो विषयैः किं तैर्यैर्भवेत्तृप्तिरित्वरी ॥ २ ॥**

**ભાષાર્થ**:—જો જ્ઞાની પુરૂષને પોતાના જ્ઞાન-દર્શન-ચારિત્ર ગુણો વડેજ નાશ ન પામે તેવી, સદા કાળ રહેનારી તૃપ્તિ હોય તો જે વિષયોથી થોડા કાળની તૃપ્તિ મળે તેવા વિષયોનું શું પ્રયોજન છે? કંઈ નહિ.

**અનુવાદ**:—

સ્વગુણ-તૃપ્તિ ત્રિકાળની, નિત્ય, જ્ઞાનીને હોય;
ક્ષણિક-તૃપ્તિ વિષયોની ના, સાચી ગણશો કોય. ૨

**જ્ઞાનમંજરી**:—જો ચૈતન્યના સ્વદ્રવ્ય, સ્વક્ષેત્ર, સ્વકાળ અને સ્વભાવ ભૂત, અમૂર્ત, અસંગ, અનાકુળ, ચિદાનંદરૂપ સ્વગુણો વડેજ સાચા તત્ત્વજ્ઞાનીને તૃપ્તિ હોય છે, તો સ્પર્શ, રસ, વર્ણ, ગંધ અને શબ્દરૂપ વિષયો વડે તેને શું વધારે સુખ મળવાનું હતું? કંઈ નહિ. જે સ્વરૂપના અનુભવી હોય છે તે

વિભાવના કારણભૂત ઇન્દ્રિયોના વિષયોને સુખનાં કારણ જાણતા નથી. સ્વગુણોથી થતી તૃપ્તિ કેવી હોય છે? ભવિષ્યના સર્વકાળ સુધીની, વિનાશ રહિત અને સહજ હોવાથી નિત્ય છે. જે શબ્દાદિ વિષયોથી અલ્પકાળ સુધીની ઉપચારરૂપ (અસત્ય) તૃપ્તિ થાય છે તેવા પરના વિલાસરૂપ વિષયોનું સ્પર્શજ્ઞાનવાળાને શું પ્રયોજન છે? કંઇ નથી. પરના વિલાસ બંધના કારણરૂપજ છે.

**ભાવના:**–આ ભોગો અનેકવાર ભોગવ્યા તોપણ પોતાનું (આત્મ) સ્વરૂપ પ્રાપ્ત થયું નહિ; વળી તે સુખના કારણરૂપ પણ નથી, પરંતુ તેમાં સુખપણાની બુદ્ધિજ કલ્પિત (જૂઠી) છે; તેથી તે વિષયો તરફ સ્વરૂપરસિકોની દૃષ્ટિજ હોતી નથી. માટે આત્મગુણો વડે તૃપ્તિ કરવા યોગ્ય છે. તેજ ભાવના વળી દર્શાવે છે:–

**या शान्तैकरसास्वादाद् भवेत्तृप्तिरतीन्द्रिया ।**
**सा न जिह्वेन्द्रियद्वारा षड्रसास्वादनादपि ॥ ३ ॥**

**ભાષાર્થ:**—શાંતરૂપ અદ્વિતીય રસના ચાખવાથી થતી, ઇન્દ્રિયોને અગોચર કેવળ અનુભવ–ગમ્ય જે તૃપ્તિ થાય તે છ રસના ચાખવાથી પણ જીહ્વા-ઇન્દ્રિય દ્વારા થતી નથી. બીજી સર્વ તૃપ્તિથી જ્ઞાનતૃપ્તિ અધિકી દેખાડી, એ વ્યતિરેક અલંકાર છે.

**અનુવાદ:**—

પરમ શાંત રસ સ્વાદથી, તૃપ્તિ અતીંદ્રિય હોય;
તે તૃપ્તિ ક્યાંથી મળે? ષડ્ રસ–સ્વાદી જીભ, જોય. ૩

**જ્ઞાનમંજરી:**—ઈન્દ્રિયોના વિષય-ગ્રહણથી રહિત, શાંત રસના અનુભવથી જે તૃપ્તિ થાય તે, તીખા, ખાટા, મીઠા, તુરા, કડવા અને ખારા રસવાળા ભોજનથી જિહ્વાઈન્દ્રિય દ્વારા નથી થતી. જીભથી પુદ્ગલના રસનો અનુભવ થાય, આત્મા તો સ્વરૂપનો અનુભવી છે, પુદ્ગલના ગુણોનો જાણનાર છે, ભોક્તા નથી; પુદ્ગલના ગુણો ભોગવી શકાતાજ નથી; મોહના ઉદયને લીધે આહાર સંજ્ઞાથી રસનું ચાખવું થાય છે. પણ સ્વરૂપથી નહિ; સ્વરૂપ તો જ્ઞાનના અનુભવરૂપ છે. માટે આત્માના અનુભવથી તૃપ્તિ થાય છે; પુદ્ગલોથી તૃપ્તિ થતી નથી. ૩

**संसारे स्वप्नवन्मिथ्या, तृप्तिः स्यादाभिमानिकी ।**
**तथ्या तु भ्रान्तिशून्यस्य, सात्मवीर्यविपाककृत् ॥ ४ ॥**

**ભાષાર્થ:**—સ્વપ્નમાં મોદક ખાધા, દીઠા તેથી તૃપ્તિ ન થાય તેમ સંસારમાં અભિમાન સિદ્ધ, માની લીધેલી, જૂઠી તૃપ્તિ હોય; સાચી તૃપ્તિ તો મિથ્યાજ્ઞાન-રહિત સમ્યક્ દૃષ્ટિને હોય, તે આત્માના વીર્યના પરિપાકની કરનારી તૃપ્તિરુપ વીર્ય પુષ્ટિ છે.

**અનુવાદ:**—

સ્વપ્ન-તૃપ્તિ સંસારની, માત્ર માન્યતારૂપ;
સાચી તૃપ્તિ જ્ઞાનીની, આત્મવીર્ય ફળરૂપ. ૪

**જ્ઞાનમંજરી:**—દ્રવ્યથી ચાર ગતિરૂપ સંસારમાં અને ભાવથી મિથ્યાત્વઆદિ વિભાવરૂપ સંસારમાં મિથ્યા-અભિમાનથી થયેલી, પુદ્ગલઆદિની પ્રાપ્તિમાં માન્યતારૂપ તૃપ્તિ સ્વપ્નસમાન જૂઠી, કલ્પના માત્ર હોય; કારણ કે તૃષ્ણા જાળમાં ફસાયલો

અજ્ઞાની પોતાની કલ્પનાથી કલ્પેલી ઈષ્ટતા પ્રમાણે ઈષ્ટ માનેલા પુદ્ગલના સ્કંધરૂપ સંપત્તિ વિષે એમ માને છે કે અહો! મણિરત્ન આદિનો ખજાનો મને મળ્યો છે, પાપના ઉદય વખતે મનોહર વચનની ચતુરાઈથી આશ્વાસન આપવામાં ચતુર સ્વજન સમુદાય મને મળ્યો છે' એ પ્રકારે તે તૃપ્ત રહે છે, તથાપિ કલ્પનારૂપ હોવાથી, ઉદયને લીધે મળી આવેલું હોવાથી, પરરૂપ હોવાથી, સ્વસત્તાને રોકનારાં આઠ કર્મ બંધાવામાં કારણરૂપ રાગદ્વેષ ઉપજાવનાર હોવાથી તે દુઃખ રૂપજ છે. તેથી મરૂભૂમિમાં મૃગજળ જણાય તેવી તૃપ્તિ સુખનું કારણ થતી નથી. વળી મિથ્યાજ્ઞાન રહિત, સમ્યક્જ્ઞાન-ઉપયોગવાળા આત્મતત્ત્વની સન્મુખ સત્પુરૂષને સ્વસ્વભાવના પ્રગટ અનુભવવાળી સાચી તૃપ્તિ સુખનું કારણ થાય છે. તે તૃપ્તિ કેવી હોય છે? સ્વભાવગુણના અનુભવથી ઉત્પન્ન થતી તૃપ્તિ આત્માના સહજ વીર્યને પુષ્ટ કરે છે, તે સામર્થ્યથી ગુણ પ્રગટે છે. માટે ગુરુચરણનું સેવન, આગમનું શ્રવણ, તત્ત્વનું ગ્રહણ આદિ સાધનો વડે આધ્યાત્મિક તૃપ્તિ મેળવવા યોગ્ય છે એવો ઉપદેશ છે. ૪

**पुद्गलैः पुद्गलास्तृप्तिं यान्त्यात्मा पुनरात्मना।**
**परतृप्तिसमारोपो, ज्ञानिनस्तन्न युज्यते ॥ ५॥**

**ભાષાર્થઃ**—પુદ્ગલો વડે પુદ્ગલ સ્કંધ તૃપ્તિ પામે, જાડા થાય છે; વળી આત્મા આત્મગુણ પરિણામેજ તૃપ્તિ પામે છે; ભ્રાંતિ રહિત જ્ઞાનવંતને, તે કારણથી, પુદ્ગલની તૃપ્તિનો આત્મામાં ઉપચાર ન ઘટે; પરનો ધર્મ પરમાં (એક દ્રવ્યનો ધર્મ બીજા દ્રવ્યમાં) આરોપે તે સમ્યક્જ્ઞાન કેમ કહેવાય?

અનુવાદ:—

જ્ઞાનીને ન ઘટી શકે, પરતૃપ્તિ ભ્રમગ્રસ્ત;
પુદ્‌ગલ તૃપ્તિ પુદ્‌ગલે, આત્મા નિજગુણ-તૃપ્ત. ૫

**જ્ઞાનમંજરી:**—શરીર, ધન, વસ્ત્ર, ભોજન, સ્વજન આદિ પુદ્‌ગલોથી શરીરાદિ પુદ્‌ગલો પુદ્‌ગલના જથ્થારૂપ તૃપ્તિ પામે છે. વળી અનેકાંત દૃષ્ટિએ અનંત ધર્મવાળા સ્વપર પદાર્થોની પરીક્ષા કરવામાં કુશળ જ્ઞાની પુરૂષને સ્વરૂપના અનુભવથી તૃપ્તિ થાય છે. પર પદાર્થોથી (પુદ્‌ગળોથી) થતી તૃપ્તિમાં આત્મતૃપ્તિ માનવારૂપ ભ્રાંતિજન્ય અભિમાન જ્ઞાનિને ઘટતું નથી.

**ભાવના:**—યથાર્થ ઓળખાણવાળા સમ્યક્‌જ્ઞાની તો આત્મામાં આત્મધર્મનોજ સ્વીકાર કરે છે; પુદ્‌ગલના સંગ્રહમાં રાગ કરતા નથી. પુદ્‌ગલના અનુભવવડે સુખ થાય છે એમ સમજવું તેજ મિથ્યાજ્ઞાન છે. કહ્યું છે કે:-

**"तवइ तवं चरइ चरणं, सुअंपि नव पुव्वजाव अब्भसई।
जा परसुहे सुहत्तं, ता नो सम्मत्तविन्नाणं॥"**

**અર્થ:**—ભલે તપ તપે, ચારિત્રરૂપ આચરણ આચરે, અને નવપૂર્વ સુધીના શ્રુતનો પણ અભ્યાસ કરે પણ જ્યાંસુધી પર(પુદ્‌ગલાદિના) સુખમાં સુખબુદ્ધિ છે, ત્યાં સુધી તેને સમ્યક્ત્વ કે વિજ્ઞાન નથી.

વળી શ્રી હરિભદ્રસૂરિ પૂજ્ય કહે છે:—

**"सुअवं सीलवं चाई जिणमग्गायरणारई।
परं वा परसंगं वा धम्ममन्नई जो जडो॥**

**ભાવાર્થ**:—શ્રુતવંત, શીલવંત, ત્યાગી અને જિન માર્ગની આચરણામાં પ્રીતિવાળો હોવા છતાં પર પદાર્થને કે પરપદાર્થના સંગને ધન્ય માને તો તેને જડ અથવા સમજણ વિનાનો સમજવો.

જે આત્માનું સહજ જ્ઞાનાદિક સ્વરૂપ છે તેજ ધર્મ છે એ તાત્પર્ય છે. ૫

**मधुराज्यमहाशाका-ग्राह्ये बाह्ये च गोरसात् ।**
**परब्रह्मणि तृप्तिर्या जनास्तां जानतेऽपि न ॥ ६ ॥**

**ભાષાર્થ**:—'**मधु-राज्य**'=મીઠું જે રાજ્ય ત્યાં મોટી આશા જેને છે '**महा-आशाक**' એવા પુરૂષને અપ્રાપ્ય તથા વાણીના રસથી '**गोरसात्**' બાહેર એવા પર બ્રહ્મને વિષે જે તૃપ્તિ રહી છે તેને લોકો જાણતા પણ નથી, તો પામે ક્યાંથી ? (બીજો અર્થ) ભોજનાદિકમાં જે તૃપ્તિ છે તે '**मधुर-आज्य**' મીઠા ઘી વડે અને '**महा-शाका**' મોટાં શાક વડે ગ્રાહ્ય છે અને '**गोरसात्**' ગોરસ, (દૂધ, દહીં, છાશ આદિ) થી બહાર નથી:

'**भोजने व्यंजनोपेते को रसो गोरसोज्झिते**'

'શાક સહિત ભોજન પણ ગોરસ વિના નીરસ લાગે' એ કહેવત પ્રમાણે સમજવું. પરબ્રહ્મ તો '**गोरस**' વાણીથી બાહ્ય છે. '**यतो वाचो निवर्तंते, अप्राप्यं मनसा सह**' જેને પામ્યા વિના મન સહિત વાણી પાછી ફરે છે, એમ વેદાંત વચન બ્રહ્મ વિષે છે. '**अपयस्स पयं नत्थि**' 'તેનું સ્વરૂપ વર્ણવવા માટે કોઈપણ શબ્દની શક્તિ કે ગતિ છેજ નહિં ઇત્યાદિ આચારાંગ (લોકસાર અધ્યયનમાં) છે. એ બે અર્થ કહ્યા. વ્યતિરેક અલંકાર છે.

અનુવાદ:—

ગોરસ બાહ્ય ગ્રહે જને, મધુ રાજ્ય મહા શાક;
તૃપ્તિ જે પરબ્રહ્મમાં, સમજેય ન દુર્ભાગ્ય. ૬

**જ્ઞાનમંજરી:**—અમૂર્ત, અનંત જ્ઞાનઘન શુદ્ધ આત્મારૂપ પર બ્રહ્મમાં તૃપ્તિ એટલે સ્વરૂપશાંતિને ભેટવાથી થતા આનંદ અને જ્ઞાન વિલાસરૂપ તૃપ્તિને, તત્ત્વજ્ઞાનરૂપ નેત્રથી રહિત લોકો શુદ્ધ અત્યંત એકાંત અધ્યાત્મ સ્વભાવના અનુભવરૂપ તૃપ્તિને જાણતા પણ નથી, તેનું ભાન પણ નથી તો તેનો અનુભવ ક્યાંથી કરે? તે તૃપ્તિ મધુર ઘી અને ઉત્તમ શાકો વડે થઇ શકતી નથી અને દહિં આદિ ગોરસ સહિત ભોજનમાં પણ મળતી નથી; અથવા તે બ્રહ્મ સ્વરૂપ કેવું છે? **मधु**=મીઠા રાજ્યની મહા આશાવાળાને પ્રાપ્ત ન થાય તેવું છે, પરિગ્રહના ઐશ્વર્યની અભિલાષાવાળાને ગ્રાહ્ય નથી; વળી **गोरसं**=વાણીના રસથી અગોચર છે, '**अप्राप्यं मनसा सह**' એમ વચન હોવાથી; '**अपयस्स पयं नत्थि**' એ આચારાંગમાં પણ વચન છે શબ્દ રહિત આત્માને સમજાવવા કોઇ શબ્દ સમર્થ નથી. એવા પ્રકારના પરબ્રહ્મ પરમાત્મામાં જે તૃપ્તિ પામીએ તે તૃપ્તિનું લોકોને ભાનજ નથી. માટે હજારો પ્રકારના પુદ્ગલના ઉપચારોથી તે તૃપ્તિ પ્રાપ્ત થતી નથી. ૬

**विषयोर्मि-विषोद्गारः स्यादतृप्तस्य पुद्गलैः ।**
**ज्ञानतृप्तस्य तु ध्यान-सुधोद्गारपरम्परा ॥ ७ ॥**

**ભાષાર્થ:**—વિષયની ઉર્મિઓ (કલ્લોલ-ઇચ્છાઓ) રૂપી વિષયના માઠા ઓડકાર, પુદ્ગલોથી અતૃપ્ત (નહિ ધરાતા) જીવને આવે છે; જ્ઞાને જે તૃપ્ત છે તેને તો ધ્યાનરૂપ અમૃ-

તના ઓડકાર ઉપર ઓડકાર (પરંપરા) આવે છે. બહુ પુદ્ગલનું ભોજન તે વિષભોજન છે; તેથી વિષયરૂપી વિષના અજીર્ણે માઠા ઓડકાર આવે જ્ઞાનામૃતનું ભોજન કરનાર મહા તૃપ્તિવંતને ધ્યાનરૂપ અમૃતનાજ ઓડકાર આવે તે મહા તૃપ્તિનું લક્ષણ છે.

**અનુવાદ:—**

વિષય વિલાસી વિષ સમા, અતૃપ્તના ઉદ્ગાર, (ઓડકાર),
જ્ઞાનતૃપ્તને ધ્યાનરૂપ, અમી–ઉદ્ગાર અપાર. ૭

**જ્ઞાનમંજરી**:—સ્વરૂપના અનુભવ રહિત અતૃપ્તને સ્ત્રી-સુખ આદિ પુદ્ગલોથી ઇન્દ્રિય-વિલાસરૂપ વિષના (ઝેરી-માઠા) ઓડકાર આવે છે, કહ્યું છે કેઃ—

“ **जहजह पुग्गलभोगो, तहतह वड्ढइ विसयंपि कसाई।**
**इंदियसुहा दुहा खलु, अगिज्झा तउ रत्ताणं॥** ”

**ભાવાર્થ**:—જેમ જેમ પુદ્ગલના ભોગ ભોગવાય છે, તેમ તેમ વિષય અને કષાયો વધે છે; ખરેખર ઇન્દ્રિયોનાં સુખ દુ:ખરૂપ છે; તેમાં રક્ત થયેલાને તે ગ્રહણ કરવા યોગ્ય નથી.

નિજ આત્મતત્ત્વના જ્ઞાનથી પૂર્ણ, જ્ઞાને કરીને તૃપ્ત થયેલાને આત્મામાં એકાગ્રતારૂપ ધ્યાન તે અમૃતના ઓડકારની શ્રેણિ સમાન પ્રગટે છે. કર્મરોગ રહિત, નિર્મળ, પરમાત્માનો અનુભવ એ તૃપ્તિનું લક્ષણ છે. આત્મભાવના, આત્મજ્ઞાન, આત્માનું ધ્યાન એ અમૃતના ઉપરા ઉપરી ઓડકાર સમાન છે. ૭

**सुखिनो विषयातृप्ता नेन्द्रोपेन्द्रादयोऽप्यहो।**
**भिक्षुरेकः सुखी लोके, ज्ञानतृप्तो निरंजनः॥ ८॥**

**ભાષાર્થ:**—ઇન્દ્ર, વાસુદેવ આદિ પણ વિષયોથી અતૃપ્ત (વિષયોના ભૂખ્યા) સુખિયા નથી, એ આશ્ચર્ય છે; ' નિરંજન ' એટલે કર્મમલિનતાથી રહિત, જ્ઞાન વડે તૃપ્ત ભિક્ષુ ચૌદ રાજલોકમાં એક સુખી છે.

સુખી નહિ ઇન્દ્ર, ઉપેન્દ્ર પણ, વિષયોથી ન ધરાય;
એક નિરંજન, જ્ઞાન તૃપ્ત ભિક્ષુ સુખી જગમાંય. ૮

**જ્ઞાનમંજરી:**—આ આશ્ચર્યની વાત છે કે ઈન્દ્ર, વાસુદેવ (કૃષ્ણ) આદિ અનેક સુખી નથી, કેવા છે ઈન્દ્ર, ઉપેન્દ્ર ? મનોહર ઈન્દ્રિયસંયોગોરૂપ વિષયોથી અતૃપ્ત છે; અનેક વનિતાઓના વિલાસ, ષટ્રસ ભોજન, સુગંધિ પુષ્પ વાસ, રમણીય મહેલ આદિ, કોમળ શબ્દનું શ્રવણ, સુંદર રૂપનું અવલોકન અને લાંબા કાળ સુધીના ભોગોથી તે ધરાયા નથી, ખરી રીતે તે તૃપ્તિનાં કારણ નથી; તૃપ્તિનો અસત્ય આરોપ માત્ર તેમાં મનાય છે. ચૌદ રજ્જુ પ્રમાણ લોકમાં અનંત જીવો કર્મ સહિત છે તેમાં એક ભિક્ષુ, આહારની લાલસા વિનાનો, માત્ર સંયમ ટકાવવા ભિક્ષા ગ્રહણ કરનાર, અપરિગ્રહી સુખી છે. તે સ્વરૂપની ઓળખાણરૂપ જ્ઞાનથી તૃપ્ત, રાગ આદિ કલંક રહિત નિરંજન છે કારણ કે તે સ્વધર્મના ભોગી છે. તૃપ્તિરૂપ ધર્મ જે વસ્તુમાં નથી તે વસ્તુના ભોગથી તૃપ્તિ ક્યાંથી થાય ? વિશેષ આવશ્યકમાં કહ્યું છે કે:—

**जत्तो च्चिय पच्चक्खं, सोम्म सुहं नत्थि दुक्खमेवेदं ।**
**तप्पडियारविभत्तं, तो पुण फलंति दुक्खंति ॥ १ ॥**

**विसयसुहं दुक्खं चिय, दुक्खप्पडियारओ तिगिच्छिव ।**
**तं सुहमुवयाराओ, न उवयारो विणा तच्चं ॥ २ ॥**

**सायासायं दुक्खं, तव्विरहम्मि अ सुहं जउ तेण ।**
**देहिंदियेसु दुक्खं, सुक्खं देहिंदिआभावे ॥ ३ ॥**

**ભાવાર્થ:**—હે! સજ્જન, જે તને પ્રત્યક્ષ સુખ લાગે છે, તે સુખ નથી, દુ:ખજ છે, દુ:ખના ઈલાજરૂપ ભિન્ન પ્રકારનું દુ:ખ છે અને વળી દુખ:રૂપ ફળ ઉપજાવે તેવા સ્વભાવવાળું છે. ૧

વિષય સુખ દુ:ખજ છે, દવાની પેઠે દુ:ખના ઇલાજરૂપ છે, તેને સુખ ઉપચારથી કહે છે, પણ સુખનું તત્ત્વ તેમાં નહિ હોવાથી ઉપચાર પણ ઘટતો નથી. ૨

સાતા અને અસાતા દુ:ખરૂપ છે, તે બન્નેથી રહિત સુખ છે તેથી દેહ અને ઈન્દ્રિયોથી જે પ્રાપ્ત થાય છે તે બધું દુ:ખરૂપ છે; સુખ તો દેહ અને ઈન્દ્રિયોના અભાવવાળી દશામાં છે. ૩

એમ સાતા અને અસાતાના ફળમાંજ ભેદ છે પરંતુ આવરણમાં ભેદ નથી. અવ્યાબાધ સ્વરૂપને આવરણ કરવાનો બન્નેનો સ્વભાવ છે. જે સ્વગુણની ઘાત કરે તે દુ:ખને સુખ રૂપ માની કોણ અંગીકાર કરે? આ પ્રકારે આત્માનાં જ્ઞાન અને આનંદના અનુભવરૂપ તૃપ્તિ પ્રશંસાપાત્ર છે; ઉપાધિથી થતી તૃપ્તિ તેવી નથી. માટે તે તૃપ્તિને અર્થેજ સમ્યક્દૃષ્ટિ જીવો અર્હંતની સ્તુતિ કરે છે, પરમાત્માને પૂજે છે; દેશવિરતિવાળા પણ સામાયિક, પ્રૌષધોપવાસ કરે છે, આત્મા અનુભવનો લવ સ્વાદ લેવા માટેજ મુનિઓ એકાંત શોધે છે, તેની પ્રાપ્તિને અર્થે પંચ પાપરૂપ આસ્રવોનો ત્યાગ કરે છે તે આસ્રવો ટાળવા ભીષ્મ ગ્રીષ્મમાં તપેલી શિલા ઉપર આતાપના–યોગ ધારણ કરે છે; શિયાળામાં હિમ પડે ત્યારે ચંદ્રનાં શીતળ કિરણોમાં

પવનના ઝપાટા સહન કરતા વસ્ત્ર રહિત વનમાં વસે છે; આગમોનો સ્વાધ્યાય કરે છે, ક્ષમાદિ ધર્મદ્વારા ઉપસર્ગ કરનારના અજ્ઞાનનો વિચાર કરે છે, તત્ત્વજ્ઞાન વડે ગુણ શ્રેણીના શિખરે ચઢે છે, આત્માના એકત્વનું ચિંતન કરે છે, આત્મસમાધિ માટેજ પ્રાણાયામ આદિ પુરૂષાર્થ, જિનકલ્પ આદિ આચાર છે. એમ સ્વ-સ્વભાવના અનુભવથી થતી તૃપ્તિનો સર્વેએ અભ્યાસ કરવા યોગ્ય છે. ૮

---

## ૧૧. નિર્લેપાષ્ટક.

**संसारे निवसन् स्वार्थ-सज्जः कज्जलवेश्मनि ।**
**लिप्यते निखिलो लोको, ज्ञानसिद्धो न लिप्यते ॥ १ ॥**

**ભાષાર્થ:**—કાજળના ઘર જેવા સંસારમાં વસતાં સ્વાર્થ સાધવા સાવધાન (તૈયાર) રહેનાર સમસ્ત લોક (કર્મથી) લેપાય છે; જ્ઞાને કરી સિદ્ધ છે તે પુરૂષ લેપાતો નથી.

**અનુવાદ:**—

સંસારે વસતા બધા, કાજળગૃહમાં જેહ;
સ્વાર્થી થઇ લેપાય છે, બચે જ્ઞાની નિ:સ્નેહ. ૧

**જ્ઞાનમંજરી:**—હવે અલિપ્તને તત્ત્વ-સમાધિ પ્રાપ્ત થાય છે, પૂર્ણાનંદરૂપ તૃપ્તિ પણ અલિપ્ત (નિર્લેપ) ને હોય છે; તેથી નિર્લેપઅષ્ટકનો વિસ્તાર કરે છે. સકલ પરભાવના સંયોગનો ચૈતન્યને અભાવ થવાથી વ્યાપ્ય, વ્યાપક, ગ્રાહક, કર્તૃત્વ, ભોકતૃત્વ આદિ શક્તિઓનું સ્વભાવમાં અવસ્થાન થવું તે નિર્લેપ દશા છે.

જીવ કે અજીવ પદાર્થોને બોલાવવા પુરતું 'નિર્લેપ' એવું નામ રાખ્યું હોય તે નામ નિક્ષેપે નિર્લેપ છે; નિર્ગ્રંથ આકાર આદિમાં સ્થાપના કરવી તે સ્થાપના નિર્લેપ છે; દ્રવ્ય નિર્લેપ કાંસાનાં પાત્ર આદિ, તદ્‌વ્યતિરિક્ત અને બાકીના ભેદ પડેલાંની પેઠે જાણવા; ભાવ નિર્લેપ, જીવ અને અજીવ એમ બે ભેદે છે; અજીવ તો ધર્મ, અધર્મ, આકાશ આદિ જાણો. અને જીવ ભાવ નિર્લેપ તો સમસ્ત વિભાવના યોગ રહિત મુક્તાત્મા છે.

નય અનુસાર તો દ્રવ્ય પરિગ્રહ આદિમાં અલિપ્ત નૈગમ નયે કહેવાય; સંગ્રહ નયે જીવ જાતિથી અલિપ્ત છે; વ્યવહાર નયે દ્રવ્યથી ત્યાગી અલિપ્ત છે; શબ્દ નયે, સમ્યક્‌દર્શન, સમ્યક્‌જ્ઞાન વાળો પરભાવનો પરિત્યાગી, તેનાં નિમિત્તભૂત ધન સ્વજન, ઉપકરણમાં અનાસક્ત હોય તે, અલિપ્ત કહેવાય; સમભિરૂઢ નયથી અરિહંત આદિનાં નિમિત્તો વડે ઉત્તમ પરિણામથી નિર્લેપપણે રહેતા ક્ષીણમોહવંત બારમા ગુણસ્થાનવર્તી જિન અને કેવળી અલિપ્ત છે; અવંભૂત નયે સર્વ પર્યાયોથી સિદ્ધ અલિપ્ત છે,

વળી અન્ય વાચના પ્રમાણે નૈગમ આકાર—રૂપથી અંશ ત્યાગી નૈગમ નયે અલિપ્ત છે; સંગ્રહ નયે સમ્યક્‌દર્શન ન હોવા છતાં આત્મા સર્વથા જુદો હોવાથી અલિપ્ત છે, વ્યવહાર નયે તેની શ્રદ્ધા સહિત રાગાદિ લેપના ત્યાગથી નિર્લેપ છે. ઋજુસૂત્રનયે અવલંબનને લઈને પ્રાપ્ત નિમિત્તોમાં આસક્ત ન થાય તે નિર્લેપ છે, શબ્દનયથી અભિસંધિજ વીર્ય અને બુદ્ધિપૂર્વક ઉપયોગવાળાનું રાગ આદિમાં પરિણમવું ન થાય તે અલિપ્ત

કહેવાય. સમભિરૂઢ નયે સર્વ જીવની સર્વ ચેતના વિભાવના યોગ રહિત થવાથી અલિપ્ત છે. એવંભૂતનયે ચક્ર ભ્રમણ આદિના દૃષ્ટાંતે પૂર્વઅભ્યાસ વડે સર્વ પુદ્ગલના સંગથી રહિત સિદ્ધને નિર્લેપપણું છે. વળી ત્રણ નિક્ષેપમાં પહેલા ચાર નય અને ભાવ નિક્ષેપમાં પર્યાયનું અલિપ્તપણું હોવાથી છેલ્લા ત્રણ સમાય છે એમ તત્ત્વાર્થની ટીકાનો આશય છે. અહિંતો ભાવ સમ્યક્ સાધક નિર્લેપપણાનો અધિકાર છેઃ-

સમસ્ત લોક રાગાદિ પાપસ્થાનરૂપ વિભાવ અને તેના નિમિત્તભૂત ધન, સ્વજન આદિરૂપ કાજળ ગૃહ જેવા સંસારમાં વસતાં (સ્વાર્થ=પોતે કલ્પેલા આત્મામાં અહંભાવ, મમત્વભાવ) સ્વાર્થ સાધવામાં સાવધાન બનીને લેપાય છે એટલે રાગઆદિ ભાવકર્મરૂપ પરિણમતાં સમસ્ત પોતાનો ક્ષયોપશમભાવ પરને અનુસરે છે તેથી સર્વ સત્તાને આવરે, ઢાંકીદે તેવા ભાવકર્મ, દ્રવ્યકર્મ અને નોકર્મના લેપો વડે લેપાય છે, બંધાય છે, તથા હેય અને ઉપાદેયની પરીક્ષાવડે સર્વભાવોને પારખનાર, પોતાના આત્મામાં પોતાનો આત્મા અને બીજો બધે પરપણું જાણનાર પોતાના આત્મામાં વિશ્રાન્તિ પામનાર, સ્વરૂપના વિલાસી જ્ઞાનસિદ્ધ મહાત્મા લેપાતા નથી, અનેક પ્રકારનાં કર્મનાં દળિયાં તેમને વળગતાં નથી. માટે આત્મ ધર્મનું જ્ઞાન અને તેની ઉપાદેયતા સહિત પ્રયત્ન કર્તવ્ય છે એમ ઉપદેશ છે. ૧

**माहं पुद्गलभावानां कर्ता कारयितापि च ।**
**नानुमंतापि चेत्यात्म-ज्ञानवान् लिप्यते कथम् ॥ २ ॥**

**ભાષાર્થઃ**—હું પુદ્ગલના ભાવોનો કરનાર નથી, કરા-

વનાર નથી, અને અનુમોદનાર પણ નથી; એવા આત્મ-જ્ઞાનવાળા કેવી રીતે લેપાય?

**અનુવાદ:—**

કર્તા, કારવતા નહિ, નહિ અનુમોદન થાય;
પુદ્ગલભાવ ભજે ન તો, જ્ઞાની શ્યે લેપાય? ૨

**જ્ઞાનમંજરી:**—ભેદ વિજ્ઞાનથી ભિન્ન આત્મ સ્વરૂપના યથાર્થજ્ઞાનવાળા આત્મજ્ઞાની પુરૂષ આ પ્રકારે પ્રવર્તતાં કેમ લેપાય? ન લેપાય. કેવા પ્રકારે પ્રવર્તતા ન લેપાય? હું વિમલ, કેવલ જ્ઞાનમય છું, પોતાના પરિણામરૂપ પર્યાયોના ઉત્પાદક-પણાનો, વ્યયપણાનો અને ધ્રુવપણાનો, જ્ઞાયકપણાનો, ભોક્તા-પણાનો, અને રમણપણાઆદિ ભાવોનો કર્તા છું; પુદ્ગલ-ભાવોનો-દ્રવ્યકર્મ, નોકર્મ, હિંસા આદિ પાપ પ્રવૃત્તિઓનો અને યોગ પ્રવૃત્તિનો કર્તા નથી; તેમજ પુદ્ગલને ગ્રહવા કે તજવાનું કામ મારૂં નથી; વર્ણઆદિનું ગ્રહણ કરવું, દૂર કરવું વગેરેનો હું કર્તા નથી; તેમજ પૂર્વોક્ત પુદ્ગલભાવોનો હું કરાવનાર પણ નથી કે પુદ્ગલના શુભ વર્ણાદિનો અનુમોદનાર પણ હું નથી; એમ સકલ પુદ્ગલોના ત્રણેકાળ અગ્રાહક, અભોક્તા, અકારક હોવાથી આત્મજ્ઞાની લેપાતા નથી, પુદ્-ગલને અનુસરનારી ચેતના વડેજ લેપ થાય છે. સર્વથા અસંગ રહેનારને લેપ થતો નથી. ૨

**लिप्यते पुद्गलस्कंधो न लिप्ये पुद्गलैरहम् ।**
**चित्रव्योमाञ्जनेनेव ध्यायन्निति न लिप्यते ॥ ३ ॥**

**ભાષાર્થ:**—પુદ્ગલનો સ્કંધ સંક્રમાદિ ઉપચયે (પૂર્વે બાંધેલાં પાપરૂપ પુદ્ગલો પુણ્યરૂપ થવાથી પુણ્ય સંચય વધે

અથવા નવાં પુણ્યરૂપ પુદ્દગલો બંધાવાથી પુણ્યસંચય વધે) લેપાય છે; પુદ્દગલોથી હું લેપાઉં નહિ; જ્યાં ચિત્રામણ ચિત્ર્યું છે તે આકાશ જેમ અંજન (રંગ) વડે લેપાતું નથી તેમ (આત્મ સ્વભાવને) વિચારનાર લેપાય નહિ.

પુદ્દગળ સ્કંધ પુદ્દગળ વડે, લેપાતા નહિ હુંય;
ચિત્રનભ રંગાય ના, નહિ બંધન પામુંય. ૩

**જ્ઞાનમંજરીઃ**—પરસ્પર એકઠા થવારૂપ સંક્રમ આદિથી પુદ્દગલસ્કંધ અન્ય પુદ્દગલોથી લેપાય છે, સંચય થાય છે; કારણ કે સ્વજાતિ દ્રવ્યનો પરિવર્તન (પલટવારૂપ) પરિણામ વાળા સ્કંધનો અધિક રસની ઉત્પતિવાળા સ્કંધ સાથે બંધાવાનો સ્વભાવ છે; પુદ્દગલનો સંબંધ-ત્રિગુણવાળા સ્કંધનો પંચગુણ વાળા સ્કંધ સાથે બંધ થાય, પંચગુણનો સપ્તગુણસાથે એમ સર્વત્ર બે ગુણ અધિક વાળા સાથે બંધ થાય છે બે ગુણનો ચાર ગુણ સાથે, ચાર ગુણનો છ ગુણ સાથે, છ ગુણનો અષ્ટ ગુણ સાથે એ બંધ-સંયોગ થાય છે. અહિં સ્નિગ્ધ-રૂક્ષ ગુણો સ્પર્શમાં હોવા છતાં એકાંતે સ્કંધનું કારણ થતા નથી; કારણ કે સ્પર્શનો સ્કંધ કરવાનો ઉપાદાન સ્વભાવ નથી; તેમજ રસનું આસ્વાદન સ્વરૂપ હોવાથી રસસ્થગુણો પણ સ્કંધનું કારણ થતા નથી. માટે પૂરણ, ગલનરૂપ વિભાગો (સ્કંધો) નોજ, બે ગુણ અધિક સ્નિગ્ધ-રૂક્ષનામના સ્પર્શના સંગથી પરિણમેલા સાથે, સ્કંધનું કારણ થવાનો સ્વભાવ છે, તેથી પુદ્દગલોથી પુદ્દગલો લેપાય છે. હું નિર્મળ આનંદ ચૈતન્યરૂપ છું પુદ્દગલના લેપ-વાળો નથી; માટે શુદ્ધ આત્મા પુદ્દગલોથી લેપાતો નથી. ખરી રીતે તો પુદ્દગલ અને આત્માનો તાદાત્મ્ય (તન્મય)

સંબંધજ નથી; સંયોગ સંબંધ તો ઉપાધિને લઈને છે. ચિત્રના રંગોથી જેમ આકાશ રંગાતું નથી તેમ (કર્મના-અંજનથી અલિપ્ત આત્માનું) ધ્યાન કરનાર લેપાતો નથી. જેમ રંગો વડે ચિત્ર રંગાય છે પણ તે સ્થળે રહેલું આકાશ લેપાતું નથી; તેમ હું પણ અમૂર્ત આત્મસ્વભાવરૂપ હોવાથી એક ક્ષેત્રમાં અવગાહના કરીને રહેલાં પુદ્ગલો વડે લેપાતો નથી. કારણ કે જે આત્મસ્વભાવનો અનુભવ કરનાર છે; તે પોતાની વીર્ય, જ્ઞાન આદિની શક્તિને આત્મામાં પ્રવર્તાવવાથી નવાં કર્મ ગ્રહણ કરતો નથી, તેથી લેપાતો નથી. જેટલી આત્મશક્તિ પરને અનુસરીને પ્રવર્તે છે, તેટલો આસ્રવ થાય છે; સ્વરૂપને અનુસરતી પોતાની શક્તિ તે સંવર છે એ રહસ્ય છે. અહિં વળી આત્મજ્ઞાન એકલાથી સંતોષ પામી ગયેલા, રાગ-દ્વેષમાં મહાલતા જીવો સમ્યક્દર્શન આદિ ગુણોથી ભ્રષ્ટ (રહિત) હોવા છતાં પોતાને અબંધ દશા વર્તે છે એમ માને છે તેમનો અહિં સ્વીકાર કર્યો નથી. ઉત્તરાધ્યયનમાં ( ૬ઠ્ઠું અધ્યયન ગાથા, ૧૦-૧૧ ) કહ્યું છેઃ—

**भणंता अकरंताय बंधमुक्खपइन्निणो।**
**वायावीरियमित्तेणं समासा संति अप्पयं ॥ १ ॥**
**न चित्ता तायए भासा कओ विज्जाणुसासणं।**
**विसन्ना पावकम्मेहिं, बाला पंडियमाणिणो ॥ २ ॥**

**ભાવાર્થઃ**—બંધ-મોક્ષ-ની વ્યાખ્યા મુખથી કહે પણ પોતે મોક્ષ માટે કંઇ કરે નહિ વાણીરૂપી વીર્ય માત્રથી પોતાને આશ્વાસન આપે છે (જ્ઞાની છું એમ માની બેસે છે). ૧

" જુદી જુદી જાતની (વિચિત્ર) ભાષાઓ શરણરૂપ થતી

નથી, તો વિદ્યાનું અનુશાસન પણ ક્યાંથી શરણભૂત થાય? પાપ કર્મોથી પકડાયેલા મૂર્ખાઓ નહિ જાણવા છતાં પોતાને પંડિત માનનાર હોય છે. ૨

માટેજ તત્ત્વશ્રદ્ધાનરૂપ સમ્યકત્વ સહિત જ્ઞાન ઉપયોગવાળા જ્યારે આત્માની ક્ષયોપશમિક ચેતના, વીર્ય આદિ શક્તિઓને પરભાવરૂપ વિભાવથી પાછી વાળી ને આત્મગુણમાં પ્રવર્તાવે છે ત્યારે તેમને તેટલી અબંધકતા હોય છે, તે સિવાય જ્યાં સુધી પરને અનુસરતી, વિષય, કષાયથી થતી ચપળતારૂપ શક્તિ હોય ત્યાંસુધી બંધકતા હોય છે; એ પ્રકારે આત્માની સર્વ શક્તિ જ્યારે સ્વરૂપમાં વિશ્રામ પામે કે રમણ કરે ત્યારે તે સંપૂર્ણપણે અબંધક થાય છે, એમ સિદ્ધાંત છે. ૩

**लिप्तता ज्ञानसंपात-प्रतिघातनाय केवलम् ।**
**निर्लेपज्ञानमग्नस्य क्रिया सर्वोपयुज्यते ॥ ४ ॥**

**ભાષાર્થ**:—લિપ્તતાનું જે જ્ઞાન તેનો સંપાત એટલે વ્યુત્થાન દશાએ વ્યવહાર ભાવનાથી આવવું તેના નિવારણને માટેજ (કેવળ), ધારારૂઢ (નિર્લેપજ્ઞાનમાં મગ્ન) મહાત્માને આવશ્યક આદિ સર્વ ક્રિયા કામ આવે છે. તેથીજ ધ્યાન-આરૂઢ યોગીને આવશ્યક આદિ ક્રિયા તથા શુદ્ધિ આત્મ-ધ્યાનની ધારાથી પડતાં રાખવાનેજ ક્રિયાનું આલંબન કહ્યું છે.

**અનુવાદ:**—

વિભાવ ભાવ નિવારવા, માત્ર ક્રિયા સહુ હોય;
નિર્લેપ જ્ઞાને મગ્ન જે, તેહ ક્રિયા–ફળ જોય. ૪

**જ્ઞાનમંજરી**:—શુદ્ધ સ્યાદ્વાદ પ્રમાણ આત્મજ્ઞાનમાં મગ્ન પુરૂષને આવશ્યક કરવારૂપ ક્રિયા લિપ્તતા છે; વિભાવ

ચેતનારૂપ ઉપયોગ તે જ્ઞાન, તેમાં પડવારૂપ સંપાત, તેના નિવારણ માટેજ ક્રિયા ઉપકારી છે. તેથી ધ્યાનારૂઢને ક્રિયા કરવાની નથી. પરંતુ જ્ઞાનીને વિઘ્ન નિવારવા ભાવના ચિંતા ક્રિયા ઉપકારી છે. નિરંતર આત્મ સ્વભાવના અનુભવમાં રહેલા ધ્યાનારૂઢને વિઘ્નકારી કહી છે. આગમમાં પણ જે પૂર્વે અમૃતકુંભની ઉપમાને યોગ્ય ક્રિયા કહી તેજ ઉપરની દશામાં વિષકુંભની ઉપમાને પાત્ર થાય છે. કહ્યું છે કે:–

**"जा किरिया सुहुयरी, सा विसुद्धिए न अप्पधम्मोति ।**
**पुव्विं हीयाय पच्छा, अहिया जह निस्सहाइतिगं ॥"**

**ભાવાર્થ:**—જે ક્રિયા સારૂં કરનારી છે, તે આત્માની વિશુદ્ધિ હોય ત્યારે આત્મધર્મરૂપ નથી; પૂર્વે હિત અર્થે હોય છે, તે પાછીથી જ્યારે અસહાય (અસંગ) અવસ્થા પ્રાપ્ત થાય છે ત્યારે અહિતરૂપ થાય છે.

તેથીજ આત્મસ્વરૂપના જ્ઞાનમાં એકતા એજ હિત છે. ૪

**तपःश्रुतादिना मत्तः क्रियावानपि लिप्यते ।**
**भावनाज्ञानसंपन्नो निष्क्रियोऽपि न लिप्यते ॥ ५ ॥**

**ભાષાર્થ:**—તપ, શ્રુત આદિનો મદ કરનાર ક્રિયાવંત પુરૂષ પણ કર્મે લેપાય છે, અને તત્ત્વજ્ઞાનથી પૂર્ણ મહાત્મા ક્રિયારહિત હોવા છતાં પણ લેપાતા નથી.

**અનુવાદ:**—
તપ શ્રુતાદિ કરનાર પણ, મદોન્મત્ત લેપાય;
તત્ત્વજ્ઞાની નિષ્ક્રિય પણ; ના કર્મે લેપાય. ૫

**જ્ઞાનમંજરી:**—જિન કલ્પ આદિ જેવી ક્રિયાનો અભ્યાસી પણ તપ, શ્રુત આદિનું અભિમાન કરનાર નવાં કર્મ ગ્રહણ

કરવાથી લેપાય છે; વળી ક્રોધ સહિત ઉત્કૃષ્ટ દયાની ક્રિયા પણ હિતકારી થતી નથી, આચારાંગ (૩ શીતોષ્ણીય ૪) સૂત્રમાં કહ્યું છે કેઃ-

**सेवन्ता कोहं च माणं च मायं च लोभं च एयं पासगस्स दंसणं, उवरयसत्थस्स पलियंतकरस्स आयाणं सगडब्भि ।'**

**ભાવાર્થ**:—" જે સાધક ઉપર વર્ણવેલા ત્યાગનો ઉપાસક હોય છે, તે અવશ્ય ક્રોધ, માન, માયા અને લોભને વમશેજ, અર્થાત્ કે આદર્શ ત્યાગ અવશ્ય તે સાધકના કષાયોને ઘટાડશેજ એવો (બીન અનુભવી પુરૂષનો નહિ પણ) પોતાનાં પૂર્વકાલીન સકલ કર્મોનો અંત કરનાર, કર્મના આગમનનું દ્વાર પણ બંધ કરી કર્મબંધનથી સર્વથા મુક્ત થનાર, અને તેથીજ સર્વજ્ઞ-પદને પ્રાપ્ત કરનાર સિદ્ધ પુરૂષોનો આ સાક્ષાત અનુભવ છે."

વળી " **वंता लोग-सन्नं से मइमं परक्कमेज्जासित्ति बेमि** (૩ શીતોષ્ણીય ૧-આચારાંગ)

**ભાવાર્થ**:—"પ્રત્યેક સાધકે લોક સંજ્ઞાથી દૂર રહી સંયમમાં પરિક્રમણ (પરાક્રમ) કરવું ઘટે એમ કહું છું."

વળી **परिन्नाय लोगसन्नं च बाले पुण निहे काम-समणुन्ने असमिय-दुक्खे दुक्खी दुक्खाणमेव आवट्टं अणुपरियट्टइ-त्तिबेमि"** (આચારાંગ ૨-૬)

**ભાવાર્થ**:—(હિંસા તથા) લોક સંજ્ઞાને જાણીને તે બન્નેનો પરિહાર કરે. ખરી વાત તો એ છે કે તત્ત્વજ્ઞ પુરૂષોને ઉપદેશની અથવા વિધિનિષેધની આવશ્યકતાજ નથી. પરંતુ જે

અજ્ઞાની (આત્મસ્વરૂપથી અજાણ) જીવો હોય છે તેઓને માટેજ તે ઉપયોગી વસ્તુ છે. કારણકે તેઓ જે ભૂમિકા પર છે ત્યાં આસક્તિપૂર્વક આશા, ઈચ્છા અને વિષયોનું સેવન કરતા રહે છે અને આ રીતે તેઓ દુઃખોને કોઈ પણ પ્રકારે ઓછાં નહિ કરતાં, ઉલટા વધુ દુઃખી થઈ, શારીરિક અને માનસિક દુઃખોનાજ ચક્રમાં ફર્યા કરે છે. એમ કહું છું.”

માટે ક્રિયાદિનું અભિમાન કરનાર કહ્યા.

ચાર પ્રકારના આહાર, ઊર્ધ્વલોક (સ્વર્ગ), દુઃખ, શોક, વિતિગિચ્છા (દુગંછા, અણગમો), એ મોહનાં પાંચ નામ અને દશ સંજ્ઞા સહિત ધર્મના અભ્યાસરૂપ પ્રવૃત્તિ ધર્મ નથી’ એમ આચારાંગની ટીકામાં કહ્યું છે.

ભાવના-અનુપ્રેક્ષારૂપ જ્ઞાનમાં મગ્ન રહેનાર ક્રિયા ન કરતો (નિષ્ક્રિય) હોય તો પણ તથા પ્રકારનું તીવ્રતર વીર્ય જેનું ઢંકાઈ રહ્યું છે તે લેપાતો નથી, બંધાતો નથી. સૂત્રકૃતાંગમાં કહ્યું છે કેઃ-

**“न कम्मणा कम्म खवंति बाला, अकम्मणा कम्म खवंति वीरा।**
**मेहाविणो लोभमयावतीता संतोसिणो नोपकरंति पावं ॥ १ ॥”**

**ભાવાર્થ**:—અજ્ઞાની જીવો ક્રિયાવડે કર્મનો ક્ષય કરતા નથી; વીર પુરૂષો (સમ્યક્જ્ઞાનવંત) ક્રિયા વિના કર્મોનો ક્ષય કરે છે. મેધાવી (સમ્યક્ બુદ્ધિવાળા) પુરૂષો લોભ અને મદ રહિત બની સંતોષી રહેવાથી પાપ વધારતા નથી.

**“ जहा कुम्मो स अंगाइं सए देहे समाहरे।**
**एवं पावाइं मेहावी अज्झप्पेणं समाहरे ॥ २ ॥**

**ભાવાર્થ:**—જેવી રીતે કાચબો પોતાના અંગ-ઉપાંગને પોતાના દેહમાં સંકોચી લે છે; તેવી રીતે મેધાવી મહાત્મા પાપવૃત્તિઓને અધ્યાત્મ ભાવમાં વાળી લે છે.

આત્મામાં એકતાના અનુભવ સહિત સમ્યક્જ્ઞાનરૂપ ભાવના જ્ઞાનવાળા લેપાતા નથી, સર્વ સત્ક્રિયાનો અભ્યાસ, શુદ્ધ સિદ્ધ આત્મસ્વરૂપની પ્રગટતારૂપ સાધ્યના અર્થે તત્ત્વજ્ઞાનના અનુભવવંતને, કલ્યાણકારી થાય છે. ૫

**अलिप्तो निश्चयेनात्मा लिप्तश्च व्यवहारतः।**
**शुद्धयत्यलिप्तया ज्ञानी, क्रियावान् लिप्तया दृशा ॥ ६ ॥**

**ભાષાર્થ:**—નિશ્ચય નયે આત્મા લેપાયો નથી, અને વ્યવહાર નયે લેપાયો છે; જ્ઞાનયોગી શુદ્ધ ધ્યાનથી અલિપ્ત (નિશ્ચય) દૃષ્ટિએ શુદ્ધ થાય છે; ક્રિયાવંત તો લિપ્ત (વ્યવહાર) દૃષ્ટિએ શુદ્ધ થાય છે. (કર્મ) લેપ ટાળવા અભ્યાસને અવલંબે છે.

નિશ્ચયથી નર્લેપ જીવ, વ્યવહારે છે બંધ;
શુદ્ધ થાય પ્રત્યેકથી, જ્ઞાની ક્રિયાવંત. ૬

**જ્ઞાનમંજરી:**—નિશ્ચય નયે એટલે સ્વરૂપે, જાતિ અપેક્ષાએ આત્મા પુદ્ગલ સંબંધથી રહિત, નિર્લેપ છે; અને વ્યવહારે એટલે તદ્દન બાહ્ય પ્રવૃત્તિના ઉપાધિપણાએ આ આત્મા લેપાયો છે. બંધાયો છે. તેથી પરના સંસર્ગથી થયેલા વ્યવહારના ત્યાગ તાટે પ્રયત્ન કર્તવ્ય છે. માટેજ શુદ્ધ ચિદાનંદને અવલોકવારૂપ અલિપ્ત દૃષ્ટિથી આત્માને આત્મારૂપે અને પરને પરરૂપે રાગદ્વેષ રહિત દૃષ્ટિએ વેદ્યસંવેદક (આત્માનુભવી), સ્વસંવેદન-જ્ઞાની શુદ્ધ થાય છે એટલે સર્વ વિભાવરૂપ મળ ટળવાથી નિર્મળ થાય છે.

અશુદ્ધ આચરણથી હું લેપાયો છું, તેથી શુદ્ધ આચરણથી પૂર્વની પ્રકૃતિઓનો ક્ષય કરી, નવાં કર્મ નહિ બાંધવાથી હું છુટીશ એવી લિપ્ત દૃષ્ટિથી ક્રિયાવાન જીવ વંદન નમસ્કાર આદિ ક્રિયા કરતો શુદ્ધ થાય છે, નિર્મળ થાય છે. એ પ્રકારે નિશ્ચય અને વ્યવહારને ગૌણ મુખ્ય કરી પ્રવર્તનારાઓનો આ સાધનક્રમ કહ્યો. ૬

**ज्ञानक्रियासमावेशः सहैवोन्मीलने द्वयोः ।**
**भूमिकाभेदतस्त्वत्र भवेदेकैकमुख्यता ॥ ७ ॥**

**ભાષાર્થ:**—બન્ને દૃષ્ટિને સાથેજ ઉઘાડવા રૂપ જ્ઞાન અને ક્રિયાનો એકીભાવ ( સમાવેશ ) છે; ગુણસ્થાન ભૂમિકાના ભેદથી તો જ્ઞાન-ક્રિયામાં ( અત્ર ) એક એકનું મુખ્યપણું હોય; ધ્યાન દશાએ જ્ઞાન મુખ્ય અને વ્યવહાર દશાએ ક્રિયા મુખ્ય હોય.

**અનુવાદ:**—

જ્ઞાન-ક્રિયા બે દૃષ્ટિઓ, ઉઘડે સાથે ધાર;
એક એકની મુખ્યતા, ગુણસ્થાન-અનુસાર. ૭

**જ્ઞાનમંજરી:**—સાથેજ બન્ને દૃષ્ટિઓ ઉઘડે છે કારણકે એકાંત જ્ઞાન-રૂચિ સમ્યક્ દર્શનવાળી નથી, તેમજ એકાંત ક્રિયા-રૂચિ પણ સમ્યક્ દર્શનવાળી નથી; પરંતુ એક બીજાની અપેક્ષાવાળી દૃષ્ટિજ સમ્યક્દર્શન વાળી છે. માટે જ્ઞાન અને ક્રિયા બન્નેનો સંયોગજ સાધન રૂપે નિર્ણય કરવા યોગ્ય છે. ત્યાં કચરો ઘણો એકઠો થયો હોય તેવા મોટા ઘરને સાફ કરવા દીવો, પુરૂષ આદિની પ્રવૃત્તિ જરૂરની છે, તેમ આ

લોકમાં સ્વરૂપને આવરણ કરનાર કર્મોરૂપી કચરાથી ઢંકાયલા સ્વરૂપને શુદ્ધ કરવા માટે આલંબન લેનાર જીવે જ્ઞાનાદિવડે સ્વભાવને કર્મથી ભિન્ન કરવારૂપ પ્રવૃત્તિ કરવી જરૂરની છે એમ સમજવું. એ સંબંધિ 'શ્રી આવશ્યક નિર્યુક્તિમાં' કહ્યું છે કેઃ–

**नाणं पगासगं सोहगो तवो संजमो उ गुत्तिकरो।**
**तिण्णंपि समाओगे मुक्खो जिणसासणे भणिओ॥**

**ભાવાર્થઃ**—જ્ઞાન પ્રકાશ કરનાર (દીપક) છે, તપ શુદ્ધિ કરનાર છે અને સંયમ રક્ષણ કરનાર છે; ત્રણેના સમાયોગે (એક સાથે સાધતાં) જિન શાસનમાં મોક્ષ કહ્યો છે.

તથાપિ 'ઉપદેશ પદ પ્રકરણ' માં "ક્રિયાથી થયેલો કર્મક્ષય દેડકાના ચૂર્ણ સમાન કહ્યો છે, અને જ્ઞાનથી કર્મનો ક્ષય થાય છે તેને દેડકાની ભસ્મ (રાખ) સમાન કહ્યો છે. "મરેલા દેડકાને ખાંડી ચૂર્ણ કરી પાણીમાં નાખવાથી નવાં ઘણાં દેડકાં થાય એમ કહેવાય છે તેમ ક્રિયાથી કર્મ દૂર થવાની સાથે નવાં ઘણાં કર્મ ઉપાર્જન થાય છે; અને મરેલા દેડકાને બાળીને રાખ કરી હોય તે પાણીમાં નાખે તો પણ દેડકાં ન થાય, તેમ જ્ઞાનથી પૂર્વ કર્મ છૂટી જાય છે ને નવાં કર્મ બંધાતાં નથી.

વળી જ્ઞાન ક્રિયામાંથી એક એકની મુખ્યતા જે સાધન અવસરે (અત્ર) હોય છે, તે ગુણસ્થાન અવસ્થા રૂપ ભૂમિકાના ભેદને લઇને હોય છે. ધ્યાનઆદિ અવસરે જ્ઞાન મુખ્ય પણે હોય છે; બાકીના વખતે ક્રિયા જ મુખ્યપણે હોય છે. તે પ્રકારે સર્વ ઠેકાણે સાધનસામગ્રી યથા યોગ્ય રીતે કરવા યોગ્ય છે. 'ભગવતી સૂત્રની' ટીકામાં કહ્યું છે.

**जइ जिणमयं पवज्जह, ता मा ववहार निच्छ ए मुयह।**
**इक्केण विणा तित्थं, छिज्जई अन्नेण उ तच्चं॥**

**ભાવાર્થ:**—જો જિનમતને પ્રવર્તાવો, તો વ્યવહાર કે નિશ્ચયને તજો નહિ; એક (વ્યવહાર) વિના તીર્થ (ધર્મ-પ્રવર્તન) નો નાશ થશે અને બીજા (નિશ્ચય) વિના તત્ત્વ (આત્માનો) નાશ થશે.

તેથી સાધન માટે ઉદ્યમ કરનારા સર્વને સ્વસ્થાને સ્થાપે છે. ૭

**सज्ञानं यदनुष्ठानं न लिप्तं दोष-पंकतः।**
**शुद्धबुद्धस्वभावाय तस्मै भगवते नमः॥ ८॥**

**ભાષાર્થ:**—જ્ઞાન સહિત જેનું ક્રિયારૂપ અનુષ્ઠાન દોષ રૂપ કચરાથી લેપાયું નહિ (અલિપ્ત છે) તે નિર્મળ, ટંકોત્કીર્ણ જ્ઞાનરૂપ સ્વભાવવાળા ભગવંતને નમસ્કાર હો!

**અનુવાદ:**—

જ્ઞાનસહિત જેની ક્રિયા, દોષ-પંકથી દૂર;
શુદ્ધ-બુદ્ધ-સ્વભાવી તે, નમું પ્રભુજી હજુર. ૮

**જ્ઞાનમંજરી:**—આ લોકની કે પર લોકની વાંછા, ક્રોધ, માન આદિ દોષો વડે જેમનું સમ્યક્ જ્ઞાનયુક્ત આચરણ લેપાયું નથી, બગડયું નથી, કલંકિત થયું નથી તે પૂજ્ય ભગવંતને નમસ્કાર હો! કેવા ભગવંત છે? સર્વ પુદ્‌ગલના સંબંધથી રહિત શુદ્ધ, અને બુદ્ધ એટલે જ્ઞાનમય સ્વભાવવાળા છે. આમ કહેવાથી સમજવાનું કે જેવું સત્તામાં સ્વરૂપ હતું તેવું પ્રગટ કર્યું, નિરાવરણ થયા, સિદ્ધ સ્વભાવ પ્રગટયો. તે દશા સાધનારા જ્ઞાન અને ક્રિયામાં સાવધાન રહે છે.

**ભાવના:**—અનાદિ કાળથી ગોખાતી આવેલી પરભાવ-માં આત્મબુદ્ધિ રૂપ અસતજ્ઞાનથી પરભાવમાં મીઠાશવાળા વિભાવરૂપ વાદળાં વડે તત્ત્વજ્ઞાનરૂપ સૂર્ય છવાઈ જવાથી મિથ્યાત્વ, અસંયમ અને મહા મોહરૂપી ગાઢ અંધકારથી અંધ થયેલાં પ્રાણીઓમાંના કેટલાક, સત્શાસ્ત્રરૂપી અંજન અને તત્ત્વપ્રીતિરૂપ પાણી પીવાથી ઉત્પન્ન થયેલા સદ્‌વિવેક યુક્ત બની, જ્ઞાનાવરણાદિ કર્મથી ઢંકાયલા, વિભાવરૂપ મળમાં તન્મય થયેલા, શરીરઆદિ પુદ્‌ગલના સ્કંધો સાથે એકતા પામ્યા છતાં, મૂર્ત અને છેદાયલા જણાતા છતાં પણ અમૂર્ત, અખંડ, જ્ઞાનાનંદ, અનંત અવ્યાબાધ સ્વરૂપ એવા આત્માને જુએ છે; વિષયો ભોગવતાં પણ તેમને આત્મ-તત્ત્વના અનુભવની રૂચિ રહ્યા કરે છે; અનેક ઉપાયો વડે ઉપાર્જન કર્યા છતાં ધન, ઔષધ આદિ મહા મૂલ્યવાન અનેક પદાર્થો પરની અપૂર્વતા તે તજે છે, સ્વજન સંબંધી-ઓનો ત્યાગ કરે છે; તે કરોડો રૂપીઆનાં દાન કરનાર પણ ઘર ઘર ભિક્ષા માગે છે, માખણ જેવી કોમળ ફૂલની શય્યામાં સૂનારા પણ ખડબચડી પત્થરની શિલારૂપ જમીન પર સૂએ છે; જ્ઞાન અને ક્રિયાના અભ્યાસથી એક આત્મતત્ત્વની સહજ સ્વભાવ રૂપ અમૂર્ત આનંદ લીલાના લોભી બનીને નિરાવરણ, આત્યંતિક, એકાંતિક, નિર્દ્વંદ્વ (હર્ષ–શોક, જન્મ–મરણ, લાભ-–અલાભ, માન–અપમાન આદિ દ્વંદ્વ ભાવથી રહિત) નિરા-મય ( કર્મરોગ રહિત ) અવિનાશી સિદ્ધ સ્વરૂપને સાધે છે. એવા સાધનમાં તત્પર થયેલા ભગવંતને નમસ્કાર હો ! ૮

## ૧૨. નિઃસ્પૃહ અષ્ટક.

**स्वभावलाभात्किमपि प्राप्तव्यं नावशिष्यते ।**
**इत्यात्मैश्वर्यसंपन्नो निःस्पृहो जायते मुनिः ॥ १ ॥**

**ભાષાર્થઃ**—આત્માના સ્વભાવની પ્રાપ્તિથી કંઈપણ પામવું બાકી રહેતું નથી, એ પ્રકારે આત્માની પ્રભુતાએ પૂરો સાધુ સ્પૃહા રહિત (નિઃસ્પૃહ) થાય છે.

**અનુવાદઃ**—

સ્વભાવ લાભથી કંઈ વધુ, મેળવવું રહે નાંહિ;
આત્મ-વૈભવવંત મુનિ, નિઃસ્પૃહ છે જગમાંહિ. ૧

**જ્ઞાનમંજરીઃ**—હવે નિર્લેપતા દૃઢ કરવા માટે નિઃસ્પૃહતા વર્ણવે છે. સર્વ પરભાવની અભિલાષાથી રહિતપણું તે નિઃપૃસ્હપણું જાણવું. ઈચ્છા, મૂર્ચ્છા દૂર કરવી કે સ્પૃહા ઇચ્છાનો અભાવ તે નિઃસ્પૃહતા છે. ત્યાં નામ નિસ્પૃહ તો બોલાવવારૂપ છે, સ્થાપના-નિઃસ્પૃહ મુનિની પ્રતિમા આદિ જાણો; દ્રવ્ય-નિસ્પૃહ એટલે આલોક કે પરલોકમાં અધિક મળવાની અભિલાષાથી થોડાની ઈચ્છા નહિ કરનાર, અથવા ભાવ ધર્મના અનુભવ વિના તેના જેવા બીજા જ્ઞાનથી ધન આદિમાં ઈચ્છા વિનાનો છે ત્યાં સુધી અપ્રશસ્ત દ્રવ્ય નિઃસ્પૃહ કહેવાય; વેદાંત આદિ કુતીર્થના ઉપદેશથી એકાંત (મતે સ્વીકારેલી) મુક્તિમાં આસક્ત થયેલો ધન આદિમાં નિઃસ્પૃહ છે તે પ્રશસ્ત દ્રવ્ય નિઃસ્પૃહ છે. ભાવ નિઃસ્પૃહ તો સ્યાદ્વાદ વડે એકાંત--પરીક્ષાથી જાણેલા આત્મતત્ત્વના અનુભવની રૂચિરૂપ પિપાસાવાળા, બધાય પરભાવને હેય જાણે છે અને સ્વરૂપ રમણમાં મનોહરતા માનનાર હોય છે.

હવે પહેલા ચાર નય સાધના માટે છે. છેલ્લા ત્રણ નયથી સિદ્ધપણું છે, તે જણાવે છે; જીવ અને અજીવ પ્રત્યે નિસ્પૃહ નૈગમ નયથી; અજીવ પ્રત્યે નિસ્પૃહ તે સંગ્રહ અને વ્યવહાર નયો વડે; ઋજુસૂત્ર નયે પોતાને ભોગવવા યોગ્ય ભોજન આદિમાં નિસ્પૃહ; શબ્દ અને સમભિરૂઢ નયોવડે શુભ નિમિત્તનાં પરાધીન સાધનોથી થતાં પરિણામો પ્રત્યે નિસ્પૃહ; અને એવંભૂત નયે તો પોતાના સાધનરૂપ પરિણામથી થયેલાં ભેદ વિજ્ઞાન, સવિકલ્પ ચારિત્ર, શુકલ ધ્યાન, શૈલેષીકરણ આદિ પ્રત્યે નિસ્પૃહ હોય છે, અહિં તો પહેલા ચાર નયે જે નિસ્પૃહ છે તેનું વર્ણન કરવનો અવસર છે, ભાવના:-અનાદિ સંસારમાં સ્પૃહાથી આકુળ વ્યાકુળ બની અનેક પ્રકારે લાખો દુઃખો ભોગવ્યાં તેથી પરભાવની સ્પૃહાથી નિઃસ્પૃહ થવું ઘટે છેઃ-

આત્મધર્મના જ્ઞાન-દર્શન-રમણ-અવ્યાબાધ અમૂર્ત આનંદ રૂપ નિરંતર સિદ્ધપણાના શુદ્ધ પારિણામિક ભાવરૂપ સ્વભાવના લાભ કરતાં અધિક બીજું કંઈ મેળવવા યોગ્ય રહેતું નથી. આત્મસ્વરૂપનો લાભ એજ ખરો લાભ છે. સ્વરૂપ-સામ્રાજ્યથી સંયુક્ત મુનિ જ્ઞપરિજ્ઞાથી જાણીને, પ્રત્યાખ્યાન પરિજ્ઞાથી દ્રવ્ય-ભાવ આસ્રવના ત્યાગી સાધુ સર્વ શરીર, ઉપકરણ, પરિવાર, યશ, બહુમાન આદિ પ્રત્યે ઇચ્છા-રહિત, નિસ્પૃહ થાય છે. કારણ કે અનાદિ કાળની તૃષ્ણા સ્વભાવના અનુભવ વિના શાંત થતી નથી. ૧

**संयोजितकरैः के के प्रार्थ्यंते न स्पृहावहैः ? ।**
**अमात्र-ज्ञानपात्रस्य निःस्पृहस्य तृणं जगत् ॥ २ ॥**

**ભાષાર્થ:**—સ્પૃહાવાળા લાલચુ પુરૂષો હાથ જોડીને

કોની કોની પાસે માગતા નથી ? જે જે આપે એવો દાતાર જણાય તેની પાસે યાચતા ફરે છે. અમાપ, અનંત જ્ઞાનને પાત્ર એવા નિસ્પૃહી સાધુને (મન) સર્વ જગત તરણા તુલ્ય છે.

ગાથા:—“ तिणसंथारनिसन्नो, मुनिपवरो भट्टरागमयमोहो।
जं पावइ मुत्तिसुहं, कत्तो तं चक्कवट्टीवि ॥ ”

**અર્થ**:—તરણાંના સંથારા (પથારી) ઉપર બેઠેલા મહામુનિ રાગ, મદ, મોહનો નાશ કરી જે મુક્તિ સુખ (નિર્લોભતા, નિસ્પૃહતાથી ઉપજતું આત્મિક સુખ) પામે છે તે સુખ ચક્રવર્તી પણ ક્યાંથી પામે ?

**અનુવાદ**:—

સ્પૃહાધીન યાચે, અરે ! કર જોડી કયાં કયાંય.
નિઃસ્પૃહીને તૃણ તુલ્ય જગ, પૂર્ણજ્ઞાન બીજ જયાંય. ૨

**જ્ઞાનમંજરી**:—પરિગ્રહના ભારથી પીડાતા કંઇ કંઈ પુરૂષો પાસે ગરજમાં ગરકાવ થયેલા આશાતુર માણસો હાથજોડીને માગ્યા કરે છે કે નહિ ? વિષયોની આશાવાળા લોલુપી જીવો અનેક રાજા આદિની સેવા કરવામાં ઉદ્યમવંત બને છે. અમાપ જ્ઞાનના પાત્ર એવા નિઃસ્પૃહી સાધુને જગત્ તરણા તુલ્ય લાગે છે; પરભાવની ઈચ્છા જેની છૂટી ગઈ તેવા નિનિર્ગ્રંથ મુનિને જગત્ નિઃસાર, તૃણ તુલ્ય કે આત્મારૂપ માનવામાં આવે છે.

ગાથા:—“ आयसहावविलासी, आयविसुद्धोवि जो नियै धम्मे।
नरसुरविसयविलासं, तुच्छं निस्सारमन्नंति ॥ ”

ભાવાર્થ:—આત્મ-સ્વભાવનો વિલાસી, આત્મ-વિશુદ્ધિ વાળો પણ જે નિજ ધર્મમાં ઉપયોગવંત હોય છે તે મનુષ્યોના કે દેવોના વિષય ભોગોને તુચ્છ અસાર માને છે. ૨

**छिन्दन्ति ज्ञानदात्रेण स्पृहाविषलतां बुधाः ।**
**मुखशोषं* च मूर्छां च दैन्यं यच्छति यत्फलम् ॥ ३ ॥**

ભાષાર્થ:—જે સ્પૃહા (લાલચ) રૂપ વિષની વેલી, મુખ-શોષ (માગી માગીને મોઢું સૂકાઈ જાય-કંઠશોષ), મૂર્છા (મુઝાવું) અને દીનપણારૂપ ફળોને આપે છે, તે વિષવેલીને અધ્યાત્મના જાણ પંડિત જનો જ્ઞાનરૂપ દાતરડે છેદે છે.

અનુવાદ:—

સ્પૃહા-વિષવેલી-ફળો, મુખશોષ, મૂર્છા, દૈન્ય;
જ્ઞાન દાતરડું ઘસે, મૂળમાં બુધજન ધન્ય ૩

જ્ઞાનમંજરી:—તત્ત્વજ્ઞાનીઓ, સ્પૃહાજ વિષવેલી છે એમ ગણી જ્ઞાન દાતરડા વડે તેને છેદે છે. સ્પૃહારૂપ વિષ-લતા મુખશોક (દયામણું મોં), મૂર્છા અને દીનતારૂપ ફળ આપે છે; ઈચ્છક દીન બને છે, તેથી વિષની ઉપમા આપવી ઘટે તેવા વિષયોની સ્પૃહા ટાળવા યોગ્ય છે. ૩

**निष्कासनीया विदुषा, स्पृहा चित्तगृहाद् बहिः ।**
**अनात्मरतिचाण्डालो-सङ्गमङ्गीकरोति या ॥ ४ ॥**

ભાષાર્થ:—જે સ્પૃહા (વાંછા) આત્મ-વિરૂદ્ધ પુદ્ગલની રતિરૂપ ચંડાલણીનો સહવાસ સ્વીકારે છે (આદરે છે) તેને પંડિતે ચિત્તરૂપ ઘરથી બહાર કાઢી મૂકવી ઘટે.

---

* **मुखशोकं** એવો પાઠ પણ છે.

**અનુવાદ:—**

પુદ્ગલ-રતિ-ચાંડાળિનો, કરે સ્પૃહા સહવાસ;
મન-ઘર બાહેર કાઢવી, સુજ્ઞ જને તજી આશ. ૪

**જ્ઞાનમંજરી:—** આત્મસમાધિના સાધનમાં ઉદ્યમ કરનાર પંડિતે પારકી આશા મનરૂપી ઘરમાંથી બહાર કાઢી મૂકવા જેવી છે. કારણ કે સ્પૃહા એ લોભનો પર્યાય છે અને લોભ એ કષાય પરિણામ છે તેથી તેનો ત્યાગજ શ્રેયરૂપ છે. સ્પૃહા, પરભાવમાં મીઠાશ રૂપ ચાંડાલીનો સંગ અંગીકાર કરે છે; માટે તે તજવા યોગ્ય છે. કહ્યું છે કે:—

**"जे परभावे रत्ता, मत्ता विसयेसु पावबहुलेसु ।
आसापासनिबद्धा, भमंति चउगई महारन्ने"**

**અર્થ:**—જે પર ભાવમાં આસક્ત છે અને ઘણાં પાપ ઉપાર્જન કરાવનાર વિષયોમાં માચી રહ્યા છે, તથા જે આશારૂપી જાળમાં ફસાયા છે તે જીવો ચાર ગતિરૂપી ગહન વનમાં ભમ્યા કરે છે. પરભાવમાં વૃત્તિ રહેવી એજ આત્મશક્તિનો ઘાત કરનાર (મુદ્ગર) ઘણરૂપ વિભાવ છે. માટે પરઆશાની જાળતોડીને નિર્ગ્રંથ મહાત્માઓ સ્વરૂપ ચિંતન અને સ્વરૂપરમણના અનુભવમાં મગ્ન રહે છે, તત્ત્વના આનંદથી પુષ્ટ બની સ્વરૂપમાં રમણતા કરે છે, તથા વિષયો વડે બગડી ગયેલા સંસારરૂપી હવડ કૂવામાં પડતાં અટકે છે. ૪

**स्पृहावन्तो विलोकयन्ते, लघवस्तृणतूलवत् ।
महाश्चर्यं तथाप्येते, मज्जन्ति भववारिधौ ॥ ५ ॥**

**ભાષાર્થ:—** સ્પૃહાવંત (લાલચુ) જીવો તરણા અને

આકડાના તૂલ જેવા હલકા દેખાય છે, તો પણ તેઓ સંસાર–સમુદ્રમાં બૂડે છે એ મોટું આશ્ચર્ય છે. બીજા પદાર્થો તો હળવા હોય તે બૂડે નહીં. કહ્યું છે:—

" तूलं तृणादपि लघु, तूलादपि हि याचकः ।
वायुना किं न नीतोऽसौ ? मामपि प्रार्थयिष्यति ॥

**અર્થ**:—આકડાનું તૂલ તરણાથી પણ હળવું છે. તૂલથી પણ વળી યાચક (ભીખારી) હલકો છે. તો વાયુ (આકડાના તૂલની પેઠે) તે માગણને કેમ તાણી જતો નથી ? (વાયુને ડર લાગતો હશે કે) મારી પાસે પણ તે માગ માગ કરશે.

અનુવાદ:—

સ્પૃહાવંત તૃણ તૂલવત્, હલકા જીવ જણાય;
પણ ભવ–સાગરમાં બૂડે, અતિ આશ્ચર્ય ગણાય. ૫

**જ્ઞાનમંજરી**:–પર ઇચ્છામાં આસક્ત જીવો તરણાં અને તૂલ જેવા હલકા, તુચ્છ કે અશુદ્ધ જણાય છે. કહ્યું છે કે:–(ઉપરની ટીકામાં જણાવેલો શ્લોક) આશ્ચર્ય છે કે સ્પૃહાદિને લીધે હલકા હોવા છતાં ભવસમુદ્રમાં બૂડે છે. બીજા પ્રકારે હલકાપણું સંસાર સમુદ્રમાં બૂડવાનું કારણજ છે. જોકે પ્રાર્થના આદદાન વ્યવહારવાળા હોવા છતાં ત્રણે ભુવનના ધન, સ્વજનની તૃષ્ણાથી ભારે બનેલા બૂડે છે. ૫

गौरवं पौरवंद्यत्वात्, प्रकृष्टत्वं प्रतिष्ठया ।
ख्यातिं जातिगणात् स्वस्य, प्रादुष्कुर्यान्न निस्पृहः ॥ ६ ॥

**ભાષાર્થ**:-નિસ્પૃહ સાધુ, નગરના લોકોમાં વંદનીકપણા માટે મોટાઈને, શોભાએ ( પ્રતિષ્ઠાથી )કરીને ઉત્કૃષ્ટપણાને જાતિ–કુળ–સંપન્નતાથી પોતાની પ્રસિદ્ધિને પ્રકટ કરે નહિ.

**અનુવાદઃ—**

નિઃસ્પૃહી નિજ કુલીનતા, પ્રગટ કરે નહિ કાંઈ;
લોકમાન્યતા કારણે, મોભો કે મોટાઈ. ૬

**જ્ઞાનમંજરીઃ—**લૌકિક સ્પૃહા રહિત નિસ્પૃહ નર નગરજનોમાં પૂજાવા માટે ગુરુપણાને (મોટાઈને) પ્રતિષ્ઠાથી (શોભાથી) ઉત્તમતાને જાતિ ગુણથી પોતાની કુળસંપન્નતા આદિની ખ્યાતિને પ્રગટ ન કરે, નિસ્પૃહ પુરૂષો મહત્તા પ્રગટ કરતા નથી, સ્પષ્ટ જણાવતા નથી; નિસ્પૃહીને યશની કે મહાત્તાની અભિલાષા હોતી નથી. ૬

**भूशय्या भैक्षमशनं, जीर्णं वासो गृहं वनं ।**
**तथापि निःस्पृहस्याहो चक्रिणोऽप्यधिकं सुखम् ॥ ७ ॥**

**ભાષાર્થઃ—**પૃથ્વી તેજ જેની સુખ સેજ (શય્યા) છે, ભીખ માગીને એકઠું કરેલું જે ભોજન કરે છે, જૂનું ફાટેલું જે વસ્ત્ર પહેરે છે, વન તેજ જેનું ઘર છે, તોપણ અહો ! (આશ્ચર્ય છે કે) તે નિસ્પૃહીને ચક્રવર્તી રાજાથી અધિક સુખ છે.

**અનુવાદઃ—**

માગી ખાય, ભૂમિપર સૂએ, જીર્ણ વસ્ત્ર, વનવાસ;
તોય અહો! સુખી નિસ્પૃહી, નહિ ચક્રી સુખી ખાસ. ૭

**જ્ઞાનમંજરીઃ—**વસુંધરા જ પલંગ, ભીખ માગીને આણેલું તેજ ભોજન, જીર્ણવસ્ત્ર અને વન તેજ ઘર છે તો પણ આશ્ચર્ય છે કે બાહ્ય સંપત્તિ વિનાનો પણ તે નિઃસ્પૃહી ચક્રવર્તી કરતાં અધિક સુખી છે. ચક્રવર્તી આદિના ક્ષણિક અને ઉપાધિવાળા સુખ કરતાં મુનિ તો સહજ સ્વરૂપથી ઉપજેલા નિત્ય

પરમાનંદરૂપ સુખથી પૂર્ણ છે. કારણ કે ઇન્દ્રિયસુખ અને આત્માનું સુખ એ બન્નેની જાતિ જ જૂદી છે. ઇન્દ્રિય સુખમાં સુખપણાનો આરોપ (કલ્પનાજ) છે. પુદ્‌ગલના સ્કંધોમાં તો નથી સુખ કે સુખનું કારણપણું. આત્મામાંજ અવિચ્છિન્ન (નિરંતર) સુખની પરંપરા છે અને સુખનું કર્તાપણું આદિ છ કારક આત્મામાંજ ઘટે છે. તેથી સાચું સુખ જિન આજ્ઞાથી પરભાવને રોકનાર નિઃસ્પૃહ મુનિને જ હોય છે. માટે નિઃસ્પૃહી પુરૂષને ઇન્દ્રિયોથી અગોચર સ્વાભાવિક મહા સુખ હોય છે. ૭

**परस्पृहा महादुःखं निःस्पृहत्वं महासुखम् ।**
**एतदुक्तं समासेन, लक्षणं सुखदुःखयोः ॥ ८ ॥**

**ભાષાર્થ:**—પરની આશા, અથવા લાલચ કરી તે મહા દુઃખ છે; નિઃસ્પૃહપણું મહા સુખ છે. એ સુખ દુઃખનું લક્ષણ, ચિહ્ન સંક્ષેપે કરી કહ્યું.

**અનુવાદ:—**

પર-સ્પૃહા મહા દુઃખ છે, નિઃસ્પૃહતા મહા સુખ;
ટુંકાં લક્ષણ આ કહ્યાં, ઓળખવા સુખ દુઃખ. ૮

**જ્ઞાનમંજરી:**—પરસ્પૃહા એટલે પર વસ્તુની આશા અથવા બીજાની પાસેથી આશા રાખવી તે મહા કષ્ટ કે મહા દુઃખ છે; નિઃસ્પૃહતા કે વાંછારહિતપણું તે મહા આનંદ કે મહા સુખ છે; એમ સુખ દુઃખનું લક્ષણ સંક્ષેપે કહ્યું. પર-આશાજ દુઃખ છે કારણકે નિર્વિકાર, અખંડ સચ્ચિદાનંદ સ્વરૂપ સ્વાભાવિક આત્મધર્મના ભોક્તાને પરભાવની અભિલાષા થવી એજ દુઃખ છે તો પરભાવની આશા શું કરવી? સ્વ-પરના

વિવેકથી પરભાવ રોકી જેણે આત્માનો અનંત આનંદ પ્રગટ કર્યો છે તેનો નિઃસ્પૃહતા ધર્મ છે; તેના અનુભવથી સુખ છે. તેથીજ સ્પૃહા તજવા યોગ્ય છે, કારણ કે આત્મબળ રહિત હોય તે સ્પૃહા કરે છે. પરંતુ પૂર્ણ આનંદવંત સર્વ જ્ઞેયને જાણનાર આ પરમ પદાર્થ (શુદ્ધ આત્મા) સર્વ પદાર્થને જાણવાના સ્વભાવવાળો શુદ્ધ આત્માનો આનંદ ભોગવનાર હોવા છતાં અનાદિ સ્વતત્ત્વના અનુભવથી ભ્રષ્ટ થયેલા આ જીવને પરની સ્પૃહા થાય છે તોપણ હવે અવ્યાબાધ આત્મભાવનાથી ટંકોત્કીર્ણ ન્યાયે આત્મસ્વરૂપના ઓળખનારને સ્પૃહા-પર-આશા હોતી નથી. ૮

---

## ૧૩. મૌનાષ્ટક.

**मन्यते यो जगत्तत्त्वं, स मुनिः परिकीर्तितः ।**
**सम्यक्त्वमेव तन्मौनं, मौनं सम्यक्त्वमेव वा ॥ १ ॥**

**ભાષાર્થ**—જગનાં તત્ત્વને જે જાણે (**मन्यते**) તે **मुनि** (મુનીશ્વર) એમ તીર્થંકરે, ગણધરે કહ્યું છે. તે કારણ માટે 'મુનિ' પદની વ્યુત્પત્તિ નિમિત્તે 'જગ તત્ત્વ–જ્ઞાન' છે તે માટે સમ્યકત્વજ મુનિ–ભાવ કહીએ, અથવા મુનિ–ભાવ તેજ સમ્યકત્વજ કહિએ. માટે **एवं एव**–સર્વ શબ્દ, ક્રિયા, વચન, એવો 'એવંભૂત' નયનો જે અભિપ્રાય તે લેઈ શ્રી આચારાંગમાં કહ્યું છે:-

"**जं सम्मं ति पासहा, तं मोणं ति पासहा; जं मोणं ति पासहा तं सम्मं ति पासहा । न इमं सक्कं सिढिलेहिं आइज्जमीणेहिं गुणासाएहिं वंक-समायारेहिं पमत्तेहिं गारवावसन्तेहिं ।**

**मुणी मोणं समायाए धुणे कम्म-सरीरगं:**
**पन्तं लूहं च सेवन्ती वीरा सम्मत्त-दंसिणो।**

**ભાવાર્થ:**—"જે સમ્યકત્વ છે તેજ મુનિપણું (ચારિત્ર) છે અને જે મુનિપણું છે તેજ સમ્યકત્વ છે. તે સમ્યકત્વ કે સાધુત્વ, ધૈર્યહીન, નિર્બળ મનવાળા, વિષયાસક્ત, માયાવી, પ્રમાદી અને ઘર પર મમત્વ ધરનારા સાધકોથી ધરી શકાયજ નહિ.

મુનિ સાધકોજ સાચું સાધુત્વ ધારણ કરી શરીરને કસે છે અને તેવા સત્યદર્શી વીર સાધકો ભોજન પણ લૂખું અને હલકું કરે છે (ખાવા પીવામાં ખૂબ સંયમ જાળવે છે.)"

**"एवं जिणपन्नते सद्दहमाणस्स भावओ भावे।**
**पुरि सस्सा भणिवाए दंसणसद्दो हवइ जुत्तो॥"**

**ભાષાર્થ:**—જિનેશ્વરે કહેલા પદાર્થોની ભાવપૂર્વક શ્રદ્ધા કરનાર પુરૂષને ઓળખવા માટે દર્શન શબ્દ વાપરવો યોગ્ય છે.

**અનુવાદ:**—

'જાણે જે જગતત્ત્વને, તે મુનિ' કહે ભગવંત;
સમ્યક્‌ભાવજ મુનિપણું, મુનિજ સમ્યક્‌વંત. ૧

**જ્ઞાનમંજરી:**—પૂર્વોક્ત ગુણો બધા નિર્ગ્રંથ મુનિને હોય છે, તેથી મુનિનું સ્વરૂપ દર્શાવે છે. વળી લોકમાં નિર્ગ્રંથપણા રહિત નિર્ગ્રંથ નામે મનાતા, આત્માસંબંધી માઠા અભિમાનને લઇને તત્ત્વના વિવેક વિનાના જીવો હોય છે તેમનેજ ઉપદેશ કરવા, તેમજ વિશુદ્ધગુરુ તત્ત્વના ઓળખાણ

માટે (આ અષ્ટક) કહ્યું છે. ત્રણ લોક જેનો વિષય છે એવા આત્માને જાણે તે મુનિ કહ્યા.

નામ મુનિ, સ્થાપના મુનિ સુગમ છે. દ્રવ્યમુનિ:— જ્ઞશરીર, ભવ્યશરીર અને તદ્દવ્યતિરિક્ત ભેદે ઉપયોગ રહિત, એટલે વેષ માત્ર સહિત દ્રવ્ય ક્રિયાની વૃત્તિવાળો પણ સાધ્ય ઉપયોગ રહિત, પ્રવર્તનના વિકલ્પ આદિમાં કષાય દૂર કરવા છતાં પરિણતિ–ચક્રમાં અસંયમમાં પરિણમેલાને દ્રવ્ય નિર્ગ્રંથપણું હોય છે. ભાવમુનિ તો ચારિત્ર મોહનીયના ક્ષયોપશમ કે ક્ષયથી ઉત્પન્ન થયેલી સ્વરૂપરમણતા વડે પરભાવથી નિવૃત્ત થયા છે; પરિણતિના વિકલ્પોની પ્રવૃત્તિમાં તે બાર પ્રકારના કષાયોની તીવ્રતાથી મુક્ત થયા છે

નૈગમ, સંગ્રહ અને વ્યવહાર નયોની અપેક્ષાએ દ્રવ્ય-ક્રિયામાં વર્તતા દ્રવ્ય આસ્રવથી વિરક્ત (ઉદાસીન) હોય તેમને મુનિપણું છે. ઋજુસૂત્રનયથી ભાવ અભિલાષા રૂપ સંકલ્પવા-ળાને મુનિપણું છે, શબ્દ, સમભિરૂઢ અને એવંભૂત નયો પ્રમાણે પ્રમત્ત (છઠ્ઠાગુણસ્થાન)થી તે બારમા ક્ષીણમોહ (ગુણ-સ્થાન) પર્યંત પરિણતિમાં સામાન્ય–વિશેષચક્રે (પલટાત્રા છતાં) સ્વ (આત્મ) તત્ત્વમાં એકતા (તન્મયતા રહેવાથી પરમ શમતા (શાંતરસ) રૂપ અમૃતના ભોગી જનને મુનિપણું હોય છે. અહિં તો સમ્યક્ દર્શન–જ્ઞાન–ચારિત્રની પ્રગટતાવાળા દ્રવ્ય–ભાવ આસ્રવથી વિરામ પામી સ્વરૂપમાં રમણ કરનાર મુનિ વિષે વર્ણન કરવાનો અવસર છે:—

જીવ–અજીવ લક્ષણવાળા જગત્‌ના તત્ત્વને એટલે યથાર્થ ઉપયોગથી દ્રવ્યાસ્તિક–પર્યાયાસ્તિક સ્વભાવો, ગુણો, પર્યાયો

સહિત નિમિત્ત-ઉપાદાન, કારણ-કાર્યભાવ અને ઉત્સર્ગ-અપવાદ પદ્ધતિને, શમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિક્ય (આસ્થા-શ્રદ્ધા) રૂપ લક્ષણવાળા જે કોઈ જાણે છે તે મુનિ એટલે તત્ત્વજ્ઞાની છે એમ શ્રી તીર્થંકર, ગણધર આદિ પુરૂષોએ કહ્યું છે. નિર્ગ્રંથ મુનિનો ભાવ તે મૌન છે, તે તો જે પ્રકારે જાણ્યું, તે પ્રકારે કર્યું, તે રૂપ સમ્યકત્વજ છે; અથવા સમ્યકત્વજ મૌન કે નિર્ગ્રંથપણું છે.

અહિં જે શુદ્ધ શ્રદ્ધાથી નિર્ણય કરેલા આત્મ-સ્વભાવમાં રહેવું (અવસ્થાન થવું) તે ચારિત્ર; અને જે સમ્યક્ દર્શનથી નિર્ધારિત, સમ્યક્જ્ઞાનથી ભિન્ન ઓળખેલું સ્વરૂપનું ઉપાદેયપણું અને તેજ પ્રકારે રમણતા થવારૂપ ચારિત્ર, તે મુનિપણું છે. તેથી સમ્યક્ શ્રદ્ધાથી થયેલી પકડ પ્રમાણે કરવું તે એવંભૂત નયે સમ્યકત્વ, અને એવંભૂત નયે સમ્યક્મુનિપણું તે સમ્યક્સ્વરૂપ છે; એમ જ્ઞપરિજ્ઞા-પ્રત્યાખ્યાન પરિજ્ઞાથી પ્રાપ્ત તેમજ કાર્યસાધક હોવાથી સમ્યકત્વતા અને મુનિત્વ અભેદરૂપ છે. ચોથા ગુણસ્થાનકે રહેલા સમ્યક્ દૃષ્ટિઓએ સાધ્યરૂપે જેનો નિર્ધાર કર્યો છે, તે પ્રમાણે મુનિભાવે પ્રવર્તતાં સિદ્ધ અવસ્થામાં તેની પ્રાપ્તિ થાય છે; તેથી શુદ્ધ સિદ્ધપણાનો ધર્મ-નિર્ધાર તે સમ્યકત્વ છે. આચારાંગમાં કહ્યું છે-(ઉપરની ટીકામાં આવી ગયું છે) તેમજ પાંચ અસ્તિકાયોમાં ચેતના લક્ષણવાળો જીવ છે. તેમાં પોતાનો આત્મા બંધાયલો છે, વિભાવથી ઘેરાયો છે છતાં ધ્યેયરૂપે નિર્ધારને અર્થે તે નિર્મળ આનંદ સ્વરૂપ સત્તાપણે છે; ને સ્વભાવઆચરણ દૂર થવામાં મોહ કારણરૂપે છે; માટે હેયપણે જાણેલા દ્રવ્ય આસ્રવોને પોતે દૂર કરે છે. એમ સમ્યકત્વ તે મુનિસ્વરૂપ છે. ૧

**आत्मात्मन्येव यच्छुद्धं, जानात्यात्मानमात्मना।**
**सेयं रत्नत्रये ज्ञप्ति-रुच्याचारैकता मुनेः ॥ २ ॥**

**ભાષાર્થઃ**—આત્મા આત્માવડે દ્વિવિધ પરિજ્ઞાએ એકત્વ–પૃથકત્વ પરિણુત સ્વદ્રવ્ય (આત્મા)ને કર્મ–ઉપાધિ રહિત આત્મસ્વભાવ આધારને વિષે જાણે તે રત્નત્રયમાં જ્ઞાન–શ્રદ્ધાન–આચરણ એ ત્રણેની એકતા સાધુને કહી છે. કહ્યું છે કે:-

**" आत्मानमात्मना वेत्ति, मोहत्यागाद् यदात्मनि।**
**तदेव तस्य चारित्रं, तद्ज्ञानं तच्च दर्शनम् ॥ "**

**અર્થઃ**-મોહનાત્યાગથી, આત્માવડે આત્માને આત્મામાં આત્મા જાણે છે તેજ તેનું ચારિત્ર, તેજજ્ઞાન અને તેજ દર્શન છે.

**અનુવાદઃ**—

આત્મામાં અત્માવડે, શુદ્ધ સ્વરૂપ તું જાણ;
એજ રત્નત્રયી મુનિની, જ્ઞાન—રૂચિ—રમમાણ. ૨

**જ્ઞાનમંજરીઃ**—અહિં જ્ઞાનાદિ ગુણોના અભેદ કરવારૂપ જ્ઞાયકપણાનું કામ કરનાર આત્માજ ઉપાદાન સ્વરૂપે ષટ્કારક ચક્રમયજ પોતેજ કર્તા અને કાર્યરૂપ હોવા છતાં પોતેજ કરણ, સંપ્રદાન, અપાદાન અને અધિકરણરૂપ છે એમ ભાષ્યમાં શ્રી જિનભદ્ર ક્ષમાશ્રમણે વ્યાખ્યા કરી છે ( કહ્યું છે ) તેથીજ આત્મા–જીવ કર્તારૂપે, આત્માથી એટલે આત્મમયજ્ઞાન–વીર્યરૂપ કરણ વડે, આત્માને એટલે અનંત અસ્તિત્વ–વસ્તુત્વ -દ્રવ્યત્વ-સત્ત્વ-પ્રમેયત્વ-સિદ્ધત્વ એ ધર્મ સમૂહ સહિત કાર્યપણાને પામેલાને, આધારભૂત–અસ્તિત્વ આદિ અનંત ધર્મપર્યાયના પાત્રભૂત આત્મામાં, જાણે છે; એ જાણવારૂપ પ્રવૃત્તિ તેજ

સમ્યક્જ્ઞાન–દર્શન–ચારિત્ર લક્ષણવાળા રત્નત્રયમાં જ્ઞપ્તિ, રૂચિ અને આચારની એકતા એટલે ભાસન, નિર્ધાર અને આચારની અભેદ પરિણુતિ મુનિને હોય છે. તેથી આત્માવડે આત્માને જાણીને તેમાં રૂચિ, તેમાં રમણુતા કરવી તે મુનિનું સ્વરૂપ છે.

**ભાવના**:—મિથ્યાત્વ, અજ્ઞાન અને અસંયમની એકતાથી પુદ્ગલનાં સુખને સુખપણે પ્રતીત કરી, જાણી અને તેવા આચરણુરૂપે પ્રવર્તનારને; અનંતકાળથી તત્ત્વના અજાણુપણાને લીધે જાણે દાહજ્વરની ગરમીથી બળતાને શરીરે ચીકણી માટીનો લેપ કર્યો હોય તે સૂકાતાં તતડે અને વિશેષ દુ:ખરૂપ થાય તેમ કર્મપુદ્ગલોથી લેપાયલો આત્મા દુ:ખી થયા છતાં તેને તત્ત્વશ્રદ્ધા, જ્ઞાન અને સ્વરૂપ રમણુતાનો અંશે પણુ અનુભવ થયો નથી; તેથીજ નિસર્ગ, અધિગમ આદિ કારણુને લઈને, આ જીવ અનાદિ–અનંત (કદી ઉત્પન્ન થયો નથી, અને નાશ પામવાનો નથી) છે, અનંતજ્ઞાનાદિ પર્યાયવાળો, અલિપ્ત–અમૂર્ત સ્વભાવવાળો જણાય છે, અને નિર્ધાર થાય છે કે હું સાધ્ય છું, હું સાધક છું, હું સિદ્ધ છું, જ્ઞાન–દર્શન આદિ અનંત ગુણસ્વરૂપ હું છું, એ પ્રકારે જ્ઞાન, રૂચિ અને આચરણુરૂપ મુનિસ્વરૂપ છે. વળી હરિભદ્ર પૂજ્યે ‘ષોડશક’માં કહ્યું છે કે:—

“ **बालः पश्यति लिंगं, मध्यमवृत्तिर्विचारयति वृत्तम ।**
**आगमतत्त्वं तु बुधः परीक्षते सर्वयत्नेन ॥** ”

**ભાષાર્થ**:— (હરિગીત)

બાળબુદ્ધિ જીવ જુએ વેશ ઉપરનો ભલો;
વિચારતો મધ્યમ–બુદ્ધિ, પ્રવર્તનમાં કેટલો;

વિચક્ષણ ક્ષણ ક્ષણ વિચારે બોધ ઉદ્યમ આદરી,
તત્ત્વજ્ઞાની ગુરુજનની ક્રિયા સૌજન હિતકરી.

તેથી આત્મતત્ત્વમાં તન્મયતા તે ચારિત્ર છે. ૨

તેજ વાત ફરીથી દૃઢ કરે છે:—

**चारित्रमात्मचरणाद् ज्ञानं वा दर्शनं मुनेः ।**
**शुद्धज्ञाननये साध्यं, क्रियालाभात् क्रियानये ॥ ३ ॥**

**ભાષાર્થ:**—એજ અર્થ નય ભેદે વિવરીને (વિસ્તાર કરીને) દેખાડે છે. આત્માને વિષેજ ચાલવું, પુદ્ગલથી નિવૃત્તિ કરવી તેથી ચારિત્ર, આત્માના બોધ સ્વરૂપ જ્ઞાન, જિનભગવાને કહેલા ભાવોની શ્રદ્ધારૂપ સમ્યક્ત્વરૂપ દર્શન એમ શુદ્ધ-જ્ઞાન નયે એટલે જ્ઞાન-અદ્વૈત નયને અભિપ્રાયે તે એક વસ્તુને વ્યાવૃત્તિનયે (ભેદ અપેક્ષાએ) ત્રણરૂપે કહે છે એમ સાધુને સાધ્ય છે; એટલે જ્ઞાનનું ફળ જે ક્રિયા તેના લાભથી ક્રિયાનયને વિષે એકતા જાણવી વિષય (પાંચ ઇન્દ્રિયોના) ના-પ્રતિભાસ (ભાનથવા) રૂપ વ્યાપાર (પ્રવૃત્તિ) માં જ્ઞાન, આત્મ પરિણામ વ્યાપાર તેજ સમ્યકત્વ અને આસ્રવને રોકવારૂપ તત્ત્વજ્ઞાન વ્યાપારે તેજ ચારિત્ર એમ વ્યાપાર (પ્રવૃત્તિ) ને ભેદે એક જ્ઞાનને ત્રણરૂપે કહેવું.

**અનુવાદ:**—

આત્મ-ચરણ ચારિત્ર વા, દર્શન, જ્ઞાન સુસાધ્ય;
શુદ્ધ જ્ઞાનનય એકતા, ક્રિયાભિન્ન નય-વ્યાપ્ય. ૩

**જ્ઞાનમંજરી:**—આત્મસ્વરૂપમાં રમણ કરવાથી પરભાવની પ્રવૃત્તિ ત્યાગવાથી ચારિત્ર, આત્મસ્વરૂપને જાણવારૂપ જ્ઞાન પોતાના અસંખ્યેય પ્રદેશોમાં વ્યાપીને રહેનાર હોવાથી

સહજ સ્વરૂપ જ્ઞાનાદિ અનંત પર્યાયવાળો હું છું, અન્ય નથી એવો નિર્ધાર તે દર્શન, એમ આત્મ જ્ઞાન, દર્શનરૂપ બે ભેદે ઉપયોગ ગુણના લક્ષણથી ઓળખાય છે. ભાષ્યમાં એમ કહ્યું છે:- આત્માની બે ગુણરૂપેજ વ્યાખ્યા કરે છે તેમના મત પ્રમાણે જ્ઞાનમાં સ્થિરતા તેજ ચારિત્ર ગણ્યું છે, તેથી જ્ઞાન અને ચારિત્રનો અભેદજ છે. જ્ઞાનજ આત્મપરિણામમય વૃત્તિરૂપે સમ્યકત્વ છે, આસ્રવ-નિરોધરૂપ તત્ત્વજ્ઞાનમાં એકતા તે ચારિત્ર છે; એમ પ્રવૃત્તિના ભેદે જ્ઞાનનીજ ત્રણ અવસ્થાઓ છે.

તેમજ પ્રથમ ક્રિયાનયથી સાધ્ય છે અને તત્ત્વ (આત્મા) પ્રગટે ત્યારે સર્વ જ્ઞાનનયથી સાધ્ય છે, ખરી રીતે જ્ઞાનમાં પ્રવૃત્તિ તેજ ચારિત્ર છે કારણકે જ્ઞાનમય સેવા આત્મધર્મ છે. તેથી જ્ઞાનસ્વરૂપજ આત્મા છે. ૩

**यतः प्रवृत्तिर्न मणौ लभ्यते वा न तत्फलम् ।**
**अतात्त्विकीमणिज्ञप्तिर्मणिश्रद्धा च सा यथा ॥ ४ ॥**

**ભાષાર્થ:**—જેથી રત્ન (મણિ) ને વિષે પ્રવૃત્તિ ન થાય અથવા તેનું ફળ પણ ન પામીએ (રત્ન વેચવાથી કિંમત ન ઉપજે), તો તે મણિ છે એવું જ્ઞાન (બુદ્ધિ) અને મણિ છે એવી શ્રદ્ધા જૂઠી જાણવી.

**અનુવાદ:**—

જૂઠો મણિ સાચો ગણી, રૂચિ કરી વર્તે તોય,
મણિનું ફળ ના મેળવે, નહિ ઝેર ઉતરતું જોય;

**જ્ઞાનમંજરી:**—અશુદ્ધ જ્ઞાનનું નિષ્ફળપણું દૃઢ કરે છે. જેમ મણિ નથી તેમાં મણિનો આરોપ કરતાં મણિમાં

મણિની શ્રદ્ધા કે તેનું ફળ તેથી મળતું નથી; કારણ કે મણિ દ્વારા ઝેર ઉતારવા આદિની જે પ્રવૃત્તિ થાય છે તે જૂઠા મણિથી ન થાય, એ અર્થ છે.

કહ્યું છે કેઃ—

**पुल्लेव मुद्धी जहसे असारे, आयंतए कूड कहावणे वा।**
**राढा मणि वेरु लवप्पगासे अमहग्घउं होइ जाणएसु॥**

**ભાવાર્થ:**—કોઈ ચળકતા અસાર પદાર્થને મૂર્ખ જૂઠું રત્નનું નામ દઈ તેને રક્ષણ કરનાર મહા મોંઘો મણિ માને; પણ રત્નના જાણકાર (ઝવેરી) પાસે રાધામણિ કે વૈડુર્યમણિ હોય તેના પ્રકાશ આગળ તે મૂલ્ય રહિત ઠરે છે. ૪

**तथा यतो न शुद्धात्म–स्वभावाचरणं भवेत्।**
**फलं दोषनिवृत्तिर्वा, न तज्ज्ञानं न दर्शनम्॥५॥**

**ભાવાર્થ:**—તેમજ જેથી શુદ્ધ આત્માનો જે સ્વભાવ તેનું આચરણ ન હોય અથવા રાગ, દ્વેષ, મોહરૂપ દોષોની નિવૃત્તિ ન થાય, તે જ્ઞાન નહિ, તેમજ દર્શન (સમકીત) નહિ.

તેથીજ જે શ્રુતે કેવળ આત્માને જાણે તે અભેદનયે તથા જે કેવલ એટલે સંપૂર્ણ શ્રુતને જાણે તે ભેદ નયે 'શ્રુત-કેવળી' એમ સમયપ્રાભૃત (સમયસારગ્રંથ) મધ્યે કહ્યું છે:-

**जो हि सुएणहिगच्छइ अप्पाणमिणं तु केवलं सुद्धं।**
**तं सुयकेवलि मिसिणो भणंति लोयप्पइवयरा॥९॥**
**जो सुयणाणं सव्वं जाणइ सुयकेवलिं तमाहु जिणा।**
**णाणं अप्पा सव्वं जह्मा सुयकेवलि तह्मा॥१०॥**

**અર્થ:**—જે જીવ નિશ્ચય કરીને શ્રુતજ્ઞાનથી આ અનુભવ-ગોચરકેવલ એક શુદ્ધ આત્માને સન્મુખ બની જાણે છે

તેને, લોકને પ્રગટ જાણનાર (લોક પ્રદીપકર) ઋષીશ્વરો, શ્રુત-કેવળી કહે છે. ૯

જે જીવ સર્વ શ્રુતજ્ઞાનને જાણે છે તેને જિનેશ્વરો શ્રુત કેવળી કહે છે; કારણ કે સર્વજ્ઞાન આત્મા જ છે, તે કારણે આત્માને જ જાણવાથી શ્રુત કેવળી કહી શકાય છે.

વળી, " **ऋसहो पंचघणुस्सय नवपासो सत्तरयणीयो वीरो।**
**सेसठ पंच अठय पन्नादस पंच परिहीणा ॥**

**ભાવાર્થ:**—ઋષભદેવનું શરીર પાંચસો ધનુષ્યનું, પાર્શ્વનાથનું નવ હાથ અને વીર પ્રભુનું સાતહાથ, બાકીના આઠનું પચાસ પચાસ હાથ ઓછું, પછીના પાંચનું દશ દશ હાથ ઓછું, અને બાકીના આઠનું પાંચ પાંચ હાથ ઓછું શરીરનું પ્રમાણ છે.

**અનુવાદ:**—

તેમ ન ટળતા દોષતો શુદ્ધ ન શ્રદ્ધા જાણ
જ્ઞાન તથા ચારિત્ર પણ છે શુદ્ધ આત્મ પ્રમાણ. ૫

**જ્ઞાનમંજરી:**—તે પ્રકારે, એકાંત દ્રવ્ય આચરણરૂપ ચારિત્રના કારણે પરભાવરહિત સ્વરૂપલક્ષણ આત્મસ્વભાવમાં એકતારૂપ ચારિત્ર ન થાય તે પ્રવર્તનથી શુદ્ધ આત્મસ્વભાવના લાભરૂપ ફળ એટલે પરમાત્મપદની પ્રાપ્તિ અથવા રાગ આદિ દોષોનો અભાવ ન થાય તો તે બધુંય પ્રવર્તન બાળલીલા (ધૂળમાં ઘર, ખેતર આદિની કલ્પના કરી રમત બાળકો કરે તે) સમાન છે; શુદ્ધ આત્મસ્વરૂપના આલંબન વિના અવેદ્યસંવેદ્યરૂપ જ્ઞાન છે તે સમ્યક્ જ્ઞાન નથી; તથા સકલ પરભાવના સંગની ઉપાધિથી થયેલા પોતાના અશુદ્ધ અધ્યવસા-

યથી રહિત, તત્ત્વસ્વરૂપ, અમૂર્ત્ત, ચિન્મય (જ્ઞાનમય) આનંદરૂપ પોતાનો સહજ સ્વભાવ, તેજ હું છું, એવા નિર્ધાર વિનાનું દર્શન તે સમ્યક્ દર્શન નથી. માટે જ શ્રુતથી કેવલ–આત્મજ્ઞાન તે અભેદજ્ઞાન, ઉત્સર્ગજ્ઞાન અને શ્રુત–અક્ષરોને આધારે સર્વદ્રવ્યઉપયોગરૂપ ભેદજ્ઞાન (વ્યવહારજ્ઞાન), સર્વ અક્ષર જાણનાર જ્યાં સુધી દ્રવ્ય શુભ અવલંબનવાળો છે ત્યાં સુધી ભેદજ્ઞાની વ્યવહારેજ્ઞાની) કહેવાય છે. 'સમયસાર' (સમય (પ્રાભૃત) માં કહ્યું છે; (ઉપરની ટીકામાં બે ગાથાઓ આવી ગઇ છે તેજ અહીં છે) વળી ત્યાં આત્મસ્વરૂપ જ્ઞાન વિષે કહ્યું છે.

**अहमिक्को खलुसुद्धो णिम्ममओ णाणदंसणसमग्गो ।**
**तह्मि ठिओ तच्चित्तो सव्वे एए खयं णेमि ॥ ७३ ॥**

**અર્થ:**—હું, અવશ્ય, એક છું, મમતા રહિત છું, જ્ઞાનદર્શનથી પૂર્ણ છું; એવા ભાવમાં રહેલો, તે ચૈતન્ય અનુભવમાં લીન થયેલો હું એ સર્વ ક્રોધાદિ આસ્રવોનો ક્ષય કરી નાખું છું.

નિર્મળ, નિષ્કલંક જ્ઞાન–દર્શન ઉપયોગરૂપ આત્મા છે એનું (આત્મ) જ્ઞાન તે જ્ઞાન છે. કહ્યું છે કે:—

**देहा–देवली जो वसइ देउ अणाइ–अणंत ।**
**सो पर जाणहु जोईया अन्न न तं तं नमंत ॥**

**ભાવાર્થ:**—દેહ–દેવળમાં જે અનાદિ–અનંતદેવ વસે છે, તે પરમદેવ છે એમ હે! યોગીઓ જાણો; બીજાને ઠેકાણે ઠેકાણે ન નમો.

આત્મ–જ્ઞાનથી જ સિદ્ધિ છે; સાધ્ય પણ પૂર્ણ આત્મજ્ઞાન છે. તેને અર્થે જ અન્ય દર્શનવાળા વિવાદ કરે છે, રેચકઆદિ પ્રકારે પવનની પ્રાણાયામ–ક્રિયા કરે છે, મૌન ધા-

રણુ કરે છે, પર્વતોમાં, વનોમાં અને બાગોમાં ભમે છે, તોપણ અર્હંતનાં કહેલાં શાસ્ત્રના શ્રવણથી સ્યાદ્વાદ વડે સ્વ-પર પરીક્ષાથી નિર્ણય કરેલી સ્વ સ્વભાવરૂપ ઔષધિવિના કાર્યસિદ્ધિ થતી નથી. તેથી આ પ્રાપ્ત થયેલા અવસરે અનંતગુણ-પર્યાય-સ્વરૂપ આત્મજ્ઞાન આત્માવડે આત્મામાં કરી લેવા યોગ્ય છે. કહ્યું છે કે:—

**आत्माज्ञानभवं दुःख-मात्मज्ञानेन हन्यते ।**
**अभ्यस्यं तत्तथा तेन, येनात्मा ज्ञानमयो भवेत् ॥**

**ભાવાર્થ:**—આત્માના અજ્ઞાનથી થયેલું દુઃખ આત્મ-જ્ઞાન વડે ટળે છે, તો જે વડે આત્મા જ્ઞાનમય થાય તેવા પ્રકારનો અભ્યાસ કરવા યોગ્ય છે. ૫

**यथा शोफस्य पुष्टत्वं, यथा वा वध्यमण्डनम् ।**
**तथा जानन् भवोन्माद-मात्मतृप्तो मुनिर्भवेत् ॥ ६ ॥**

**ભાવાર્થ:**—જેમ સોજાનું જાડાપણું (થોથર) અથવા ફાંસીએ ચઢાવવા લઈ જતા હોય તેને કરેણની માળા આદિ આભરણ પહેરાવ્યાં હોય તેની પેઠે સંસારના ગાંડપણને જાણનાર મુનિ આત્મદ્રવ્યને વિષે જ સંતુષ્ટ હોય.

**અનુવાદ:**—

સોજાને પુષ્ટિ ગણે, વધ્યચોર—શણગાર;
તેવી ગણી ભવ-ઘેલછા, આત્મતૃપ્ત અણગાર. ૬

**જ્ઞાનમંજરી:**—જેમ સોજાથી શરીર જાડું થાય પણ પુષ્ટિ માટે તેની કોઈ ઇચ્છા કરતું નથી, અથવા જેને ફાંસીએ લટકાવવાનો હોય તેને કરેણની માળા આદિ પહેરાવે છે, તેમ

સંસારનું સ્વરૂપ, સંસારી જીવોની ઘેલછા જેવી પ્રવૃત્તિ જાણુ-નાર સર્વપરભાવના ત્યાગી મુનિ અનંત ગુણવાળા આત્મસ્વ-રૂપમાં સંતોષ માનનાર થાય; સંસારસ્વરૂપ, અસાર, નિષ્ફળ અને નહિ ભોગવવા યોગ્ય જ જાણી મુનિ સ્વરૂપમાં મગ્ન થાય છે. ૬

**सुलभं वागनुच्चार-मौनमेकन्द्रियेष्वपि ।**
**पुद्गलेष्वप्रवृत्तिस्तु योगानां मौनमुत्तमम ॥ ७ ॥**

**ભાષાર્થ:**-વચનના અનુચ્ચારરૂપ (ન બોલવારૂપ) મૌન તો એકેન્દ્રિયમાં પણ સુલભ (સુખે પામીએ એવું) છે; પરંતુ પુદ્ગલમાત્રમાં યોગ ( મન, વચન, કાયા ) ના અવ્યાપાર (અપ્રવૃત્તિ) રૂપ મૌન તેજ ઉત્તમ ( પ્રભાવશાળી ) મૌન ( મુનિપણું ) છે.

**અનુવાદ:—**

અબોલારૂપ મૌન તો, સુલભ મુગાંનેય હોય;
યોગ ન પર દ્રવ્યે વહે, ઉત્તમ મુનિપદ સોય. ૭

**જ્ઞાનમંજરી:—**એકેન્દ્રિય જીવોમાં પણ વચન ન બો-લવારૂપ મૌન સુલભ, સહેલું છે; તે મૌન મોક્ષ-સાધક નથી. પણ પુદ્ગલ સ્કંધોમાં પ્રગટતા વર્ણ, ગંધ, રસ, સ્પર્શ, આ-કાર આદિ પ્રત્યે દ્રવ્યથી તેમજ ભાવથી મન, વચન અને કાયારૂપી યોગોની અપ્રવૃત્તિ સુંદર છે, સુંદર હોવાથી વિરલ છે; તે પ્રત્યે વીર્યનું ફોરવવું કે સંકોચવું ન થાય તે રૂપ મૌન પ્રશંસાપાત્ર, ઉત્તમ છે.

**ભાવના:—**પરભાવને અનુકૂળ ઉપયોગ અને વીર્યનું પ્રવર્તન તે ચંચળતા કે ચપળતા છે; તે રોકવી તે ઉત્તમ

પ્રભાવશાળી, સુંદર મૌન છે. યોગની ચપળતા તો આત્મ-કાર્ય નથી તેથી તેને રોકવી તે કલ્યાણકારક છે.

'કર્મપ્રકૃતિ' માં જણાવેલું યોગનું સ્વરૂપઃ-

ક્ષયોપશમથી પ્રગટતા આત્માના વીર્યગુણનાં અસંખ્યેય સ્થાનો છે. સર્વ જઘન્ય પ્રથમ યોગસ્થાન સૂક્ષ્મ નિગોદના જીવોનું છે; એટલે સૂક્ષ્મનિગોદોમાં ઉત્પન્ન થતી વખતે પ્રાણીને તે સર્વ જઘન્ય વીર્યનું સ્થાનક હોય છે. અહિં કે-વળી ભગવાનની પ્રજ્ઞારૂપ છીણીથી છેદાતાં છેદાતાં છેવટે જેના બે ભાગ ન થઈ શકે એવા જીવના વીર્યનો છેલ્લો અંશ કે વિભાગ તે અવિભાગ કહેવાય છે. જીવના અસંખ્યાત પ્રદેશોમાંના દરેક પ્રદેશે જઘન્ય વીર્ય ગુણસ્થાને પણ તેવા અસંખ્યેય લોકાકાશના પ્રદેશ જેટલા અવિભાગ અંશો હોય છે, ઉત્કૃષ્ટપણે પણ એજ સંખ્યાનું માપ છે છતાં જઘન્ય પદમાં જેટલા અવિભાગી અંશો હોય છે તેથી અસંખ્યેય ગુણા જાણવા; તેમના જીવ પ્રદેશોનાં જેટલા વીર્યઅવિભાગો સંખ્યામાં સરખા હોય છે.

બીજા બધાય જીવ પ્રદેશે રહેલા વીર્ય અવિભાગો કરતાં ઓછામાં ઓછા અવિભાગો જ્યાં હોય તે જીવના પ્રદેશોના સમુદાય, ઘન કરેલા લોકના અસંખ્યેય ભાગના અસંખ્યેય પ્રતરમાં રહેલા પ્રદેશ સમૂહ પ્રમાણ એક વર્ગણા ગણાય છે. તે જઘન્ય છે કારણ કે ઓછામાં ઓછા અવિભાગો યુક્ત છે. જઘન્ય વર્ગણા ઉપરાંત એક વીર્ય અવિભાગ અધિક જીવપ્રદે-શો નો સમુદાય, ઘન કરેલા લોકના અસંખ્યેયભાગમાં રહેલા અસંખ્યેય પ્રતરમાંના પ્રદેશરાશિ પ્રમાણ બીજી વર્ગણા છે.

એથી આગળ ઉપર જણાવેલી સંખ્યાથી બે વીર્ય-અવિભાગો અધિક હોય તેવા જીવ-પ્રદેશોનો સમુદાય ત્રીજી વર્ગણા જાણવી. એમ એક એક વીર્ય અવિભાગની વૃદ્ધિ પ્રમાણે વધતી સંખ્યાવાળા જીવપ્રદેશોના સમુદાયરૂપ અસંખ્યેય વર્ગણા કહેવી તે કેટલી જાણવી ? ઘન કરેલા લોકની એક એક પ્રદેશની પંક્તિરૂપ શ્રેણિના અસંખ્યાતમા ભાગે જેટલા આકાશ પ્રદેશો હોય તેટલી વર્ગણાઓનો સમૂહ તે એક સ્પર્ધક જાણવો. "ઉત્તરોત્તર વૃદ્ધિ વડે જાણે સ્પર્ધા કરતી હોય તેવી વર્ગણા તે અહિં સ્પર્ધકરૂપે કહી છે." પૂર્વોક્ત સ્પર્ધકમાંની છેલ્લી વર્ગણાથી એક વીર્ય અવિભાગ અધિક સંખ્યાવાળા જીવ પ્રદેશોના સમુદાયરૂપ આગળની વર્ગણા ગણતાં એમ બે અધિક, ત્રણ અધિક પણ નહિ અને સંખ્યેય અધિક પણ નહિ, પરંતુ અસંખ્યેય લોકાકાશ પ્રમાણ સંખ્યાએ અધિક થાય, પછી તે બધાનો સમુદાય બીજા સ્પર્ધકની પ્રથમ વર્ગણા જાણવી. પછી એક વીર્ય અવિભાગ અધિક સંખ્યાવાળા જીવપ્રદેશોનો સમુદાય બીજી વર્ગણા, બે વીર્ય અવિભાગો અધિક વાળા પ્રદેશોનો સમુદાય ત્રીજી વર્ગણા એમ શ્રેણિના અસંખ્યેય ભાગે રહેલા પ્રદેશોના સમુદાય પ્રમાણ વર્ગણાઓ થાય તેનો સમુદાય તે બીજો સ્પર્ધક; પછી ફરીથી અસંખ્યેય લોકાકાશના પ્રદેશો જેટલા વીર્ય અવિભાગ અધિક થાય તેટલી વર્ગણાઓના સમુદાયોની ત્રીજા સ્પર્ધકની પ્રથમ વર્ગણા ગણવી. પછી એક એક વીર્ય અવિભાગની વૃદ્ધિથી બીજી આદિ વર્ગણાઓ શ્રેણિના અસંખ્યેયભાગમાં રહેલા પ્રદેશોની રાશિ જેટલી થાય તે બધીનો સમુદાય તે ત્રીજો સ્પર્ધક થયો; એમ અસંખ્યેય

સ્પર્ધકો જાણવા. એ પ્રકારે પૂર્વોક્ત સ્પર્ધકો શ્રેણિના અસંખ્યેય ભાગમાં રહેલા પ્રદેશોની રાશિ જેટલા થાય ત્યારે જઘન્ય યોગસ્થાન જાણવું. તે સૂક્ષ્મ નિગોદના સર્વથી ઓછા વીર્યવાળા જીવને જન્મતાં પ્રથમ સમયે હોય છે. પછી આ જીવના અધિક થતા વીર્યના અલ્પવીર્યવાળા પ્રદેશોનો સમુદાય તે પ્રથમ વર્ગણા, પછી એક વીર્ય અવિભાગ વધતા પ્રદેશોનો સમુદાય બીજી વર્ગણા, બે વીર્ય અવિભાગ અધિક પ્રદેશોનો સમુદાય ત્રીજી વર્ગણા, એમ એક એક વીર્ય અવિભાગ વધતી, શ્રેણિના અસંખ્યેય ભાગમાં રહેલા પ્રદેશોની રાશિ જેટલી વર્ગણાઓનો સમુદાય તે પ્રથમ સ્પર્ધક જાણવો. એમ ઉપરનાં યોગસ્થાનમાં જણાવેલા પ્રકારે બીજા આદિ સ્પર્ધકો જાણવા તે સ્પર્ધકો શ્રેણિના અસંખ્યેય ભાગમાં રહેલા પ્રદેશોની રાશિ જેટલા થાય ત્યારે તેમનો સમુદાય બીજું યોગસ્થાન જાણવું. પછી બીજા જીવના અધિક વીર્યનું ઉપર દર્શાવ્યા પ્રમાણે ત્રીજું યોગસ્થાન જાણવું એમ અન્ય જીવની અપેક્ષાએ સર્વોત્કૃષ્ટ યોગસ્થાન સુધી જાણવું. એ બધાં યોગસ્થાનો પણ શ્રેણિના અસંખ્યેય ભાગમાં રહેલા પ્રદેશોની રાશિ જેટલાં હોય છે. ક્ષયોપશમની વિચિત્રતાને લીધે આ બધા પ્રકાર હોય છે એમ સમજવું.

શંકાઃ– જીવો અનંત છે. અને દરેક જીવને યોગસ્થાન હોય છે તો અનંત યોગસ્થાનો એકંદરે થાય; તો પછી અસંખ્યેય યોગસ્થાનો કેમ કહો છો?

સમાધાનઃ–એક એક યોગસ્થાનમાં સરખા સરખા પરિણામ વાળા સ્થાવર જીવો અનંત હોય છે. તેથી સર્વ જી-

વોની અપેક્ષાએ પણ સર્વ યોગસ્થાનો કેવલજ્ઞાન વડે દેખેલાં અસંખ્યેય જ છે, અધિક નથી. એક યોગસ્થાનમાં એક જીવ ઓછામાં ઓછા એક સમય અને વધારેમાં વધારે આઠ સમય સુધી રહે છે.

એમ યોગસ્થાનના તારતમ્ય વિષે સર્વ જીવોમાં બહુલતાનો ક્રમ (નીચેની) ગાથામાં કહેલા અનુક્રમે જાણવો:-

**" सुहुमनिगो आइक्खण-प्पजोग बायर य विगल अमणमणा।**
**अपज्जलहु पढमदुगुरू पजहस्सियरो असंखगुणो ॥ ५३ ॥**

**असमत्ततमुक्कोसो पज्जहन्नियर एव ठिइठाणा।**
**अपज्जेयर संखगुणा, परमऽपजबीए असंखगुणा ॥ ५४ ॥**

**ટબાર્થ:**—હવે ૨૮ બોલના યોગબળનો અલ્પબહુત્વ કહે છે:- ( પચમકર્મ ગ્રંથ. )

સૂક્ષ્મ નિગોદાદિ પ્રથમ સમયે ઉપનો અપર્યાપ્તપણાથીજ આવ્યો તેહનો સર્વથી યોગબળ અલ્પ જાણવો. ૧ તેહથી બાદર એકેન્દ્રી અપર્યાપ્તો પ્રથમ સમય ઉપનો અપર્યાપ્તો અપર્યાપ્તપણાથીજ આવ્યો, તેહનો સર્વથી યોગબળ અલ્પ જાણવો. ૨ તેહથી બાદર એકેન્દ્રી અપર્યાપ્તો પ્રથમ સમય ઉપન્ન જઘન્ય યોગીનો યોગબળ અસંખ્યાત ગુણો, ૩ તેહથી બેન્દ્રી અપર્યાપ્તા જઘન્ય યોગીનો યોગબળ અસંખ્યાત ગુણો, ૪ તેહથી તેન્દ્રી અપર્યાપ્તા જઘન્ય યોગીનો યોગબળ અસંખ્યાત ગુણો, ૫ તેહથી ચૌરેન્દ્રી અપર્યાપ્તા જઘન્ય યોગીનો યોગબળ અસંખ્યાત ગુણો ૬ તેહથી અમણ, અસંજ્ઞિ અપર્યાપ્તાનો જઘન્ય યોગબળ અસંખ્યાત ગુણો, ૭ તેહથી મણા-સંજ્ઞિ અપર્યાપ્તાનો જઘન્ય યોગબળ અસંખ્યાત ગુણો, ૮ તેહથી

પઢમ પેહેલાં બે બોલ ગુરુ–ઉત્કૃષ્ટ બંધક એટલે સૂક્ષ્મ અપર્યાપ્તાનો ઉત્કૃષ્ટ યોગબળ અસંખ્યાત ગુણો, ૯ તેહથી બાદર અપર્યાપ્તાનો ઉત્કૃષ્ટ યોગબળ અસંખ્યાત ગુણો, ૧૦ તેહથી સૂક્ષ્મ પર્યાપ્ત જઘન્ય યોગીનો યોગબળ અસંખ્યાત ગુણો, ૧૧ તેહથી બાદર પર્યાપ્ત જઘન્ય યોગીનો યોગબળ અસંખ્યાત ગુણો, ૧૨ તેહથી સૂક્ષ્મ પર્યાપ્ત ઉત્કૃષ્ટ યોગીનો યોગબળ અસંખ્યાત ગુણો, ૧૩ તેહથી બાદર પર્યાપ્ત ઉત્કૃષ્ટ યોગીનો યોગબળ અસંખ્યાત ગુણો.

૧૪ અસમત્ત–અપર્યાપ્ત ૫, નો ઉત્કૃષ્ટ યોગીનો યોગબળ અસંખ્યાત ગુણો. તે પછી ત્રસ ૫, પર્યાપ્તા જઘન્ય યોગીનો યોગબળ અસંખ્યાત ગુણો, તેથી ત્રસના ૫, પર્યાપ્તા ઉત્કૃષ્ટ યોગીનો અસંખ્યાત ગુણો યોગ છે તે કહે છે–ચૌદમે બોલે. ૧૫ અપર્યાપ્ત બેન્દ્રી ઉત્કૃષ્ટ યોગીનો યોગબળ અસંખ્યાત ગુણો. ૧૬ તેહથી અપર્યાપ્ત ચૌરેન્દ્રીનો ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાત ગુણો. ૧૭ તેહથી અપર્યાપ્ત અસંજ્ઞિપંચેન્દ્રિનો ઉત્કૃષ્ટ યોગબળ અસંખ્યાત ગુણો. ૧૮ તેહથી અપર્યાપ્ત સંજ્ઞિપંચેન્દ્રિનો ઉત્કૃષ્ટ યોગબળ અસંખ્યાત ગુણો. ૧૯ તેહથી પર્યાપ્ત બેઇન્દ્રિનો જઘન્ય યોગ અસંખ્યાત ગુણો. ૨૦ તેહથી પર્યાપ્ત તેઇન્દ્રિનો જઘન્ય યોગ અસંખ્યાત ગુણો. ૨૧ તેહથી પર્યાપ્ત ચૌરેન્દ્રિનો જઘન્ય યોગ અસંખ્યાત ગુણો. ૨૨ તેહથી પર્યાપ્ત અસંજ્ઞિપંચેન્દ્રિનો જઘન્ય યોગ અસંખ્યાત ગુણો. ૨૩ તેહથી પર્યાપ્ત સંજ્ઞિપંચેદ્રિનો જઘન્ય યોગ અસંખ્યાત ગુણો. ૨૪ તેહથી પર્યાપ્ત બેન્દ્રિનો ઉત્કૃષ્ટ યે.ગ અસંખ્યાત ગુણો. ૨૫ તેહથી પર્યાપ્ત તેન્દ્રિનો ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાત ગુણો. ૨૬ તેહથી પર્યાપ્ત ચૌરેન્દ્રિનો

ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાત ગુણો. ૨૭ તેહથી પર્યાપ્ત અસંજ્ઞિપંચે-ન્દ્રિનો ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાત ગુણો. ૨૮ તેહથી પર્યાપ્ત સંજ્ઞિ-પંચેન્દ્રિનો ઉત્કૃષ્ટ યોગ અસંખ્યાત ગુણો.

એ રીતે સ્થિતિસ્થાનકનો અલ્પબહુત્વ ૨૮ બોલનો જાણવો. વીર્યની વૃદ્ધિએ સ્થિતિની તીવ્ર–મંદતાના ભેદ પડે તે ઇહાં લેજ્યો. (આટલો અર્થ યોગ સ્થાન માટે પૂરતોછે. બાકીની ગાથાનો અર્થ શ્રીમદ્ દેવચંદ્ર ભા. ૧ પૃ. ૭૨૨મે વાંચી લેવા ભલામણ છે.)

એમ ૨૮ ભેદે અલ્પબહુત્વ જાણવું જોઇએ. યોગની બહુલતાથી બહુકર્મ ગ્રહણ થાય છે, મંદતાથી થોડાં પુદ્ગલ ગ્રહણ થાય છે, એમ પુદ્ગલ ગ્રહવારૂપ યોગોની પ્રવૃત્તિ હોવાથી તેને રોકવી તે ઉત્તમ મૌન છે. તૃષ્ણાવાળો બાહ્યયોગોને રોધે તોપણ તેથી શું ? તેથી સકલ, વિમલ જ્ઞાનાદિ અનંત ગુણોના મહા માહાત્મ્યરૂપ પરમાત્મભાવના રસિક જનોએ પોતાની યોગપ્રવૃત્તિ વડે પુદ્ગલ પાછળ પડવાની ટેવ ટાળવા યોગ્ય છે. ૭

**ज्योतिर्मयीव दीपस्य, क्रिया सर्वापि चिन्मयी ।**
**यस्यानन्यस्वभावस्य, तस्य मौनमनुत्तरम् ॥ ८ ॥**

**ભાવાર્થ:**—જેમ દીવાની બધીય ક્રિયાઓ, ઉંચી નીચી જ્યોતિ થાય તે આદિ, પ્રકાશમય હોય છે, તેમ પુદ્ગલ ભાવે જે નથી પરિણમ્યો એવા અનન્ય સ્વભાવવાળાની બધીય ક્રિયાઓ ઉત્કૃષ્ટ મૌન (મુનિપણા) રૂપ છે.

" **वियद्वस्तुस्वभावानुरोधादेव तत्कारकात् वियत्संपूर्णता, तदुत्पत्तौ कुंभस्यैवंदशात्मनः** " એ ન્યાયે જ્ઞાનીની સર્વ ક્રિયા જાણવી.

**ભાવાર્થ:**—વસ્તુ સ્વભાવને અનુસારેજ આકાશનું કારણ આકાશ હોવાથી આકાશની સંપૂર્ણતા ગણાય છે. ઘટાકાશની ઉત્પત્તિમાં આકાશ કારણ છે, અને તે અવસ્થામાં પણ તે આકાશ રૂપજ છે તેમ આત્મા પોતાના કારકરૂપે સંપૂર્ણ છે અને સર્વ અવસ્થામાં પોતાના રૂપેજ રહે છે.

**અનુવાદ:**—

સર્વેય ક્રિયા પ્રકાશમય, દીપસમ ચિન્મય હોય;
જે અનન્ય સ્વભાવીની, ઉત્તમ મુનિપદ સોય. ૮

**જ્ઞાનમંજરી:**—(આત્મ) તત્ત્વની એકતામાં પરિણમેલાનું યોગ નિગ્રહરૂપ મૌન એટલે સ્વધર્મના પ્રગટપણાના કર્તા-ભોક્તાભાવ પ્રત્યે જેણે સર્વ વીર્ય પ્રવર્તાવ્યું છે, કર્મદૂર કરવા માટે અપૂર્વકરણ, કિટ્ટીકરણ આદિ પ્રત્યે વીર્યક્રિયા પ્રવર્તાવી છે તેથી પરભાવ પ્રત્યે નહિ પ્રવર્તવા રૂપ તેનું મૌન-યોગની ચપળતાનું રોકવું-સર્વોત્કૃષ્ટ છે. જેની ક્રિયા ગુણની ઉત્કૃષ્ટતા માટે પ્રવર્તવારૂપ વીર્યની પ્રવૃત્તિરૂપ છે તેની બધી ક્રિયા ચિન્મય છે એટલે સ્વરૂપ જ્ઞાનમય કે આત્માના અનુભવમાં લીનતારૂપ છે.

જેમ દીપકની ઉંચીનીચી, આડીઅવળી જ્યોતિ થવારૂપ બધીય ક્રિયાઓ પ્રકાશમય હોય છે. તેમ પરભાવમાં વ્યાપતા ઉપયોગ અને અભિસંધિ વીર્ય (પુરૂષાર્થ પ્રેરણા) રહિત જે સાધુની વંદન-નમન આદિ ગુણસ્થાન આરોહણરૂપ બધીય ક્રિયા તત્ત્વજ્ઞાનથી પ્રકાશમય હોય છે. તેનું મોન (મુનિપણું) ઉત્તમ છે. (આકાશની સરખામણિ ઉપરની ટીકામાં છે તે અહિંપણ જાણવી)એ ન્યાયે જ્ઞાનીની ક્રિયા જ્ઞાનીને ઉપકારક

જાણવી. જ્ઞાનનયે (જ્ઞાન પ્રધાન) પ્રવર્તતા તત્ત્વમાં એકતાના અભ્યાસવાળા મહાત્માની સ્વરૂપને પોષતી ક્રિયા જ્ઞાનસ્વરૂપ પ્રકાશનું કારણ છે. આચરણ નિમિત્તની અસત્ક્રિયા અને આચરણ દૂરકરવા માટેની સત્ક્રિયા નિમિત્તરૂપ હોય છે; તત્ત્વમાં મગ્ન થયેલા મહાત્માને કારણરૂપ થતી નથી, તેથી તત્ત્વજ્ઞાન સ્વરૂપમાં એકતારૂપ ધ્યાનમાં લીન થયેલા મુનિના ચરણ-કમળમાં નમસ્કાર હો !

## ૧૪. વિદ્યા-અષ્ટક

**नित्यशुच्यात्मताख्याति-रनित्याशुच्यनात्मसु ।**
**अविद्या तत्त्वधीर्विद्या योगाचार्यैः प्रकीर्तिता ॥ १ ॥**

**ભાષાર્થ:**—આત્માથી ભિન્ન અનિત્ય પર સંયોગને વિષે નિત્યતા એટલે નિત્યપણાની બુદ્ધિ તથા નવદ્વારે વહેતું અપવિત્ર શરીર તેને વિષે પવિત્ર (શુચિ) પણાની બુદ્ધિ અને આત્માથી ભિન્ન પુદ્‌ગલ આદિ પદાર્થને વિષે આત્મતા એટલે અહંબુદ્ધિ તથા મમકાર એ અવિદ્યા કહી છે, તત્ત્વધી એટલે શુદ્ધ આત્મ-દ્રવ્યને વિષે નિત્યતા, શુચિતા, આત્મતારૂપબુદ્ધિ કે યથાર્થજ્ઞાન તે વિદ્યા એમ પતંજલિ આદિ યોગદૃષ્ટિવાળા યોગાચાર્યોએ કહ્યું છે.

**અનુવાદ:**—

અનિત્ય, અશુચિ, અનાત્મ જે, ભાસે નિજ, શુચિ, નિત્ય-
અવિદ્યાથી, વિદ્યા ઇતર, તત્ત્વધી કહે યોગવિદ્. ૧

**જ્ઞાનમંજરી:**—આવું મૌનાષ્ટક (ઉપરના અષ્ટકમાં-જણાવેલું મુનિપણું) યથાર્થ વિદ્યાથી તત્ત્વ (આત્મા) માં ઉપયો-

ગવાળા બુદ્ધિવંતને હોય છે. તેથી વિદ્યાષ્ટકનો ઉપદેશ કરે છે. ત્યાં નામવિદ્યા એટલે જીવનું વિદ્યા એવું નામ પાડવું તે નામ-વિદ્યા પાસા, કોડી કે કાષ્ટ આદિમાં વિદ્યાની સ્થાપના કરવી તે સ્થાપના વિદ્યા, દ્રવ્યવિદ્યા તો લૌકિક શિલ્પ આદિરૂપ અને અલૌકિક (લોકોત્તર) બે પ્રકારે છે:— પ્રવચનરૂપ લોકોત્તર –વિદ્યા, ભારત–રામાયણ ઉપનિષદ્રૂપ અને સુપ્રવચનિકા લોકોત્તર વિદ્યા, આવશ્યક આચારાંગ આદિરૂપ જાણવી. વળી જ્ઞશરીર, ભવ્ય શરીરને વિદ્યાનો અભ્યાસ કર્યાં છતાં તેનો લક્ષ (ઉપયોગ ) નહોય ત્યારે દ્રવ્યવિદ્યા કહેવાય, અથવા હેય–ઉપાદેયની પરીક્ષા રહિત ઉપયોગ રહિત પુરૂષની વાચના, પૃચ્છના, પરિવર્તના અને ધર્મકથા રૂપ વિદ્યા અનુપ્રેક્ષા વિનાની પણ ચેતનાનું જાણવારૂપ કાર્ય હોવાથી દ્રવ્ય વિદ્યા જાણવી. ભાવવિદ્યા તો લોકોત્તર અર્હતનાં કહેલાં આગમના રહસ્યના અભ્યાસીની નિત્ય અનિત્ય આદિ અનંત પર્યાયરૂપ જ્ઞાન રૂપ ઉપાદેય બુદ્ધિ, વિભાવ આદિ અનંત પરભાવના ત્યાગરૂપ બુદ્ધિરૂપ જાણવી. અહિં ભાવવિદ્યાના અભ્યાસનો પ્રસંગ છે.

મતિ આદિ જ્ઞાનરૂપ ક્ષયોપશમના નિમિત્તવાળી ઈન્દ્રિય આદિ નૈગમનયે વિદ્યા છે, સર્વજીવ દ્રવ્યો સંગ્રહનયે વિદ્યારૂપ છે, દ્રવ્યશ્રુત વ્યવહાર વિદ્યાછે, ઋજુસૂત્રનયે વાચનાદિ વિદ્યા છે, શબ્દનયે યથાર્થ ઉપયોગ તે વિદ્યા છે, સમભિરૂઢનયે. કારણ-કાર્યાદિ સંકરરૂપ (કારણ કાર્યરૂપે પરિણમે તે) સવિ-કલ્પ ચેતના ક્ષાયોપશમિકી સાધના–અવસ્થારૂપ વિદ્યા છે; અને એવંભૂત નયથી સાધક નિર્વિકલ્પ, તાત્ત્વિક અવસ્થામાં હોય તે દશારૂપ વિદ્યા, તથા કેટલાક કેવળજ્ઞાનરૂપ સિદ્ધ–

વિદ્યાને એવંભૂત નયે વિદ્યા કહે છે. એમ શરૂઆતના ચારનયે દ્રવ્ય નિક્ષેપ પ્રમાણે કારણરૂપને વિદ્યા ગણી છે. તેથી છેલ્લા ત્રણનય પ્રમાણે ભાવ વિદ્યારૂપે કાર્યરૂપ ઉત્તરોત્તર સૂક્ષ્મપણે ગ્રહણ કરી છે. ત્યાં કારણના ઉદ્યમવડે કાર્યના આદરવાળા થવું.

અનિત્યમાં એટલે ચેતનથી ભિન્ન જાતિના મૂર્ત્ત પુદ્‌ગલના ગ્રહણથી ઉત્પન્ન થયેલા પરસંયોગમાં, નિત્યપણાની બુદ્ધિ તે અવિદ્યા; અશુચિમાં એટલે નવદ્વારરૂપ છિદ્રો વડે મલબહાર કાઢતાં શરીર આદિમાં, સ્વરૂપથી ભ્રષ્ટ કરાવનાર ક્રોધાદિરૂપ અશુદ્ધ પરિણામનાં નિમિત્તોમાં શુચિ (પવિત્ર)-પણાની બુદ્ધિ પુદ્‌ગલ આદિ અજીવ (અનાત્મ) પદાર્થોમાં આત્મબુદ્ધિ–હું 'માનુ છું' એવી બુદ્ધિ, આ શરીર મારૂં છે, એ હુંજછું, તે પુષ્ટ થાયતો હું પુષ્ટ થાઉંછું' એવી બુદ્ધિ–કહેવું, સમજવું તેમાં રમણુતા થવી તે અવિદ્યા, ભ્રમ–બુદ્ધિ છે.

જે તત્ત્વબુદ્ધિ શુદ્ધ આત્મામાં નિત્યપણું, શુચિપણું, આત્માપણું જણાવે તે વિદ્યા અથવા તત્ત્વવિવેક છે. અહિં નિત્ય-પણું કહ્યું તે ઉત્પાદ, વ્યય, ધ્રુવરૂપ હોવા છતાં મુખ્ય, ગૌણપ્રકારે દ્રવ્યાસ્તિક કૂટસ્થ નિત્યતા જાણવી. પરમાર્થના સાધનમાં પ્રવીણ આવિદ્યા જ્ઞાન, શ્રદ્ધાન, અને ચારિત્ર સ્વરૂપ મોક્ષના ઉપાયરૂપ યોગમાં પ્રવર્તતા કુશલ યોગાચાર્યોએ કહી છે. અહિં ભેદજ્ઞાન સાધન છે. અધ્યાત્મબિંદુમાં કહ્યુ છેઃ—

**" यावंतो ध्वस्तबंधा अभूवन्, भेदज्ञानाभ्यास एवात्र मूलं।**
**यावंतोऽध्वस्तबंधा भ्रमंति, भेदज्ञानाभाव एवात्र बीजं ॥ "**

**ભાવાર્થઃ—** (દોહરો)

ભેદ–જ્ઞાન અભ્યાસથી, થયા સિદ્ધ અનંત;
ભેદ–જ્ઞાન વિના નહિ, લહે કોઇ ભવ–અંત. ૧

અર્થ:—જેટલા બંધરહિત થયા તે બધાનું મૂળકારણ ભેદ જ્ઞાનનો અભ્યાસજ છે. જેટલા બંધન છેદ્યાવિના ભમે છે તે બધાનું બીજ (કારણ) ભેદજ્ઞાનનો અભાવજ છે. ૧

**यःपश्येन्नित्यमात्मानमनित्यं पर-संगमं।**
**छलं लब्धुं न शक्नोति, तस्य मोहमलिम्लुचः ॥ २ ॥**

**ભાષાર્થ:**—જે આત્માને સદા, અચલિત સ્વરૂપે દેખે, તથા પરસંયોગને અધ્રુવ, અસ્થિર દેખે, તેનું છિદ્ર (લાગ) મોહરૂપી ચોરટો, લુંટારો પામી ન શકે (તેને ઠગી કે લુંટી ન શકે).

**અનુવદ:**—

નિત્ય જુએ જે આતમા, અનિત્ય પરસંયોગ;
તેને મોહ-ઠગ શું ઠગે? નહિ છળવાનો યોગ. ૨

**જ્ઞાનમંજરી:**—જે આત્માર્થી આત્માને સદા અચલિત-સ્વરૂપ જુએ શરીર આદિક પરસંગમને અધ્રુવ જુએ, એવા સાધન-માં ઉદ્યમ કરનારને મિથ્યાત્વાદિ ભ્રાંતિરૂપ ચોર છળવાનો, ચોરી કરવાનો લાગ (છિદ્ર) મેળવી શકતો નથી. યથાર્થ જ્ઞાનીને રાગ આદિ વધતા નથી, તેનો આત્મા મોહને વશ થતો નથી. ૨

**तरङ्गतरलां लक्ष्मी-मायुर्वायुवदस्थिरम।**
**अदभ्रधीरनुध्याये-दभ्रवद् भंगुरं वपुः ॥ ३ ॥**

**ભાષાર્થ:**—પ્રબળ બુદ્ધિશાળી લક્ષ્મીને સમુદ્રના કલ્લોલ (મોજાં)ની સમાન ચંચળ ગણે, આયુષ્યને વાયુવેગે વહી જતું અસ્થિર જુએ, અને શરીરને આભલાં (વાદળાં જેવું ક્ષણભંગુર (વિનાશ પામનાર) વિચારે.

**અનુવાદ:—**

ધન ચંચળ જળ-લ્હેર જો, આયુ વાયુવત્ જાય;
વાદળ સમ-ગણિ્યુસે વપુ, સમજુને સમજાય. ૩

**જ્ઞાનમંજરી:**—પ્રબળ બુદ્ધિશાળી લક્ષ્મીને સમુદ્રનાં મોજાં સમાન ચંચળ વિચારે, આયુષ્યને વાયુની પેઠે સમયે સમયે વહી જતું અધ્યવસાન આદિ વિઘ્નોવાળું ચિંતવે, અને પુદ્દગલના સ્કંધોથી રચાયેલું શરીર વાદળાં જેવું વિનાશશીલ વિચારે, તે યથાર્થ ચિંતન છે.

**ભાવના**—આત્માની સંપત્તિ વિનાની પૃથ્વીકાયના સ્કંધ રૂપ સંપત્તિ-લક્ષ્મી નામનીજ લક્ષ્મી છે, ખરી સંપત્તિ નથી; તેમજ જીવ જ્ઞાન, દર્શન, વીર્ય અને સુખરૂપ ભાવ પ્રાણોથીજ જીવે છે, અમુક કાળના આયુષ્યરૂપ જીવન તો બાહ્ય પ્રાણના સંબંધની સ્થિતિને આધારે કહેવાય છે, તે (આયુષ્ય-સ્થિતિ) આત્મસ્વરૂપ નથી, તથા વર્ણ-ગંધ-રસ-સ્પર્શ સહિત અચેતન શરીર રૂપ પોટલું પોતાનું સ્વરૂપ નથી, તે પણ અસ્થિર છે. એ પ્રકારે જે અસ્થિર અને પરભાવ આત્મધર્મને હણનાર છે તેનો પ્રતિબંધ (મોહ) શો કરવો? તેને માટે પોતાના ચેતના આદિ ગુણોને પરભાવ ગ્રહણ કરવાની સન્મુખ કોણ કરે? તેથી આત્મામાં આત્મગુણોની પ્રવૃત્તિ થાય તેજ કર્તવ્ય છે. ૩

**शुचीन्यप्यशुचीकर्तुं समर्थेऽशुचिसंभवे।**
**देहे जलादिना शौच-भ्रमो मूढस्य दारुणः ॥ ४ ॥**

**ભાષાર્થ:**—કપૂર, કસ્તુરી પ્રમુખ પવિત્ર વસ્તુને પણ અપવિત્ર કરવાને સમર્થ, તથા માતાનું રૂધિર અને પિતાનું વીર્ય જે અશુચિ (અપવિત્ર)છે તેથી ઉત્પન્ન થયેલા એવા શરીરને

વિષે જળ, માટી આદિવડે પવિત્રપણાનો ન ટળે તેવો ભયંકર ભ્રમ શ્રોત્રિયાદિ (વેદપાઠી બ્રાહ્મણાદિ) મૂઢને (મોહે મુંઝાયલાને) હોય છે.

અનુવાદ:—

શુચિને પણ અશુચિ કરે, ઉપજે અશુચિથીજ;
તે તનમાં સ્નાનાદિથી, શુચિતા ગણ ભ્રમબીજ. ૪

**જ્ઞાનમંજરી:**—યથાર્થ ઉપયોગરહિત અજ્ઞાનીને દેહ-ઇન્દ્રિય આદિ પાંજરાને વિષે પાણી માટી આદિ સાધનથી પવિત્રતાનો ભયંકર ભ્રમ (બાહ્ય ચોકખાઇનો ડોળ કરનાર શ્રોત્રિય આદિને) હોય છે. વળી જે જન્મથીજ જાતે અપવિત્ર છે તે (દેહ) જળ પ્રવાહથી શું પવિત્રતા પામે એમ છે? કેવો દેહ છે? કપૂર આદિ પવિત્ર પદાર્થોને પણ અપવિત્ર કરવા સમર્થ છે. મલયગિરિના ચંદનનો લેપ આદિ પણ દેહના સંગે અપવિત્ર બને છે. વળી કેવો દેહ છે? સ્ત્રી-રજરૂપ માતાનું લોહી અને પિતાના શુક્ર (વીર્ય) થી તેની ઉત્પત્તિ છે. 'ભવ-ભાવના' માં કહ્યું છે.

**"सुक्कं पिउणो माउए, सोणियं तदुभयंपि ससंठं।**
**तप्पढमाए जीवो आहारइ तत्थ उप्पन्नो ॥ १ ॥**

**यूकाइसुणयभक्के, किमिकुलवासे य वाहिखित्तेय।**
**देहम्मि अवधुविहुरे सुसाणत्थाणे य पडिबंधो ॥ २ ॥**

**ભાવાર્થ:**—પિતાના શુક્ર અને માતાના લોહીના સંયોગે ઉત્પન્ન થયેલો આહાર ત્યાં ઉત્પન્ન થયેલો જીવ પ્રથમ ખાય છે. ૧

જૂ આદિ તથા શ્વાન આદિના ભક્ષ્યરૂપ, કૃમિકુળ (કીડાના સમૂહ) નું ઘર, વ્યાધિનું ક્ષેત્ર (રોગ ઉત્પન્ન જ્યાં થાય છે તે દેહ) અને સ્મશાન જેનું સ્થાન છે એવા શોભા રહિત દેહમાં જીવ પ્રતિબંધ કરે છે. ૨

તેથી અસ્થિર, અપવિત્ર, ઉપાધિરૂપ, નવા બંધનું કારણ અને દ્રવ્ય-ભાવ અધિકરણ (આધારરૂપ દેહ) ને શું શણગારવો! ૪

હવે, દેહમાં આત્માપણાનું આરોપણ પણ બહિરાત્મ-પણાના દોષોનો સમૂહ છે. તેથી તે દૂર કરી સ્વરૂપમાં આત્માની પવિત્રતા કરવા યોગ્ય છે તે વિષે ઉપદેશ કરે છે:-

**यः स्नात्वा समताकुण्डे, हित्वा कश्मलजं मलम् ।**
**पुनर्न याति मालिन्यं, सोऽन्तरात्मा परः शुचिः ॥ ५ ॥**

**ભાષાર્થ:**—જે સમતારૂપી કુંડને વિષે સ્નાન કરીને પાપથી ઉપજેલા મેલને તજે છે તે સમ્યક્ત્વ ભાવિત (અંતરૂ) આત્મા ફરીને મલિનપણાને પામતો નથી, માટે અંતરાત્મા ઉત્કૃષ્ટપણે પવિત્ર છે.

"**बंधेण न वोलइ कयापि**"

"કદાપિ બંધમાં જતો નથી" એ ન્યાયે સમ્યક્દૃષ્ટિ થયો એટલે જ અંશે સ્નાતક (કેવળી) થયો. તેથી ઉત્કૃષ્ટ બંધરૂપ મળ સમ્યક્દૃષ્ટિને ફરી ન આવે એજ સહજ પવિ-ત્રપણું જાણવું.

**અનુવાદ:—**

સમતા-કુંડે સ્નાન કર, પાપ મેલ દૂર થાય;
અતિ શુચિ અંતર આતમા, ફરી મલિન નહિ થાય. ૫

**જ્ઞાનમંજરી:**—દેહથી ભિન્ન આત્માને ઓળખનાર, સ્વપરનો વિવેક સમજનાર અંતરાત્મા પરમ પવિત્ર જાણવા યોગ્ય (પુરૂષ) છે. રાગ-દ્વેષ રહિતપણારૂપ સમતા એ કુંડ છે, તેમાં સ્નાન કરીને, પાપથી ઉપજેલા મેલને ટાળીને ફરીથી મલિનતા ન પામે તે પરમ પવિત્ર સમ્યક્ત્વના સંસ્કારવાળો આત્મા છે '**बंधे ण वोलई**' એ વચન પ્રમાણે સમ્યક્દૃષ્ટિ અંશે સ્નાતક છે, વળી ઉત્કૃષ્ટ સ્થિતિ બાંધતા નથી, તેજ સહજ પવિત્રતા છે.

**आत्मबोधो नवः[1] पाशो देहगेह-धनादिषु ।**
**यः क्षिप्तोऽप्यात्मना तेषु स्वस्य बंधाय जायते ॥ ६ ॥**

**ભાષાર્થ:**—શરીર, ઘર, ધન વગેરેમાં હું ને મારૂં (આત્મા) એવું જ્ઞાન તે નવો (લોકોત્તર) પાશ (ફાંસો) છે કે જે આત્માએ નાખ્યો પણ આત્માને જ (પોતાનેજ) બંધનરૂપ થાય છે. બીજો પાશ તો જેના ઉપર નાખ્યો હોય તેને બાંધે; આત્મબોધ (અન્યને આત્મા જાણવા) રૂપ પાશ તો દેહાદિક ઉપર નાખ્યો, પણ તેને નથી બાંધતો, નાખનારને જ બાંધે છે—એ આશ્ચર્ય છે.

અનુવાદ:—

તન-ધન-ઘર-આદિ ઉપર, મમતારૂપ નવ પાશ;
નાખનાર બંધાય છે, પોતે અહો! તપાસ. ૬

**જ્ઞાનમંજરી:**—હે! ભવ્યો, તમને આત્મબોધ-આત્મજ્ઞાન-બંધના કારણરૂપ નથી. ક્યાં? દેહ-ધન-ઘર આદિમાં

[1] **न वः** પાઠાંતર.

જે પોતે રાગ પરિણામરૂપ પાશ નાખ્યો છે, તે પોતાના આત્માનેજ બંધનરૂપ થાય છે. તેથી દેહ, ગૃહ આદિમાં જે રાગી છે, તે સર્વે ભવરૂપ પાશો વડે પોતાને બાંધે છે; પોતે પોતાના બંધનનું કારણ બને છે. તેથી રાગ આદિ પરભાવો આત્માના પોતાના બંધની વૃદ્ધિનાં કારણો છે. ૬

**मिथोयुक्तपदार्थाना-मसंक्रमचमत्क्रिया।**
**चिन्मात्रपरिणामेन, विदुषैवानुभूयते ॥ ७ ॥**

**ભાષાર્થ:**—માંહોમાંહિ મળ્યા જે જીવ પુદ્ગલ આદિ દ્રવ્ય-પર્યાય તેના લક્ષણ સ્વરૂપ તો અસંકરણ (અમિશ્રણ-અન્યરૂપ પલટાઇ ન જવું)ના ચમત્કારને જ્ઞાનમાત્ર પરિણામવંત વિદ્યાવંત જનજ અનુભવે છે. તે અંત્ય વિશેષ્ય પર્યાય જે જ્ઞાનાદિ સ્વલક્ષણ તેણે જાણે. સંમતિ તર્કમાં કહ્યું છે:—

"**अण्णोण्णाणुगयाणं, 'इमं च तं च' त्ति विभयणमसक्कं[1]।**
**जह दुद्ध पाणीयाणं जावं विसेस पज्जाया ॥ ४७ ॥**

**અર્થ:**—દૂધ અને પાણીની પેઠે એક બીજામાં ભળેલા ઓતપ્રેત થયેલા પદાર્થમાં 'આ' અને 'તે' એવો વિભાગ કરવો અશકય (અયોગ્ય) છે. જેટલા વિશેષ છે તે પર્યાયો છે.

**અનુવાદ:**—

વિદ્યાવંતજ અનુભવે, જ્ઞાન માત્ર આધાર;
માંહોમાંહિ મળ્યા છતાં, જડ ચેતન ચમકાર. ૭

**જ્ઞાનમંજરી:**—પરસ્પર મળેલા એકજ ક્ષેત્રને રોકીને રહેલા ધર્માદિ પદાર્થો અને પુદ્ગલો સ્વક્ષેત્રમાં પરિણમેલા

૧ **मजुत्तं।** એવો પણ પાઠ છે.

હોવાથી પરસ્પર અમીલનરૂપ (અન્યરૂપે પલટાઇ નહિ જવારૂપ) ચમત્કાર–એકક્ષેત્રમાં વ્યાપીને રહેવા છતાં કોઈ કોઇના ગુણની આપ લે કરતા નથી તેથી સ્વરૂપે સર્વ ભિન્નજ છે એવી ચમત્ક્રિયાનો પંડિત–વિદ્વાનનેજ અનુભવ થાય છે, તે વિવેક કરી શકે છે. કેવા વિદ્વાન ? જ્ઞાનમાત્ર બળવાળા છે. તેથી પંચાસ્તિકાયરૂપ પદાર્થો કેટલાક અગુરુ-લઘુ આદિ સાધારણ ગુણો વડે સરખા લાગતા છતાં ગતિ–સ્થિતિ–અવગાહન–ચેતના–પૂરણ ગલન આદિ લક્ષણરૂપ અસાધારણ ગુણે તે બધા પદાર્થો ભિન્નજ જણાય છે. પોતાની અશુદ્ધ દશામાં કર્મના ગ્રહણ કરનાર રૂપે ગ્રહણ કરેલાં પુદ્ગલોમાં પણ પોતાના ગુણનો પ્રવેશ થયો નથી; તેમજ પુદ્ગલના ગુણોનો પોતાનામાં પ્રવેશ થયો નથી; આવી તે પદાર્થોની ભેદ-ચમત્ક્રિયા ભિન્ન દ્રવ્ય રૂપે છે; તેમજ એક દ્રવ્યને વ્યાપીને રહેલા દ્રવ્ય–ગુણ–પર્યાયોના આધાર આધેયપણે અભેદરૂપે હોવા છતાં પોત પોતાના ધર્મમાં પરિણમવારૂપ ભેદ ચમત્ક્રિયા છે; તેમજ દ્રવ્યથી દ્રવ્યની, ગુણથી ગુણની, પર્યાયથી પર્યાયની ભેદરૂપ ચમત્ક્રિયા વિદ્વાન પંડિત જ અનુભવે છે; દ્રવ્યાનુયોગના જ્ઞાન વિનાનો બીજો કોઈ અનુભવી શકતો નથી.

**" जं दव्वखित्तकाले, एगत्ताणंपि भावधम्माणं ।**
**सुअनाणकारणेणं भेय नाणं तु सा विज्जा ॥ २ ॥**

**ભાવાર્થ:**—દ્રવ્ય, ક્ષેત્ર અને કાળથી એકત્ર હોવા છતાં જે ભાવ ધર્મને શ્રુતજ્ઞાનના બળથી ભિન્ન જાણે છે તે વિદ્યા છે. ૨

દ્રવ્યાનુયોગમાં લીન રહેનારને આધાકર્મ આદિ દોષની

મુખ્યતા હરિભદ્રપૂજ્યે માની નથી. તેજ પ્રકારે 'ભગવતી સૂત્ર' નામના પાંચમા અંગ શાસ્ત્રમાં છે:- "**समणोवासगस्स णं भंते! तहारूवं समणं वा माहणं वा अफासुएणं अणेसणिज्जेणं असणपाणखाइमसाइमेणं पडिलाभमाणे किं कज्जइ? गोयमा! बहुतरा से निज्जरा कज्जइ, अप्पतरे से पावे कम्मे कज्जइ.**"

**ભાવાર્થ:**—પ્રશ્ન:- તથારૂપ શ્રમણ વા માહણને અપ્રાસુક, ન લેવા યોગ્ય અશન, પાન, ખાદ્ય, સ્વાદ્ય, પદાર્થો વહોરાવવાથી સેવાભાવી શ્રાવકને શું થાય ?

**ઉત્તર:**— હે ગૌત્તમ, તે ઘણી નિર્જરા કરે અને બહુ એછું પાપ કર્મ બાંધે.

એ શાસ્ત્રની ટીકામાં એમ છે:-અહિં કેટલાક એમ માને છે કે (અ) સંસ્તરણ આદિ કારણે જ અપ્રાસુક આદિ દાનમાં બહુ નિર્જરા થાય છે; વગર કારણે નહીં. કારણ કે કહ્યું છે કે:—

"**संथरम्मि असुद्धं दोण्हवि गेण्हतं दितयाणाहियं।**
**आउर दिट्ठंतेण त चेव हिय अ संथरणे॥**"

**ભાવાર્થ:**—સંથારામાં અશુદ્ધ આહાર આપનાર અને લાવનાર બન્નેનું હિત હોય છે; સંસ્તરણ (સંથારો કર્યો હોય ત્યારે) માં રોગીના દ્દષ્ટાંતે તે હિત રૂપ છે.

પરંતુ બીજા તો કહે છે:—કારણ હોવા છતાં ગુણવાન પાત્રને અપ્રાસુક આદિ દાન દેવામાં પરિણામને લઇને બહુ તો નિર્જરા થાય છે અને અતિ અલ્પ પાપકર્મ લાગે છે.

એમ નિર્વિશેષતા હોવાથી સૂત્રની અને પરિણામની પ્રમાણતા ગણવા યોગ્ય છે. કહ્યું છે કેઃ—

"परमरहस्समिसीणं, सम्मत्त गणिपिडगधरियसाराणं।
परिणामिअं पमाणं, निच्छयमवलंबमाणाणं ॥ १ ॥"
"चरणकरणप्पहाणा, ससमयपरसमयमुक्कवावारा।
चरणकरणस्ससारं, निच्छयसुद्धं न याणंति ॥ २ ॥

**ભાવાર્થઃ**—સમ્યક્ ગણિ પિટક (દ્વાદશાંગી–શ્રુતજ્ઞાન) જાણનારામાં ઉત્તમ ઋષિઓનું પરમ રહસ્ય એ છે કે નિશ્ચયનું અવલંબન કરનારને પરિણામ પ્રમાણભૂત છે. ૧

ચરણ કરણ (ચારિત્ર–શાસ્ત્ર) માં અગ્રેસર અને સ્વસમય અને પરસમયની પ્રવૃત્તિને મુકી દેનાર ચરણ કરણનો સાર, નિશ્ચયથી શુદ્ધ સ્વરૂપ છે તેને જાણતા નથી.

अहागडाइंभुंजंति, अण्णमण्णे सकम्मुणा।
उवलित्ते वियाणिज्जा, अणुवलित्तेत्ति वा पुणो ॥ १ ॥
एतेहिं दोहिं ठाणेहिं ववहारेण विज्जइ।
एतेहिं दोहिं ठाणेहिं अणायारं तु जाणए ॥ २ ॥

ગીતાર્થને અકલ્પ કલ્પરૂપ છે; તત્ત્વજ્ઞાનીઓનેજ એ લબ્ધિ હોય છે. ૭

अविद्यातिमिरध्वंसे दृशा विद्याञ्जनस्पृशा।
पश्यन्ति परमात्मान-मात्मन्येव हि योगिनः ॥ ८ ॥

**ભાષાર્થઃ**—મિથ્યા બુદ્ધિરૂપ અંધકારનો નાશ થતાં તત્ત્વ–બુદ્ધિરૂપ અંજનના સ્પર્શવાળી (આંજેલી) દૃષ્ટિ કરીને પોતાના અંતરાત્માને વિષેજ ઉત્કૃષ્ટ જ્ઞાનવંત કેવળ આત્માને સમાધિ દશાવંત યોગીઓ દેખે છે. પ્રવૃત્ત–ચક્રયોગી સદસત્ યોગાયોગી અહિં સમજવા.

બાહ્યાત્મા તે મિથ્યાજ્ઞાની પહેલે ગુણસ્થાને; અંતરાત્મા સમ્યક્દૃષ્ટિ, તે ચોથા ગુણ સ્થાનકથી માંડી ૧૨ મા સુધી; પરમાત્મા કેવળી, ૧૩ મે તથા ૧૪ મે ગુણસ્થાનકે ગણવા. વ્યક્તિપણે (પ્રગટપણે) બાહ્યાત્મા હોય તેને શક્તિપણે અંતરાત્મા (અંતરાત્મા થઈ શકે તેવી શક્તિવંત) કહીએ; વ્યક્તિપણે અંતરાત્મા હોય તે શક્તિપણે પરમાત્મા કહિએ અને ભૂતપૂર્વ ન્યાયે બાહ્યાત્મા કહિએ; વ્યક્તિપણે પરમાત્મા હોય તે ભૂતપૂર્વ ન્યાયે (પહેલાં એક વખતે જે દશામાં હતા તે અપેક્ષાએ) બાહ્યાત્મા તથા અંતરાત્મા કહિએ એ નય-વચનિકા જાણવી.

**અનુવાદ:—**

અવિદ્યા-તમ ટળી જતાં, વિદ્યા-અંજન થાય;
તો પરમાત્મા યોગીને, આત્મામાંજ જણાય. ૮

**જ્ઞાનમંજરી:—**નિશ્ચયથી (હિ) સમાધિદશામાં પ્રવૃત્ત-ચક્ર યોગીઓ પોતાના આત્મામાંજ ઉત્કૃષ્ટ, સંપૂર્ણ, સિદ્ધ સ્વરૂપ પરમાત્માને જુએ છે—આત્મામાં પરમાત્માનો નિર્ધાર કરે છે. શાથી? તત્ત્વ બુદ્ધિરૂપ વિદ્યા તેજ અંજનના સ્પર્શથી આંજેલી દૃષ્ટિએ. ક્યારે? અયથાર્થ ઉપયોગ સ્વરૂપ અજ્ઞાન અંધકારનો નાશ થાય ત્યારે, મિથ્યાત્વરૂપ અંધાપો ટળે ત્યારે સમ્યક્દૃષ્ટિઓ આત્માને આત્મામાં જુએ છે. તેથીજ અનેક પ્રકારના ઉપયોગથી, શ્રુત-શાસ્ત્ર અભ્યાસથી આત્મસ્વરૂપની પ્રાપ્તિ માટે, તત્ત્વની પરીક્ષા કરવા માટે પ્રયત્ન કરવા યોગ્ય છે. યથાર્થ આત્મસ્વરૂપનું પરિજ્ઞાન તે પરમોપકારી વિદ્યા છે. ૮

## ૧૫. વિવેક-અષ્ટક.

**कर्मजीवं च संश्लिष्टं सर्वदा क्षीरनीरवत् ।**
**विभिन्नीकुरुते योऽसौ, मुनिहंसो विवेकवान् ॥ १ ॥**

**ભાષાર્થ**:—દૂધ-પાણીની પેઠે જ્ઞાનાવરણાદિ કર્મ અને જીવ સદા એકઠા મળેલા છે તેને જે સાધુરૂપ રાજહંસ લક્ષણ આદિ ભેદથી ભિન્ન કરે છે, તે વિવેકવંત કહેવાય. જીવઅજીવનું ભેદજ્ઞાન તે વિવેક.

**અનુવાદ**:—

પય-પાણી પેઠે સદા, કર્મ-જીવ સંયોગ;
ભિન્ન કરે મુનિ હંસ સમ, વિવેકરૂપ પ્રયોગ. ૧

**જ્ઞાનમંજરી**:—(ઉક્ત અષ્ટકમાં જણાવેલી) તે તત્ત્વવિદ્યા સ્વ-પરના ભેદ કરવારૂપ વિવેક વડે પ્રગટ થાય છે; તેથી વિવેકનો અભ્યાસ કર્તવ્ય છે. હેય અને ઉપાદેયની પરીક્ષા કરવારૂપ વિવેચન તે વિવેક છે. નામ અને સ્થાપનારૂપ વિવેક સુગમ છે. દ્રવ્ય-વિવેક લૌકિકરૂપે ધન કમાવામાં, રાજનીતિમાં કે કુળનીતિમાં કુશળ હોય તેને હોય છે; પરંતુ લોકોત્તરરૂપે ધર્મ-નીતિમાં કુશળ હોય તેને હોય છે. ભાવ વિવેક બાહ્ય તો સ્વજન, ધન, અને શરીર ઉપરનો રાગ દૂર કરવારૂપ છે અને આભ્યંતર ભાવવિવેક જ્ઞાનાવરણાદિ દ્રવ્ય કર્મ અને અશુદ્ધ ચેતનામાં ઉત્પન્ન થતા વિભાવ આદિ ભાવકર્મની એકતાને ભિન્ન કરવારૂપ છે. તેનું સ્વરૂપ આગમમાં આ પ્રમાણે છે:—

**"पुव्विं रागाइया विभावा सव्वओ विभज्जिज्जा ।**
**पच्छा दव्वा कम्मा सव्व-विभिन्नो नियो अप्पा ॥"**

**ભાવાર્થઃ**—પ્રથમ રાગાદિક વિભાવો સર્વથી ભિન્ન કરવા, પછી દ્રવ્ય કર્મથી સર્વ પ્રકારે ભિન્ન પોતાનો આત્મા જાણવો. તેમજ 'પ્રાભૃત'માં કહ્યુંછેઃ–કાચના બધા કકડાના ઢગલામાં પડેલું રત્ન ઝવેરી ગ્રહણ કરે છે, તેમ સમ્યક્દૃષ્ટિ સર્વ વિભાવ-પરભાવમાં પરિણમેલા આત્માને અચળ, અખંડ, અવ્યય, જ્ઞાનાનંદમયરૂપે પોતાનારૂપે ભિન્ન કરી ગ્રહણ કરે છે. ” શ્રી હરિભદ્ર પૂજ્યે કહ્યું છેઃ—

પ્રથમ ક્રોધાદિ દોષો ઉપશાંત થતાં માર્ગાનુસારી ગુણોથી તત્ત્વ જિજ્ઞાસા જાગે છે. તત્ત્વના જાણ (તત્ત્વજ્ઞાની) ગુરુની સેવાથી ઘણા રસપૂર્વક શ્રુત (શાસ્ત્રનો) રસિક થાય છે; યથાર્થ જીવ–અજીવના ભેદજ્ઞાનથી સર્વ પરભાવથી ભિન્ન આત્માને પામી ભેદજ્ઞાની થાય છે, અને તે ક્રમે કરીને આત્માથી ભિન્ન સર્વ ત્યજતાં, સર્વ પરભાવના ત્યાગી બની સિદ્ધ થાય છે

પ્રથમના ત્રણ નયો વડે લૌકિક અને લોકોત્તરનો વિવેક થાય છે. ઋજુસૂત્રનયે ધર્મસાધનરૂપ વિવેક થાય છે. શબ્દ આદિ ત્રણ નયે વિભાવ દૂર કરવાથી ક્ષયોપશમ સાધનરૂપ ઉપયોગ આદિથી ક્ષાયિક સાધક પરિણતિ પર્યંત વિવેક છે; એમ અનુક્રમે જાણવું ત્યાં આત્માને કર્મના સંયોગમાં એકતા થઇ ગઈ છે તેનો ભેદ જણાવતાં કહે છેઃ-

જ્ઞાનાવરણાદિ કર્મ અને સચ્ચિદાનંદ સ્વરૂપ જીવની ક્ષીર–નીરની પેઠે સદા એકતા થઇ રહી છે તેને લક્ષણાદિ ભેદે જે મુનિરૂપ હંસ ભિન્ન ભિન્ન કરે છે તે ભેદ જ્ઞાની છે; વિવેકવાન છે.

જીવ નિત્ય છે, પુદ્દગલના સંયોગો અનિત્ય છે; જીવ અમૂર્ત્ત છે, પુદ્દગલો મૂર્ત છે; જીવ અચળ છે, પુદ્દગલો ફરતાં છે, ચંચળ છે; જીવ જ્ઞાનાદિ અનંત ચેતના (ઉપયોગ) લક્ષણુ-વાળો છે, પુદ્દગલો અચેતન, જડ છે; જીવ સ્વરૂપનો કર્તા-સ્વરૂપનો ભોક્તા અને સ્વરૂપમાં રમણુતારૂપ ભાવમાં સ્થિર છે, પુદ્દગલો કર્તાપણુાદિભાવથી રહિત છે; ઈત્યાદિ લક્ષણો વડે ભેદ કરીને જે વૈરાગ્યવંત હોય છે તે મુનિ, શ્રમણુ વિવેકવાન છે એમ જાણુવું.

**देहात्माद्यविवेकोऽयं सर्वदा सुलभो भवे ।**
**भवकोट्यापि तद्भेद-विवेकस्त्वति दुर्लभः ॥ २ ॥**

**ભાષાર્થ:**—સંસારમાં દેહ, આત્મા (જીવ), વચન, ચિત્ત, ચૈતન્ય આદિનો અવિવેક (જુદા ન જાણુવા) એ સદા સુલભ છે; તે દેહ, આત્મા આદિકનું ભેદપરિજ્ઞાન—આત્મા-ના એકત્વપણુાનો નિશ્ચય થવો કોટિ જન્મોમાં પણુ અત્યંત દુર્લભ છે. ભેદ—જ્ઞાતા કોઈકજ હોય. 'સમય-પ્રાભૃત-(સાર)માં કહ્યું છે.'

**"सुदपरिचिदाणुभूदा सव्वस्स वि कामभोगबंधकहा ।**
**एयत्तेस्सुवलंभो ण वरिण सुलहो विहत्तस्स ॥ ४ ॥**

**અર્થ:**—સર્વેય લોકોને કામ-ભોગ સંબંધી બંધની કથા તો સાંભળવામાં, પરિચયમાં અને અનુભવવામાં પણુ આવી ગઈ છે તેથી સુલભ છે; પણુ માત્ર ભિન્ન આત્માને એકપણુાની પ્રાપ્તિ કદી સાંભળી નથી, પરિચયમાં આવી નથી કે નથી અનુભવમાં આવી તેથી એજ એક સુલભ નથી.

અનુવાદ:—

દેહજ આત્મા આદિરૂપ, સદા સુલભ અવિવેક;
કોટિભવે દુર્લભ અતિ, તેનો ભેદ વિવેક. ૨

**જ્ઞાનમંજરી:**—ત્રણ પ્રકારે આત્મા છે; ૧ બાહ્યાત્મા, ૨ અંતરાત્મા, અને ૩ પરમાત્મા ૧. જે મન, વચન, કાયા આદિમાં આત્માપણું માને છે, દેહજ આત્મા છે એમ સર્વ પુદ્ગલ સંબંધી પ્રવર્તનમાં પોતાપણું માનનાર તેમાંજ આત્મત્વ બુદ્ધિવાળો તે બાહ્યાત્મા છે; અથવા મિથ્યાદષ્ટિ છે. ૨ કર્મસહિત અવસ્થામાં પણ જેને જ્ઞાનાદિ ઉપયોગરૂપ લક્ષણવાળા, શુદ્ધ ચૈતન્યથી ઓળખાતા, મહા આનંદ સ્વરૂપ, નિર્વિકાર અમૃત અવ્યાબાધરૂપ, સમસ્ત પરભાવથી મુક્ત આત્મામાં આત્મબુદ્ધિ થઈ છે તે અંતરાત્મા છે. સમ્યક્દષ્ટિ ગુણસ્થાનકથી ક્ષીણમોહ ગુણસ્થાનક પર્યંત અંતરાત્મ દશા ગણાય છે. ૩ જે કેવલજ્ઞાન, કેવલદર્શન સહિત છે, શુદ્ધ સિદ્ધ છે તે પરમાત્મા સયોગી કેવળી અને સિદ્ધ એમ બે ભેદે કહેવાય છે. સર્વત્ર પરમાત્મપણાની સત્તા સમાન છે. તેથી ભેદ જ્ઞાન વડે સર્વ સાધવા યોગ્ય છે. શરીર જીવ છે, મન વચન કાયાદિમાં આ જીવ છે એવો અવિવેક સંસારમાં સર્વદા સુલભ છે. શરીર અને આત્માને ભિન્નપણે જાણવારૂપ વિવેક કરોડો ભવે પણ પ્રાપ્ત થવો અતિ દુર્લભ છે. અનાદિ કાળથી પોતાની મેળે પરભાવને એકરૂપે ગ્રહેલા હોવાથી પોત પોતાનાં લક્ષણે કરીને ભિન્ન જાણવારૂપ ભેદજ્ઞાન અત્યંત દુર્લભ છે સમ્યક્દષ્ટિજ ભેદ જ્ઞાન કરે છે. આત્માથી તેવો નિશ્ચય થવો દુર્લભ છે. આત્મા જ્ઞાનાનંદમય છે.

પરભાવો રાગ આદિરૂપ છે; તેમને ભિન્ન સમજવારૂપ આત્મસ્વરૂપના રસિકપણાવાળો ઉપયોગ દુર્લભ છે. ('સમય સાર' ની ગાથા ઉપરની ટીકા પ્રમાણે છે.) ૨

**शुद्धेऽपि व्योम्नि तिमिराद्, रेखाभिर्मिश्रिता यथा।**
**विकारैर्मिश्रिता भाति तथात्मन्यविवेकतः ॥ ३ ॥**

**ભાષાર્થઃ**—શુદ્ધ આકાશને વિષે જેમ તિમિર રોગથી નીલ પીતાદિ (કાળી પીળી) રેખાઓથી વિચિત્રતા ભાસે છે, તેમ શુદ્ધ આત્માને વિષે કામ ક્રોધાદિ વિકારે કરીને અવિવેકથી વિકારરૂપ વિચિત્રતા ભાસે છે.

**અનુવાદઃ**—

ચક્ષુ-દોષથી દેખિયે, નિર્મળ નભમાં આકાર;
તેમજ અવિવેકે દિસે, આત્મા માંહિ વિકાર. ૩

**જ્ઞાનમંજરીઃ**—જેમ નિર્મળ આકાશમાં, આંખમાં ભ્રમ ઉત્પન્ન કરાવનાર તિમિર નામનો રોગ હોવાથી નીલ-પીત આદિ રેખાઓથી કાબર-ચિત્રા આકાર દેખાય છે, અસદ્ ઉપયોગરૂપ અવિવેકને લીધે રાગાદિ અશુદ્ધ અધ્યવસાય (ભાવ)રૂપ વિકારો વડે મિશ્રતા, એકતા ભાસે છે, અનાદિ વિકારની વિક્રિયારૂપે પરિણામ દેખાય છે. તેથી નિશ્ચય નયે નિર્વિકાર, અખંડ ચિન્મૂર્તિ (જ્ઞાન-મૂર્તિ) હોવા છતાં પરની સાથે એકરૂપ થતાં વિકારવાળો આત્મા દેખાય છે. ૩

આત્મા પરભાવનો કર્તા નથી, તો પર ઉપાધિથી શુદ્ધ આકાશમાં તિમિરરોગે રેખાથી વિચિત્રતા જણાય છે તેમ વિકાર સહિત આત્મા જણાય છે એમ કહ્યું, પણ અન્યના

વિકારથી (આત્મામાં) વિકારતા કેમ કહેવાય ? તેનો ઉત્તર આપતાં કહે છે:—

**यथा योधैः कृतं युद्धं, स्वामिन्येवोपचर्यते ।**
**शुद्धात्मन्यविवेकेन कर्मस्कन्धोर्जितं तथा ॥ ४ ॥**

**ભાષાર્થ:**—જેમ સુભટોએ કરેલું યુદ્ધ સ્વામીને વિષે ઉપચાર કરી કહેવાય છે, સેવકોએ કરેલો જય પરા જય સ્વામીનો ગણાય છે; તેમ અવિવેકે કરેલો કર્મ પુદ્ગલનો પુણ્ય-પાપના ફળરૂપ વિલાસ શુદ્ધ આત્માનો ઉપચારથી ગણાય છે.

**અનુવાદ:—**

યોદ્ધા યુદ્ધ કરે છતાં, નૃપમાં ઉપચાર કરાય;
તેમજ અવિવેકે કહે, શુદ્ધાત્મા કર્મે કમાય. ૪

**જ્ઞાનમંજરી:**-સુભટોએ કરેલું યુદ્ધ યુદ્ધના સ્વામી રાજામાં આરોપાય છે; જય, પરાજય, હર્ષ, શોક, કીર્તિ, અપકીર્તિ આદિ સ્વામીનાં મનાય છે. ‘ આ રાજા જીત્યા, આ રાજા, હાર્યા ’ એમ લોકમાં કહેવાય છે, તે સ્વામિપણાનો અંશ મમતાથી એકતા મનાયાને લીધે છે; તે પ્રકારે સંગ્રહ નયે શુદ્ધ આત્મામાં અજ્ઞાન–અસંયમરૂપ અવિવેક વડે જ્ઞાનાવરણાદિ કર્મોના સમૂહનું સામ્રાજ્ય વર્તે છે. તેથી સ્વસ્વરૂપનું કર્તાપણું, ભોક્તાપણું પલટાતાં ગ્રાહકતા આદિ શક્તિઓના ગ્રહણથી તેના અકર્તાપણાનો ઉપચાર જીવમાં થાય છે. અસદ્ આરોપ તે ઉપચાર છે. પરભાવના કર્તાપણા આદિ પરિણતિના અભાવમાં ઉપાધિના કર્તાપણા આદિનો ઉપચાર અનાદિ નથી. ૪

ફરીથી તેજ વાત કહે છે; પર પ્રસંગને લઈને ચૈતન્યમાં થયેલો ભ્રમ દર્શાવે છેઃ—

**इष्टकाद्यपि हि स्वर्णं पीतोन्मत्तो यथेक्षते ।**
**आत्माभेदभ्रमस्तद्व-द्देहादावविवेकिनः ॥ ५ ॥**

**ભાષાર્થઃ**—જેમ ધંતૂરો પીને ગાંડો થયેલો માણસ ઈંટ આદિને પણ ખરેખર સુવર્ણ દેખે છે, તેમ શરીરાદિને વિષે આત્મા સાથે એકપણાનો વિપર્યાસ (ભ્રમ) અવિવેકી પુરૂષને જાણવો.

**અનુવાદઃ**—

ધંતૂરો પીનારને ઈંટ, સુવર્ણ જણાય;
અવિવેકીને તેમ ભ્રમ, દેહ સ્વરૂપ મનાય. ૫

**જ્ઞાનમંજરીઃ**—'पंक्तिरथन्याय' પ્રમાણે ધંતૂરાથી જેનું ચિત્ત ભમી ગયું છે તેને માટીના સમૂહરૂપ ઈંટ આદિ પણ નિશ્ચયથી સોનું દેખાય છે. તેની પેઠે તત્ત્વજ્ઞાન રહિત અવિવેકી પુરૂષને શરીર આદિ ચેતનરૂપ—આત્માપણે–અભેદ ભાસવારૂપ ભ્રમ થાય છે. શુદ્ધ આગમના શ્રવણ વિના પોતામાં અને પરમાં ભેદ ભાસતો નથી, તેથી પરને પોતાના આત્માપણે જાણવાથી અને પોતાને પરરૂપે અભેદપણે માનવાથી અનંતકાળ પરિભ્રમણ થયું. તેથી આ અવિવેક તજવા યોગ્ય છે. ૫

**इच्छन् न परमान् भावान् विवेकाद्रेःपतत्यधः ।**
**परमं भावमन्विष्यन् [1] अविवेके न मज्जति ॥ ६ ॥**

૧. **नाविवेकेनिमज्जति** એવો પણ પાઠ છે.

**ભાષાર્થ**:—પરમભાવ ગ્રાહક નય સંમત શુદ્ધ ચૈતન્ય ભાવ સિવાયના બીજા રહ્યા જે સાત્વિક, રાજસ, તામસ ભાવ તેને વાંછનાર વિવેક–ગિરિના અપ્રમત્તતા શિખરથી હેઠે પડે છે; સર્વ–વિશુદ્ધિ આત્મભાવને અન્વેષનાર (જોનાર) અવિવેકમાં નિમગ્ન થતો નથી. તેથીજ અપૂર્વ કરણે સાધુ અનંત ઋદ્ધિ પામે પણ ત્યાં આસક્તિ (સંગ–મૂર્છા) ન ધરે.

**આર્યા–सातर्द्धि रसेष्वगुरुः प्राप्यर्द्धिविभूतिमसुलभामन्यैः ।**
**सक्तः प्रशमरतिसुखे न भजति तस्यां मुनिः संगम् ॥१॥**
**या सर्व सुरवरर्द्धि विस्मयनीयानगारर्द्धिर्नार्थयति ।**
**सहस्रभागकोटि–शतसहस्रगुणितापि ॥ २ ॥**

**ભાવાર્થ**:—અન્યને અસુલભ એવી ઋદ્ધિઓ પામીને પણ મુનિ સાતા ઋદ્ધિ ગારવરૂપ રસમાં મોટાઈ માનતા નથી, પણ પ્રશમના અનુભવથી થતા સુખમાં આસક્ત રહી ઋદ્ધિઓમાં સંગ ( આસક્તિ) ધરતા નથી. ૧

સર્વ સુરેન્દ્રની ઋદ્ધિઓ જેનો હજારમો ભાગ ગણાય તેથી કરોડ લાખો ગુણી અણગાર (સાધુની) ઋદ્ધિ વિસ્મય (નવાઇ) પમાડે તેવી હોવા છતાં તેની મુનિ ઇચ્છા કરતા નથી. ૨

**અનુવાદ**:—

પરમ શુદ્ધિ ઇચ્છે ન જે, પડે વિવેક ગિરિ હેઠ;
પરમ ભાવ ઇચ્છયે, નહિ–ડુબે અવિવેકે ઠેઠ. ૬

**જ્ઞાનમંજરી**:—પરભાવ ગ્રાહક નયથી સમત શુદ્ધ ચૈતન્યને અનુસરતા સર્વ ધર્મો (ગુણો)ના પરિણામ સહિત, ઉત્સર્ગ શુદ્ધ નયે ઉપદેશેલા નિત્ય–અનિત્ય આદિ અનંત

ભાવોને નહિ ઈચ્છનાર તત્ત્વજ્ઞાન તત્ત્વરમણુરૂપ પર્વતના શિખર ઉપરથી નીચે પડે છે, વિવેક રહિત થાય છે. શુદ્ધ તાદાત્મ્ય સ્વરૂપ સર્વ વિશુદ્ધ આત્મસ્વભાવનો સ્યાદ્વાદ ઉપયોગ સહિત વિચાર કરનાર અજ્ઞાન-અસંયમમાં મગ્ન થતો નથી. અધ્યાત્મસ્વરૂપની એકતાનો અનુભવ કરવામાં પ્રવર્તનાર પરભાવનું ચૂરણુ કરવામાં ચક્રવર્તીજ છે. એમ સર્વ પરભાવરૂપી ગાંડપણુને દૂર કરવામાં કુશળ શુદ્ધ આત્મજ્ઞાનની રમણુતાના અનુભવ માટે યત્ન કર્તવ્ય છે; વર્તમાન પરિણુતિ-(અર્વાચીન પરિણુતિ) માટે નહિ. તેથીજ અપૂર્વ કરણુમાં પ્રવેશ કરનાર મુનિ અનેક ઋદ્ધિઓના લાભમાં આસક્તિ ધરતા નથી. સર્વ નવા ગુણોની પ્રાપ્તિમાં અપૂર્વ કરણુ થાય છે.

**सम्मद्देस(दर)सव्व विरइ, अणविसंजोयदंसखवगे य ।**
**मोह समसंत खवगे खीण सयोगी यर गुण सेढी ॥ १ ॥**

**ભાવાર્થઃ**—૧ સમ્યક્દૃષ્ટિ, ૨ દેશ વિરતિ (શ્રાવક), ૩ સર્વ વિરતિ, ૪ અનંતાનુબંધિનો વિયોજક (અનંતાનુબંધી કષાય સત્તામાં હતો તેને અપ્રત્યાખ્યાનાદિ અન્ય કષાયરૂપ પરિણુમાવનાર તે વિસંયોજક કહેવાય છે), ૫ દર્શન મોહનો ક્ષય કરનાર, ૬ ઉપશમ શ્રેણિએ ચઢેલા મુનિ, ૭ ઉપશાંત મોહ નામના અગીઆરમા ગુણુસ્થાનકે વર્તતા મુનિ, ૮ ક્ષપક શ્રેણિએ ચઢેલા યોગી, ૯ ક્ષીણુ મોહ નામના બારમા ગુણુસ્થાનને પ્રાપ્ત થયેલા યોગી, ૧૦ સયોગી કેવળી તેરમા ગુણુસ્થાને વર્તતા પરમાત્મા અને ૧૧ અયોગી ગુણુસ્થાને વર્તતા પરમાત્મા એમ ૧૧ ગુણુ શ્રેણિઓ છે. તેમાં પ્રથમ ગુણુ શ્રેણિમાં ત્રણુ કરણુ અને બાકીની દશ શ્રેણિઓમાં

**ભાષાર્થ:**—પરમભાવ ગ્રાહક નય સંમત શુદ્ધ ચૈતન્ય ભાવ સિવાયના બીજા રહ્યા જે સાત્વિક, રાજસ, તામસ ભાવ તેને વાંછનાર વિવેક–ગિરિના અપ્રમત્તતા શિખરથી હેઠે પડે છે; સર્વ–વિશુદ્ધિ આત્મભાવને અન્વેષનાર (જોનાર) અવિવેકમાં નિમગ્ન થતો નથી. તેથીજ અપૂર્વ કરણે સાધુ અનંત ઋદ્ધિ પામે પણ ત્યાં આસક્તિ (સંગ–મૂર્છા) ન ધરે.

**આર્યા–सातर्द्धि रसेष्वगुरुः प्राप्यर्द्धिविभूतिमसुलभामन्यैः ।**
**सक्तः प्रशमरतिसुखे न भजति तस्यां मुनिः संगम ॥१॥**
**या सर्व सुरवरर्द्धि विस्मयनीयानगारर्द्धिर्नार्थयति ।**
**सहस्त्रभागकोटि–शतसहस्त्रगुणितापि ॥ २ ॥**

**ભાવાર્થ:**—અન્યને અસુલભ એવી ઋદ્ધિઓ પામીને પણ મુનિ સાતા ઋદ્ધિ ગારવરૂપ રસમાં મોટાઈ માનતા નથી, પણ પ્રશમના અનુભવથી થતા સુખમાં આસક્ત રહી ઋદ્ધિઓમાં સંગ ( આસક્તિ ) ધરતા નથી. ૧

સર્વ સુરેન્દ્રની ઋદ્ધિઓ જેનો હજારમો ભાગ ગણાય તેથી કરોડ લાખો ગુણી અણગાર (સાધુની) ઋદ્ધિ વિસ્મય (નવાઇ) પમાડે તેવી હોવા છતાં તેની મુનિ ઇચ્છા કરતા નથી. ૨

**અનુવાદ:**—

પરમ શુદ્ધિ ઇચ્છે ન જે, પડે વિવેક ગિરિ હેઠ;
પરમ ભાવ ઇચ્છયે, નહિ–ડુબે અવિવેકે ઠેઠ. ૬

**જ્ઞાનમંજરી:**—પરભાવ ગ્રાહક નયથી સમત શુદ્ધ ચૈતન્યને અનુસરતા સર્વ ધર્મો (ગુણો)ના પરિણામ સહિત, ઉત્સર્ગ શુદ્ધ નયે ઉપદેશેલા નિત્ય–અનિત્ય આદિ અનંત

ભાવોને નહિ ઈચ્છનાર તત્ત્વજ્ઞાન તત્ત્વરમણરૂપ પર્વતના શિખર ઉપરથી નીચે પડે છે, વિવેક રહિત થાય છે. શુદ્ધ તાદાત્મ્ય સ્વરૂપ સર્વ વિશુદ્ધ આત્મસ્વભાવનો સ્યાદ્વાદ ઉપયોગ સહિત વિચાર કરનાર અજ્ઞાન–અસંયમમાં મગ્ન થતો નથી. અધ્યાત્મસ્વરૂપની એકતાનો અનુભવ કરવામાં પ્રવર્તનાર પરભાવનું ચૂરણ કરવામાં ચક્રવર્તીજ છે. એમ સર્વ પરભાવરૂપી ગાંડપણને દૂર કરવામાં કુશળ શુદ્ધ આત્મજ્ઞાનની રમણુતાના અનુભવ માટે યત્ન કર્તવ્ય છે; વર્તમાન પરિણુતિ–(અર્વાચીન પરિણુતિ) માટે નહિ. તેથીજ અપૂર્વ કરણુમાં પ્રવેશ કરનાર મુનિ અનેક ઋદ્ધિઓના લાભમાં આસક્તિ ધરતા નથી. સર્વ નવા ગુણોની પ્રાપ્તિમાં અપૂર્વ કરણુ થાય છે.

**सम्मद्देस(दर)सव्व विरइ, अणविसंजोयदंसखवगे य ।**
**मोह समसंत खवगे खीण सयोगी यर गुण सेढी ॥ १ ॥**

**ભાવાર્થ:**—૧ સમ્યક્દૃષ્ટિ, ૨ દેશ વિરતિ (શ્રાવક), ૩ સર્વ વિરતિ, ૪ અનંતાનુબંધિનો વિયોજક (અનંતાનુબંધી કષાય સત્તામાં હતો તેને અપ્રત્યાખ્યાનાદિ અન્ય કષાયરૂપ પરિણુમાવનાર તે વિસંયોજક કહેવાય છે), ૫ દર્શન મોહનો ક્ષય કરનાર, ૬ ઉપશમ શ્રેણિએ ચઢેલા મુનિ, ૭ ઉપશાંત મોહ નામના અગીઆરમા ગુણુસ્થાનકે વર્તતા મુનિ, ૮ ક્ષપક શ્રેણિએ ચઢેલા યોગી, ૯ ક્ષીણુ મોહ નામના બારમા ગુણુસ્થાનને પ્રાપ્ત થયેલા યોગી, ૧૦ સયોગી કેવળી તેરમા ગુણુસ્થાને વર્તતા પરમાત્મા અને ૧૧ અયોગી ગુણુસ્થાને વર્તતા પરમાત્મા એમ ૧૧ ગુણ શ્રેણિઓ છે. તેમાં પ્રથમ ગુણુ શ્રેણિમાં ત્રણુ કરણુ અને બાકીની દશ શ્રેણિઓમાં

અપૂર્વ કરણુ અને અનિવૃત્તિ કરણરૂપ બે કરણુ કરવાનાં હોય છે, એ પ્રકારે અપૂર્વ અપૂર્વ કરણે ચઢતાં ચઢતાં કર્મનાં દળિયાં દૂર થાય છે (ઉપરની ટીકામાં લખેલી બે ગાથાઓ છેલ્લી છે.) ૬

**आत्मन्येवात्मनः कुर्यात् यः षट्कारकसंगतिम् ।**
**क्वाविवेकज्वरस्यास्य वैषम्यं जडमज्जनात् ॥ ७ ॥**

**ભાષાર્થ**—જે છ કારકનો અર્થાનુગમ (ઘટના) આત્માનો આત્માને વિષે કરે, તેને પુદ્ગલ-પ્રસંગથી (જળમાં સ્નાન કરવાથી) થતા અવિવેકરૂપ વિષમ જ્વર (તાવ એકાંતરીઓ વગેરે) ક્યાંથી આવે ?

આત્મા તેજ સ્વતંત્રપણે જ્ઞપ્તિ (જાણુવાની) ક્રિયા કરેછે તે માટે આત્માનો પોતે કર્તા; '**ज्ञानुविद्धिनिर्वर्त्य विकार्य प्राप्य**' પરિણામ ભજે છે તે માટે કર્મ; ઉપયોગે સાધકતમ થાય છે તે માટે કરણુ છે; આપેજ શુભ પરિણામ-દાન-પાત્ર છે તે માટે સંપ્રદાન છે; પૂર્વ પૂર્વ જ્ઞાન પર્યાયથી ઉત્તર ઉત્તર જ્ઞાન પર્યાય સારૂ છે તે વિશ્લેષવિધિપણા માટે અપાદાન છે; સામાન્ય ધારે વિશેષ પરિણમે છે. જેમ સામાન્ય ધારે કડું, કુંડળ આદિ પર્યાય, એ રૂપે આધાર છે. એ અભેદે ષટ્કારકસંગતિ વખાણી (કહી) નય પંડિતે નયાંતરે પણુ વખાણુવી. જડ મજ્જન કે જલ મજ્જન તે શ્લેષ છાંય સામાન્યે ધારવી. અવિવેકી, તાવવાળાને પાણીમાં ડુબકી ખાવાથી વિશેષ જ્વર થાય છે.

**અનુવાદઃ—**

ષટ્ કારક એકત્વ જ્યાં, લહે જીવનું જીવ માંય;
અવિવેક-જ્વર વિષમતા, જડ-મજ્જનથી ન ત્યાંય. ૭

**જ્ઞાનમંજરી:**—કર્તા, કર્મ, કરણ, સંપ્રદાન, અપાદાન અને અધિકરણરૂપ પોતાનાં છ કારકોની એકતા એક પોતાના આત્મ દ્રવ્યમાંજ જે (આત્માના કર્તાપણાની પ્રવૃત્તિના વિભાગ કરવામાં કુશળ) પુરૂષ કરે તે પુરૂષને અવિવેક (અજ્ઞાન) રૂપ તાવની વિષમતા ક્યાંથી થાય? જડમાં મગ્ન થવાના કારણે અવિવેકરૂપ તાવ આવે છે, '**जडिमजवात्**' એવો પાઠ પણ છે ત્યાં મૂર્ખતા (જડિમા–મૂઢતા) નો આવેશ તે અજ્ઞાન જ્વરનું કારણ છે. એમ સમજવું. અથવા 'જલમજ્જનાત્' પાણીમાં ડુબકીઓ ખાઇને ખૂબ નહાવાથી ભારે તાવ ચઢી આવે છે.

આહ છ કારકની વ્યાખ્યા શ્રી વિશેષાવશ્યકને અનુસરીને કહે છે:– આત્મા કર્તા છે તથા જે કર્તા–આત્મા છે તે અન્ય છે તે કારક ચક્રવાળો છે, સ્વગુણમાં પરિણમવારૂપ, જાણવાની ક્રિયાનો આત્મા કારક હોવાથી કર્તા છે; જ્ઞાનાદિ અનંત ગુણની પ્રવૃત્તિ કાર્ય છે. ગુણો કારણ (કરણ) રૂપ છે. ગુણપર્યાયોના ઉત્પાદ પર્યાયોનું આત્મા પાત્ર હોવાથી સંપ્રદાન છે. નાશ પામેલા પર્યાયોનું ભિન્ન થવાપણું હોવાથી અપાદાન છે. તથા અનંત ગુણપર્યાયોનો આધાર હોવાથી આત્મા આધાર (અધિકરણ) છે. આત્મામાં આત્મા આત્માને આત્માવડે આત્મા માટે આત્માથી પરિણમન વૃત્તિએ કરે છે.

શ્રી. જિનભદ્ર પૂજ્યે કહ્યું છે:–

"**कारणमहवा छद्धा, सतंतोत्ति कारणं कत्ता ।**
**कज्जं पसाहगतमं करणंमि उ पिंडदंडाई ॥**"

**વ્યાખ્યા**—અથવા છ પ્રકારે કારણ છે. તેમાં સ્વતંત્ર–સ્વાધીન કારણ તે કર્તા છે. જેમકે ઘડાનો કર્તા કુંભાર છે.

તે પ્રમાણે આત્મામાં વ્યાપીને રહેલા અભેદરૂપ ગુણોની-સ્વસ્વરૂપે પરિણામવારૂપ કાર્યની વ્યાપારરૂપ પ્રવૃત્તિ ક્રિયાને કરે છે તેથી આત્મા કર્તા છે, કાર્યને પ્રકૃષ્ટપણે સાધનાર કારણ તે કરણ છે. ઉપાદાન અને નિમિત્ત એ બે તેના ભેદ છે. ત્યાં ઘડામાં માટીનો પિંડ ઉપાદાન કારણ છે; દંડ આદિ નિમિત્ત કારણ છે. તે પ્રમાણે આત્મા કર્તા જ્ઞાનાદિ કાર્ય છે. તેમાં સ્વસત્તા પરિણતિ તે ઉપાદાન કારણ છે; સ્વરૂપ શુદ્ધિ શુદ્ધ પારિણામિક કાર્યમાં નિમિત્તનો અભાવ છે. તેથી કર્મના ક્ષય કરવારૂપ અને શુદ્ધ આત્માના પ્રગટવારૂપ સાધન કાર્યમાં પણ આત્મા કર્તા છે, તત્ત્વસિદ્ધિ કાર્ય છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્યરૂપ આત્મગુણો સ્વધર્મ સાધનને અવલંબનારા ઉપાદાન કારણરૂપ છે અને નિર્વિકાર વીતરાગનાં વાકયો આદિ નિમિત્ત કારણ છે.

**कम्मं किरियाकरणं मिहनिव्विट्ठो जह न साहोइ ।**
**अहवा कम्मं कुंभो सकारणं बुद्धि हेउत्ति ॥ १ ॥**

**भव्वोत्तिय जोगोत्तिय सक्काति व सोसरूव लाभस्स ।**
**करणं सन्निब्भंमि विजन्नागासत्थमारंभो ॥ २ ॥**

**बज्झं निमित्ताविक्खंकज्जं चिय कज्जमाणकालंमि ।**
**होइ सकारणमिहरा विवज्जया भावया होज्जा ॥ ३ ॥**

**વ્યાખ્યા**—કર્તા વડે જે કરાય છે, રચાય છે તે કર્મ એ વ્યુત્પત્તિથી કહેવાય છે. તે ક્રિયા કયી ? ઘડા પ્રત્યે કર્તાનાવ્યાપાર (પ્રવૃત્તિ)રૂપ તે ક્રિયા કુંભરૂપ કાર્યનું કારણ છે એવી પ્રતીતિ સર્વને છે. કોઇ પ્રશ્ન કરે છેઃ—કુંભારજ ઘડો કરતો જણાય છે, પરંતુ ઘડો કરવામાં કોઇ ક્રિયા પ્રવર્તતી

દેખાતી નથી. તેને ઉત્તર દે છે:—અહિં કુંભાર કંઇ ક્રિયા-રહિત બેઠો રહે તો પણ ઘડો થતો નથી તેથી તેની ચેષ્ટા, પ્રવૃત્તિ તે ક્રિયા છે, તે ઘડાનું કારણ કેમ ન ગણવી ? અથવા કર્તાની પ્રબળ ઇચ્છા થવાથી થતો કુંભજ કર્મ છે, તેજ કાર્ય છે; તો તે કારણ કેવી રીતે બને ? ગમે તેવી તીક્ષ્ણ સોયની અણી હોય પણ તે પોતાને વિંધી શકે નહિ. તેથી કાર્ય થઇને પોતાનુંજ કારણ બને એ અયોગ્ય લાગે છે. ઘડો ઘડાનું કારણ ક્યાંથી બને ? એવો પ્રશ્ન થયો.

કુંભ કરવાની બુદ્ધિ કારણ હોવાથી એમ કહ્યું છે. બધાય બુદ્ધિમાં સંકલ્પ આવે તે પ્રમાણે કુંભ આદિ કાર્ય કરે છે. એ વ્યવહાર છે. ઘડો કરવાની ઈચ્છાથી માટીનો ઘડો થાય છે, તેથી બુદ્ધિ વડે અવલંબનપણે કારણ થાય છે. એમ (શંકા કરવા) કહેવા યોગ્ય નથી કે ખેદ રહિત હોય ત્યારે એમ કહો કેમકે તેમ ન હોયતો બુદ્ધિ હોવા છતાં ઘડો બનતો નથી, તો બુદ્ધિનું આલંબન શા કામનું ? દ્રવ્યરૂપે તો સદા હોય છે. વળી આ જે માટીનો ઘડો કાર્યરૂપ છે તેનુંજ કારણ વિચારીએ છીએ તેથી બુદ્ધિથી વિચારેલો ઘડો તો તેથી જુદોજ છે તેથી તેને કારણરૂપ ગણવો અયોગ્ય છે.

ઉત્તર:—તમારૂં કહેવું ઠીક છે; પણ ભૂતકાળના પદાર્થોમાં ઉપચાર થાય છે તેમ ભવિષ્યમાં થનાર પદાર્થોમાં એકતાની બુદ્ધિ ગણીએ તો એમાં કંઈ દોષ નથી. માટીનો પિંડ, તેનો ઉંચો નળ જેવો આકાર આદિ કારણના કાળે પણ કુંભારને પુછીએ કે તું શું કરે છે ? તો તે કહે કે ઘડો કરૂં છું. બુદ્ધિના નિર્ણયથી તૈયાર થયેલા ઘડાની કારણ સાથે એકતાનો અભિ-પ્રાય અહિં છે. અથવા-સ્વરૂપ લાભ માટે ભવ્ય, યોગ્ય, ઉપ-

જાવી શકાય તેવો હોવાથી સ્હેલાઈથી કાર્ય પણ પોતાનું કારણ ગણાય છે. અવશ્ય કર્મનું કારણપણું માનવા યોગ્ય છે. કારણ કે તેથી સર્વકારણની સમીપતા હોવા છતાં કોશાર્થ પ્રારંભ (ઘડાની તૈયારી) થતો નથી, પરંતુ ધારેલા કાર્ય માટે તૈયારી થાય છે, કારણ કે તેની સાથે અવિનાભાવી સંબંધ છે. તેથી તે ક્રિયાનું કાર્ય પણ પોતાનું કારણ છે. તેજ બતાવે છેઃ- બાહ્ય નિમિત્તો જેમ કે કુંભાર, ચાક, (ઘડો તૈયાર થયે પિંડથી જુદો કાપી લેવાની) દોરી આદિ હોવા છતાં ક્રિયા કરતી વખતે અંતરંગ બુદ્ધિમાં વિચારેલું કાર્ય થાય છે, પોતાનું કારણ તે સ્વકારણ, બીજું નહિ, જો બુદ્ધિ વડે પ્રથમ વિચારેલું કાર્ય થતું હોય તો શૂન્ય મનવાળો બની જોયા કરે તો ઘટકારણ એકઠાં કરેલાં હોવા છતાં શંકોરાં, તાવડી આદિ બીજું કંઈ કાર્ય બને અથવા કંઇ ન પણ બને તેથી બુદ્ધિમાં રહેલું કાર્ય પણ પોતાનું કારણ માનવા યોગ્ય છે. વિશેષ શું કહેવું ? જ્યાં જ્યાં જેમ જેમ યુક્તિથી ઘટે તે તે પ્રકારે બુદ્ધિમાને કર્મનું કારણપણું કહેવું. નહિતો કર્મનું કારકપણું- કરે તે કારક-એમ ગણતાં છ કારક થશે નહિ.

**देउं स जस्स तं संपयाणमियतंपि कारणं तस्स ।**
**होई तव्वत्थिता तु कीरए तं विणा जंसो ॥**

**વ્યાખ્યા**—જેને તે નવો પર્યાય આપવા યોગ્ય છે, તેના પ્રત્યે સંપ્રદાન છે, તે પણ તેનું કારણ છે. જો વસ્તુ તેના અસ્તિત્વપણે તે રૂપે હોય, નવો પર્યાય ન ગ્રહે તો કાર્યની ઉત્પત્તિ ન થાય. તેથી એમ કહ્યું કે નવો પર્યાય ગ્રહવાથીજ કાર્યની સિદ્ધિ થાય છે.

**भूपिंडापगमो, पिंडोवा सक्करादवायाउ ।**
**चक्कमहवा वोपादाणं कारणं तं पि ॥**

**વ્યાખ્યા**—પૃથ્વી-માટીનો પિંડ ટળી જાય છે, રેતી આદિ પણ દૂર થાય છે અને ચક્રઆદિ આકારની ઉત્પત્તિ થાય છે તે અપાદાન કારક કારણ થાય છે. પિંડ દૂર થતાં પણ ધ્રુવપણે માટી રહે છે તે અપાદાન, અથવા અપેક્ષાએ પિંડમાંથી રેતી વગેરે દૂર થતાં ભિન્ન કરતાં પણ પિંડનું ધ્રુવપણું હોવાથી પિંડ અપાદાન છે. ઘટ, કે ચક્રઆદિ આકાર દૂર થતાં પણ કાયમ રહેનાર માટી અપાદાન ગણાય છે.

**वसुहा संचक्कमरूवमिच्चाइ संनिहाणं जं ।**
**कुंभस्स तंपि कारणमभावओ तस्स जह सिद्धि ॥**

**વ્યાખ્યા:**—ઘટનો ચક્ર આધાર (સંનિધાન) છે, ચક્રને પણ ભૂમિનો આધાર છે. પૃથ્વીને આકાશનો આધાર છે; અને આકાશ પોતાને આધારે રહેલું હોવાથી, તેને પોતાના સ્વરૂપનો આધાર છે. એમ જે કંઇ નિકટના સંબંધ કે પરંપરાએ ઘડાનો આધાર ગણાય છે તે બધાં તેનાં કારણ છે; તેના અભાવે ઘડાનો અભાવ સિદ્ધ થાય છે.

એજ પ્રકારે આત્મા વિષે પણ જેમ આત્મા પોતાના ગુણોનો કર્તા છે; જ્ઞાન, દર્શન, રમણ, અનુભવરૂપ ગુણોની પોત પોતાની પ્રવૃત્તિ તે કાર્ય છે, તેજ ગુણો સત્તામાં રહ્યા છે તે નિરાવરણ અને અકરણરૂપ છે. તેમનીજ ઉત્પાદ ગુણોની પરિણતિરૂપ પર્યાયનું નવું પ્રગટવું તે સંપ્રદાન છે. તેજ જ્ઞાનાદિ ગુણોના પર્યાયોના નાશરૂપ અપાદાન છે. આત્માના અસંખ્યેય પ્રદેશરૂપ પોતાનું ક્ષેત્ર સમસ્ત ગુણપર્યાયોનો

આધાર છે. એમ સ્વસ્વરૂપ ષટ્કારકો સ્વકાર્ય ઉત્પન્ન કરે છે, એ કારક પરિણતિનું જ્ઞાન તે સદ્‌વિવેક છે. તે વિવેક વડે સર્વ વિષમતાનો અભાવ થાય છે, એવો શ્લોકનો અર્થ છે. પ્રસંગાનુસાર કહે છે કે કારકતા તો આત્મપરિણતિની કર્તા-પણારૂપ આત્મશક્તિ પરિણામ છે. તે સદાય નિરાવરણ હોવા છતાં બંધ કાર્યના કર્તાપણાને લીધે કર્મરૂપનો કર્તા બન્યો છે, તેજ સમ્યક્‌જ્ઞાનરૂપ ઉપયોગથી ગ્રહણ કરેલા પોતાના સ્વરૂપના લાભનો અભિલાષી બની પોતાના ગુણોના પ્રગટ-પણારૂપી સ્વસાધન સ્વરૂપ કાર્યનો કર્તા થતાં તેજ સંપૂર્ણ આનંદ સ્વરૂપ સિદ્ધ દશામાં સ્વરૂપ ગુણોમાં પરિણમન જ્ઞાય-કતા આદિ મૂળ કાર્યના કર્તા બને છે એમ જાણવું. ૭

**संयमास्त्रं विवेकेन शाणेनोत्तेजितं मुनेः।**
**धृति-धारोल्बणं कर्म-शत्रुच्छेदक्षमं भवेत् ॥ ८ ॥**

**ભાષાર્થઃ**—સંયમરૂપ શસ્ત્ર જેણે વિવેકરૂપ શરાણે ઉત્કૃષ્ટ તેજવાળું કર્યું છે અને સંતોષરૂપ ધાર કાઢી તીક્ષ્ણ (ઉલ્વણ–ઉત્કટ) કર્યું છે, તેવા મુનિને તે કર્મરૂપ શત્રુને છેદ-વાને વિષે સમર્થ થાય.

**અનુવાદઃ**—

વિવેક શરાણે તીક્ષ્ણ કરી, સંયમ–શસ્ત્ર–ધૃતિ–ધાર;
કર્મશત્રુશિર છેદવા, સમર્થ મુનિ તૈયાર. ૮

**જ્ઞાનમંજરીઃ**—પરભાવની નિવૃત્તિ રૂપ સંયમ એજ અસ્ત્ર, તેને સ્વપરના ભેદજ્ઞાનરૂપ શરાણે ઉત્કૃષ્ટ તેજસ્વી બનાવેલું અને સંતોષરૂપ ધાર કાઢી તીક્ષ્ણ કરેલું તે સંયમાસ્ત્ર

જ્ઞાનાવરણાદિ શત્રુને છેદવા સમર્થ થાય છે. એટલે અનાદિ મિથ્યાત્વ અસંયમ, અજ્ઞાનમાં રહેલો જીવ, વિશિષ્ટ ઉત્કૃષ્ટરૂપે સ્વધર્મની ભ્રાન્તિથી પરભાવમાં એકતારૂપ વિપર્યાસથી કર્તા, ભોક્તા, ગ્રાહક આદિ બની અશુદ્ધ પરિણતિ વડે કર્મની ઉપાધિ ગ્રહણ કરી ઉદીરણાથી (પરાણે પ્રાપ્ત કરેલા) મેળવેલા શુભાશુભ સંયોગના ભોગથી રાગ-દ્વેષરૂપે પરિણમતાં, સંસારમાં ભમે છે; તેજ જીવ, ત્રણે લોકના પ્રાણીઓ પ્રત્યે વત્સલ એવા અર્હંતે કહેલાં પરમ આગમનો યોગ પામી, તત્ત્વરહસ્ય સમજી સ્વપરના વિવેક વડે પરભાવ અને વિભાવોથી નિવૃત્ત થઇ, શુદ્ધ આત્માના સ્વભાવમાં રૂચિવંત બની સર્વ આસ્રવને રોકી, પરમાત્મસ્વરૂપનો સાધક બને છે. તેથીજ સ્વ અને પરનો ભેદ જાણવારૂપ વિવેકનો અભ્યાસ કર્તવ્ય છે. ૮

---

## ૧૬. માધ્યસ્થ-અષ્ટક.

**स्थीयतामनुपालम्भं, मध्यस्थेनान्तरात्मना ।**
**कुतर्ककर्करक्षेपै-स्त्यज्यतां बालचापलम् ॥ १ ॥**

**ભાષાર્થઃ**—કુતર્ક-કાકરા નાખ્યે ઘણાનો ઓલંભો (ઠપકો) આવે માટે કુ-યુક્તિ (કુતર્ક)રૂપ કાંકરા નાખવા છોડીદ્યો અને શુદ્ધ અંતરંગ પરિણામે (અંતરાત્મા થઇ) રાગ અને દ્વેષ બન્નેમાંથી કોઇ પક્ષમાં નહિ જતાં મધ્યસ્થ રહો તો ઠપકાને પાત્ર નહિ થાઓ.

**અનુવાદઃ—**

અંતરાત્મ મધ્યસ્થ થા, નહિ ઠપકો દે કોઇ;
બાળ-ચપળતા તજ, ભલા, કુતર્ક-કાંકરા ખોઇ. ૧

**જ્ઞાનમંજરીઃ**—વિવેક રાગ-દ્વેષ રહિત હોય છે; શુભ-અશુભ સંયોગોમાં મધ્યસ્થ રહે છે, તેથી મધ્યસ્થતાનું નિરૂપણ હવે કરે છે.

**ભાવનાઃ**—ધર્મધ્યાનના અવલંબનરૂપ ચાર પ્રકારની ભાવના છે; ૧ મૈત્રી, ૨ પ્રમોદ, ૩ મધ્યસ્થ, ૪ કરૂણા.

તેમજઃ-**माकार्षीत्कोऽपि पापानि, मा-भूत्कोऽपि च दुःखितः ।**
**मुच्यतां जगदप्येषां, मतिर्मैत्री निगद्यते ॥ १ ॥**
**अपास्ताशेष-दोषाणां वस्तुतत्त्वावलोकिनाम् ।**
**गुणेषु पक्षपातो यः स प्रमोदः प्रकीर्त्तितः ॥ २ ॥**
**दीनेष्वार्त्तेषु भीतेषु, याचमानेषु जीवितम् ।**
**उपकारपरा बुद्धिः कारुण्यमभिधीयते ॥ ३ ॥**
**क्रूरकर्मसु निःशकं देवतागुरुनिन्दिषु ।**
**आत्मशंसिषु योपेक्षा तन्माध्यस्थमुदीरितम् ॥ ४ ॥**

**ભાવાર્થઃ—** (અનુષ્ટુપ)

મા કરો કો કદિ પા ।, કોઇ દુઃખી થશો નહિ;
બધાએ મોક્ષ પામો એ, મતિ, મૈત્રી બુધે કહી. ૧
સર્વ દોષો તજ્યા જેણે, ઓળખે વસ્તુ-તત્ત્વને;
તેમના ગુણમાં પ્રીતિ, પ્રમોદ સુજ્ઞ તે ગણે. ૨
દીન દુઃખી, ભય ભ્રાન્ત, જીવવા યાચના કરે;
તેમના હિતની બુદ્ધિ, કરૂણા કહી જિનવરે. ૩

નિઃશંક ક્રૂર-કર્મો ને, નિંદે જે ગુરુ-દેવતા;
સ્વવખાણુ કરે તેની, ઉપેક્ષા તે મધ્યસ્થતા. ૪

અથવાઃ-પરહિત-ચિંતા મૈત્રી, પરદુઃખ હરવાતણી મતિ કરૂણા;
પર સુખથી સુખી મુદિતા, ઉપેક્ષા પર દોષ અવગણુના. ૧

એમ ભાવનાનાં લક્ષણુ યોગ શાસ્ત્રમાં કહ્યાં છે. વ્યવહાર નયથી, નિશ્ચયનયથી, શુભ-અશુભપણે પરિણુમેલા સર્વ જીવ અને પુદ્ગલો પ્રત્યે રાગ-દ્વેષ રહિતપણે પરિણુમવારૂપ મધ્યસ્થતા છે. તે નામ આદિ ભેદે ચાર પ્રકારે છે; તેમાં દ્રવ્ય મધ્યસ્થતા ઉપયોગ રહિત, સાધ્ય-સાધનના ભાન વિનાનાને હોય છે; ભાવ મધ્યસ્થતા મુનિની મધ્યસ્થ પરિણુતિ છે. પ્રથમના ચાર નયે દ્રવ્ય મધ્યસ્થતા છે; છેલ્લા ત્રણ નયે ભાવ મધ્યસ્થતા છે; સાધન કાળે સાધનારૂપ હોય છે, અને વીતરાગને સર્વ અન્ય જીવ અને પુદ્ગલ સમૂહ પ્રત્યે નથી રાગ કે નથી દ્વેષ; તે સિદ્ધરૂપ મધ્યસ્થતા ઉત્સર્ગે એવંભૂત ગણાય છે તે વિષે કહે છે:-

હે! ઉત્તમ પુરૂષો, એકાંત અજ્ઞાનમાં રાચનાર અજ્ઞાનીની, વસ્તુસ્વરૂપના લક્ષ વિનાનાં વચનરૂપ ચપળતા તજો; શાથી ચપળતા થાય છે? કુયુક્તિરૂપ કાંકરા ફેંકવાથી. તો શું કરવું? રાગ-દ્વેષના અભાવરૂપ મધ્યસ્થતાથી સાધક આત્મા (અંતરાત્મા) રૂપે સાધકપણામાં ઠપકો ન મળે તેમ રહેવું. મધ્યસ્થને સ્વભાવની હાનિરૂપ ઠપકો ગણવો. ૧

**मनोवत्सो युक्तिगवीं मध्यस्थस्यानुधावती।**
**तामाकर्षति पुच्छेन तुच्छाग्रहमनःकपिः ॥ २ ॥**

**ભાષાર્થ:**—મધ્યસ્થપુરૂષના મનરૂપી વાછરડો તે યુક્તિરૂપી ગાયની પાછળ દોડે છે; જ્યાં યુક્તિ હોય ત્યાંજ મધ્યસ્થનું ચિત્ત આવે; પણ તુચ્છ આગ્રહવાળા પુરૂષના મનરૂપી વાનર તે યુક્તિરૂપી ગાયને પુંછડેથી તાણે છે. કદાગ્રહીનું ચિત્ત યુક્તિની કદર્થના કરે, એ અર્થ છે.

**અનુવાદ:**—

મન મધ્યસ્થનું વત્સ છે, યુક્તિ–ગાય સહ જાય;
તુચ્છાગ્રહીનું મન–કપિ, તાણે પુચ્છ સદાય. ૨

**જ્ઞાનમંજરી:**—મધ્યસ્થનું મન વાછરડું છે, તે યથાર્થ વસ્તુ સ્વરૂપના ભેદજ્ઞાનના કારણ ભૂત યુક્તિરૂપી ગાયની પાછળ જાય છે; પક્ષપાતના અભાવે યથાર્થ ઉપયોગ સ્વરૂપ રહે છે. સમ્યક્જ્ઞાન રૂપ ગાયને તુચ્છ આગ્રહવાળાનું મનરૂપી વાંદરૂં, સ્યાદ્વાદ–ઉત્સર્ગ અપવાદ અનુસાર ઉપયોગ શૂન્ય મનમાં કદાગ્રહ ભરેલા હોવાથી વાંદરા સમાન મન, પુંછડું પકડી ખેંચે છે એટલે ગતિમાં વિઘ્ન કરે છે; કદાગ્રહવાળાનાં મનમાં યથાર્થ યુક્તિ પ્રસરતી નથી; પક્ષાપક્ષવાળીજ તેમની દૃષ્ટિ હોય છે, તત્ત્વદૃષ્ટિ હોતી નથી. ૨

**नयेषु स्वार्थसत्येषु मोघेषु परचालने ।**
**समशीलं मनो यस्य स मध्यस्थो महामुनिः ॥ ३ ॥**

**ભાષાર્થ:**—પોત પોતાના અભિપ્રાયે સાચા પણ બીજા નય યુક્તિ કરી ચલાવે ત્યારે જે નિષ્ફળ છે, કેમકે સર્વનય સપ્રતિપક્ષ છે; તે નયોને જેમનું મન પક્ષપાત રહિતપણું સરખા સ્વભાવ ધરનાર છે, તે મહામુનિ મધ્યસ્થ છે, જે એકનય પક્ષપાતી હોય તે અદૃષ્ટ સિદ્ધાંત (સિદ્ધાંતના અજાણ) કહિએ.

**नियवयणिज्जे सञ्चा सव्वणया परवियालणे मोहा ।**
**ते पुण अद्दिठ समओ विंभयइ सच्चेव अलिए वा ॥**

**ભાવાર્થ:**—સર્વ નયો પોતાના અભિપ્રાયે સાચા છે, પરનય ચલાવે ત્યારે નિષ્ફળ છે; વળી તે સાચાજ છે કે જૂઠાજ છે, એમ એક નયનો પક્ષપાત કરનાર સિદ્ધાંતનો જાણનાર નથી:-

**અનુવાદ:—**

સ્વ અર્થે નય સત્ય સૌ, પરપક્ષે નહિ સત્ય;
અપક્ષપાતી મન નયે, તે મહામુનિ મધ્યસ્થ. ૩

**જ્ઞાનમંજરી:**—મહામુનિ મધ્યસ્થ કહેવાય છે. તેમનું મન અન્ય નયો વડે કહેલા સ્તુધવર્મોમાં, તેમનાં પ્રવર્તનમાં સમભાવવાળું, પોતાના પક્ષપાત રહિત હોય છે. નયો કેવા હોય છે? પોતાનો અભિપ્રાય સ્થાપવામાં કુશળ, સત્ય હોય છે; પર અભિપ્રાય સ્થાપવામાં નિષ્ફળ, પરપક્ષ સ્થાપવામાં અસત્ય; માત્ર સ્વમત-સ્થાપન ધીર હોય છે. યથાર્થ ભેદજ્ઞાનના અભ્યાસી ઇષ્ટ-અનિષ્ટતા રહિત ઉપયોગવાળા, શમ ગુણવંત મુનિ મધ્યસ્થ હોય છે.

હવે નયનું સ્વરૂપ વખાણે છે:-

અનેક ધર્મોના સમૂહવાળી વસ્તુના એક ધર્મવડે વસ્તુનો ખ્યાલ દર્શાવતું એક અંશ-દર્શક જ્ઞાન નય નામ ધરાવે છે. આ નિત્યજ છે, આ અનિત્યજ છે, એમ એકાંત જ્ઞાન, એક પક્ષના સ્થાપનરૂપ નય પોતાના અર્થને ગ્રહણ કરે તે મિથ્યા-જ્ઞાન છે. સર્વનય સ્થાપન કરતું, સર્વ સ્વભાવાત્મક વસ્તુસ્વરૂપની અપેક્ષા રાખતું, ગૌણ-મુખ્યપણે, જે કહેવાયું તે ઉપરાંતના

સ્વભાવો નથી કહેવાયા તેનો લક્ષ રાખતું એક અંશરૂપ જ્ઞાન નયજ્ઞાન કહેવાય છે. તે નય જો અન્ય નયોનો વિરોધ કરે નિષેધ કરે તો તે દુર્નય એવું નામ પામે છે. સર્વ નયની અપેક્ષા સહિત સ્વરૂપની વૃત્તિરૂપ જ્ઞાન તે સુનય છે. સમ્મતિ તર્કમાં કહ્યું છે કેઃ-

" **तम्हा सव्वे वि णया मिच्छादिट्ठी सपक्खपडिबद्धा ।**
**अण्णोण्णणिस्सिआ पुण हवंति सम्मतसब्भावा ॥ २१ ॥**

**અર્થ**:—તેથી માત્ર પોત પોતાના પક્ષમાં સંલગ્ન બધાએ નયો મિથ્યા દૃષ્ટિ છે; પરંતુ એજ બધા નયો પરસ્પર સાપેક્ષ હોય તો સમ્યક્રૂપ બને છે. "

તે નયો સાત છે; ૧ નૈગમ, ૨ સંગ્રહ, ૩ વ્યવહાર, ૪ ઋજુ-સૂત્ર, ૫ શબ્દ, ૬ સમભિરૂઢ, ૭ એવંભૂત. આમાંના ચાર દ્રવ્યનય અને ત્રણ ભાવનય છે, એમ પૂજ્યનો આશય છે, પરંતુ સિદ્ધસેન દિવાકરના મત પ્રમાણે શરૂઆતના ત્રણ દ્રવ્ય નય છે, તથા બાકીના ચાર ભાવનય છે.

૧ નૈગમનયઃ—**निगम्यंते**-જણાય છે લૌકિક પદાર્થો જે તે નિગમ, તે નિગમોમાં પ્રવૃત્તિવાળું જ્ઞાન તે નૈગમ. તેને સામાન્ય સાથે પણ સામાન્ય બુદ્ધિહેતુ રૂપ અને સામાન્ય વચન હેતુરૂપ સંબંધ છે. એક બીજાથી અત્યંત ભેદવાળા પદાર્થો અન્યપણા સહિત છે પણ સત્તા માત્રથી સામાન્ય બુદ્ધિ ચેતના તેમને એકરૂપે ગણે એટલે સામાન્ય બુદ્ધિ, હેતુથી એક કહેવાય. અશોકવન આદિ દૃષ્ટાંતમાં અનેક જાતિનાં વૃક્ષો હોવા છતાં વનસ્પતિ રૂપે સામાન્યપણું હોવાથી 'વન' એમ કહેવાયું. હવે વચન હેતુતા કહે છેઃ-દ્રવ્ય ઇત્યાદિ

કહેતાં જીવ, અજીવ એવા ભેદનો વિકલ્પ રહેલો છે; પરંતુ દ્રવ્યને વિશેષથી પણ બુદ્ધિ વચન હેતુતા અત્યંત સામાન્યથી અન્ય સ્વરૂપે વ્યવહાર કરે છે જેમકે પરમાણુ જેમાં રહ્યાં છે તે દ્રવ્ય. તથા સામાન્ય-વિશેષ સહિત હોવા છતાં પણ ગાય આદિથી સર્વ ગાયોમાં રહેલા ગાયપણા વડે વ્યવહાર થાય છે; તથા તે પ્રકારે વ્યવહાર કરવો જોઇએ. ઉપદેશેલા સમસ્ત પ્રકારો પ્રમાણે લોકો વ્યવહાર કરે છે અને પ્રવચન (શાસ્ત્ર)માં પ્રવેશ કરે છે. એ લોક સંવ્યવહાર નૈગમ વિષે પ્રસ્થ (લાકડાનું દાણા ભરવાનું માપ–બનાવવા માટે કુહાડો લઇ કોઇ કાષ્ટ કાપવા જતો હોય તેને કોઈ પુછે કે કયાં જાય છે? તો કહે પ્રસ્થ લાવવા જાઉં છું. કોઇ ઈંધણ, પાણી આદિ સામગ્રી ભાત રાંધવા એકત્ર કરતી બાઈને પુછીએ કે શું કરે છે? તો કહે કે ભાત રાંધું છું) આદિ દૃષ્ટાંતોથી કણભુજ સિદ્ધાંત–હેતુ જણાવે છે તે જાણવા યોગ્ય છે. અંશ અને સંકલ્પ ભેદે તે બે પ્રકારે છે. અને તે નૈગમ નયના સત્ અસત્ યોગ્યતા ભૂતપૂર્વ આરોપના ભેદથી (જેમકે પહેલાં રાજા હોય પછી પદભ્રષ્ટ થયો હોય તોપણ રાજા નામથી ઓળખાય છે, અથવા રાજકુમાર રાજા થવાનો છે માટે રાજા કહેવાય છે) ભૂત, ભવિષ્ય વર્તમાન સંબંધી આરોપને લઇને અનેક ભેદો થાય છે નામ નિક્ષેપથી દ્રવ્ય નિક્ષેપ વૃત્તિ, અંશે પ્રાપ્ત કરેલામાં સર્વનો આરોપ; બીજા બધા નયની અપેક્ષા સહિત નૈગમ નય સુનય છે.

૨ સંગ્રહનય:—અભેદે, વસ્તુ સામાન્યથી સંગ્રહ કરતો હોવાથી, સર્વને સંગ્રહે છે (સંઘરે છે) માટે સંગ્રહ કહેવાય

છે, તે વસ્તુની સત્તાને ગ્રહણ કરનાર છે. જો ભાવનાઓના સંબંધથીજ ભાવત્વ ( પદાર્થપણું ) છે એમ સ્વીકારીએ તો પછી તેજ તેનું સંપૂર્ણ સ્વરૂપ હોવાથી પદાર્થ સંબંધી ભ્રાંતિ, ઉત્પત્તિ, બંધન, ઘટઆદિ વિકલ્પની નિરર્થકતા સાબિત થાય; જો ઘટ આદિ વિકલ્પ પણ પદાર્થ થવાની પ્રવૃત્તિ છે એવો સિદ્ધાંતજ માનીએ તો તેજ પદાર્થ ઠર્યો કારણ કે તેથી બીજા કોઇ પદાર્થ નથી; તે પોતાના આત્માવત્ છે એવા દર્શનને માનનાર સર્વ નિત્ય છે, અને તેનું કોઈ કારણ નથી એવા વાદવાળા તથા કાલ, પુરૂષ, સ્વભાવ આદિ વાદવાળા ઠરે. આ સંગ્રહ નયમાં દ્રવ્યાસ્તિક ભેદો—જીવ-અજીવ યોગ્યત્વ, સ્વદ્રવ્ય-ઉપચાર દ્રવ્ય, એકત્વ અભેદ અગોચર ભેદે અનેક ભેદો થઈ શકે છે. (અથવા સંગ્રહ નય બે ભેદે કહેવાય છે. ૧ મહાસત્તારૂપ. ૨ અવાંતર સત્તારૂપ. ત્રણે ભુવનમાં એવી વસ્તુ કોઇ નથી જે સંગ્રહના ગ્રહણમાં આવતી નથી. જે જે વસ્તુ છે તે સર્વ સંગ્રહનયથી ગ્રહાયલીજ છે. એ સંગ્રહ નય કહ્યો.)

૩ વ્યવહારનયઃ—ભાવનિશ્ચય (પદાર્થના અસ્તિત્વ )-રૂપ સામાન્ય અભેદે ( સંગ્રહનયે ) ગ્રહેલા પદાર્થોને વિધિપૂર્વક અવસ્થાદિ ભેદે વહેંચવા ભેદ કરવો; તથા તે પદાર્થની ગુણ પ્રવૃત્તિ વડે ભિન્ન જ્ઞાનરૂપ વ્યવહાર નય કહેવાય છે. જો ઘડો આદિ ભિન્ન પદાર્થો સંબંધી સાંભળવાથી સ્વ સામાન્યના સંબંધ વિષે અને અન્ય સામાન્ય રહિત સંબંધ વિષે સંભળાયા પ્રમાણેજ ગ્રહણ ન થાય પરંતુ બધા નામથી જુદો પ્રગટ થતો પદાર્થ નજ સમજાય એમ પ્રત્યેક શબ્દ સાંભળતા થાય તો પછી ઘટથી બીજા ભિન્ન પદાર્થ વિષે સાંભળતાં સર્વરૂપના

અભાવની પ્રતીતિનો પ્રસંગ આવે. અને પછી ઘટપટ આદિ રૂપ વ્યતિકર (એક બીજાથી અભિન્ન) ભાવનો પ્રસંગ આવે; ઉપદેશ, ક્રિયા, ઉપયોગ, અને મોક્ષની વ્યવસ્થાના અભાવથી સર્વ વ્યવહારનો નાશ થાય. જો સર્વ પદાર્થોમાં રહેલા વિશેષ (ભેદ) ન સમજાય તો મોક્ષ કે બંધ થવાનો પણ અભાવ થતાં પદાર્થનો અભાવજ થાય. અવિશેષત્વ, અભેદત્વ, અનિરૂપ્યત્વ આદિવડે તો ગધેડાના શિંગડાની પેઠે પદાર્થનોજ અભાવ થાય. તેથી વ્યવહાર સામાન્યના ભેદ પાડનાર છે; દોષ રહિત સામાન્ય છે. જેમકે દ્રવ્યનાં પૃથ્વી ઘડો, વગેરે નામ પડે છે ત્યારે તે તેજ છે. ત્રણેલોકના અભેદરૂપ (વિશ્વરૂપ) નિરંતર આત્મ સામાન્ય તજ્યા વિના અવસ્થિતરૂપ મહા સામાન્યના ભેદરૂપે વ્યવહાર માર્ગ પ્રવર્તે છે, એ પ્રકારની વસ્તુ વ્યવસ્થાથી વર્ણાશ્રમ, પ્રતિ નિયમ, યમ, ગમ્ય-અગમ્ય, ભોજનાદિની વ્યવસ્થા છે; કુંભકાર આદિની માટી લાવવારૂપ, કેળવવારૂપ, ગોળા કરવારૂપ, ચાક ઉપર અનેક આકાર કરવારૂપ પ્રવૃત્તિમાં કે હરડે આદિ દવા આપવામાં થતા વ્યવહારની સફળતા છે. વ્યવહાર ન થઈ શકતો હોય તો આકાશ-કમળ સમાન બીજું બધું અવસ્તુરૂપ ગણાય.

૪ ઋજુસૂત્ર નયઃ--સરળ, અવક્ર જણાવે તે ઋજુસૂત્ર અથવા જેને આગમ (શ્રુત) સમાં (અવક્ર) છે તેને ઋજુશ્રુત કહિએ (લાકડા ઉપર સૂતાર સૂત્ર છાંટે છે ને સીધી લીટી પડે છે તેવો સીધો અર્થ ગ્રહણ કરનાર, કહેનાર નય.) કારણ કે ભૂત, ભવિષ્યની વસ્તુનો ત્યાગ કરી વર્તમાન પદા-

વીને (અવસ્થાને) અનુસાર સાંપ્રત કાળની મર્યાદાવાળા પદાર્થને કહેનાર હોવાથી ઋજુસૂત્ર કહેવાય છે. અને તે ભાવના વિષયનો પ્રકાર જાણવામાં પ્રવર્તે છે અને ભૂત ભવિષ્યની વસ્તુનાં ત્યાગ વિધિના વચનના જ્ઞાનમાં પ્રવર્તે છે. કારણ કે સર્વ વિકલ્પ રહિત અતિ પ્રમુગ્ધ સંગ્રાહના આગ્રહવાળો તે નથી; તેમજ વ્યવહારની અયથાર્થતા માનનાર છે, કેમકે ચરણ રહિત પુરૂષને ગરૂડ વેગવાળો કહેવા જેવો વ્યવહાર છે; વર્તમાન ક્ષણે રહેલા પરમાર્થને દર્શાવનાર ઋજુસૂત્ર છે. ભૂત–ભવિષ્યનો સ્વીકાર અને ગધેડાના શિંગડાના સ્વીકારમાં ભેદ નથી. બળી ગયેલો, નાશ પામેલો પદાર્થ કોઇનો વિષય ન થાય. અને અઘટઆદિ લક્ષણવાળી માટી આદિ અન્ય પદાર્થ હોવાથી ઘટાદિ થાય તે કાળે પણ ઘટાદિ રૂપ નથીજ અને તે એક માટીરૂપ દ્રવ્ય અન્ય પ્રકારે વર્તતું નથી; તો શું છે? બીજુંજ છે, કારણ કે બીજારૂપે પ્રતીતિ થાય છે; અન્ય પ્રકારે ઉત્પન્ન થાય છે અને પિંડઆદિ ક્રિયા કાળે કુંભાર (કુંભ કરનાર) એવું નામ ઘટતું નથી જો તે પિંડમાંથી તાવડી વગેરે બીજું પણ કરે તો તેનો કરનાર ન કહેવાય; પટાદિ કરવા પ્રવર્તેલો પણ જો અન્ય પ્રથમના વિજ્ઞાનના સંબંધવાળો કુંભારજ કહેવાય તો પછી બધા લોકવ્યવહારમાં ખલેલ પડે; તેથી પૂર્વાપર ભાગ રહિત સર્વ વસ્તુમાં જણાતી વર્તમાન ક્ષણ સત્ય છે; અથવા ભૂત ભવિષ્ય સત્ય નથી. વર્તમાનાદિ નાસ્તિક આદિ છે. તેમનો સિદ્ધાંત:– "**वरखाद**" ઇત્યાદિ, ખાવુંપીવું ને સુખ માણવું ઇન્દ્રિય ગોચર છે તેટલોજ લોક છે. ઇત્યાદિ સૂક્ષ્મ પર્યાય (દરેક

સમયે પલટાતા ) ને ગ્રહણ નરનાર તેજ સ્થૂલ ( મનુષ્ય ભવ, દેવભવ આદિ ) લાંબા કાળના પર્યાયને ગ્રહણ કરનાર એમ બે ભેદ ઋજુસૂત્રના ગણાય છે.

૫ શબ્દ નયઃ--સામાન્ય અને વિશેષ પરિણતિ ક્ષયોપશમિક-ઔદયિક આદિ વર્તમાન પરિણતિને ગ્રહવારૂપ શબ્દ નય છે. શબ્દ એજ અર્થવડે જેનો વિષય કરાય છે તે વસ્તુ વિશેષ, તેથી શબ્દ એટલે શબ્દકૃત અર્થ વિશેષ ગણાય છે. ધાતુના જે જે અર્થ વિશેષ હોય તે શબ્દકૃત હોતા નથી; તેથી ઘટ વર્તમાન કાળે ઘટજ નિર્વિશેષ હોય; કર્મ, કરણ, સંપ્રદાન, અપાદાન, સ્વામિ આદિ વિશેષોને પ્રાપ્ત ન થાય. તેથી જેના આધારે ઘટ છે ઈત્યાદિ કારકોનો અહિં વ્યવહાર નથી. તેથી સમાન લિંગ આદિ શબ્દથી જે પ્રગટ થાય છે તેજ સ્વીકારાય છે. વસ્તુથી અન્ય નહિં, જેમકે પુરૂષ સ્થાણુ ( ઠુંઠું ); કારણ કે કહેલા વચનના અર્થની હાનિ થાય. કારણ કે ભેદને અર્થે વચન છે; તેથી સ્વાતિ, તારા, નક્ષત્ર ( ચોપડો પુસ્તક, પોથી એમાં જાતિમાં ભેદ છે ); લીમડા આંબા અને કદંબનું વન એમાં વચનનો ભેદ છે; તે રાંધે છે, તું રાંધે છે, હું રાંધું છું, અમે રાંધીએ છીએ આદિમાં (પહેલો, બીજો, ત્રીજો ) પુરૂષ ભેદ છે, એ પ્રકારે સર્વે પરસ્પર વિશેષના નાશથી અવસ્તુ રૂપ પરસ્પર નાશ થતાં અવસ્તુનો સ્વીકાર કરવો પડે. જેમકે ઠંડો બળતો એમ વિરૂદ્ધ વિશેષણોથી કાંઠો કે નદી કહે તે અવસ્તુ છે. લાલ, લીલી વસ્તુ કહેવી તે પણ અવસ્તુ છે; તે તે પ્રકારે જે વસ્તુ પોતાના વિશેષથી વિરૂદ્ધ વિરૂદ્ધ વિશેષને સ્વીકારે તે અવસ્તુતાને પામે છે.

ઘટને જ્યાં અર્થ ન બદલાઇ જાય ત્યાં કુંભ કહે છે. અભિધાન એજ શબ્દ છે; લિંગ, સંખ્યા પુરૂષ સમાન હોય તેવું વચન તે શબ્દ છે. દર્શનની ભાષામાં કહિએ તો **अर्थप्रवृत्तितत्वानां शब्द एव निबंधनम्'** એટલે અર્થની પ્રવૃત્તિ રૂપ તત્ત્વના ઇચ્છકોને શબ્દ કારણુ છે.

તત્વાર્થ સૂત્રમાં શબ્દ નય ત્રણ ભેદે કહ્યો છે: ૧ સાંપ્રત ૨ સમભિરૂઢ, અને ૩ એવંભૂત.

(૧) સાંપ્રતઃ—વર્તમાન ભાવને કહેનાર અને સ્વ આશ્રયી છે; વર્તમાન ક્ષણુની વસ્તુના વિષય કે અધ્યવસાયના સંબંધને લીધે સાંપ્રત કે સાંપ્રતિક કહેવાય છે. અનુયોગ દ્વાર આદિમાં ભિન્ન વ્યાખ્યાનથી ભિન્નજ ગણાવ્યા છે.

૬ સમભિરૂઢ નય (૨) જે જે સંજ્ઞા (નામ) ધારણુ કરે તેને લાગુ પડે (તેના ઉપર ચઢે) તેને સમભિરૂઢ કહેવાય. તે એમ કહેછે કે મળતી નહિ આવતી હોવાથી લિંગ માત્રથી ભિન્ન વસ્તુ નીલ લતાદિની પેઠે માનીએ, તો મૂળથીજ ભિન્ન શબ્દ કેવી રીતે વસ્તુ થાય? કારણુ કે શબ્દથી અર્થની નિરૂક્તિ (વ્યુત્પત્તિ) થાય છે. તેથી એ નિરૂક્તિથી ભેદ પડે છે. એ નિરૂક્તિ ભેદ હોવા છતાં શબ્દો અભિન્નજ છે એમ પૂર્વ નય (શબ્દ–સાંપ્રત ) એક કરીને કહે છે. એ પ્રકારે તો ઇન્દ્ર, શક્ર આદિ પણુ અવસ્તુ ઠરશે; કારણુ કે ઘટ અને તેના નાશનાં નિમિત્ત બન્નેને એક પણે ગણુવાથી અવસ્તુતા આવશે. એ પ્રકારે ઘટ અને કુટ (કળશીઓ, લોટવો) માં પણુ ક્રિયા વાંકી ચુકી કરવાના નિમિત્તને ભેદ હોવાથી બન્ને ભિન્ન છે તેમજ પ્રકૃતિ અને પ્રતીતિને લીધે નિમિત્તનો

ભેદ હોવાથી ભિન્ન છે— ગાય અને ઘોડાની પેઠે. લોકમાં એમ પ્રતીતિ છે, એમ રૂઢિ હોવાથી, ઇન્દ્ર શબ્દના પુરંદર આદિ પર્યાય (એકજ અર્થના) શબ્દો છે. કોઇ શંકા કરે છે તે કહેવું અયોગ્યજ છે કારણ કે સામાન્ય અને વિશેષમાં પર્યાય શબ્દના સંભવે છે. જેમકે પીંપળો એમ બોલતા પહેલાં વૃક્ષની પ્રતીતિ થાય છે. અસ્તિત્વ અને વૃક્ષની બાબતમાં અન્ય સંજ્ઞાની કલ્પના અહિંપણ થાય છે તો પછી કહેલા ઉપરથી નહિ કહેલી બાબતને નિર્ણય થતાં પર્યાયપણાનો પ્રસંગ અવે. પ્રવેશ કરો; પિંડ ખાઇ જાઓ એવાં રૂપ ( કર્તાના અધ્યહારે ) વપરાય છે; તથા છે, હોય છે એવા રૂપ પણ ત્રીજો પુરૂષ વાપર્યા વગર વપરાય છે. એ ન્યાયે પીંપળો ઝાડ છે એ હોવારૂપ પર્યાયને પ્રાપ્ત છે. તેથી અર્થ નયે ભેદવાળા હાથીનો અશ્વની સાથે એકતાનો અપ્રસંગ છે. એ પ્રકારે અન્ય સંજ્ઞાનું નામ એ અવસ્તુ છે.

(૭) એવંભૂતનય (૩):—નિમિત્ત ક્રિયા કરીને શબ્દ પ્રવર્તે છે; યદચ્છા સ્વચ્છંદે શબ્દ પ્રવર્તતો નથી, તેથી ઘડાના માપવાળો તે ઘડો, કળશ જેવો કુટ; પૂરનો નાશ કરવા પ્રવર્તેલોજ પુરંદર (ઇન્દ્ર); દંડના સંબંધનો અનુભવ કરવામાં પ્રવર્તતો હોય તેનેજ દંડીપણું કહેવું. નહિ તો વ્યવહારના લોપનો પ્રસંગ આવે. નિમિત્ત રહિત હોવાથી આનો તેવો અર્થ થતો નથી.

વળી નયના વિભાગ સહિત વ્યાખ્યાન કરે છે:—

(૧) નિશ્ચયથી 'ગમ્યંતે' જેમાં શબ્દો બોલાય છે તે 'નિગમ' એટલે દેશ; તે દેશોમાં જે અક્ષરાત્મક ધ્વનિઓના

સામ્ય ન્ય નિર્દેશરૂપ લીધેલા ઘટ આદિ શબ્દોના અર્થ—જલ ધારણઆદિ માટે સમર્થ એવા શબ્દાર્થનું જ્ઞાન તે શબ્દનો ઘટાદિ અર્થ કહેવાય છે; તેનું પરિજ્ઞાન, ઓળખાણ; ઘટ એટલે આ પદાર્થ અને તે પદાર્થને કહેનાર આ શબ્દ છે. આ પ્રકારના અન્ય અધ્યવસાય તે નૈગમ સામાન્ય અને વિશેષના આધારે તે દેશગ્રાહી અને સમગ્રગ્રાહી બે ભેદે છે. સ્વરૂપથી આ ઘડો છે એમ કહે ત્યારે તે સામાન્ય ઘટ છે; ઘડા નામથી ઓળખાતી સર્વ વ્યક્તિઓના સર્વ સામાન્યરૂપે એ શબ્દ હોવાથી સમગ્રગ્રાહી નૈગમનય કહેવાય છે. તથા વિશેષપણે સોનાનો માટીનો, ચાંદીનો, ધોળો ઈત્યાદિ વિશેષ જણાવે ત્યારે દેશગ્રાહી નૈગમનય કહેવાય છે.

(૨) હવે સંગ્રહના અવયવ અર્થે કહે છે:-સામાન્ય-વિશેષરૂપ પદાર્થોને એક ભાવે ગ્રહણ કરે, આશ્રય કરે તેવો અભિપ્રાય તે સંગ્રહનય કહેવાય. નૈગમનયે માન્ય કરેલા સામાન્ય અને વિશેષોને સંગ્રહનય એક કરીને સામાન્યનેજ કેવળ સત્તા સ્વભાવે સ્થાપે છે, કારણ કે સત્તાથી વિશેષ ભિન્ન નથી.

(૩) વ્યવહારનું લક્ષણ કહેવા કહે છે:—લૌકિક વિશેષો વડેજ ઘટ આદિનો વ્યવહાર થાય છે; તે ઉપચારરૂપે ઘણું કરીને હોય છે. અન્ય પ્રકારે સિદ્ધ થતા પદાર્થને અન્ય પ્રકારે આરોપઆદિ કરી જણાવવો તે ઉપચાર કહેવાય છે. જેમકે 'કુંડી ટપકે છે; આ રસ્તો ક્યાં જાય છે?' તેમાં ખરી રીતે કુંડીમાં રહેલું પાણી ટપકે છે; એ રસ્તે ચાલનાર પુરૂષ અમુક ગામ જાય છે. એમ ઉપચારની મુખ્યતા છે.

વિસ્તારથી ફેલાયલા અનેક અર્થ જેમાં છે એવો વિસ્તૃતાર્થ અભિપ્રાય વિશેષને વ્યવહાર કહે છે.

(૪) ઋજુસૂત્રનું લક્ષણ જણાવવા કહે છેઃ–આકાશ પુષ્પની પેઠે અસત્ નહિ પણ સત્ વિદ્યમાન પદાર્થોનું તેમાં પણ વર્તમાન અવસ્થાવાળા પદાર્થોનું નામ શબ્દ, સૂક્ષ્મજ્ઞાન જણાવનાર વિજ્ઞાન સંભવે છે તે ઋજુસૂત્ર છે. વ્યવહાર નયે માનેલા વિશેષોનોજ આશ્રય કરતં વિદ્યમાન વર્તમાન ક્ષણવાળા પદાર્થ સ્વીકારતાં સ્થાપન પણ વર્તમાનનુંજ સ્વીકારે છે; ભૂત–ભવિષ્ય અવસ્થાને ઋજુસૂત્ર ન સ્વીકારે કારણ કે કોઈ પદાર્થ તે પ્રકારે કહી શકાતો નથી. તથા સૂક્ષ્મજ્ઞાન પણ વર્તમાનનો આશ્રય લે છે; ભૂત કે ભવિષ્યનો નહિ. કારણ છે તે સ્વભાવને ધારણ કરતા નથી. તેથી વસ્તુનું નામ તે વિજ્ઞાન અને પોતાની વર્તમાન અવસ્થારૂપજ તે હોય છે એવો અભિપ્રાય તે ઋજુસૂત્ર એમ તેનું યથાર્થ નામ છે.

( ૫ ) શબ્દનયઃ––જે કારણે ભાવરૂપે, એટલે નામ–સ્થાપના દ્રવ્યથી રહિત, પદાર્થ ઘટ આદિ યથાર્થ છે તેનું નામ શબ્દ; તે યથાર્થ નામને આશ્રયે જે અભિપ્રાય છે તે શબ્દનય છે. વર્તમાન પોતાના વિદ્યમાન ભાવ ઘટનોજ તે આશ્રય કરે છે, અન્યનો નહિ. કહેવા યોગ્ય પદાર્થમાં જે પ્રસિદ્ધપણું, વિજ્ઞાન છે તે સાંપ્રત ( શબ્દ ) નય છે. તે વિષે કહે છેઃ-- નામ આદિ દરેક વિશેષ વર્તમાન પર્યાયવાળામાં પણ પ્રસિદ્ધ વાચક ( જણાવનાર ) તેવો જે શબ્દ છે તે ભાવ કહેનાર શબ્દ ઉપરથી કહેવા યોગ્ય ભાવરૂપ પદાર્થમાં

પ્રવર્તતો અભિપ્રાય તે સાંપ્રત નામે નય કહેવાય છે કારણ કે ભાવજ શબ્દથી કહેવા યોગ્ય છે, બીજા બધા ઇચ્છેલા નહિ કારણ કે તે કાર્યનાં કારણરૂપ છે.

(૬) સમભિરૂઢ નયનું લક્ષણ જણાવતાં હવે કહે છે:—

વિદ્યમાન વર્તમાન પર્યાયને પ્રાપ્ત ઘટાદિ પદાર્થોમાં અસંક્રમ એટલે શબ્દનો અન્ય અર્થ ન થવો તે અસંક્રમ ઘટ શબ્દમાં વિદ્યમાન ઘટ ચેષ્ટાવાળા પદાર્થને મૂકીને અન્ય કુટ આદિ પદાર્થ જણાવવાનું સામર્થ્ય છે કારણ કે તે પણ પદાર્થ છે, એમ જો ઘટ શબ્દનો કુટ આદિ અર્થ માનીએ તો તે પ્રકારે સર્વ સંકર આદિ દોષો લાગે છે. તેથી એક શબ્દથી જે પદાર્થ કહેવાય છે તે અન્ય શબ્દથી કહેવાતો પદાર્થ કદી નથી એમ અસંક્રમણ વિચારણાવાળો અભિપ્રાય તે સમભિરૂઢ નય છે.

(૭) એવંભૂત નયનું સ્વરૂપ કહે છે:—વ્યંજન એટલે શબ્દ તેનો અર્થ એટલે કહેવા યોગ્ય (વાચ્ય) પદાર્થ તે વ્યંજન અને અર્થનુંજ સંઘટન કરે તે ઘટ. જે નામ છે તેજ ક્રિયામાં પ્રવર્તેલા પદાર્થનેજ—જલ રાખવા કે જલ લાવવા સમર્થ શબ્દ અને જલઆદિ લાવવારૂપ ક્રિયા કરતા પદાર્થને ઘટ માન્યો છે; પણ તે ક્રિયાથી રહિત હોય તો ઘટ ન કહેવો. આમ યથાર્થતા દર્શાવતો અભિપ્રાય એવંભૂત નય કહેવાય છે.

કોઈ પ્રશ્ન કરે છે કે નય એ કયો પદાર્થ છે? **નયંતે પ્રદર્શ્યંતે** એટલે દેખાડાય તે નય; સામાન્ય આદિરૂપે પદાર્થને

દર્શાવે છે તેથી નય કહેવાય છે. પોતાના અર્થને પ્રાપ્ત કરાવનાર તેથી પ્રાપક કહેવાય છે, તેનું વિજ્ઞાન આત્માને કરાવે છે તેથી કારક કહેવાય છે, એક બીજાનો ભેદ પાડી સુંદર વિજ્ઞપ્તિ (ઓળખાણ) કરાવી અપૂર્વને સાધે છે તેથી સાધક પણ કહેવાય છે. નિવૃત્તક, ઉપલંભક આદિ પર્યાયો તત્ત્વાર્થ સૂત્રથી[1] જાણવા. અહિં કર્તા અને ક્રિયાનો અભેદ જાણવો. કારણ કે તેજ પદાર્થ કર્તા છે એમ સ્વતંત્રતાથી કહેવાય છે, તેથી તેજ સાધ્ય સ્વરૂપે વર્તમાન ક્રિયા છે એમ કહેવાય છે, તેથી તે બન્નેમાં અત્યંત ભેદ નથી હવે તે નયો તંત્રાંતરીય કે મતાન્તરીય છે ? કે સ્વતંત્ર છે ? તે સાત જિન વચનના વિભાગ કરવાવાળા કે પક્ષના આગ્રહ કરનાર મતિભેદો છે? અથવા એ પ્રકારે સર્વત્ર મિથ્યાત્વથી પણ

---

૧ "**नयाः प्रापकाः कारकाः साधका निर्वर्तका निर्भासका उपलम्भका व्यञ्जका इत्यनर्थान्तरम्** " [ **तत्त्वार्थाधिगमभाष्य अ. १, सू० ३५ भाष्य** ] : જે જીવાદિ પદાર્થોને સામાન્યરૂપે પ્રકાશિત કરે તે નય કહેવાય છે. જે તે પદાર્થોને આત્મામાં પ્રાપ્ત કરાવે, પહોંચાડે તે પ્રાપક; આત્મામાં અપૂર્વ પદાર્થના જ્ઞાનને ઉત્પન્ન કરાવે તે કારક; એક પદાર્થ બીજા પદાર્થરૂપે મિશ્ર ન થાય તેમ પરસ્પર ભિન્નરૂપ રહે તે પ્રકારે વિજ્ઞપ્તિરૂપ તથા સિદ્ધિના ઉપાયભૂત વચનો જે સિદ્ધ કરે તે સાધક; પોતાના નિશ્ચિત અભિપ્રાય દ્વારા જે વિશેષ અધ્યવસાયરૂપ ઉત્પન્ન થાય તે નિર્વર્તક; જે નિરંતર વસ્તુના અંશનો ભાસ જણાવવું કરે તે નિર્ભાસક; વિશિષ્ટ ક્ષયોપશમની અપેક્ષાએ અત્યંત સૂક્ષ્મ પદાર્થ વિશેષોમાં જે આત્મા કે જ્ઞાનનું અવગાહન કરાવે તે ઉપાલંભ; જે જીવાદિ પદાર્થોને પોતાના અભિપ્રાય પ્રમાણે યથાર્થ સ્વભાવમાં સ્થાપિત કરે તેને વ્યંજકકહે છે એ બધા શબ્દ એકજ અર્થ (નય) ના વાચક છે.

પ્રતિષ્ઠા પામે છે? તેથી (ઉમાસ્વામી) આચાર્ય ઉત્તર આપે છે તે જણાવ્યો છે:-તે નયો અન્ય સિદ્ધાંતના પ્રરૂપક (તંત્રાન્તરીય) પણ નથી; તેમજ ગમે તેવા બુદ્ધિ ભેદ દ્વારા જૈન પ્રવચનને સિદ્ધ કરવા સર્વથા સ્વતંત્રરૂપે પ્રવર્તનાર પણ નથી. તો કેવા છે? તો કહે છે:-વિજ્ઞાનથી જાણતા જીવાદિ સ્વસંવેદનરૂપ તેમજ ઘટપટાદિ શબ્દના વાચ્ય પદાર્થના અન્ય અભિપ્રાયો સહિત વિજ્ઞાન ભેદો છે, વસ્તુજ અનેક ધર્મોરૂપ અનેક પ્રકારના જ્ઞાનથી જણાવાય છે. એક વસ્તુ સંબંધીજ્ઞાન વિશેષો તે નયો છે. તેનાં ઉદાહરણ જણાવે છે:-૧ નૈગમનય-ઘડો એમ કહેતાં લોક પ્રસિદ્ધ કુંભારની ચેષ્ટાથી બનેલો, મોટા પેટ અને બુધાવાળો (લંબગોળ), પાણી, ઘી, દૂધ આદિ લાવવા માટે અન્ય સ્થાને લઇ જવાય તેવો અગ્નિમાં પકાવેલો પદાર્થ વિશેષ, સોનું, પત્થર આદિથી થયેલા સમગ્ર સામાન્ય વિશેષ વ્યક્તિ ભેદ ગ્રહણ કરનાર, સંકલ્પ યોગ્ય તેની સત્તાદિને કે દેશ-અંશને ગ્રહણ કરનાર વિજ્ઞાન વિશેષ વડે ઘટ સમજાય છે. એ પ્રકારે જીવ પણ લોક પ્રસિદ્ધ ચેતના અને યોગપ્રવૃત્તિરૂપ ક્રિયાથી બનેલો, શરીર આકારે અસંખ્યેય પ્રદેશવાળો અનેક આકાર (સંસ્થાન) રૂપ, આહાર-વિહાર ક્રિયા કરવા સમર્થ, નર નારક દેવાદિરૂપ હોવા છતાં જ્ઞાન શરીર આદિ, અપર્યાપ્તઆદિ સમગ્રપણે પર્યાપ્તાદિ દ્રવ્ય વિશેષ તે જીવ છે.

૨-સંગ્રહનય:—એક ઘટ સંબંધી કે બહુ ઘડા સંબંધી નામ-સ્થાપના-દ્રવ્યથી ઓળખાતા ભૂત ભવિષ્ય અને વર્તમાન પર્યાયોમાંથી એક કે અનેક ઘડાનો સામાન્યરૂપે બોધ થાય

છે તે સંગ્રહ નય છે. સામાન્ય જીવની સત્તા ગ્રહણુ કરનાર જ્ઞાન વિશેષ પણુ સંગ્રહ નય છે, સૂક્ષ્મ નિગોદથી સિદ્ધપણા સુધીનાં તે શરીરો સંબંધી, જ્ઞશરીર અને ભવ્ય શરીરો સંબંધી સમાનરૂપ જીવનું જ્ઞાન વિશેષ તે સંગ્રહ અધ્યવસાય છે. અધિકપણે જેથી જણાય તે અધ્યવસાય.

૩–વ્યવહાર નયઃ—જલ લાવવા આદિ વ્યવહારવાળો ઘડો તે ઘટ; સુખ–દુઃખ વેદવાપણા આદિ વ્યવહારવાળો જીવ તે જીવ છે.

૪–ઋજુસૂત્ર નયઃ—વર્તમાન નામ, સ્થાપના, દ્રવ્ય અને ભાવ ઘડાની ચેષ્ટા–ક્રિયા આદિ પર્યાયોને કહેનાર શબ્દને ઘટ કહે છે. એ પ્રકારે નામ આદિ ચાર નિક્ષેપવાળો જીવ દ્રવ્ય–ભાવ પ્રાણોને આધારે જીવતો હોવાથી જીવપણારૂપે વસ્તુતાએ વર્તમાન (વર્તતો) જીવ આ નય દ્વારા ગ્રહણુ કરવા યોગ્ય છે.

૫–સાંપ્રત નય (શબ્દ નય):—ઘટ શબ્દ ઘટપણાના વર્તમાન સર્વ પર્યાય ગ્રહણુ કરે છે. વર્તમાન અવયવ અને પ્રવૃત્તિ શક્તિવાળો જીવત્વ આદિ નામવાળો તે જીવ છે.

૬–સમભિરૂઢ નયઃ—ઘટમાં કુટત્વ આદિ પર્યાયનો સંક્રમ નહિ કરવો તે સમભિરૂઢ નય છે; જે પર્યાયમાં વર્તે છે તેવા ઉદયવાળા પર્યાયધારી અન્ય જીવની પર્યાયનો સંક્રમ નહિ કરતાં સ્વપર્યાયને જણાવે તે સમભિરૂઢ નયે જીવ કહેવાય છે.

૭–એવંભૂત નયઃ—જ્ઞાન–દર્શનરૂપ સંપૂર્ણ પર્યાયની પ્રવૃત્તિમાં વર્તતો જીવ એવંભૂત નયે જીવ કહેવાય છે. એમ શબ્દ

યોજના કહી. તત્ત્વાર્થ વૃત્તિમાં વળી કહ્યું છે કે:-નૈગમ નય દેશગ્રાહી, સંગ્રહ નય સામાન્યગ્રાહી, વ્યવહાર નય વિશેષ ગ્રાહી, ઋજુસૂત્ર નય વર્તમાન વસ્તુગ્રાહી, શબ્દનય વર્તમાન ભાવગ્રાહી, સમભિરૂઢ નય દરેક શબ્દનો ભિન્ન અર્થ ગ્રહણ કરનાર અને એવંભૂત નય સ્વ સ્વપર્યાયગ્રાહી છે; ઇત્યાદિ અનેક જીવ અજીવ વિષે નય ચાલિની (નય પ્રવૃત્તિ) તત્ત્વાર્થ સૂત્રની ટીકામાંથી જાણવા યોગ્ય છે. તેમાંથી જ્ઞાન વિષે કિંચિત્ નય ચાલિની લખીએ છીએ.

૧–નૈગમ—અક્ષરના અનંતમા ભાગરૂપ ચેતનનો અંશ એકેન્દ્રિય જીવને હોય છે તે જ્ઞાન નૈગમ નયે છે.

૨–સંગ્રહ નય—સામાન્ય સત્તામાં રહેલા જ્ઞાન પરિ-ણામને જ્ઞાન કહે.

૩–વ્યવહાર નય—વસ્તુને જણાવનાર હોવાથી આઠ પ્રકારના જ્ઞાન ઉપયોગમાંથી દરેકને વ્યહાર નયે જ્ઞાન કહેવાય છે.

૪–ઋજુસૂત્ર નય—તત્ત્વની શ્રદ્ધા ગ્રહણ કરી છે એવા સમ્યક્દૃષ્ટિનું ઇન્દ્રિયજ અને અનિન્દ્રિયજ બધું જ્ઞાન ઋજુસૂત્ર નયે જ્ઞાન કહેવાય છે અને તે બધું જ્ઞાન મિથ્યાદૃષ્ટિનું વિ-પર્યાસરૂપ છે.

૫–શબ્દ નય—શ્રુતજ્ઞાન, કેવલજ્ઞાન તે શબ્દનયે જ્ઞાન છે ત્યાં સાંપ્રતનય–શ્રુત આદિ ચાર જ્ઞાનને જ્ઞાન કહે છે.

૬–સમભિરૂઢ નય—શ્રુતજ્ઞાન અને કેવલજ્ઞાનને જ્ઞાન કહે.

૭–એવંભૂત નય—કેવલજ્ઞાનને જ્ઞાન કહે છે.

એ પ્રકારે સ્વપક્ષ સ્થાપનાર, પોતાનો અભિપ્રાય જણાવનાર નયો વડે અનેક વક્તાઓ વાદ વિવાદ કરે છે. ત્યાં જેમનું મન સમ સ્વભાવ વાળું છે તે મધ્યસ્થ કહેવાય છે. એવું મધ્યસ્થપણું અંગીકાર કરવા યોગ્ય છે. ૩

**स्वस्वकर्मकृतावेशाः स्वस्वकर्मभुजो नराः ।**
**न रागं नापि च द्वेषं, मध्यस्थस्तेषु गच्छति ॥ ४ ॥**

**ભાષાર્થ**—પોત પોતાનાં કરેલાં કર્મ વિષે આગ્રહ જેણે કર્યો છે એટલે કર્મને લીધે પરવશ છે એવા મનુષ્યો પોત પોતાનાં કર્મનાં ફળના ભોકતા છે, તેમના પ્રત્યે મધ્યસ્થ જીવ રાગ પણ કરતા નથી તેમજ દ્વેષ પણ કરતા નથી.

**અનુવાદઃ**—

કર્યાં કર્મને વશ જનો, ભોગવતા નિજ કર્મ;
તે પ્રત્યે મધ્યસ્થનો, ન રાગ–દ્વેષનો ધર્મ. ૪

**જ્ઞાનમંજરીઃ**—કર્મોદયોમાં મધ્યસ્થ (સમભાવવાળા) પુરૂષ નથી રાગ કરતા, તેમજ નથી દ્વેષ કરતા. મનુષ્યો કેવા છે? પોતપોતાનાં કર્મમાં આગ્રહ જેમણે કર્યો છે એવા પોતાના કર્મને આધીન છે; સર્વે પોતાનાં કર્મ ભોગવનાર છે તેથી પોતાનાં કરેલાં કર્મનાં ફળ શુભ કે અશુભરૂપે ઉદયમાં આવે ત્યારે સમભાવવાળા મહાત્મા, ઇન્દ્રોના સમૂહ વડે તેમની ચરણ પૂજા કે વંદન થાય કે કંગાલ માણસો કે માછી વા વાઘરી જેવા હલકા જનો દ્વારા ઉપદ્રવો થાય, તો પણ રાગ કે દ્વેષ કરતા નથી, તે મધ્યસ્થ કે સમચિત્ત કહેવાય છે. 'આવશ્યક-નિર્યુક્તિ' માં કહ્યું છે કેઃ—

**वंदिज्जमाणा न समुक्कसंति, हेलिज्जमाणा न समुज्जलंति।**
**दंतेण चित्ते न चलंति धीरा मुनी सया इ अरागदोसा॥**

**ભાવાર્થ:**—મુનિને જો કોઈ વંદન કરે તો ઉત્કર્ષ ન થાય, તિરસ્કાર કોઈ કરે તો ક્રોધ ન થાય; જેમણે ચિત્તને વશ કર્યું છે, તે ( અનુકૂળ કે પ્રતિકૂળ પરિસહોમાં ) ચળતા નથી. મુનિ સદાય રાગ-દ્વેષ રહિત હોય છે. ૪

**मनः स्याद् व्यापृतं यावत्, परदोषगुणग्रहे।**
**कार्यं व्यग्रं वरं तावन्मध्यस्थेनाऽऽत्मभावने॥ ५॥**

**ભાષાર્થ:**—પારકા દોષ કે ગુણ ગ્રહણ કરવામાં જ્યાં-સુધી મન વર્તતું હોય ત્યાંસુધી મધ્યસ્થ પુરૂષે આત્મધ્યાનને વિષે મન આસક્ત કરવું ભલું છે. પર વિષે મન તે ચિંતા સ્વરૂપ છે અને આત્મ વિષે તે મન સમાધિ સ્વરૂપ છે એ વિશેષાર્થ છે.

**અનુવાદ:—**

જ્યાં લગી મન પરદોષ ગુણ, ગ્રહવાને લલચાય;
ત્યાં લગી મન મધ્યસ્થનું, સ્વવિચારે વશ થાય. ૫

**જ્ઞાનમંજરી:**—પરદોષ-ગુણ ગ્રહણ કરવામાં મન પ્રવર્તતું હોય ત્યાંસુધી આત્મસ્વરૂપના ચિંતનમાં તત્પર કરવું સારૂં છે. કોણે? મધ્યસ્થ પુરૂષે; સમભાવના સ્વાદનો રસિક હોય તેણે. આથી અમૂર્ત્ત આત્મસ્વરૂપના અગુરુલઘુ ષડ્ ગુણ હાનિ-વૃદ્ધિ પરિણમન રૂપ ઉત્પાદ-વ્યય-ધ્રુવતાવાળા સ્વરૂપના ચિંતન કરવારૂપ ગુણમાં પ્રવૃત્તિ અને અન્ય ગુણોને સહકારી પ્રવૃત્તિના ચિંતન આદિક કાર્ય થતું હોય ત્યાં એવા ગુણના ચિંતનમાં આસક્ત જીવને સાંસારિક ગુણદોષના ચિંત-

નનો અવકાશજ નથી. તેથી નિર્ગ્રંથ મહાત્માઓ વિચારે છે બાર ભાવના-ચક્ર, મોટેથી ઉચ્ચાર કરે છે દ્રવ્યાનુયોગ ગ્રંથનો; પ્રશ્નો કરે છે પરસ્પર સ્વભાવ-વિભાવ પરિણામ સંબંધી, વિલોકે છે સાવરણ- નિરાવરણ આત્મસ્વરૂપ; વિભાગ કરે છે કારણ સમૂહના પરિણામનો, તજે છે અશુદ્ધ નિમિત્તોને, વિચારે છે નિક્ષેપને, બરાબર મેળવે છે નયકથનને, તન્મય થાય છે ધ્યાન આદિમાં; કારણ કે અનાદિ વિભાવમાં વર્તતી ચેતનાના વીર્ય કે પ્રવર્તન વડે પરસ્વરૂપની ઉપાદેયતા ગ્રહણ થયાથી પરના ગુણ-દોષ અવલોકન કરવાથી થતા અશુદ્ધ ચિંતનને નિવારવા સ્યાદ્‌વાદથી પંચાસ્તિકાયનું અનંત સ્વ-રૂપ અવલોકવાનું તથા અજીવ હેય- તજવારૂપ છે અને જીવ ઉપાદેય છે એવું જ્ઞાન મન દ્વારા કરવા યોગ્ય છે. ૫

**विभिन्ना अपि पंथानः समुद्रं सरितामिव ।**
**मध्यस्थानां परं ब्रह्म प्राप्नुवन्त्येकमक्षयम् ॥ ६ ॥**

**ભાષાર્થ:**—સમુદ્ર પ્રતિ નદીના અનેક માર્ગ જેમ જુદા પણ હોય છે તેમ અપુનર્બંધક, સમ્યક્ દૃષ્ટિ આદિ મધ્યસ્થોના માર્ગ અથવા જિન-કલ્પ, સ્થવિર-કલ્પક આદિ, ક્ષયરહિત ઉત્કૃષ્ટ એક બ્રહ્મને એટલે સર્વત્ર પંચ-બોધ વિશિષ્ટ કેવળજ્ઞાનને પામે છે.

**અનુવાદ:**—

મધ્યસ્થના પંથો જુદા, ઉદધિ ભણિ નદી જેમ;
એક અક્ષય પરબ્રહ્મને, પ્રાપ્ત કરે ગણ એમ. ૬

**જ્ઞાનમંજરી:**—પંચ ધ્યાન માર્ગો, સાધન પદ્ધતિઓ સાધન-ઉપાયો દ્રવ્ય આચરણથી અનેક ભેદે ભિન્ન હોવા

છતાં સમ્યક્દષ્ટિ અપુનર્બંધક આદિ, જિનકલ્પ, સ્થવિરકલ્પ આદિ મધ્યસ્થભાવમાં રહેનારના શુકલધ્યાન પર્યંતના ભિન્ન માર્ગો એક, અક્ષય, પરબ્રહ્મને પામે છે. આથી સર્વે સાધન ઉપાયોનું એક શુદ્ધ આત્મસ્વરૂપમાં સમ્મેલન થાય છે. કારણ કે સર્વ મોક્ષ સાધકોનું સાધ્ય એક છે. શાની પેઠે? સમુદ્ર તરફ નદીઓની પેઠે. જેમ નદીઓ સમુદ્રને મળે છે તેમ તત્ત્વમાં એકતારૂપ પરિણામવાળાનાં સર્વ સાધન શુદ્ધ આત્મભાવ પ્રત્યે વહે છે. તેથી રાગ-દ્વેષનો અભાવ હિતકારી છે. ૬

**स्वागमं रागमात्रेण द्वेषमात्रात्परागमम ।**
**न श्रयामस्त्यजामोवा किंतु मध्यस्थया दृशा ॥ ७**

**ભાષાર્થ.**—વિચાર રહિત કેવળ રાગથી પોતાના સિદ્ધાંતને અમે આદરતા નથી; અથવા વિચાર રહિત કેવળ દ્વેષથી પર સિદ્ધાંતને તજતા નથી; પરંતુ મધ્યસ્થ દૃષ્ટિથી વિચારીને સિદ્ધાંતને આદરીએ છીએ કે તજીએ છીએ.

**पक्षपातो न मे वीरे न द्वेषः कपिलादिषु ।**
**युक्तिमद्वचनं यस्य तस्य कार्यः परिग्रहः ॥**

હરિભદ્રાચાર્ય

**ભાવાર્થઃ**—મને વીર પ્રત્યે પક્ષપાત નથી, કે કપિલ આદિ પ્રત્યે દ્વેષ નથી; પરંતુ જેનું વચન યુક્તિવાળું (પ્રમાણ યુક્ત) લાગે તેનું બહુમાનપણું (પકડ, અંગીકાર) કર્તવ્ય છે.

**न श्रद्धयैव त्वयि पक्षपातो, न द्वेषमात्रादरुचिः परेषु ।**
**यथावदाप्तत्वपरीक्षया तु त्वामेव वीरप्रभुमाश्रयामः ॥**

હેમચંદ્રાચાર્ય.

**ભાવાર્થ**:—હે! વીર ભગવાન, તમારા પ્રત્યે અમને શ્રદ્ધાથીજ પક્ષપાત ( બહુમાનપણું ) નથી, કે માત્ર દ્વેષથીજ અન્ય પ્રત્યે અરૂચિ નથી પરંતુ યથાર્થ આપ્તપરીક્ષા વડે તમારોજ આશ્રય અમે કરીએ છીએ.

અનુવાદ:—

માત્ર રાગ કે દ્વેષથીંજ, નહિ ગ્રહણ કે ત્યાગ;
સ્વ–પરના સિદ્ધાન્ત ભણી, મધ્યસ્થ દૃષ્ટિ ગુણરાગ. ૭

**જ્ઞાનમંજરી**:—ગણધરે કહેલાં પોતાનાં આગમનો અમે માત્ર રાગથી આશ્રય કરતા નથી; જેમ કે અમારી પરંપરા પ્રમાણે આ શાસ્ત્રો છે માટે માનવાં, આ અમારો આચાર છે, એવા રાગની આતુરતાને લીધે અમારો જિનાગમમાં રાગ નથી. અથવા કપિલ આદિનાં શાસ્ત્રો તો પર ધર્મનાં છે એવા દ્વેષ માત્રથી તેનો દ્વેષ કરતા નથી કે ત્યાગ કરતા નથી. પરંતુ પરીક્ષાથી યથાર્થ વસ્તુસ્વરૂપના નિરૂપણથી સમ્યક્જ્ઞાનનાં તે હેતુ હોવાથી મધ્યસ્થ દૃષ્ટિએ જિનાગમનો અમે આશ્રય કરીએ છીએ. વિપર્યાસ સહિત વસ્તુ સ્વરૂપનું નિરૂપણ કરતાં હોવાથી તે અયોગ્ય ધારીને, પણ માત્ર દ્વેષથી નહિ, અન્ય શાસ્ત્રોને તજવા યોગ્ય હોવાથી તજીએ છીએ. ૭

**मध्यस्थयादृशा सर्वेष्वपुनर्बंधकादिषु ।**
**चारिसंजीवनीचार-न्यायादाशास्महे हितम् ॥ ८ ॥**

**ભાષાર્થ**:–મધ્યસ્થ દૃષ્ટિએ કરીને સર્વે અપુનર્બંધક આદિ એટલે માર્ગની સન્મુખ થયેલા, માર્ગે ચઢેલા અવિરત સમ્યક્દૃષ્ટિ, અને સર્વવિરતિ જીવોનું 'હિત' ચારિ સંજીવની ચાર ન્યાયે ( અજાણ–પણે સંજીવની વનસ્પતિનો ચારો ચરાવતા

જેમ પશુપણું ટાળીને મનુષ્ય કરે તે દૃષ્ટાંતે) ઇચ્છીએ છીએ. જો કે મૈત્રી ભાવના સર્વ પ્રત્યે છે તથાપિ પ્રવૃત્તિ અનુકૂળ ભાવના અપુનર્બંધક આદિ આશ્રિતજ કહી.

**અનુવાદ:—**

અપુનર્બંધક પ્રમુખ, મધ્યસ્થ દૃષ્ટિએ હિત;
કરે સંજીવની ન્યાયથી, એ ઇચ્છા સુપ્રતીત. ૮

**જ્ઞાનમંજરી:**—અમે મધ્યસ્થ દૃષ્ટિથી સર્વ પ્રત્યે મૈત્રી પ્રમોદ, કરૂણા, આદિ ભાવે કલ્યાણ ઇચ્છીએ છીએ. સર્વત્ર રાગદ્વેષના પરિત્યાગરૂપ અનુકૂળ ભાવના વડે હિત સધાય છે. કેવી રીતે ? ચારિસંજીવની ચાર ન્યાયે; તેનું ઉદાહરણ:— કોઇ પુરૂષ અજાણ્યો છતાં પશુ ચારતાં પશુપણાના ત્યાગનું અને દેખતાપણાનું કારણ બન્યો;

એ ચારિસંજીવની ચારણરૂપ દૃષ્ટાંત છે તે પ્રમાણે. તે પ્રકારે ચારિત્ર આદિમાં મંદ પ્રયત્નવાળો છતાં અધ્યાત્મભાવ અનુસાર સમભાવમાં પરિણમતાં અનાદિ પશુપણાના ભાવને ટાળીને આત્માને સ્વરૂપની પ્રાપ્તિરૂપ ભેદજ્ઞાનની કુશળતારૂપ દૃષ્ટિવાળો-દેખતો કરે છે, તેથીજ સાધ્યની અપેક્ષાવાળાનાં સર્વ સાધન હિતકારી છે; તે સિવાયના સૌ સાધન બાળક્રીડારૂપ છે, 'વીતરાગ સ્તોત્ર' માં કહ્યું છે:—

**"તથાપિ શ્રદ્ધામુગ્ધોઽહં, નોપાલભ્યઃ સ્ખલન્નપિ।
વિશૃંખલાપિ વાગ્વૃત્તિઃ શ્રદ્દધાનસ્ય શોભતે ॥"**

**ભાષાર્થ:**—તોપણ શ્રદ્ધાથી મુગ્ધ થયેલો હું ભૂલ કરવા છતાં ઠપકાને પાત્ર નથી; શ્રદ્ધા કરનારની નિરંકુશ વાણીના પ્રવાહ પણ શોભા આપે છે. કોનું કલ્યાણ ઇચ્છીએ

છીએ? અપુનર્બંધક આદિનું. અપુનર્બંધકનું સ્વરૂપ શ્રી હારિભદ્ર સૂરિના વચનથી જાણવું. આદિ શબ્દથી માર્ગાભિમુખ, માર્ગપતિત, અવિરત સમ્યક્દૃષ્ટિ, દેશ વિરતિ, સર્વ વિરતિ આદિનું. સર્વત્ર પરભાવ રાગદ્વેષથી રહિત આત્મસ્વભાવની અનુકૂળતાજ સાધન છે ' યોગ શાસ્ત્ર 'માં કહ્યું છે:-

आत्मैव दर्शनज्ञान–चारित्राण्यथवा यतेः ।
यत्तदात्मकएवैष शरीरमधितिष्ठति ॥ १ ॥
आत्मानमात्मनावेत्ति मोहत्यागाद् यदात्मनः ।
तदेव तस्य चारित्रं तज्ज्ञानं तच्च दर्शनम् ॥ २ ॥
आत्माज्ञानभवं दुःखमात्मज्ञानेन हन्यते ।
तपसाप्यात्मविज्ञान–हीनैश्छेत्तुं न शक्यते ॥ ३ ॥
सोऽयं समरसीभाव–स्तदेकीकरणं मतम् ।
आत्मा यदपृथक्त्वेन लीयते परमात्मनि ॥ ४ ॥

**ભાવાર્થ:**—અથવા મુનિનો આત્માજ દર્શન, જ્ઞાન અને ચારિત્ર છે; કારણ તે રત્નત્રયમય આત્માજ શરીરમાં રહેલો છે. (૧)

મોહના ત્યાગથી તે આત્માને આત્માવડે આત્મામાં જાણે છે તેજ તેનું ચારિત્ર છે, તેજ જ્ઞાન છે અને તેજ દર્શન છે (૨)

આત્માના અજ્ઞાનથી ઉપજતું દુઃખ આત્મજ્ઞાનથી ટળે છે; આત્મજ્ઞાન રહિત જીવો તપ વડે પણ તે દુઃખને છેદી શકતા નથી. (૩)

જેથી આત્મા અભિન્ન પણે પરમાત્મામાં લીન થાય તે આ સમરસીભાવ છે, તેમાં તન્મય થવું એમ કહેલું છે, માનેલું છે. (૪)

## ૧૭. નિર્ભયાષ્ટક

**यस्य नास्ति परापेक्षा स्वभावाद्वैतगामिनः ।**
**तस्य किं नु भयभ्रान्ति-क्लान्तिसन्तानतानवम् ॥ १ ॥**

**ભાષાર્થ:**—જેને પરની અપેક્ષા (સ્પૃહા-ગરજ) નથી અને સ્વભાવની અભેદતા પ્રત્યે જે જનાર છે એટલે કેવળ આત્મસ્વભાવના લાભવંત છે તેને ત્રાસના ભ્રમથી થતા ખેદની શ્રેણિ શું સંકોચાઇ જતી નથી? અર્થાત ભય ભ્રમનો ખેદ વધતો નથી, ટળી જાય છે.

અનુવાદ:—

જેને પરની ગરજ નહિ, સ્વભાવમાંજ મસ્તાન;
તેને ભયકૃત ભ્રાન્તિની ખેદ-શ્રેણિ ગઇ માન (ક્ષય જાણ). ૧

**જ્ઞાનમંજરી:**—નિર્ભય થયેલાને મધ્યસ્થતામાં સ્થિરતા રહે છે. ભયરૂપ મોહના ઉદયથી પરિણામ ચપળ થાય છે, તેથી ભયનો ત્યાગ કરવા યોગ્ય છે. કારણ કે આત્મા શુદ્ધ ચૈતન્યસ્વરૂપ અવિનાશી છે, તેથી નિર્ભયજ છે.

નામ અને સ્થાપના નિક્ષેપે નિર્ભયતાનું સ્વરૂપ સુગમ છે, દ્રવ્ય નિર્ભય એટલે સાત ભયથી રહિત; ભાવ નિર્ભય એટલે કર્મબંધના કારણરૂપ વિભાવ પરિણતિથી રહિત; (મિથ્યાત્વ અવિરતિ આદિ) બંધનાં કારણરૂપ પરિણામ આત્માની સત્તાને રોકી રાખનાર અને નવાં કર્મ બંધાવનાર હોવાથી મહા ભયરૂપ છે; તે ભય સંવર પરિણામે પરિણમેલા જીવોને હોતો નથી.

નૈગમ નયે સર્વ દ્રવ્યો નિર્ભય છે; સંગ્રહ નયે વસ્તુની સત્તા વિષે નિર્ભયપણું છે, કારણ કે વસ્તુનો સ્વભાવ અવિ-

નાશી છે; વ્યવહાર નયે કર્મના ઉદયમાં તન્મય ન થનાર ધીર પુરૂષને નિર્ભયતા છે; ઋજુસૂત્ર નયે નિર્ગંથ મુનિને નિર્ભયતા છે; શબ્દ નયે ધ્યાનમાં રહેલા મુનિ નિર્ભય છે; સમભિરૂઢે નયે કેવળી ભગવાનને નિર્ભયતા છે; અને એવંભૂત નયે સિદ્ધ ભગવાનને સર્વ અવિનાશી ગુણો પ્રગટયા હોવાથી નિર્ભયતા છે. અને અહિં તો યથાર્થ આત્મસ્વરૂપને જાણ-નારને ઔદયિક (ઉદયના) ભાવમાં મમતા નથી તેથી તે પોતાના સાધનમાં નિર્ભય રહે છે. માટે નિર્ભય-અષ્ટકનું નિરૂપણ કરે છે:-

જેને પરનો આશ્રય કે પરની આશા નથી અને જેનો સ્વભાવમાં એકતા પ્રાપ્ત કરવાનો સ્વભાવ છે તેને ત્રાસ, ભ્રમ અને ખેદની પરંપરા વધતી ન અટકે? અટકે. આથી પરવસ્તુ સાચવવાનો, પરની આશા આદિથી ભય હોય છે. જે પર પદાર્થ પ્રત્યે નિઃસ્પૃહ છે, તેને પર પદાર્થના અભાવથી ખેદ ક્યાંથીજ હોય? ૧

**भवसौख्येन किं भूरि-भयज्वलनभस्मना।**
**सदा भयोज्झितं ज्ञान-सुखमेव विशिष्यते ॥ २ ॥**

**ભાષાર્થ:**—ઘણા ભય (ત્રાસ)રૂપ અગ્નિથી ભસ્મ (રાખોડી) થયેલું સંસાર સુખ શા કામનું છે; નિરંતર ભય રહિત જ્ઞાન સુખજ સર્વથી અધિક છે; સર્વોપરી છે.

**અનુવાદ:**—

બહુ ભયમાં બળી રાખ સમ, ભવસુખ માનો દુઃખ;
સર્વોપરી નિર્ભય સદા, ગણો જ્ઞાનથીજ સુખ ૨

**જ્ઞાનમંજરીઃ**—આ લોક, પરલોક આદિના બહુ ભયરૂપ અગ્નિથી બળીને રાખોડી થયેલાં એટલે ચોર, ભાગીઆ અને રાજાના ભય રૂપ અગ્નિથી બળી ગયેલાં ભવ સુખ એટલે ઇન્દ્રિયોનાં માની લીધેલાં સુખ પણ દુઃખની જાતિનાં છે તેને શું કરવાં છે? કંઇજ નથી જોઇતાં. તત્ત્વની ઓળખાણ રૂપ જ્ઞાનનું સુખ નિર્ભય છે. તે સર્વોપરિ છે. જ્ઞાનમાંજ ખરૂં સુખ છે; પુદ્ગલનાં સુખમાં તો સુખનો આરોપ છે તે ભ્રમજ છે, કહ્યું છે કેઃ-

**जं पुग्गलजं सुक्खं दुक्खं चेवत्तिजहयतत्तस्स ।**
**गिह्मे मट्टिअलेवो, विडंबणा खिसणामूलं ॥**

**ભાવાર્થઃ**—જેપુદ્ગલથી ઉપજતા સુખ છે તે દુઃખજ છે, તેથી તેનો ત્યાગ કરો, ગ્રીષ્મ ઋતુમાં શરીર ઉપર માટીનો લેપ સુકાઇ જતાં તતડવાથી વિડંબના દુઃખ રૂપ અને નિંદાનું કારણ બને છે, માટે પુદ્ગલનું ગ્રહણ કર્તવ્ય નથી, તે સુખ રૂપ નથી. ૨

**न गोप्यंक्वापि नारोप्यं, हेयं देयं च न क्वचित् ।**
**क्व भयेन मुनेः स्थेयं, ज्ञेयं ज्ञानेन पश्यतः ॥ ३ ॥**

**ભાષાર્થઃ**—ક્યાંય મુનિને ગોપવવા ( સંતાડવા ) યોગ્ય નથી, કે થાપવા યોગ્ય નથી; વળી ક્યાંય છાંડવા કે દેવા યોગ્ય નથી; જાણવા યોગ્યને જ્ઞાને કરીને જાણતા મુનિએ ભયસહિત ક્યાં રહેવા યોગ્ય છે? ક્યાંય નહિ.

**અનુવાદઃ**—

જ્ઞેય જ્ઞાનથી દેખતા, મુનિને ભય શો હોય?
જો નહિ ઢાંકવું, થાપવું, નહિ દેવું, તજવું કોય. ૩

**જ્ઞાનમંજરી:**—પરમાત્મભાવરૂપ સાધ્યના ઉપાયમાં પ્રીતિવાળા આત્મતત્ત્વના જ્ઞાનના અનુભવરૂપ સ્વસંવેદનમાં પ્રવીણ મુનિને ઢાંકવા યોગ્ય કંઇપણ નથી; સ્વધર્મ કોઇ લઇ શકે તેમ નથી, તેને સંતાડવો કેમ પડે? વળી જે ગુણ ન હોય તેને સ્થાપવાનું પણ તેને નથી. કારણ કે સ્વરૂપથીજ અનંત ગુણમય હોવાથી પરગુણ વડે તેનું સ્થાપન કે તેનો આરોપ ક્યાંય કરવો પડે તેમ નથી. સર્વ છોડવા યોગ્ય વસ્તુઓને હેયપણે (છાંડવા યોગ્ય) કરેલી હોવાથી ક્યાંય છોડવા યોગ્ય રહ્યું નથી. સ્વધર્મનો સમૂહ પરમાં જઇ શકતો નહિ હોવાથી ક્યાંય દેવાનું પણ નથી. તેથી મુનિએ બચવાની અભિલાષાવાળા બની ભય સહિત ક્યાં રહેવા યોગ્ય છે? કોઇ સ્થળે નહિ. કારણ કે પોતેજ પોતાને બચાવવા સમર્થ છે. કેવા મુનિ છે? સ્વ અને પર પદાર્થના સમૂહને જ્ઞાન વડે જાણતા, દેખતા મુનિ છે. ૩

**एकं ब्रह्मास्त्रमादाय, निघ्नन्मोहचमूं मुनिः ।**
**बिभेति नैव संग्राम-शीर्षस्थ इव नागराट् ॥ ४ ॥**

**ભાષાર્થ:**—એકજ બ્રહ્માસ્ત્રને ગ્રહીને મોહની સેનાને હણતો મુનિ, સંગ્રામને મોખરે રહેલા મહા મતવાળા (ઉન્મત્ત) હાથી સમાન બીતોજ નથી.

**અનુવાદ:**—

રણાંગણે ગજરાજ સમ, નિર્ભય રહે મુનિરાજ;
બ્રહ્માસ્ત્ર એકજ ધારીને, મોહસૈન્ય હણતાજ. ૪

**જ્ઞાનમંજરી:**—પરભાવથી અટકેલા, સ્વરૂપમાં રમણ કરનાર મુનિ ભય પામતા નથી. શું કરતાં? મોહની સેનાનો

નાશ કરતાં. શું કરીને? બ્રહ્મજ્ઞાન—આત્મસ્વરૂપનું ઓળખાણુ–રૂપ હથિયાર (અસ્ત્ર) ગ્રહણુ કરીને. કોની પેઠે? સંગ્રામને મોખરે ગજરાજની પેઠે. જેમ ઉત્તમ હાથી રણુ-સંગ્રામમાં બીતો નથી તેમ કર્મને જીતવા પ્રવર્તેલા મુનિ ભય પામતા નથી, જે સ્વરૂપમાં આસક્ત છે. પરભાવનો નાશ કરવા તત્પર થયા છે તેમને ભય હોય નહિ. કારણુ કે પર-સંયોગના વિનાશનો ભય લાગે છે; તેનો વિનાશ તો આને કરવોજ છે તેથી શરીર આદિ સર્વ પરભાવથી વિરામ પામ્યા છે તેવા મુનિને ભય નજ હોય. ૪

**मयूरी ज्ञानदृष्टिश्चेत् प्रसर्पति मनोवने ।**
**वेष्टनं भयसर्पाणां न तदानंदचंदने ॥ ५ ॥**

**ભાષાર્થ:**—જો મનરૂપ વનને વિષે (આત્મજ્ઞાનરૂપ દૃષ્ટિ) જ્ઞાનદૃષ્ટિરૂપ ઢેલ (મયૂરી) સ્વેચ્છાએ વિચરે, તો આનંદરૂપ બાવના ચંદન ઉપર ભયરૂપ સર્પનું વીંટાવું થતું નથી.

**અનુવાદ:**—

મનોવને મયૂરી સમી, જ્ઞાનદૃષ્ટિ દેખાય;
તો ન આનંદ–ચંદને, ભય–સર્પો વીંટાય. ૫

**જ્ઞાનમંજરી:**—ચિત્તરૂપી બાગમાં જો સ્વભાવ અને પરભાવનો વિવેક કરનારી જ્ઞાનદૃષ્ટિરૂપી મયૂરી (ઢેલ) સ્વેચ્છાએ વિચરે, તો સ્વરૂપના અનુભવના આનંદરૂપ ચંદન ઉપર ભયરૂપ સર્પો ન વીંટાય. જ્ઞાનવડે સ્વ અને પરનો ભેદ થતાં એટલે પોતાના અમૂર્ત ચૈતન્યઘન સ્વભાવનો નિર્ધાર અને પરસંયોગના પર્યાયપણાનો નિર્ધાર થતાં ભય ઉત્પન્ન થતો નથી, એ કહેવાનું છે. ૫

**कृतमोहास्त्रवैफल्यं, ज्ञानवर्म बिभर्ति यः।**
**क भीस्तस्य क्व वा भङ्गः कर्मसंगरकेलिषुः ? ॥ ६ ॥**

**ભાષાર્થ:**-જે મોહાસ્ત્રને નિષ્ફળ કરનાર જ્ઞાનરૂપ બખ્તર ધારણ કરે તેને ક્યાં ભય છે? કે ક્યાં કર્મરૂપ સંગ્રામની ક્રીડામાં પરાજય છે?

**અનુવાદ:—**

અફળ કરે મોહાસ્ત્રને, જ્ઞાન-વર્મ ધરનાર;
કર્મ-રણ-ક્રીડા વિષે, તો શો ભય કે હાર? ૬

**જ્ઞાનમંજરી:**—સ્વરૂપના આનંદને ભોગવનારને કર્મક્ષય કરવારૂપ રણમાં ક્યાંથી ભય હોય? પરાજય, હાર ક્યાંથી હોય? નજ હોય. કેવા પુરૂષને? મોહાસ્ત્રને નિષ્ફળ કરે તેવું જ્ઞાનરૂપ બખ્તર જેણે પહેર્યું છે તેને સર્વ મોહનો નાશ કરે તેવું ભયંકર જ્ઞાનબખ્તર ધારણ કરનારને કર્મ વડે આત્મગુણની ઘાત થશે એવો ભય ક્યાંથી હોય? કહેવાનું તાત્પર્ય કે જેણે સ્વપર પદાર્થની નયભેદે પરીક્ષા કરી છે તેને મોહાદિનો ભય નથી. ૬

**तूलवल्लघवो मूढा भ्रमन्त्यभ्रे भयानिलैः।**
**नैकं रोमापि तैर्ज्ञान-गरिष्ठानां तु कम्पते ॥ ७ ॥**

**ભાષાર્થ:**—હલકા મૂર્ખ આકડાના તૂલની પેઠે ભયરૂપ વાયરે કરીને આકાશમાં ભમે છે, પરંતુ જ્ઞાને કરીને ભારે છે તેમનું તો એક રૂવાંડુંએ તે ભયરૂપ પવને કંપતું નથી.

**અનુવાદ:—**

નભે ભમે ભય-પવનથી, તૂલ તુલ્ય લઘુ અજ્ઞ;
જ્ઞાન-ગરિષ્ઠનું રોમ પણ, કંપે ન, નિર્ભય સુજ્ઞ. ૭

**જ્ઞાનમંજરી:**—તત્ત્વજ્ઞાન રહિત જનો આકડાના તૂલ જેવા હળવા આકાશમાં ભયપવનથી પ્રેરાયલા ભમે છે, પરંતુ જ્ઞાનથી ભારે (ગંભીર) છે તેમનું એક રોમ પણ તે ભયપવનથી ફરકતું નથી. આથી સાત ભયની સમીપતામાં મૂઢ જનો પરભાવને આત્માપણે જાણવાથી મુગ્ધ બનેલા પર પદાર્થના વિયોગના ભયે કંપતા અહિં તહિં ભમે છે. અને જે અસંખ્યાત પ્રદેશી, અનંતજ્ઞાનમય આત્માનું સ્વરૂપ અવલોકનારા જ્ઞાનવડે ગંભીર (ભારે) છે, અવિનાશી ચૈતન્યના ભાવમાં આસક્ત છે તેમનું અભિપ્રાયરૂપ રૂવાંડું પણ કંપતું નથી. જે પદાર્થ નાશવંત છે, તે નાશ પામે તેમાં ભય શો? અધ્યાત્મ અભ્યાસમાં એકતા થવાથી અનુભવાતા આનંદથી આનંદિત થયેલા મહાપુરૂષો સદા નિર્ભય હોય છે, સ્વરૂપમાં સ્થિર ઉભા રહે છે.

**चित्ते परिणतं यस्य चारित्रमकुतोभयम् ।**
**अखण्डज्ञानराज्यस्य, तस्य साधोः कुतो भयम् ॥ ८ ॥**

**ભાષાર્થ:**—જેના ચિત્તમાં, કોઈને જેથી ભય ન ઉપજે તેવું ચારિત્ર પ્રરિણમ્યું છે અને અખંડિત જ્ઞાનરૂપ રાજ્ય જેને છે તે સાધુને કયાંયથી ભય ન હોય. 'પ્રશમરતિ'માં કહ્યું છે કે:—

**" आचाराध्ययनोक्तार्थ-भावना चरणगुप्तहृदयस्य ।**
**नतदस्ति कालविवरं यत्र क्वचनाभिभवनं स्यात् ॥ "**

**ભાવાર્થ:**—આચારાંગના અધ્યયનોમાં કહેલા અર્થની ભાવના સહિત ચારિત્રથી જેનું હૃદય સુરક્ષિત છે તેનો કયાંય પરાભવ થાય તેવું કાલ છિદ્ર પામી શકાય તેમ નથી.

**અનુવાદ:—**

અખંડજ્ઞાનરૂપ રાજ્યપતિ, સાધુના ચિત્તમાંય;
અભય ચારિત્ર પરિણમ્યે, ભય તેને નહિ કયાંય.

**જ્ઞાનમંજરી:—**જે નિર્ગ્રંથને કયાંયથી ભય ન લાગે તેવું ચારિત્ર સ્વરૂપસ્થિરતારૂપ પરિણમ્યું હોય, ચેતના વીર્યઆદિ સર્વ ગુણોમાં તન્મય થયું હોય, તે સાધુને ક્યાંથી ભય હોય ? કયાંયથી ન હોય. કેવા મુનિને ? અખંડિત જ્ઞાન-રૂપી રાજ્યવાળા મુનિને; એટલે વચનધર્મ ક્ષમા, માર્દવ, આર્જવરૂપ પરિણમેલા શુદ્ધ જ્ઞાનમાં રમણતા કરતા, દ્રવ્ય-ભાવ મુક્તિ (નિર્લોભતા) વાળા અત્યંત અકિંચન (કાંઈ પણ સંગ્રહ નહિ રાખનાર ત્યાગી) સાધુને ભય નથી. શ્રી કેશિ-ગૌતમ અધ્યયનમાં (ઉત્તરાધ્યયનસૂત્ર)માં કહ્યું છે કે:-

**एगप्पा अजिए सत्तू-कसाया इंदियाणि अ।**
**तज्जिणित्तुजहानाय विहरामि अहं मुणी ॥ ३८ ॥**
**रागद्दोसादयो तिव्वा नेहपासा भयंकरा।**
**ते छिंदित्तु जहा नायं विहरामी जहक्कमं ॥ ४३ ॥**

**ભાવના:—**હે! મુને, એક (મનની દુષ્ટ પ્રવૃત્તિને વશ થયેલો) જીવાત્મા જો ન જીતાય તો તે શત્રુ છે. (આત્માને ન જીતવાથી કષાયો ઉત્પન્ન થાય છે) અને એ શત્રુના પ્રતાપે ચાર કષાયો અને પાંચે ઇન્દ્રિયો પણ શત્રુ છે. એમ આખી શત્રુની પરંપરાને જૈન શાસનના ન્યાય પ્રમાણે જીતીને શાંતિપૂર્વક હું વિહાર કર્યા કરૂં છું. ૩૮

રાગ, દ્વેષ, મોહ, પરિગ્રહ અને સ્ત્રીસ્વજનો ઉપરની આસક્તિઓ છે તેજ તીવ્ર, ઘાટાં અને ભયંકર સ્નેહબંધનો

છે; તેને છેદીને યથાન્યાયે ક્રમપૂર્વક જૈન શાસનમાં રહી મારો વિકાસ સાધું છું, અને વિચરી રહ્યો છું.

તેમજ નમિપ્રવર્જ્યા-ઉત્તરાધ્યનમાં નમિરાજર્ષિનું વચન છે:-

**बहु खु मुणिणो भद्दं, अणगारस्स भिक्खुणो।**
**सव्वओ विप्पमुक्कस्स एगंतमणुपस्सओ॥ १६॥**

**ભાવાર્થ:**—ગૃહસ્થાશ્રમથી પર થયેલા એવા ત્યાગી અને સર્વ જંજાળથી મુક્ત થઇ એકાંત આત્મભાવનેજ અનુસરનારા ભિક્ષુને ખરેખર દરેક સ્થળે બહુ આનંદ હોય છે."

ઇત્યાદિ પર પુદ્ગલના સંયોગમાં યથાર્થ જ્ઞાનવંત મહાત્માને ભય નથી. ૮

## ૧૮. અનાત્મશંસાષ્ટક

**गुणैर्यदि न पूर्णोऽसि, कृतमात्मप्रशंसया।**
**गुणैरेवासि पूर्णश्चेत् कृतमात्मप्रशंसया॥ १॥**

**ભાષાર્થ:**—જો તું ગુણો વડે પૂર્ણ નથી, તો પોતાની પ્રશંસા તે ફોકટ ફૂલવું થાય; જો તું ગુણેજ કરી પૂરો છે, તો પોતાની પ્રશંસા કરવાની કંઈ જરૂર નથી. '**आचारःकुलमाख्याति**' આચારજ કયા કુળનો છે તે કહી આપે છે. એ ન્યાયે પોતાની મેળેજ ગુણ પ્રગટ થશે.

**અનુવાદ:**—

ગુણગણથી નહિ પૂર્ણ તો, આત્મ-પ્રશંસા શીય ?
પૂર્ણ ગુણીને જરૂર શી ? કરે ગુણો કીર્તિય. ૧

**જ્ઞાનમંજરીઃ**—નિર્ભયપણું સર્વભાવના ત્યાગે થાય છે અને સર્વ પરભાવોનો ત્યાગ તે પરભાવમાં અનાત્મજ્ઞાન (પોતાપણું કે પોતાના નથી એવું જ્ઞાન) થવાથી થાય છે. તે માટે જે આત્માથી જુદું તે અનાત્મ, તેની શંસા એટલે કહેવું તેરૂપ અનાત્મશંસા–અષ્ટક કહેવાય છે.

તેમાં નામ અને સ્થાપના સુગમ છે; દ્રવ્યથી અનાત્મશંસન બે પ્રકારે છે; બાહ્ય અને અંતરંગ. ત્યાં બાહ્ય પણ લૌકિક અને લોકોત્તર એમ બે ભેદે છે; દ્રવ્યથી લૌકિક બાહ્ય અનાત્મશંસન એટલે પોતાના ભોગ આદિ પ્રયોજનનો જેમાં અભાવ છે એવાં પર ધન પરઘર, પરસ્ત્રી આદિ મારાં નથા ઇત્યાદિ આગ્રહરૂપ તો લૌકિક અને લોકોત્તર બાહ્ય અનાત્મશંસન જેમ કે ધન, સ્વજન, શરીરઆદિ વિનાશી હોવાથી, પર ભવમાં સહાય કરનારાં નથી તેથી મારાં નથી એમ ગણવું. તથા દુઃખની ઉત્પત્તિરૂપ સ્વાર્થનાં સગાં એવાં સ્વજનો સંબંધી પરપણું માનવું એકપણાનું ચિંતન ન કરવારૂપ અંતરંગ અનાત્મશંસન દ્રવ્યથી જાણવું. વળી ભાવથી કુશાસ્ત્ર અનુસાર મોક્ષની અભિલાષાપૂર્વક દુર્ગુણોનો ત્યાગ તે અશુદ્ધ અનાત્મશંસન છે અને શુદ્ધ તો સમ્યક્દર્શનપૂર્વક તત્ત્વના વિવેચનવાળાં સમ્યક્જ્ઞાન વડે આત્માના સ્વદ્રવ્ય-સ્વક્ષેત્ર-સ્વકાલ સ્વભાવથી ભિન્ન ઉપાધિકપણું બધુંય પરરૂપ છે, મારૂં નથી એવું યથાર્થ ભેદજ્ઞાન તે અનાત્મશંસન છે તે કરવાથી તત્ત્વજ્ઞાન થાય છે. તે પણ જ્યાંસુધી અનિષ્ટ અજીવ પદાર્થોમાં અને જીવ સાથે સંબંધવાળા કર્મ પુદ્ગલોમાં, તેના ફળમાં તથા તેને નિમિત્તે ઉત્પન્ન થયેલા અશુદ્ધ વિભાવ પરિણામોમાં અનાત્મપણું મનાય

છે ત્યાં સુધી તે વ્યવહાર નયે અનાત્મશંસા છે. અસત્ નિમિત્તને આધીન ચેતનાના વીર્યની પરિણુતિ સહિત ભાવયોગરૂપ ચેતનાના વિકલ્પોમાં પરપણું માનવું તે ઋજુસૂત્ર નયે અનાત્મશંસા છે. દ્રવ્ય-ઔદયિક-સદાચાર, સત્યભાષા, સત્યમનોયોગ આદિમાં સાધનરૂપ સંવરનાં અધ્યવસાયોમાં, સત્ નિમિત્તને અવલંબતાં પોતાના આત્માનાં પરિણામોમાં પરપણું ગણવું તે શબ્દનયે અનાત્મશંસન છે. રૂપાતીત શુકલધ્યાન અને શૈલેશિકરણ આદિને પણ પરપણે ગણવાં તે સમભિરૂઢ નયે અનાત્મશંસા છે. પોતાના આત્માના પારિણામિક ભાવરૂપ અનંતજ્ઞાન, અનંતદર્શનથી બીજુ બધુંય પર છે એવું એવંભૂત નયે અનાત્મશંસન છે. એ પ્રકારે અનાત્મપણું સર્વત્ર સમ્યકૃદૃષ્ટિ ને શ્રદ્ધાથી છે, મુનિઓને ભિન્ન કરવા પડે છે; ભિન્નરૂપે જિન ભગવાનને છે. અને સર્વથા અભાવરૂપે સિદ્ધોને છે એમ વિરતિની શ્રદ્ધા વડે સ્થાપવા યોગ્ય છે, તેમ કરવા યોગ્ય છે; પરભાવનું કર્તાપણું ભોગતાપણું આશ્રયપણું, સંયોગીપણું ચેતનનું કાર્ય નથી એવો સાધકને અવકાશ છે. આત્માજ સામાયિક છે, સામાયિકના અર્થરૂપ છે, ઇત્યાદિ અર્હંતના વાકયોને અનુસરનાર થવું. યોગશાસ્ત્રમાં વળી કહ્યું છે:—

अमूर्त्तस्य चिदानंद-रूपस्य परमात्मनः ।
निरंजनस्य सिद्धस्य, ध्यानं स्याद्रूपवर्जितम् ॥ १ ॥

इत्यजस्रं स्मरन् योगी, तत्स्वरूपावलंबनः ।
तन्मयत्वमाप्नोति, ग्राह-ग्राहकवर्जितम ॥ २ ॥

अनन्यशरणीभूय, स तस्मिन् लीयते तथा ।
ध्यातृध्यानोभयाभावो ध्येयेनैक्यं यथा व्रजेत् ॥ ३ ॥

**सोऽयं समरसीभावस्तदेकीकरणंमतम ।**
**आत्मा यदपृथक्त्वेन लीयते परमात्मनि ॥ ४ ॥**
**अलक्ष्यं लक्ष्यसंबंधात्स्थूलात्सूक्ष्मं विचिन्तयेत् ।**
**सालंबाच्च निरालंबं विशुद्धं तत्त्वमञ्जसा ॥ ५ ॥**

**ભાષાર્થઃ**—અમૂર્ત્ત ( અરૂપી ) ચિદાનંદરૂપ, નિરંજન. પરમાત્મા સિદ્ધનું ધ્યાન રૂપાતીત છે. ૧ એમ નિરંતર સ્મરણ કરતો, તે સ્વરૂપના અવલંબનવાળો યોગી, ગ્રહણ કરનાર કે ગ્રહણ કરવા યોગ્ય ભાવ રહિત બની તન્મયતા પામે છે. ૨ ધ્યાન કરનાર અને ધ્યાન બન્ને ભૂલાઈ જાય અને ધ્યાન કરવા યોગ્ય ( ધ્યેય ) સાથે એકતા પામે એવા પ્રકારે તે અનન્ય શરણ પામીને તેમાં લીન થાય છે. ૩

આત્મા અભિન્ન ભાવે પરમાત્મામાં લીન થાય એવો આ સમરસીભાવ છે, તેમાં એકાકાર થવું એમ જ્ઞાનીઓએ સ્વીકાર્યું છે, ૪ સ્થૂલ લક્ષ્યના સંબધ ઉપરથી સૂક્ષ્મ અલક્ષ્યનું ચિંતન કરવું, અને આલંબનવાળી દશા ઉપરથી નિરાલંબન દશા વિશુદ્ધ તત્ત્વ પામવું એ યથાર્થ છે. ૫

એમ આત્મસ્વરૂપનું ધ્યાન કરનાર સર્વ પર પદાર્થને અનાત્મરૂપ જાણે છે તે આત્મજ્ઞાની પ્રશંસા કરતા નથી એમ હવે કહે છેઃ-

કેવળજ્ઞાન આદિ વડે તું પૂર્ણ નથી તો તારી આત્મ-સ્તુતિ-પોતાનાં વખાણ વ્યર્થ છે. નિર્ગુણી આત્માની પ્રશંસા શી કરવી? પુદ્ગલની ઉપાધિથી થયેલા ગુણો છે એમ મૂઢ પુરૂષો કહે છે, તેથી કંઇ પ્રશંસા થતી નથી. જો તું સમ્યક્-દર્શન, જ્ઞાન, ચારિત્ર, તપરૂપ સાધન ગુણોએ કે ક્ષાયિક

જ્ઞાન-દર્શન ચારિત્રરૂપ સિદ્ધ ગુણોએ પૂર્ણ હો તો શબ્દરૂપ આત્મપ્રશંસાની શી જરૂર છે? પ્રગટ કરેલા ગુણો પોતેજ જાહેર થાય છે. શેરડીના સાંઠા પરાળથી (ઘાસથી) ઢંકાયેલા ઘણો કાળ રહેતા નથી. એમ છે તો સ્વમુખે પોતાના ગુણોની પ્રશંસા શી કરવી? વળી વ્યવહારથી જણાવે છે:-

**श्रेयोद्रुमस्य मूलानि, स्वोत्कर्षांभः प्रवाहतः।**
**पुण्यानि प्रकटीकुर्वन् फलं किं समवाप्स्यसि ॥ २ ॥**

**ભાષાર્થ:**—કલ્યાણરૂપ વૃક્ષનાં મૂળરૂપ (પોતે સુકૃત કર્યાં હોય તે) પુણ્ય પોતાના ગુણના વાદરૂપ જળપ્રવાહથી પ્રગટ કરતાં (ઉઘાડાં કરતાં) શું (શ્રેયરૂપ વૃક્ષનું) ફળ પામીશ? કંઇ નહિ પામે. ગુપ્ત પુણ્યજ ફળદાયક છે. "**धर्मःक्षरति कीर्तनात्**" કહી બતાવવાથી ધર્મનો નાશ થાય છે.

**અનુવાદ:—**

શ્રેયતરૂ સુકૃતમૂળ, સ્વગુણવાદ જળ ધોધ;
મૂળ ઉઘાડયે નહિ ટકે, તરૂ-ફળ પછી કયાં શોધ? ૨

**જ્ઞાનમંજરી:**—હે! ભલા માણસ, કલ્યાણ વૃક્ષના પુણ્યરૂપ મૂળ, પોતાની બડાઇ હાંકવારૂપ પાણીના પ્રવાહથી ખુલ્લાં કરનાર તું શું ફળ પામશે? નહિજ, જે ઝાડનું મૂળ ઉખેડયું તેને ફળ ક્યાંથી આવે? ૨

**आलम्बिता हिताय युः परैः स्वगुणरश्मयः।**
**अहो स्वयं गृहि तु पातयन्ति भवोदधौ ॥ ३ ॥**

**ભાષાર્થ.**—પોતાના ગુણરૂપી દોરડાંનું બીજા આલંબન લે તો હિત થાય; પરંતુ અહો! આશ્ચર્યની વાત છે કે

પોતે પોતાના ગુણરૂપ દોરડાં ગ્રહ્યાં તો તે સંસાર સમુદ્રમાં પાડે. આત્મ-પ્રશંસા રૂપી દોર પોતે (ગ્રહ્યા) ગ્રહે તો બોળે બૂડાવે); પર ગ્રહે તો તારે, એ આશ્ચર્ય.

**અનુવાદઃ**—

સ્વગુણ-દોર ગ્રહી અન્યજન, કરે કદી કલ્યાણ;
પોતે અહો! ગ્રહતા ડૂબે, ભવોદધિમાં જાણ. ૩

**જ્ઞાનમંજરીઃ**—પોતાના ગુણરૂપી દોરનું બીજા આલંબન લે એટલે સ્મરણ ચિંતન વડે ગ્રહણ કરે તો હિત થાય. પોતાને સુખ થાય. પણ આશ્ચર્ય છે કે સ્વગુણોને પોતે ગ્રહે તો તે પોતાને સંસાર-સમુદ્રમાં નાખી દે છે, પોતાના મુખે પોતાના ગુણનાં વખાણ કરવા યોગ્ય નથી. ૩

उच्चत्वदृष्टिदोषोत्थ-स्वोत्कर्षज्वरशान्तिकम् ।
पूर्वपुरुषसिंहेभ्यो, भृशं नीचत्व-भावनम् ॥ ४ ॥

**ભાષાર્થઃ**-ઉચ્ચપણાંની દૃષ્ટિ (નજર)ના દોષથી આવેલા સ્વાભિમાનરૂપ તાવનું શાંતિકર્મ, (મટાડવાનો ઉપાય) પૂર્વ પુરૂષરૂપ સિંહથી અત્યંત નીચપણાનું ભાવવું, એ છે.

**અનુવાદઃ**—

'હું મોટો' એ નજરનો, લાગી તો અભિમાન-
તાવ-દવા 'અતિ દીન હું', નહિ પૂર્વ નૃસિંહ સમાન. ૪

**જ્ઞાનમંજરીઃ**—અભ્યાસથી પ્રાપ્ત કરેલા જ્ઞાન, વિનય, તપરૂપ ગુણથી અંતરમાં સળગેલા મહામોહના ઉદયે આત્મામાં હું ગુણવાન છું 'મેં આ જ્ઞાન પ્રાપ્ત કર્યું', હું વિનય ગુણવાળો છું એવા ઉચ્ચપણાની દૃષ્ટિ (નજર) ના દોષથી

ઉપજેલા સ્વાભિમાનરૂપ તાવને શાંત કરવાનો ઉપાય એ છે કે અર્હંત આદિ પૂર્વ પુરૂષોરૂપ સિંહથી પોતાનું ન્યૂનપણું વિશેષ વિચારવું, ભાવવું તે માનના ઉદયરૂપ તાવનો નાશ કરનાર છે એમ જાણવું.

**धन्नो धन्नो वयरो सालिभद्दो य थूलभद्दो अ ।**
**जेहिं विसयकसाया चत्ताऽत्ता गुणे नियए ॥**

ધન્ય છે ધનાભદ્રને, વજ્રસ્વામીને, શાલિભદ્રને અને થૂલીભદ્રને કે જેમણે વિષમકષાયો ત્યજ્યા અને આત્મગુણમાં આસક્ત થયા.

ધન્ય છે તે પૂર્વ પુરૂષોને કે જેમણે આસ્રવોને વમી નાખ્યા અને જે અનાદિકાળથી ભોગવાતા પરભાવના સ્વાદની મીઠાશને તજે છે, તેમજ જે સદ્‌ઉપદેશથી જાણેલા સત્તાના સુખની ઇચ્છાથી,આત્મધર્મના શ્રવણ સુખને અનુભવતાં ચક્રવર્તીની સંપત્તિને વિપત્તિ તુલ્ય માને છે; આત્મગુણોમાં આસક્ત મહાભાગ્યશાળી સ્થૂલીભદ્ર, અતિ આતુર અને રાગવાળી કોશાવેશ્યાની પ્રાર્થનાથી પણ અડોલ પરિણામવાળા રહ્યા તેમને ધન્ય છે. પરંતુ જો તે પણ પોતાના ગુણોથી ફૂલાઈ જાય, સ્વગુણરૂપી દોર ગ્રહણ કરે તો તેજ તેમને સંસાર સમુદ્રમાં ગબડાવી દે છે એ આશ્ચર્ય છે. એવા ઉચ્ચપણાની દૃષ્ટિના દોષથી ઉત્પન્ન થયેલા સ્વાભિમાનરૂપ તાવ, પૂર્વપુરૂષોથી પોતાનું અત્યંત નીચપણું ભાવવાથી શાંત થઈ જાય છે. શરીરના રૂપ અને સૌંદર્ય, ગામ, બાગ, ધન આદિ પરપર્યાયો વડે થતું સ્વાભિમાન, ચિદાનંદ–ઘન મહાત્માને શાનું હોય? વિષયરૂપી વિષના ઉપાયોને નકામા કુવિકલ્પો

વડે હું તો ચિંતવું છું. કહ્યું છે કેઃ—

**संतेवि कोवि उज्झइ, कोवि असतेवि अहिलसइ।**
**भोएचय इयरचयेणवि दट्ठं पभवेण जह जंबू॥**

**ભાષાર્થઃ**—કોઈ તો છતા ભોગને ત્યાગે છે કોઈને ભોગ ન હોવા છતાં પણ તેની અભિલાષા કર્યા કરે છે, આમ કોઇને ભોગ ભોગવતાં છતાં ત્યાગ છે અને કોઈને ત્યાગમાં પણ ભોગ છે. દ્રષ્ટાંત તરીકે જંબુ કુમાર પરણ્યા છતાં ત્યાગી હતા અને પ્રભવ ચોરે રાજનો ત્યાગ કરેલો છતાં ભોગની અભિલાષાથી ધનઆદિ પરિગ્રહ વધારતો હતો. ઈત્યાદિ ભાવના વડે સ્વદોષના વિચારથી સ્વાભિમાનરૂપ પરિણામ નિવારી શકાય છે. ૪

**शरीररूपलावण्य-ग्रामारामधनादिभिः।**
**उत्कर्षः परपर्यायैश्चिदानंदघनस्य कः॥**

**ભાષાર્થઃ**—શરીરનાં રૂપ અને સૌંદર્ય તથા ગામ બાગ ધન અને આદિશબ્દ પુત્ર, પૌત્રાદિ સમૃદ્ધિ પર દ્રવ્યના ધર્મ છે તેનાથી જ્ઞાનાનંદે પૂર્ણ પુરૂષને અતિશય અભિમાન શાનું થાય? ન થાય, કોઈ પ્રત્યે પારકે ધને ધનવંતપણુ ન માને.

**અનુવાદઃ**—

શરીર–રૂપ–શોભાદિકે, ગામ, બાગ, ધન સર્વ;
પરપર્યાયનો કયમ કરે ચિદાનંદ–ઘન ગર્વ? ૫

**જ્ઞાનમંજરીઃ**—જ્ઞાન અને સુખથી ભરપૂર આત્માને સંયોગથી સંભવતા પુદ્ગલના યોગે ઉપજતા પર પર્યાયોનું અતિ અભિમાન કે ઉન્માદ ક્યાંથી હોય? ઔદારિક આદિ

શરીરો નાશવંત છે, રૂપ સંસ્થાન નિર્માણ તથા વર્ણ નામ કર્મથી થયું છે, લાવણ્ય કે ચતુરાઈ પણ સૌભાગ્ય નામકર્મના ઉદયથી પ્રાપ્ત થાય છે તથા વેદ આદિ મોહના યોગે થાય છે. લોકને રહેવાના સ્થાનરૂપ ગામ, વન, ઉદ્યાન ભૂમિરૂપ બાગ, તાજવાનાં માપનું કે ગણત્રીના માપનું આદિ પ્રમાણુ-વાળું ધન તેથી શો ગર્વ કરવો ? કારણ કે તે પર છે, કર્મ બંધનું કારણ છે, સ્વ સ્વરૂપમાં વિઘ્ન કર્તા છે. તેનો સંયોગ નિંદવા યોગ્યજ છે તો પછી તેનું અભિમાન શું કરવું ? ઉત્ત-રાધ્યયનમાં કહ્યું છે:-

**धणेण किं धम्मधुराहिगारे सयणेण वा कामगुणेहिं चेव ।**
**समणा भविस्सामो गुणोहधारी, बहिं विहारा अभिगम्मभिक्खुं॥**
**अध्ययन १४-१७.**

**न तस्स दुक्खं विभजंतिणाइओ, न मित्तवग्गानसुआ न बंधवा ।**
**इक्कोसयं पच्चणु होइ दुक्ख कत्तारमेव अणुजायकम्मं ॥ २ ॥**
**अध्ययन १३-२३.**

**ભાવાર્થ:**—(ભૃગુપુરોહિતને તેના પુત્રો કહે છે) સાચા ધર્મની ધુરાના અધિકારમાં-સ્વજન ધન કે કામભોગોની કશી આવશ્યકતા હોતીજ નથી. તે માટે તો અમે જગતમાં પ્રતિબંધ રહિત ફરનારા અને ભિક્ષા-જીવી બની ગુણના સમૂહને ધારણ કરનારા એવા સાધુ થઇશું " અ. ૧૪-૧૭.

તે (કર્મના પરિણામે ઉત્પન્ન થયેલા) દુ:ખમાં તેની જ્ઞાતિ-વાળા કે મિત્રો કે પુત્રો તેમજ બંધુઓ ભાગ પડાવી શકતા નથી. (કર્મ કરનાર જીવને સ્વયં તેનું દુ:ખ ભોગવવું પડે છે, કારણ કે કર્મ તો તેના કરનારને અનુસરે છે. અ. ૧૩-૨૩

માટે આત્મગુણોના આનંદમાં પરિણમેલા પુરૂષોને કર્મ ઉપાધિથી જે પ્રાપ્ત થયું છે તેમાં અભિમાન ન થાય. ૫

**शुद्धाः प्रत्यात्मसाम्येन पर्यायाः परिभाविताः ।**
**अशुद्धाश्चापकृष्टत्वान्नोत्कर्षाय महामुनेः ॥ ६ ॥**

**ભાષાર્થ:**—શુદ્ધ નયની ભાવનાથી દરેક આત્મા સરખા શુદ્ધ પર્યાયવાળાજ છે તેથી, અને અવિશુદ્ધ વિભાવ પર્યાયો તો તુચ્છપણાને લીધે મહામુનિને (સર્વનય પરિણત સાધુને) અભિમાનનું કારણ ન થાય.

**અનુવાદ:**—

શુદ્ધ નયે સા સિદ્ધસમ, ભાંખ્યે મદ નહિ હોય;
તુચ્છ અશુદ્ધ પર્યાય, ત્યાં મુનિને મદ શો જોય. ૬

**જ્ઞાનમંજરી:**—તપાવેલા શ્રેષ્ઠ સોના સમાન આત્મસ્વરૂપને ગ્રહણ કરેલા નિર્ગ્રંથ મહામુનિને સમ્યક્જ્ઞાન ચારિત્ર ધ્યાન વડે પ્રગટ થયેલા શુદ્ધ આત્મ પર્યાયોનો પણ અહંકાર, કે મદ થતો નથી. કેમ નથી થતો? દરેક આત્માને શુદ્ધ નયથી ભાવતાં શુદ્ધ સ્વરૂપે સરખા છે તો મારામાં વિશેષ શું થયું? જ્ઞાનાદિ ગુણો સર્વ આત્મામાં છે જ. સર્વની પાસે સાધારણ રૂપે હોય તેનું અભિમાન શું કરવું? એવી ભાવનારૂપ અભિપ્રાયવાળો તે હોય છે. જ્ઞાન આદિ અનંત પર્યાય હોવાપણું સર્વ જીવોમાં સરખુ છે તેથી સત્તાની અપેક્ષાએ સિદ્ધ અને સંસારી જીવોમાં ભેદ નથી. 'સંવેગરંગશાળા'માં કહ્યું છે:-

**" नाणाइणंतगुणोववेयं अरुवमणहं च लोगपरिमाणं ।**
**कत्ताभोत्ता जीवं मन्नइ सिद्धाणतुल्लमिणं ॥ "**

**ભાવાર્થ**:—જ્ઞાનાદિ અનંત ગુણો સહિત, અરૂપી અવિનાશી, લોકપ્રમાણ પ્રદેશવાળો, ભોકતા આ જીવને સિદ્ધ સમાન માનો

શ્રીપૂજ્યે પણ કહ્યું છે: **जीवो गुणपडिवन्नो न जस्स दव्वट्ठियस्स समाइअं** " દ્રવ્યમાં રહેલી સમાનતા જેને છે એવો જીવ ગુણરહિત નથી. તથા ઠાણુંગમાં "**एगे आया**" ઈત્યાદિ પાઠ હોવાથી સર્વ ઠેકાણે આત્માનું સરખાપણું છે, તો સદ્ગુણ (આત્મગુણ) પ્રગટે તેમાં અભિમાન શાનું કરવું? ઇંદ્રપણું આદિ ઔદાયિક અશુદ્ધ પર્યાયો તુચ્છ હોવાથી, દોષરૂપ હોવાથી ગુણની ઘાત કરનાર અને તત્ત્વજ્ઞાનમાં રમણતાની હાનિ કરનાર હોવાથી સોજો ચઢે તેવા રોગથી જાડું અંગ જણાય તેની પેઠે તેનું અભિમાન કરવા યોગ્ય નથી. પુદ્ગલના જથ્થા શું કામના છે? પર ઉપાધિથી થતા સંસર્ગોથી કયારે મારો છૂટકો થશે? એમ સંવેગ અને નિર્વેદરૂપે પરિણમેલા પુરૂષોને ( અભિમાન ) મદ થતો નથી. ૬

ફરી આત્માને ઉપદેશ દે છે:-

**क्षोभं गच्छन् समुद्रोऽपि स्वोत्कर्षपवनेरितः ।**
**गुणौघान् बुद्बुदीकृत्य विनाशयसि किं मुधा ॥ ७ ॥**

**ભાષાર્થ**:—મુદ્રા (સાધુવેશ) સહિત એટલે સમુદ્ર સાધુને પથ્ય તેથી સહિત પણ પોતાના અભિમાન રૂપ પવને પ્રેરાયલો ક્ષોભ પામતો ગુણ સમૂહનો પરપોટા કરીને કેમ ફોકટ વિનાશ કરે છે? જેમ સમુદ્રને પરપોટા કરી પાણીનો નાશ કરવો ન ઘટે તેમ ઉત્તમ પુરૂષને અભિમાન વડે પોતાના ગુણનો નાશ કરવો ન ઘટે.

અનુવાદઃ—

માન-પવન પ્રેરિત મુનિ-સમુદ્ર પણ ડોલાય;
ગુણગણ ફીણ ફૂંકી દઇ, ફોગટ શું ફુલાય. ૮

જ્ઞાનમંજરીઃ—હે! હંસ, નિજ આત્મતત્ત્વરૂપ જળથી પરિપૂર્ણ સ્વરૂપ-માનસના નિવાસનો તું રસિક છે. સાધુના વેશરૂપ મુદ્રા સહિત (સમુદ્ર) હોવા છતાં અહંકારરૂપ પવનથી પ્રેરાઇ અધ્યવસાયો વડે ક્ષોભ પામતો, અભ્યાસથી પ્રાપ્ત કરેલા શ્રુતધર-વ્રતધરઆદિ આમર્ષૌષધિ આદિ લબ્ધિરૂપ ગુણ સમૂહનો પરપોટા કરીને વ્યર્થ કેમ વિનાશ કરે છે? પ્રાપ્ત ગુણથી ગંભીર થા; પોતાના ગુણો જે પોતાના હિતનું કારણ છે તે ગુણો શું માનમાં આવી જઇ બીજાના આગળ તેનું પ્રદર્શન કરવામાં આવે તો તુચ્છ નથી થતા? માટે માન કરવા યોગ્ય નથી. ૭

निरपेक्षा-(अ)नवच्छिन्नानन्तचिन्मात्रमूर्तयः ।
योगिनो गलितोत्कर्षा-पकर्षानल्पकल्पनाः ॥ ८ ॥

ભાષાર્થઃ—અપેક્ષા રહિત, દેશના માપથી રહિત (ક્ષેત્રથી અમાપ), કાલના માપથી રહિત (અનંત) જ્ઞાનમાત્ર શરીરવાળા (ચારિત્રરૂપ કાયાવાળા) યોગીશ્વર, પોતાની અધિકતા અને પરની હીનતા વિષેના ઘણા સંકલ્પ વિકલ્પોથી રહિત થયા હોય છે.

અનુવાદઃ—

મોટા-નાના તણી ઘણી, તજી કલ્પના તેહ;
નિસ્પૃહી યોગી દીપે, અમાપ અનંત ગુણગેહ. ૮

જ્ઞાનમંજરીઃ—યમ-નિયમ આદિ અષ્ટાંગ યોગના અભ્યાસથી ઉત્પન્ન થયેલ રત્નત્રયી સ્વરૂપ સ્વયોગની પ્રાપ્તિ-

વાળા યોગીઓ કેવા હોય છે તે કહે છે:—અપેક્ષા રહિત, ક્ષેત્ર મર્યાદા રહિત અનંત જ્ઞાનમાત્રની મૂર્તિસ્વરૂપ એટલે પરભાવને અનુસરતી ચેતના રહિત, નિર્મળ સ્વરૂપને અનુસરતા ચિંતનમાં પરિણમેલા, મદ કે દીનતાની વિકલ્પ જાળથી રહિત યોગીઓ જ્ઞાનમાં પ્રરિણમેલા, જ્ઞાનમાંજ મગ્ન રહે છે, તેજ તત્ત્વસાધનના જાણનાર, અનુભવનાર છે. માટે માનની ઘેલછાથી ઉપજતી પોતાની અધિકતા, મોટાઈ દૂર કરવા યોગ્ય છે. ૮

---

## ૧૯. તત્ત્વદૃષ્ટિ-અષ્ટક

**रूपे रूपवतीदृष्टि, दृष्ट्वा रूपं विमुह्यति ।**
**मज्जत्यात्मनि नीरूपे, तत्त्वदृष्टिस्त्वरूपिणी ॥ १ ॥**

**ભાષાર્થ:**—રૂપવંત પુદ્ગલિક દષ્ટિ પુદ્ગલને વિષે (રૂપે) રૂપને જોઈને મોહ પામે છે; પરંતુ તત્ત્વદૃષ્ટિ તો રૂપવતી નથી, તે રૂપરહિત આત્માને વિષે મગ્ન થાય છે, સરખે સરખાનો યોગ હોવાથી અહિં યોગ-અલંકાર છે. ૧

**અનુવાદ:**—

ચર્મ-ચક્ષુ રૂપ જોઈને, મોહ કરે રૂપમાંય;
અરૂપી આત્મા જો ગ્રહે, તત્ત્વદૃષ્ટિ છે ત્યાંય. ૧

**જ્ઞાનમંજરી:**—વિશેષ પ્રકારના ઉદયથી પુણ્યની પ્રગટતાનાં ભારે ભારે બનેલો, ક્ષયોપશમ આદિ પ્રગટેલા અનેક ગુણ સમૂહ સહિત એકાંત તાત્ત્વિક વિકલ્પરૂપ કલ્પનાને લીધે અમહત્ત્વવાળો છતાં પોતાની મહત્તા માનનાર તત્ત્વ-

જ્ઞાન રહિત સંસારી જીવોના સ્તવન (પ્રશંસા—ખુશામત)ના પુરથી જેના કાન ભરાઈ ગયા છે એવો જીવ તત્ત્વદષ્ટિ વિના પોતાના અત્યંત અભિમાનનો ત્યાગ કરી શકતો નથી. તેથી તત્ત્વદષ્ટિ કરવા યોગ્ય છે. તત્ત્વદષ્ટિ એટલે તત્ત્વ તો વસ્તુનું સ્વરૂપ, જીવમાં જીવપણું તે તત્ત્વ, અનંત ચૈતન્ય સ્વરૂપ; અજીવમાં અચૈતન્ય સ્વરૂપ તે તત્ત્વ, અવિપરીત સ્યાદ્વાદ પ્રમાણે જીવ આદિ પદાર્થનું સ્વરૂપ તે તત્ત્વ. તેમાં પણ પોત પોતાને સ્થાને ધર્મ, અધર્મ, આકાશ, પુદ્ગલ અને અજીવોનું તત્ત્વપણું છે, તથાપિ હું આત્મા હોવાથી મારૂં સ્વરૂપ શુદ્ધ ચૈતન્યસ્વરૂપ, અનંત આનંદ સ્વરૂપ, અસંખ્યેય પ્રદેશ—અનંતજ્ઞાન આદિના પર્યાયરૂપ પરિણામિક ઉત્પાદ વ્યય ધ્રૌવ્યપણાવાળું, ષટ્ ગુણરૂપે પરિણમેલા અગુરુલઘુ ગુણવંત, પરમાર્થે એકાંતિક, આત્યંતિક, સર્વોત્તમ અબાધિત, મોક્ષ સ્વરૂપ સ્વતત્ત્વ છે; તેમાં દૃષ્ટિ એટલે દર્શન, શ્રદ્ધાથી જોવું અથવા તત્ત્વનું અવલોકન; યથાર્થ જ્ઞાન સહિત શ્રદ્ધા, દૃષ્ટિ તે તત્ત્વદષ્ટિ છે. નામ નિક્ષેપથી તો તે અનેક જણનાં નામ પાડી બોલાવીએ તેની પેઠે છે. સ્થાપના નિક્ષેપે મુદ્રા ન્યાસ આદિ અવલંબનવાળા સ્થિર ચિત્તવાળાની તે સંબંધિ વિચારણા છે દ્રવ્ય નિક્ષેપે વિવેક જ્ઞાનવાળાને સંવેદન જ્ઞાન છે એમ કહેવું તે તત્ત્વદષ્ટિ છે.

ભાવ નિક્ષેપે અનુભવસ્વરૂપ સ્પર્શ જ્ઞાનમાં નિમગ્ન જેનું મન છે તેમનું સંવેદનજ્ઞાન તે તત્ત્વદષ્ટિ ખરી રીતે છે. સંવેદનજ્ઞાન ચાર નય પ્રમાણે અને છેલ્લા ત્રણ નય પ્રમાણે સ્પર્શજ્ઞાન સ્વરૂપ-સમ્યક્દર્શન અને સમ્યક્ચારિત્રની એકતા-

રૂપ જે ધ્યાનની એકાગ્રતાથી કેવળજ્ઞાન થાય છે તે ઉત્સર્ગ માર્ગથી તત્ત્વદૃષ્ટિ છે. સર્વ ઉપાયના સમૂહ વડે સ્વતત્ત્વમાં દૃષ્ટિ કર્તવ્ય છે. તે અર્થે ઉપદેશ કરે છે:-

'રૂપવતી' એટલે પુદ્ગલ–અપુદ્ગલમય પુદ્ગલ સ્વરૂપને ગ્રહણ કરનારી 'દૃષ્ટિ'–આંખ 'રૂપ' શ્વેતઆદિ ભેદને જોઈને વર્ણ, ગંધ, રસ સ્પર્શમય રૂપમાં મોહ પામે છે; વળી રૂપરહિત જ્ઞાનરૂપદૃષ્ટિ–આત્માની ચૈતન્ય શક્તિ સ્વરૂપતત્ત્વદૃષ્ટિ, વર્ણાદિરહિત શુદ્ધ ચૈતન્ય સ્વરૂપ આત્મામાં મગ્ન થાય છે, સ્વરૂપ લીન થાય છે. માટે અનાદિની બાહ્ય દૃષ્ટિ દશા તજી સ્વરૂપના ઉપયોગમાં દૃષ્ટિ કરવા યોગ્ય છે. ૧

**भ्रमवाटी बहिर्दृष्टिर्भ्रमच्छायातदीक्षणम् ।**
**अभ्रान्तस्तत्त्वदृष्टिस्तु नास्यां शेते सुखाशया ॥ २ ॥**

**ભાષાર્થ:**—બાહ્યદૃષ્ટિ ભ્રમની વાડી છે, તેનું જોવું (તે બાહ્ય દૃષ્ટિનો પ્રકાશ) વિપર્યાસ શક્તિ યુક્ત છાયા છે એટલે વિષ વૃક્ષની છાય પણ વિષરૂપ હોય છે તેમ એ બાહ્યદૃષ્ટિનો પ્રકાશ ભ્રમરૂપ જાણવો; પરંતુ ભ્રમ રહિત તત્ત્વદૃષ્ટિવાળો તો સુખની ઇચ્છાએ એમાં(ભ્રાન્તિરૂપ છાયામાં) સુવે, રહે નહીં, બહિર્દૃષ્ટિ પ્રકાશ ચંદ્રાસન્નના પ્રત્યય ન્યાયે ભ્રમ વિષ–તરૂ છાંય છે. તેનો વિશ્વાસ તેવા તત્ત્વજ્ઞાની ન કરે, જે અંતર્દૃષ્ટિ સુખપૂર્ણ છે.

**અનુવાદ:**—

બહિર્દૃષ્ટિ ભ્રમવાડી છે, ભ્રમછાયા વિષ તેજ;
તત્ત્વદૃષ્ટિ ભ્રાંતિરહિત, કરે ન ત્યાં સુખસેજ. ૨

**જ્ઞાનમંજરી:**—ભ્રમથી ઉત્પન્ન થયેલી અને ભ્રાંતિનું કારણ એવી બાહ્યદૃષ્ટિ સંસારનું કારણ હોવાથી દૂર કરવા

યોગ્ય છે; તત્ત્વદૃષ્ટિ કલ્યાણકારી છે, અને ભ્રમની વાંડીરૂપ નથી આ હું કરૂં છું, હે! ભવ્ય 'આ સારૂં, આ ખોટું કર્યું, આ કરવા યોગ્ય છે' ઇત્યાદિ બાહ્ય ભાવના અવલોકનરૂપ બાહ્યદૃષ્ટિ ભ્રમવાડી છે, ભ્રમને રક્ષણ કરનાર વૃત્તિ છે ભ્રમરૂપ વિકલ્પો વધારનારી છે બાહ્ય અવલોકનથી ઇષ્ટ અનિષ્ટપણા આદિના વિચારથી વિકલ્પ-કલ્પના થયા કરે છે અને પરને અવલોકન કરવાથી વ્ય કુળ થયેલી સ્વતત્ત્વથી વિમુખ ચેતના પરને વિષેજ રમે છે, કહ્યું છે કે:—

" रागे दोसे रत्तो इट्ठाणिट्ठेहिं भमसुहं पत्तो।
कप्पेइ कप्पणाओ मज्झेयं अहंपि एयस्स ॥ "

**ભાષાર્થ:**—રાગ દ્વેષમાં આસક્ત, ઇષ્ટ-અનિષ્ટપણું કરતો ભ્રાંતિરૂપ સુખમાં પડેલો જીવ 'આ મારૂં છે; હુંપણ એમનો છું' 'એવી કલ્પનાઓ કર્યા કરે છે.

તે દૃષ્ટિથી જોવું તે ભ્રમ પ્રકાશ છે એટલે તેવું એકાંતિક આરોપિત જ્ઞાન તો શુભ પુદ્ગલના સંયોગમાં સુખનો આરોપ અને તેની અપ્રાપ્તિમાં કે અશુભની પ્રાપ્તિમાં દુ:ખનો આરોપ કરે છે, તે ભ્રમછાયા છે; તેમાં ભ્રાન્તિવાળાજ રમે છે; વળી ભ્રાંતિરહિત તત્ત્વદૃષ્ટિ-સ્યાદ્વાદ પ્રમાણ સ્વપર સ્વભાવ જોનારી યથાર્થ તત્ત્વ પ્રત્યે જેની દૃષ્ટિ છે એવા તત્ત્વજ્ઞાની સ્વરૂપના અનુ-ભવમાં આસક્તિવાળા સુખપ્રાપ્તિની ઇચ્છાથી ભ્રાંતિરૂપ છાયામાં સૂતા નથી. પરંતુ પૂર્વ કર્મના ઉદયે ત્યાં હોવા છતાં, તપાવેલા લોઢા ઉપર કે શિલા ઉપર પગ મૂકતાં જેમ ડરે, આ દુ:ખજ છે એમ જાણતાં નિર્વેદવાળાજ રહે છે (તેથી છૂટવાને તલપાપડ થઇ રહે છે. કહ્યું છે કે:-

एए विसया इट्ठा, तत्तो विमूणमिच्छदिट्ठीणम् ।
पिन्नाइयलत्ताणं दुहमूलदुहफलाचेव ॥ १ ॥

जह चम्मकरो चम्मस्स, गंधं नो णायइ फले लुद्धो ।
तह विसयासी जीवा, विसये दुक्खं न जाणन्ति ॥ २ ॥

सम्मदिट्ठी जीवो तत्तरूह आयगावरमणपरा ।
विसये भुंजंतो विहु, नो रज्जइ नो वि मज्जइ ॥ ३ ॥

ભાષાર્થ:—આ વિષયો ઇષ્ટ છે એવી મિથ્યા દૃષ્ટિઓની સમજ છે અને તત્ત્વજ્ઞાનીઓને તો તે વિષયો દુ:ખનું મૂળ અને દુ:ખરૂપ ફળ દેનારજ ભાસેછે. ૧ જેમ ચમાર ચામડાની ગંધ, તેના ફળનો લોભ લાગવાથી ગણતો નથી, તેમ વિષયોની આશાવાળા જીવો વિષયોમાં રહેલાં દુ:ખ દેખતા નથી કે લેખતા નથી. ૨

સમ્યક્દૃષ્ટિ જીવ આત્મભાવમાં રમણતા કરનાર તત્ત્વજ્ઞાની છે તે વિષય ભોગવતાં છતાં તેમાં રાજી થતો નથી કે મગ્ન બની જતો નથી. ૩

માટે બાહ્ય આલંબન ઉપર આધાર રાખતી ચેતના દૂર કરવા યોગ્ય છે અને સ્વરૂપ–અવલંબનવાળી ચેતના કરવા યોગ્ય છે.

ग्रामारामादि मोहाय यद्दृष्टं बाह्यया दृशा ।
तत्त्वदृष्ट्या तदेवान्तर्-नीतं वैराग्यसंपदे ॥ ३ ॥

ભાષાર્થ:—બાહ્યદૃષ્ટિએ કરીને ગામ, ઉદ્યાન આદિ સુંદર બાહ્યપદાર્થ સમૂહમાંથી જે દેખવાથી મોહ થાય છે તેજ ગામ આદિ તત્ત્વદૃષ્ટિએ જોતાં આત્મા તેજ આરામ (બાગ) એમ આત્મા પ્રત્યે ઉતારવાથી વૈરાગ્યની સંપદા પ્રગટે છે.

અનુવાદ:—

નગર, બાગ આદિ દિઠચે, બાહ્યદૃષ્ટિથી મોહ;
તત્ત્વદૃષ્ટિએ તે દિઠચે, વૈરાગ્યે અંતર રોહ. ૩

જ્ઞાનમંજરી:—બાહ્ય દૃષ્ટિથી જે ગામ, બાગ આદિ દેખાય ત્યાં મોહ થાય છે; અહંભાવ, મમત્વભાવ વધે છે. તેજ ગ્રામ આદિ સ્વપરના ભેદ કૃત્રિમ–અકૃત્રિમના વિકલ્પોને હણનારી તત્ત્વદૃષ્ટિ વડે આત્મ–ઉપયોગમાં લાવતાં ઉદાસીનતાની સંપદા વધે છે.

ઉદાહરણ:—જ્ઞાનચરણમાં પ્રધાન, ભવ્ય જીવોને શ્રુત-રહસ્યેનો પાર પમાડનાર એક આચાર્ય અનેક શ્રમણગણથી વીંટાયલા એક ગામથી બીજે ગામ વિહાર કરે છે; શ્રમણ સંઘને વાચનાદિ સ્વાધ્યાય વડે પોષે છે; પંચ સમિતિ–ગુપ્તિથી યુક્ત માર્ગે ગમન કરે છે, અનિત્યાદિ ભાવનાની વાત ચાલે છે, ત્યાં એક વન આવ્યું. અનેક લતાઓથી લીલું દેખાય છે, લીલા પક્ષીઓના માળા દેખાય છે. એ તપોવનની પુષ્પ ફળની સમૃદ્ધિ જોઈને તે આચાર્ય મહારાજ નિર્ગ્રંથોને કહે છે.

હે? નિર્ગ્રંથો આ વન જુઓ. આ પાંદડાં, ફૂલ, ગુચ્છ, ફળ જે ચેતન લક્ષણવાળાં છે તે અનંત શક્તિને આવરીને જ્ઞાનાવરણ, દર્શનાવરણ, ચારિત્રમોહ મિથ્યાત્વમોહ, અને અંતરાયના ઉદયે દીન, હીન, દુ:ખી સ્થિતિમાં એકેન્દ્રિયપણું પામી કંપે છે. સદા બળવાનથી હણાતા, દુભાતા, રક્ષણરહિત, અશરણ, વારંવાર જન્મ–મરણથી પીડાતા અહો! અનુકંપા કરવા યોગ્ય છે. તેના ઉપર કોણ કરૂણા આણે છે? બિચારા મન, કાન, અને આંખ રહિત છે. એમ બોલીને સંવેગ ભાવના

પ્રગટ કરી આગળ ચાલે છે. તે નિર્ગ્રંથો પણ જ્ઞાનાવરણું આદિ બંધનાં કારણો પ્રતિ અરૂચિ દુગંછા ઉપજાવતા ચાલ્યા, " અરેરે! આત્મા આત્માને હણે છે."

**आया आयं हणइ, आयं गुणे संत पवि धंसे।**
**इमइ विसये रम्मे चयई नाणाइ गुणभावे ॥"**

" જ્ઞાનાદિ ગુણ ભાવોને તજે છે અને આ વિષયોમાં રમે છે તે આત્માના છતા ગુણોનો નાશ કરે છે. " એમ વિચાર કરતાં જાય છે તેવામાં અનેક સુસ્વરવાળાં વાજાંના સુરથી, વિવાહ આદિ ઉત્સવોથી અને મૂઢજનોને રમણીય લાગતી દેવાંગના જેવી સ્ત્રીઓથી સુશોભિત એક નગર આવ્યું. ત્યારે આચાર્ય શ્રમણસંઘને કહે છે; " હે! નિર્ગ્રંથો, આજે આ નગરમાં મોહરૂપ લુંટારાઓએ ધાડ પાડી છે, તેથી આ લોકો કેવા ઉછળે છે ભવથી ઉદ્વેગ પામેલા આપણા જેવાને આ નગરમાં પ્રવેશ કરવો ઉચિત નથી, કોઇ ત્યાં જતા નહિ, લોભ વિદ્યાથી બંધાયલા લોકો દયા ખાવા જેવા છે; મોહ મદિરાથી ગાંડા થયેલા લોકો ઉપદેશને પાત્ર નથી, માટે આગળ ચાલો. " તેથી સાધુઓએ કહ્યું, ઠીક કહ્યું, ઘણું સારૂં હોય પણ વિષયને પ્રાપ્ત થયેલું ક્ષેત્ર મોહનું કારણ છે, ત્યાં જવા યોગ્ય નથી. વૈરાગ્ય સહિત વિહાર કરવા યોગ્ય છે. આત્મસુખમાં સ્થિતને ગામ નગર આદિ વૈરાગ્યનાં કારણ છે. ૩

**बाह्यदृष्टेः सुधासार–घटिता भाति सुंदरी।**
**तत्वदृष्टेस्तु साक्षात्सा विण्मूत्रपिठरोदरी ॥ ४ ॥**

**ભાષાર્થઃ**—બાહ્યદૃષ્ટિથી સ્ત્રી અમૃતના સારથી ઘડી હોય તેવી ભાસે છે; તત્ત્વ દૃષ્ટિને તો તે સ્ત્રી પ્રત્યક્ષ વિષ્ટા, મૂત્રને હાડની હાંડલીરૂપ ઉદરવાળી જણાય છે.

અનુવાદ:—

બાહ્ય-દૃષ્ટિને સુંદરી, અમૃતમય દેખાય;
તત્ત્વદૃષ્ટિએ હાડકાં, મળ-મૂત્રખાણ જણાય. ૪

જ્ઞાનમંજરી:—સંસારમાં આસક્ત બાહ્યદૃષ્ટિને સ્ત્રી અમૃતમયજ લાગે છે; તેને માટે કમાય છે ધન; અને તજે છે પ્રાણ મોહયુક્ત મુંજરાજાદિ ઘણાય, વળી નિર્મળ આનંદવાળા આત્માના સ્વરૂપનું અવલોકન કરવામાં કુશળ તત્ત્વદૃષ્ટિને તો સ્ત્રી વિષ્ટા, મૂત્ર અને હાડકાંના વાસણ જેવી ભાસે છે. કહ્યું છે કે:—

रसासृग्मांसमेदोऽस्थि-मज्जाशुक्रांत्रवर्चसाम् ।
अशुचीनां पदं कायः शुचित्वं तस्यः तत्कुतः ॥ १ ॥

वंचकत्वं नृशंसत्वं चंचलत्वं कुशीलता ।
इति नैसर्गिका दोषा यासां तासु रमेत कः ॥ २ ॥

भवस्य बीजं नरक-द्वारमार्गस्य दीपिका ।
शुचां कंदः कलेर्मूलं दुःखानां खानिरङ्गना ॥ ३ ॥

अन्यशास्त्रेऽपि—

कान्ताकनकसूत्रेण वेष्टितं सकलं जगत् ।
तासु तेषु विरक्तो यो, द्विभुजः परमेश्वरः ॥ १ ॥

ભાવાર્થ:—લાળ, લોહી, માંસ ચરબી, હાડકાં, હાડકાંની-વચમાં રહેલો રસ (મજ્જા), વીર્ય અને વિષ્ઠા અપવિત્ર વસ્તુઓનું સ્થાન કાયા છે, તો તેમાં પવિત્રતા ક્યાંથી હોય? ૧

ઠગવું, ક્રૂરતા, ચંચળપણું, દુરાચારીપણું એ જેમના સ્વાભાવિક દોષો છે તે સ્ત્રીઓ સાથે કોણ રમે? ૨

સંસારનું બીજ, નરકના દરવાજાનો માર્ગ દેખાડનાર દીવો (બત્તી), શોકનું મૂળ, કંકાસનું મૂળ અને દુઃખની ખાણ સ્ત્રી છે. ૩

પર શાસ્ત્રમાં પણ કહ્યું છે—

સ્ત્રી અને સુવર્ણથી આખું જગત્ બંધાયું છે; તે બન્ને પ્રત્યે વૈરાગ્યવંત છે તે બે ભુજાવાળો પરમેશ્વર (ચતુર્ભુજ) છે. ૧

તત્ત્વજ્ઞને મોહનું કારણ હોવાથી ભવના બીજરૂપ નારી ભાસે છે. ૪

વળી ઉપદેશ કરે છેઃ—

**लावण्यलहरीपुण्यं वपुः पश्यति बाह्यदृग् ।**
**तत्त्वदृष्टिः श्वकाकानां भक्ष्यं कृमिकुलाकुलम् ॥ ५ ॥**

**ભાષાર્થ**:—બાહ્યદૃષ્ટિ (વાળા જીવો) શરીરને સૌંદર્યની લહેરથી પવિત્ર દેખે છે; તત્ત્વદર્શી તે દેહને કાગડા અને કૂતરાનું ભક્ષ્ય તથા કરમીયાના સમૂહથી ભરપુર (ખદબદતું) દેખે છે.

**અનુવાદ**:—

બાહ્યદૃષ્ટિ દેખે શુચિ (ભલું), શરીર સુંદર તેજ;
કૃમિમય, કાગ કુતરાં ભખે, તત્ત્વદૃષ્ટિ મન લેજ. ૫

**જ્ઞાનમંજરી**:—બાહ્યદૃષ્ટિ એટલે લૌકિક દૃષ્ટિવાળો શરીરને સૌંદર્ય લહરીથી પવિત્ર દેખે છે; સમ્યક્જ્ઞાની તત્ત્વદૃષ્ટિ તો તેને કાગડા કૂતરાનું ભક્ષ્ય અને કીડામયજ દેખે છે. કહ્યું છેઃ—

**नवस्रोतः स्रवद्विस्ररसनिस्यंदपिच्छले ।**
**देहेऽपि शौच-संकल्पो, महन्मोहविजृंभितम् ॥**

**ભાવાર્થ:**—નવ દ્વારોથી વહેતા, ગંધાતા રસથી ખરડાયેલા દેહમાં પણ પવિત્રતાનો સંકલ્પ કરવો એ મહા મોહની ચેષ્ટા છે.

માટે કર્મરૂપ ઉપાધિથી ઉપજેલું શરીર બંધનું કારણ હોવાથી અહિતરૂપ છે; તેમાં રાગ ન કરવો એજ ઉત્તમ છે. ૫.

**गजाश्वैर्भूपभुवनं विस्मयाय बहिर्दृशः ।**
**तत्राश्वेभवनात्कोऽपि भेदस्तत्त्वदृशस्तु नः ॥ ६ ॥**

**ભાષાર્થ:**—બાહ્યદૃષ્ટિને હાથી–ઘોડા સહિત રાજ–મંદિર આશ્ચર્ય પમાડે છે; ત્યાં તત્ત્વદૃષ્ટિને તો તે (રાજમંદિર)માં અને હાથી–ઘોડાના વનમાં કોઈ ભેદ (અંતર) જણાતો નથી. પુદ્દગલના વિલાસમાં તત્ત્વદૃષ્ટિને ચમત્કાર ક્યાંય જણાતો નથી.

**અનુવાદ:**—

રાજ–ભવન આશ્ચર્યરૂપ, બાહ્યદૃષ્ટિને હોય;
ગજ–ઘોડાના વન સમું, તત્ત્વદૃષ્ટિ તો જોય. ૬

**જ્ઞાનમંજરી:**—બાહ્યદૃષ્ટિ જીવને રાજ મહેલ હાથી-ઘોડાવાળો જોઇને આશ્ચર્ય લાગે છે. તત્ત્વજ્ઞાનીને તે રાજમહેલ હાથી–ઘોડાનાં વન સ્થળો કરતાં કોઈ રીતે જુદો જણાતો નથી. અનંત જ્ઞાનના આનંદમાં તન્મય થયેલા આત્માનુભવમાં આસક્ત મહાત્માને વન શહેર સમાન જણાય છે. ૬

**भस्मना केशलोचेन, वपुर्धृतमलेन वा ।**
**महान्तं बाह्यदृग्वेत्ति, चित्साम्राज्येन तत्त्ववित् ॥ ७ ॥**

**ભાષાર્થ:**—બાહ્યદૃષ્ટિ, ડિલે રાખ ભુંસવાથી કેશ (લોચ) ઉપાડવાથી અથવા શરીર ઉપર મેલ જામી ગયેલો હોવાથી

આ મહાત્મા છે એમ ઓળખે છે; તત્વદષ્ટિ (આત્મજ્ઞાની) તો જ્ઞાનની પ્રભુતાએ કરીને મહંત છે એમ જાણે છે.

અનુવાદ:—

કેશ લોચ કે મલિન તન, ડીલ પર દેખી રાખ;
મહંત બાહ્યદષ્ટિ ગણે, તત્ત્વજ્ઞાન ગુરુ-સાખ. ૮

**જ્ઞાનમંજરી:**—બાંહ્યદષ્ટિ ભસ્મથી કેશ-લોચથી કે શરીર ઉપર મેલ એકઠો થયો હોય તે ઉપરથી મહંતપણું, સાધુપણું કે આચાર્યપણું પારખે છે. મહાત્માપણાના સ્વરૂપથી અજાણ્યો હોવાથી તે ઉપરનાં ચિહ્નથી મહંતપણું જાણે છે. તત્ત્વજ્ઞાની અરૂપી એવા આત્માના સ્વરૂપને જાણનાર તો જ્ઞાનની પૂર્ણતાથી, રત્નત્રયી (સમ્યક્ દર્શન-જ્ઞાનચારિત્રની એકતા)નાં પરિણામથી, શુદ્ધ અખંડ આનંદના સાધનની પ્રવૃત્તિથી, સ્વ-ગુણના પ્રગટપણાથી મહાત્માને ઓળખે છે, જાણે છે. 'ષોડશક' ગ્રંથમાં કહ્યું છે કે:—

**बालः पश्यति लिङ्गं, मध्यमबुद्धिर्विचारयति वृत्तम् ।**
**आगमतत्त्वं तु बुधः परीक्षते सर्वं यत्नेन ॥**

**ભાવાર્થ:**—અજ્ઞાની જીવ બાહ્ય વેશને જુવે છે, મધ્યમ દશાનો પુરૂષ તેના ચારિત્રનો વિચાર કરે છે; પરંતુ જ્ઞાની પુરૂષ સર્વ-પ્રકારના યત્નવડે તેના આગમતત્ત્વ (શ્રુતજ્ઞાનના રહસ્ય)ની પરીક્ષા કરે છે.

'ઉત્તરાધ્યયન' શાસ્ત્રમાં પણ કહ્યું છે:—

**नवि मुंडिएण समणो, न ॐकारेण बंभणो ।**
**न मुणी रण्णवासेण, कुसचीरेण न तावसो ॥ १ ॥**

समयाए समणो होई, बंभचेरेण बंभणो।
नाणेण य मुणी होइ, तवसा होइ तावसो ॥ २ ॥

**ભાવાર્થ:**—બોડા માથાથી શ્રમણ થવાતું નથી, ૐકાર બોલવાથી બ્રાહ્મણ થવાતું નથી, વનમાં વસવાથી મુનિ થવાતું નથી, દાભનાં વસ્ત્રથી તાપસ થવાતું નથી. ૧

સમતાથી શ્રમણ થવાય, બ્રહ્મચર્યથી બ્રાહ્મણ થવાય, જ્ઞાનથી મુનિ થવાય અને તપથી તાપસ થવાય. ૨

આત્મા સામાયિક છે ઇત્યાદિ વ્યાખ્યા પ્રજ્ઞપ્તિ (ભગવતીસૂત્ર) અંગમાં જણાવ્યું છે. તેથી આત્મજ્ઞાનમાં રમણતા, સ્થિરતા સહિત અનુભવમાં લીન થયેલા દીનતા રહિત મુનિઓ હોય છે. ૭

न विकाराय विश्वस्यो-पकारायैव निर्मिताः।
स्फुरत्कारुण्यपीयूष-वृष्टयस्तत्त्वदृष्टयः ॥ ८ ॥

**ભાષાર્થ:**—તત્ત્વદૃષ્ટિ (આત્મજ્ઞાની) પુરૂષો વિકારને કાજે ઉત્પન્ન થયા નથી; તો શા માટે?–વિશ્વ ઉપકારનેજ કાજે જન્મ્યા છે, સ્ફુરતા કૃપાવંતપણારૂપ અમૃતની વૃષ્ટિ વિશ્વમાં તે કરે છે.

**અનુવાદ;**—

કરૂણા અમીવૃષ્ટિ ભર્યા, તત્ત્વદૃષ્ટિ જગમાંય;
પરોપકાર કાજે જીવે, કરે વિકાર ન ક્યાંય. ૮

**જ્ઞાનમંજરી:**—આચાર્યો અને ગુરુઓ પાસેથી ગ્રહણ (સમજવાની) અને આસેવના (પાળવાની) શિક્ષા ગ્રહણ કરી, પાઠક મુનિઓ દ્વારા સૂક્ષ્મ આગમ-રહસ્યના શિક્ષણ વડે જે તત્ત્વદૃષ્ટિ પુરૂષો થયા છે, તે રાગદ્વેષરૂપ ઉપાધિની વૃદ્ધિ અર્થે

એટલે વિકાર અર્થે થયા નથી; પરંતુ ત્રિભુવનને સદ્ઉપદેશના દાનથી શુદ્ધ તત્ત્વની પ્રાપ્તિ આદિ ઉપકાર કરવા માટે થયા છે.

**ભાવના:**—જેમ અનાદિ મિથ્યાત્વ અને અવિરતિથી ઘેરાયેલા જીવોના અમે માર્ગદર્શક છીએ, તેમ બીજા પણ યથાર્થ ભાવનામાં કુશળ જીવો ઉપકાર કર્તા થશે; માટે આમને શ્રુતનું રહસ્ય શીખવવા યોગ્ય છે. 'વિધિપ્રપામાં' કહ્યું છે.

**" निज्जामउ भवणवत्तारण सधम्मजाणवत्तंमि ।**
**मोक्खपह–सत्थवाहो अन्नाणंधाणं चक्खु य ॥ १ ॥**
**अत्ताणाणं ताणं नाहो अनाहाणभव्वसत्ताणं ।**
**तेणं पुण्ण सप्पुरिस गुरुअगच्छभारे नियुत्तोऽसि ॥ २ ॥**

**ભાષાર્થ:**—ઘરની પેઠે રક્ષા કરનાર, ધર્મરૂપી વહાણની પેઠે તારનાર, મોક્ષ માર્ગમાં સાર્થવાહ (સથવારો–સંઘ) સમાન અને અજ્ઞાનથી અંધ થયેલાની આંખ સમાન; ૧

જેને કોઈ બચાવનાર નથી તેના બચાવનાર જે ભવ્ય જીવો અનાથ છે તેના નાથ હે પવિત્ર સત્પુરૂષ, એટલા માટે તને મોટા ગચ્છનો ભાર સોંપ્યો છે, તને સર્વનો નેતા સ્થાપ્યો છે. ૨

(ઉતરાધ્યયનના) બહુ શ્રુત અધ્યનમાં કહ્યું છે:—

**समुद्दगंभीरसमा दुरासया अचक्किया केणइ दुप्पहंसगा ।**
**सुयस्स पुण्णो विउलस्स ताइणो, खविंतुकम्मंगइमुत्तमंगया ॥**

**ભાવાર્થ:**—"સમુદ્રસમાન ગંભીર, બુદ્ધિથી પરાભવ નહિ પામનારા સંકટોથી ત્રાસ નહિ પામનારા–કામભોગોથી અનાસકત રહેનારા, શ્રુતથી પરિપૂર્ણ અને પ્રત્યેક પ્રાણીઓના રક્ષક મહાપુરૂષો કર્મનો નાશ કરીને ઉત્તમ ગતિ પામ્યા છે." ૩૧

એમ તત્ત્વદૃષ્ટિપણું હિતકારી છે, અનેક શાસ્ત્રના પરિશ્રમમાં બહુશ્રુતપણું નથી. નિશ્ચિત સમય (ભાવશ્રુત) જાણનાર બહુશ્રુત છે. 'संमति' પ્રકરણમાં કહ્યું છે:-

**"जो हेउवाय पक्खम्मि हेउ आगमे य आगमिओ।**
**सो ससमयपण्णवओ सिद्धंत-विराहओ अन्नो ॥ ४५ ॥**

અર્થ:—"જે હેતુવાદના વિષયમાં હેતુથી અને આગમવાદના વિષયમાં માત્ર આગમથી પ્રવર્તે છે તે સ્વસમય-સિદ્ધાંતનો પ્રરૂપક—આરાધક છે અને બીજો સિદ્ધાંતનો વિરાધક છે."

એ પ્રકારે નય અને પ્રમાણથી નિર્ણય કરેલાં સ્વ અને પર શાસ્ત્રોના સાર વાળા, સ્વરૂપમાં વ્યાપેલા, મોહના વિસ્તારના રોકનાર તત્ત્વદૃષ્ટિ પુરૂષો કેવા હોય છે? ભવ સમુદ્રને તારવા સમર્થ એવી ઉપકારી જેની સ્ફુરાયમાન કરૂણારૂપ અમૃતની વૃષ્ટિ છે એટલે જગતના જનોને તારનાર કરૂણારૂપી અમૃતને વર્ષાવતા મહાપુરૂષો હોય છે. તત્ત્વવિમુખ વિષયોમાં આસક્ત લોકો કેવી રીતે આત્માને હણે છે? જિન ભગવાને કહેલાં શાસ્ત્ર હોવા છતાં, અને અનંત ગુણપર્યાયની સત્તાવાળો આત્મા હોવા છતાં, આત્મ--ભ્રાંતિને લીધે તે સંસાર-વનમાં ભમે છે. માટે ધર્મના રહસ્યને કહીએ છીએ કે ઉપકાર કરવામાં તત્પર તત્ત્વજ્ઞાની મુનિ મહાત્માઓ સેવવા યોગ્ય છે. એમ બાહ્યદૃષ્ટિપણું તજીને ભવ્ય જીવો અંતરંગ તત્ત્વને જાણવામાં રસવાળા બનો. ૮

## ૨૦. સર્વસમૃદ્ધિ-અષ્ટક

**बाह्यदृष्टि प्रचारेषु मुद्रितेषु महात्मनः।**
**अंतरेवावभासन्ते स्फुटाः सर्वाः समृद्धयः ॥ १ ॥**

**ભાષાર્થ:**—બાહ્યદૃષ્ટિ (બહારની નજર) ના વિષયની પ્રવૃત્તિબંધ કરવાથી મહાત્મા (જ્ઞાને મોટો છે આત્મા જેનો)ને આત્મામાંજ પ્રગટ સઘળી સંપદાઓ (સમૃદ્ધિઓ) અનુભવે ભાસે છે.

**અનુવાદ:**—

બાહ્યદૃષ્ટિ થઈ બંધ ત્યાં, અંતરમાંજ જણાય;
સ્પષ્ટ સર્વ સમૃદ્ધિઓ, મહાત્મા તેજ ગણાય. ૧

**જ્ઞાનમંજરી:**—સર્વ સમૃદ્ધિ એટલે બધી સંપદાઓ, તેમાં નામ સમૃદ્ધિ તો કહેવા પુરતીજ છે–જીવ કે અજીવનું સમૃદ્ધિરૂપ નામ; સ્થાપના સમૃદ્ધિ શક્તિરૂપ છે; દ્રવ્ય સમૃદ્ધિ ધન ધાન્ય આદિરૂપ, ઈન્દ્ર કે ચક્રવર્તી આદિની સમૃદ્ધિ લૌકિક છે અને લોકોત્તર દ્રવ્ય સમૃદ્ધિ મુનિઓને પ્રાપ્ત થતી લબ્ધિરૂપ સમૃદ્ધિ છે.

**आमोसहि (१) विप्पोसहि (२), खेलोसहि (३) जल्लमोसहीचेव (४)।**
**संभिन्नसोय (५) उज्जुमई (६) सव्वोसहि (७) चेव बोधव्वा ॥ १ ॥**
**चारण (८) आसीविस (९) केवलाय (१०) मणनाणि (११) णोवपुव्वधरा (१२)।**
**अरिहंत (१३) चक्कधरा (१४) बलदेवा (१५) वासुदेवा (१६) य ॥ २ ॥**

**ભાવાર્થ:**—(૧) અસાધ્ય સમસ્ત રોગનો અભાવ કરનારી આમર્શ (સ્પર્શન) ઔષધિ–જે લબ્ધિધારી મુનિના હસ્ત કે ચરણના સ્પર્શથી રોગ નાશ પામે તે આમર્શૌષધિ. (૨) વિપ્રુષ–ઔષધિ: જે મુનિના ચરણોદક (ચરણામૃત)થી અથવા મૂત્ર આદિના છાંટાથી રોગ નાશ પામે તે વિપ્પોસહિ ઋદ્ધિ.

(૩) ક્ષ્વેલ ઔષધિઃ–જે મહાત્માના કફના સ્પર્શથી રોગ નાશ પામે તે ખેલોસહિ. (૪) જલ્લઔષધિ–જે મુનિના સમસ્ત અંગ ઉપર થયેલો પરસેવો અને મેલ તેના ઉપર લાગેલી ધૂળ તે રોગનો નાશ કરે તે જલ્લમોસહિ ઋદ્ધિ. (૫) સંભિન્ન શ્રોતૃત્વઃ–કોઈ મુનિને તપ વિશેષના બળથી સમસ્ત આત્મપ્રદેશોમાં કાનની પેઠે સાંભળવાની શક્તિ પ્રગટી છે, તેથી બાર યોજન લાંબા અને નવ યોજન પહોળા વિસ્તારમાં રહેલા ચક્રવર્તીના સૈન્યમાં હાથી, ઘોડા, ઊંટ, ગધેડાં (ખચ્ચર) મનુષ્ય ઈત્યાદિકના અનેક પ્રકારના શબ્દ એક સાથે થતા હોય તે એકી વખતે ભિન્ન ભિન્ન શ્રવણ કરે તે સંભિન્ન શ્રોતૃત્વ–સંભિન્નસોય ઋદ્ધિ છે. (૬) ઉર્જસ્વલ–મતિઃ–તપ વિશેષના પ્રભાવે કોઇ મુનિને અન્ય સામાન્ય જીવોને ન હોય તેવા મતિજ્ઞાનાવરણીય, અને વીર્યાંતરાયના ક્ષયોપશમ તથા અંગોપાંગ નામ કર્મના લાભથી ઘણે દૂરથી રસનો સ્વાદ લઇ શકે, બહુ દૂરથી જોઇ શકે, દૂરથી સ્પર્શને જાણે, બહુ દૂરથી સાંભળે, અને ઘણે દૂરથી ગંધ ગ્રહણ કરી શકે તે ઉજ્જુમઇ લબ્ધિ છે. (૭) સર્વૌષધિઃ–જેનાં અંગ તથા ઉપાંગ, નખ, દાંત કેશ આદિને સ્પર્શ કરી આવેલા પવન આદિથી પણ સર્વ રોગ નાશ પામે તે સર્વ–ઔષધિ ઋદ્ધિ (સવ્વોસહિ) જાણવી. (૮) ચારણ–ઋદ્ધિઃ–નદી આદિના પાણી ઉપર જમીન પર ચાલે તેમ ચાલે; જમીનને અડ્યા વિના ચાર આંગળ ઉંચા ચાલે; તાંતણા ઉપર, પુષ્પ ઉપર, પાંદડાં ઉપર તેને કચર્યા વગર ચાલે; આકાશમાં સીધા ગમન કરે, અગ્નિ શિખા ઉપર ચાલે, એમ અનેક પ્રકારની ચારણ ઋદ્ધિ છે. (૯)

આસ્યાવિષ–ઋદ્ધિઃ–જેના મુખમાં પડેલું ઉત્કૃષ્ટ વિષ પણ નિર્વિષપણાને પામે તે આસ્યાવિષ ઋદ્ધિ અથવા જેના મુખથી નીકળેલાં વચનના શ્રવણથી ઝેર ચઢેલાનું ઝેર ઉતરી જાય, તે આસ્યાવિષ ઋદ્ધિ. બીજી આસ્યવિષા ઋદ્ધિ છે તેથી જો કોઈ ઉત્કૃષ્ટ તપ બળવાળો મુનિ ક્રોધ કરી કોઇને કહે ' તું મરી જા, તો તેજ ક્ષણે મહાવિષ તેને વ્યાપી જાય અને મરી જાય તે આસ્યવિષા ઋદ્ધિ છે. (૧૦) કેવલજ્ઞાન ઋદ્ધિઃ–સમસ્ત જ્ઞાનાવરણના અત્યંત ક્ષયથી લોકાલોકવર્તી સમસ્ત પદાર્થના ગુણ–પર્યાય ત્રિકાળ સબંધી એક કાળમાં ક્રમરહિત પ્રત્યક્ષ જાણે તે કેવળજ્ઞાન ઋદ્ધિ જાણવી. (૧૧) મનઃપર્યય જ્ઞાનઋદ્ધિઃ–પોતાના મનમાં વા અન્ય અનેક જીવોના મનમાં ચિંતવન કરેલા પદાર્થ, ચિંતવન કરેલો અર્થ કે ચિંતવન કરી વિસ્મરણ થઇ ગયેલા મૂર્તિક પદાર્થને પ્રત્યક્ષ જાણે, તે મનનાણિ ઋદ્ધિ (મનઃપર્યય જ્ઞાની) છે. (૧૨) મહારોહિણી આદિ પ્રાપ્ત થયેલી વિદ્યાદેવતા પોત પોતાનું રૂપ તથા સામર્થ્ય પ્રગટ કરે તોપણ જેનું ચારિત્ર ચલાયમાન ન થાય અને દશ પૂર્વરૂપ દુસ્તર સમુદ્રનો પાર પામે તે દશ–પૂર્વિત્વ નામની ઋદ્ધિ અને સમસ્ત શ્રુતજ્ઞાનના ધારક શ્રુત કેવળીપણાની પ્રાપ્તિ તે ચતુર્દશ પૂર્વિત્વ ઋદ્ધિ છે. જેથી. (૧૩) અરિહંતપણું, (૧૪) ચક્રવર્તીપણું, (૧૫) બલદેવ પદવી કે (૧૬) વાસુદેવ પદવી મળે તે તે તે નામ વાળી ઋદ્ધિ કહેવાય છે. ઇત્યાદિ લબ્ધિઓ ઋદ્ધિઓ છે, તેમાં કેવલજ્ઞાનાદિ શક્તિ લોકોત્તર ભાવ ઋદ્ધિ છે. સમ્–સમ્યક્ પ્રકારે અને ઋદ્ધિ એટલે લબ્ધિ વગેરે તે સમૃદ્ધિ. અહિં તો સાધનરૂપે નિરંતર આત્મતત્વ-

રૂપ સંપદામાં મગ્ન થયેલા મહાત્માઓને તન્મયરૂપે અનુભવમાં આવવા યોગ્ય સમૃદ્ધિનો અવસર છે. પ્રસ્થક (લાકડાનું દાણા ભરવાનું માપ) માટે લાકડું કાપવા જનાર પ્રસ્થક લેવા જઉં છું એમ કહે તે નૈગમ નય તે દષ્ટાંતે તેના કારણ અને તેને યોગ્ય હોય તે વિષે તે કહેવાય છે તેમ તપ યોગીઓમાં આદ્ય નયો જાણવા. તેના ગુણોમાં અપેક્ષાએ છેવટના નયો જાણવા. પ્રથમ આત્મામાં સમૃદ્ધિની પૂર્ણતા જણાય છે તે પ્રકાર કહે છે.

સ્વરૂપ, પરરૂપના ભેદ-જ્ઞાનપૂર્વક શુદ્ધ આત્માના અનુભવમાં લીન થયેલાને સર્વ સમૃદ્ધિઓ પ્રગટ સ્વરૂપમધ્યે આત્મામાંજ ભાસે છે. જેમકે સ્વરૂપના આનંદમય હું છું; નિર્મલ, અખંડ, સર્વ પ્રકાશક જ્ઞાનવાળો હું છું; ઇન્દ્ર આદિની ઋદ્ધિઓ તો ઉપચારિક છે; અક્ષય, અનંત પર્યાયરૂપ સંપત્તિને હું પાત્ર છું, એમ સ્વસત્તાજ્ઞાનના ઉપયોગવાળાને પોતાના આત્મામાં સર્વ ઋદ્ધિઓ ભાસે છે, કેવા થાય ત્યારે? વિષયમાં વર્તતી દષ્ટિના વિસ્તારનો રોધ થાય ત્યારે. ઇન્દ્રિયોના (વિષયના) વિસ્તારથી ચપળ ઉપયોગ જેનો છે તેને કર્મરૂપી મેલનાં પડોથી ઢંકાઈ ગયેલી આત્મ સંપત્તિ જણાતી નથી. તેથી ઉપયોગને બહાર પ્રવર્તાવવો યોગ્ય નથી. ૧

**समाधि-र्नंदनं धैर्यं दंभोलिः समता शची ।**
**ज्ञानं महाविमानं च वासवश्रीरियं मुनेः ॥ २ ॥**

**ભાવાર્થ**:-ધ્યાતા, ધ્યાન અને ધ્યેય ત્રણેના એકજ ભાવરૂપ સમાધિ જેનું નંદનવન છે; પરીષહ-પર્વની પાંખો છેદનાર ધીરપણુંજ જેનું વજ્ર છે; મધ્યસ્થ પરિણતિરૂપ સમતાજ જેની

ઇન્દ્રાણી છે. સ્વરૂપનો બોધ (જ્ઞાન) તેજ મોટું વિમાન છે: આવી ઇન્દ્રની લક્ષ્મી મુનિને છે.

**અનુવાદ:—**

સમાધિ નંદનવન ગણો, ધૈર્યવજ્ર, મુનિ ઇન્દ્ર;
સમતા ઇન્દ્રાણી ભલી, જ્ઞાન વિમાન અતીન્દ્ર. ૨

**જ્ઞાનમંજરી:**—સ્વરૂપજ્ઞાનના અનુભવમાં લીન સાધુને ઇન્દ્રની લક્ષ્મી સમાન શોભા હોય છે. પવિત્ર રત્નત્રયના ધારક મુનિરૂપ ઇન્દ્રને, ધ્યાન ધ્યાતા ધ્યેયની એકતાથી નિર્વિકલ્પ આનંદરૂપ સમાધિજ નંદનવન છે. ઇન્દ્રને નંદન વનમાં ક્રીડા કરવાથી સુખ થાય છે, તેમ સાધુને સમાધિની ક્રીડા સુખ આપે છે, તેમાં પણ એક ક્રીડા ઉપાધિરૂપ છે તો એક આત્મા સંબંધી છે એવો કોઇ મોટો ભેદ તેમાં છે, તે અધ્યાત્મભાવનાથી સમજી શકાય તેમ છે. વીર્યનું અડોલપણું એટલે ઔદયિક ભાવે ક્ષોભ ન પામવો તે ધૈર્ય એજ, વજ્ર છે. વળી ઇષ્ટ અનિષ્ટ સંયોગોમાં રાગ-દ્વેષ ન કરવો; કાંકરા કે ચિંતામણિ આદિરૂપે પરિણમેલાં બધાં પુદ્ગલો છે; ભક્તિ ભાવવાળા કે ભક્તિ વિનાના બધા જીવો છે; મારાથી તે સર્વ ભિન્ન છે, મારૂં કોઇ નથી; તેમના પ્રત્યે રાગ-દ્વેષ પરિણતિ શી કરવી ? એમ વિચારી સમપરિણતિ રાખવી તે સમતાજ (ધર્મ-પત્ની) ઇન્દ્રાણી છે. સ્વ અને પરભાવને યથાર્થ ઓળખવારૂપ જ્ઞાન તેજ સર્વ જણાવનારૂં મહાવિમાન છે ઇત્યાદિ પરિવારવાળા મુનિ ઇન્દ્ર સમાન ભાસે છે. યોગશાસ્ત્રમાં કહ્યું છે:—

**पुंसामयत्नलभ्यं ज्ञानवतामव्ययं पदं भूतम्।**
**यद्यात्मन्यात्मज्ञानमात्रमेतत्समाहितम्॥ १॥**

**श्रयते सुवर्णभावं, सिद्धिरसस्पर्शतो यथा लोहम् ।**
**आत्मध्यानादात्मा, परमात्मत्वं तथाऽऽप्नोति ॥ २ ॥**

**ભાવાર્થ:**—જ્ઞાની પુરૂષોને અવ્યયપદ યત્ન કર્યા વિના (સહજ) પ્રાપ્ત થયું છે; જો આત્મામાં આત્મજ્ઞાન માત્ર રહે તો તેમાં બધું સમાય છે, અંગીકાર થઈ જાય છે. ૧

જેમ લોઢાને સિદ્ધિરસના સ્પર્શથી સુવર્ણપણાની પ્રાપ્તિ થાય છે, તેમ આત્મા આત્મધ્યાનથી પરમાત્મપણાને પામે છે. ૨

**विस्तारितक्रियाज्ञान-चर्मछत्रो निवारयन् ।**
**मोहम्लेच्छमहावृष्टिं चक्रवर्ती न किं मुनिः ? ॥ ३ ॥**

**ભાષાર્થ:**—યોગ પરિણતિરૂપ ક્રિયા અને ઉપયોગ પરિણતિરૂપ જ્ઞાન તે બન્ને (જ્ઞાન-ક્રિયા) રૂપ ચર્મરત્ન અને છત્રરત્ન જેણે વિસ્તાર્યાં છે, તેથી મોહરૂપ ઉત્તર ખંડના યવનોએ યોજેલા (પ્રેરેલા) મિથ્યાત્વરૂપ દૈત્યોએ કરેલી કુવાસનારૂપ મોટી વૃષ્ટિને નિવારતા મુનિ શું ચક્રવર્તી નથી?

અનુવાદ:—

ચર્મ-છત્ર રત્નો સમો, જ્ઞાન-ક્રિયા વિસ્તાર;
મોહ-મ્લેચ્છ-વૃષ્ટિ જીતે, મુનિ ચક્રીસમ ધાર. ૩

**જ્ઞાનમંજરી:**—સમસ્ત આસ્રવથી વિરામ પામેલા મુનિ દ્રવ્ય, અને ભાવ સંવરને લીધે શું ચક્રવર્તી નથી? છેજ. કેવા મુનિ? જેમણે જ્ઞાન અને ક્રિયારૂપ ચર્મરત્ન અને છત્રરત્નને વિસ્તાર્યાં છે એટલે સત્ ક્રિયામાં ઉદ્યમવંત છે અને સમ્યક્જ્ઞાન-ઉપયોગવંત છે. ઉત્તરખંડ આદિના મ્લેચ્છોથી પ્રેરાયેલા દૈત્યોએ કરેલી મહાવૃષ્ટિની પેઠે મોહથી પ્રેરાયેલા મિથ્યાત્વે કુવાસના ફેલાવી છે તેને જેણે પોતાના શુદ્ધ સમ્યક્દર્શનથી કુવાસના-

ઓનો સમૂહ નિવારી દીધો છે એવા મુનિ ભાવ-ચક્રવર્તી સમાન ભાસે છે. ૩

**नवब्रह्मसुधाकुण्ड-निष्ठाधिष्ठायको मुनिः ।**
**नागलोकेशवद्भाति क्षमां रक्षन् प्रयत्नतः ॥ ४ ॥**

**ભાષાર્થ:**—નવ બ્રહ્મરૂપ અમૃતકુંડની સ્થિતિનો સ્વામી, સાધુ, નાગ લોકના સ્વામી (શેષનાગ) ની પેઠે યત્નથી ક્ષમા (ક્ષમા=મુનિગુણ કે પૃથ્વી) ને ધારણ કરતો શોભે છે.

**અનુવાદ:**—

નવ બ્રહ્મ-અમીકુંડના, અધિષ્ઠાતા મુનિરાજ;
શેષનાગ સમ શોભતા, ક્ષમા ધરતા શિરતાજ. ૪

**જ્ઞાનમંજરી:**—જેણે ભેદ-જ્ઞાનથી ગ્રહણ કર્યું છે આત્મ-ધ્યાન એવા મુનિ નાગ લોકના નાથ, ઉરગપતિ (શેષનાગ) સમાન શોભે છે. શું કરતાં? ક્ષમા=પૃથ્વી અથવા ક્રોધ દૂર કરવારૂપ જે પરિણામ ક્ષમા કહેવાયછે તેને ધારણ કરતા. શેષનાગ પૃથ્વીને ધારણ કરે છે એમ કહેવાય છે તે લોક-ઉપચાર છે, કારણ કે રત્નપ્રભા આદિ ભૂમિઓ કોઇએ ધારણ કરેલી નથી પરંતુ મહત્વ જણાવવા અથવા સામર્થ્ય દર્શાવવા ઉપમા આપી છે (પૃથ્વીને ઉંચકી રાખવા માટે જેટલું બળ જોઇએ તેથી વિશેષે બળ ક્ષમા ધારણ કરવામાં જોઈએ, તે હોય તો મુનિપણાનો ભાર ઉપડે.) વળી મુનિ કેવા છે? નવું (અપૂર્વ) જે બ્રહ્મજ્ઞાન તેજ અમૃતનો કુંડ છે તેની સ્થિતિના સ્વામી મુનિ છે. એટલે તત્વજ્ઞાનરૂપ અમૃતકુંડની સ્થિરતાના રક્ષક મુનિ છે. ૪

**मुनिरध्यात्मकैलाशे, विवेकवृषभस्थितः ।**
**शोभते विरतिज्ञप्ति-गङ्गागौरीयुतः शिवः ॥ ५ ॥**

**ભાષાર્થ:**—સાધુ, અધ્યાત્મરૂપ કૈલાશ ઉપર સદ્ અસદ્ નિર્ણય એટલે વિવેકરૂપ બળદ ઉપર બેઠેલો તથા ચારિત્ર કલા (વિરતિ) અને જ્ઞાનકલારૂપ ગંગા અને ગૌરી (ભાગીરથી અને પાર્વતી) સહિત શિવ સમાન શોભે છે.

**અનુવાદ:**—

અધ્યાત્મ–કૈલાસે વસે, વિવેક પોઠિયો જાણ;
વિદ્યા વિરતિ ગંગા ઉમા, મહાદેવ મુનિ માન. ૫

**જ્ઞાનમંજરી:**—અહિં ત્રણ શ્લોકમાં મહાદેવ, કૃષ્ણ અને બ્રહ્માની ઉપચારિક ઉપમા આપી છે. કૈલાસને શોભાવનાર, કે સૃષ્ટિને સર્જનાર કે ગંગાની ઉત્પત્તિનું સ્થાન કોઇ તે વ્યક્તિઓ નથી પરંતુ તે લોકોક્તિ છે. તેથી શ્લેષ અલંકાર માટે માત્ર વાકય પદ્ધતિ છે, સત્ય નથી. તત્ત્વજ્ઞાની મુનિ, આત્મસ્વરૂપની એકતા (અધ્યાત્મ)રૂપ કૈલાસ નામના સભા સ્થાનમાં, સ્વ–પરના વિવેકરૂપ પોઠીઆ ઉપર બેઠેલા, આસ્રવની નિવૃત્તિ કરનાર ચારિત્રકલા (વિરતિ) અને શુદ્ધ ઉપયોગ કે જ્ઞાનકલા (જ્ઞપ્તિ)જ જાણે ગંગા (શિવના માથા ઉપર વિરાજતી ભાગીરથીની ધારા) અને ગૌરી (પાર્વતી) સાથે હોય તેમ ઉપચારથી શિવ (રૂદ્ર–મહાદેવ) સમાન શોભે છે; અથવા શિવ એટલે ઉપદ્રવ રહિત કલ્યાણ (મોક્ષ)રૂપ શોભે છે. રૂદ્ર (મહાદેવ)નું વિદ્યાધરપણે ગંગા સહિત હોવું વિક્રિયા કાળે પાર્વતીના મનને રાજી કરવા પુરતું જાણવું. ૫

**ज्ञानदर्शनचन्द्रार्क-नेत्रस्य नरकच्छिदः ।**
**सुखसागरमग्नस्य, किं न्यूनं योगिनो हरेः ॥ ६ ॥**

**ભાષાર્થ:**—સામાન્ય બોધ (દર્શન) અને વિશેષ બોધ (જ્ઞાન)રૂપ ચંદ્ર અને સૂર્ય એ જેનાં લોચન છે તથા નરકાસુરના છેદનાર છે (નરક ગતિને છેદનાર સમ્યક્‌યોગી નરક ગતિ ન બાંધે) અને સુખ સાગરમાં મગ્ન છે એવા યોગીને કૃષ્ણથી શું ઓછું છે? કાંઈ ઓછું નથી.

**અનુવાદ:**—

દર્શન-જ્ઞાન ઉપયોગ તે, રવિ-શશિ-નેત્ર સમાન;
નરકાસુર રિપુ કૃષ્ણ સમ, સુખ સાગર મુનિ માન. ૬

**જ્ઞાનમંજરી:**—રત્નત્રયરૂપે પરિણમેલા યોગી કૃષ્ણથી શું ન્યૂન છે? જરાય નહિ. કેવા યોગી? સામાન્ય-વિશેષ સ્વરૂપ વસ્તુના વિશેષ સ્વરૂપનો બોધ (જ્ઞાન) અને સામાન્ય-વિશેષ સ્વરૂપ વસ્તુના સામાન્ય સ્વરૂપનો બોધ (દર્શન) તેજ જેનાં ચંદ્ર-સૂર્યરૂપ નેત્રો છે એવા વિરાટ ભગવાન સમાન મુનિ છે. ચંદ્ર-સૂર્ય જેનાં નેત્રો છે એવા હરિ (વિરાટ ભગવાન) તો લૌકોક્તિ (લોકોમાં કહેવાય) છે. વળી કેવા યોગી છે? નરક નામના (નરકાસુર) શત્રુને છેદી નાખનાર હરિ સમાન, નરક ગતિ નિવારનારા મુનિ છે; 'સુખસાગરમાં મગ્ન' મુનિ ઇન્દ્રિયોથી ઉત્પન્ન થતા સુખલીલાના સમુદ્રમાં મગ્ન કૃષ્ણ જેવા છે; યોગિનું સુખ સમ્યક્‌જ્ઞાન-દર્શન-ચારિત્ર-સમાધિથી થયેલું છે, તે સુખના સાગરમાં મગ્ન, આધ્યાત્મિક સુખ પરિણામના ભાજન સાધુ કોનાથી ઉતરતા છે? કોઇથી નહિ. ૬

**या सृष्टिर्ब्रह्मणो बाह्या, बाह्यापेक्षावलम्बिनी।**
**मुनेः परानपेक्षान्तर्गुणसृष्टिस्ततोऽधिका ॥ ७ ॥**

**ભાષાર્થ:**—જે બ્રહ્માની સૃષ્ટિ (રચના) છે. તે બાહ્ય પ્રપંચ (ઇન્દ્રિય) ગોચર અને બાહ્ય કારણની અપેક્ષાને અવલંબે છે; મુનિની અંતરંગ ગુણની રચના (સૃષ્ટિ) પરની અપેક્ષા રહિત છે; માટે બ્રહ્માની સૃષ્ટિ (બ્રહ્મરચના)થી અધિક છે. ઉપમાનથી ઉપમેય અધિક છે.

**અનુવાદ:**—

બાહ્ય સૃષ્ટિ બ્રહ્માની જે, બાહ્ય હેતુ આધીન;
અંતર્ગુણ સૃષ્ટિ ભલી, મુનિની તો સ્વાધીન. ૭

**જ્ઞાનમંજરી:**—બ્રહ્માની બાહ્ય સૃષ્ટિની રચના લોકોક્તિરૂપ અસત્ય છે; વળી બાહ્ય અથવા અપેક્ષાનું અવલંબન કરનાર છે. સ્વરૂપ સાધનની સિદ્ધિમાં મગ્ન મુનિની સૃષ્ટિ આત્મામાં વ્યાપેલા ગુણોની રચના છે એટલે ગુણને પ્રગટાવવાની પ્રવૃત્તિરૂપ પરિણતિમય છે. તે બાહ્ય ભાવથી અધિક છે. ગુણ સૃષ્ટિ કેવી છે? પરની અપેક્ષા વિનાની એટલે પરાશ્રયરૂપ અવલંબન રહિત અને સ્વરૂપ અવલંબન મય એ ગુણ રચના (સૃષ્ટિ) છે. તે સર્વથી ચઢીઆતી છે. ૭

**रत्नैस्त्रिभिः पवित्रा या स्रोतोभिरिव जाह्नवी।**
**सिद्धयोगस्य साऽप्यर्हत्पदवी न दवीयसी ॥ ८ ॥**

**ભાષાર્થ:**—પવિત્ર ગંગા નદી ત્રણ પ્રવાહો વડે પ્રાપ્ત થવી જેમ દૂર નથી તેમ રત્નત્રયરૂપ પ્રવાહો વડે પવિત્ર અરિહંતની પદવી સિદ્ધ યોગીને પ્રાપ્ત થવી અતિ દૂર નથી. કારણ કે સિદ્ધ યોગીને તીર્થંકરનાં દર્શન થાય છે એમ કહ્યું છે:—

**गुरुभक्तिप्रभावेन तीर्थकृद्दर्शनं मतं।**
**समापत्त्यादिभेदेन निर्वाणैकनिबंधनम् ॥ ६४ ॥**

યોગદૃષ્ટિ સમુચ્ચય-હરિભદ્ર.

**ભાવાર્થઃ**—ગુરુ-ભક્તિના સામર્થ્યથી, તેથી પ્રાપ્ત કરેલા કર્મના ફળરૂપે, ભગવાનનાં દર્શન થાય છે એમ મહા પુરૂષોએ માન્યું છે. કેવી રીતે? સમાપત્તિ ધ્યાનથી સ્પર્શના રૂપે. આદિ શબ્દથી તીર્થંકર નામ કર્મનો બંધ થાય તેના ઉદયે તીર્થંકર પદ પ્રાપ્ત થાય તે ગ્રહણુ કરવું. તે અવશ્ય મોક્ષનું અચુક કારણુ છે.

**અનુવાદઃ—**

રત્નત્રયી પ્રવાહથી, જાહ્નવી સમું પવિત્ર;
અર્હત્પદ પણુ દૂર નહિ, સિદ્ધ યોગીને ચિત્ત. ૮

**જ્ઞાનમંજરીઃ**—અષ્ટાંગ યોગના સાધનમાં સિદ્ધ થયેલા સાધુને જ્ઞાનાદિ અનંત ચતુષ્ટય સ્વરૂપ, આઠ પ્રાતિહાર્યો (અતિશય જનિત વિભૂતિ) સહિત જગતને ધર્મ સંબંધી ઉપકાર કરનારી અર્હંત પદવી દૂર નથી. કેવી પદવી? સમ્યક્ દર્શન-જ્ઞાન-ચારિત્ર એ ત્રણુ રત્નોથી પવિત્ર. કોના જેવી? પ્રવાહો વડે ગંગા પવિત્ર છે તેવી. ત્રણે લોકમાં અદ્ભુત પરમાર્થ(આત્મા-પરમપદાર્થ)નો લાભ કરાવનાર હોવાથી અતિશયો સહિત અર્હત્ પદવી, યથાર્થ માર્ગને પામેલા સાધક પુરૂષને દૂર નથી, નિકટ જ છે. એમ ઉપાધિજન્ય બધુંય દૂર કરીને પોતાના રત્નત્રયની સાધના કરવા યોગ્ય છે. તેથી સર્વ ઋદ્ધિઓ પ્રાપ્ત થાય છે. ૮

## ૨૧. કર્મ-વિપાક-ચિંતન અષ્ટક

**दुःखं प्राप्य न दीनः स्यात् सुखं प्राप्य न विस्मितः ।**
**मुनिः कर्मविपाकस्य जानन् परवशं जगत् ॥ १ ॥**

**ભાવાર્થ:**—મુનિ દુઃખ પામીને દીન (દયામણો) ન થાય, સુખ પામીને વિસ્મયવંત (કદી ન દીઠું હોય તેમ, આનંદમાં આવી જવા જેવો) ન થાય; પણ કર્મના શુભ-અશુભ પરિણામને લીધે જગત પરાધીન છે એમ તે જાણે છે.

**અનુવાદ:**—

દુઃખ પામી દીન ના થતા, સુખમાં નહિ મીઠાશ;
મુનિ સુખી, પરવશ બીજા, કર્મ-ઉદયના દાસ. ૧

**જ્ઞાનમંજરી**:—હવે નિર્ગ્રંથપણાના સાધનની ભાવના કરવા માટે સમતા પ્રાપ્ત કરવામાં કારણભૂત કર્મનાં ફળનું ચિંતન નામનું અષ્ટક કહેવા યોગ્ય અવસર આવ્યો છે તેથી કર્મ-વિપાક-ચિંતન અષ્ટક કહે છે. ત્યાં કર્મનો અર્થ કહે છે મિથ્યાત્વઆદિ કારણો વાળો જીવ જે કરે છે તે જ્ઞાનાવરણ આદિ કર્મ છે. પ્રત્યક્ષ—અનુમાન આદિ પ્રમાણથી જણાતાં નહિ હોવાથી કર્મ પ્રત્યક્ષ નથી, કારણ કે તેનું અતીંદ્રિયપણું છે. અનુમાન પણ પ્રત્યક્ષને આધારે થતું હોવાથી કર્મ અનુમાનથી પણ સાધી શકાતાં નથી ધૂમાડો આદિ લિંગ(હેતુ)વાળા રસોડા આદિ સ્થળો જોવાથી અને (ધૂમાડો હોય ત્યાં અગ્નિ હોય એવી વ્યાપ્તિને બદલે) જેમ અગ્નિ વિનાના પર્વતમાં ‘આ પર્વત અગ્નિવાળો છે’ એવું જ્ઞાન તે આહાર્ય પ્રત્યક્ષ કહેવાય છે, તેમાં અનુ-માનનો સંભવ છે; પણ કર્મ માટે અનુમાન થઇ શકે તેવું

લિંગ (હેતુ) નથી; તેથી કર્મ અનુમાનથી પણ જાણી શકાતાં નથી. ઉપમા તો પ્રત્યક્ષસ્વભાવવાળી હોવાથી અને આગમ (શાસ્ત્ર)માં અનેક પ્રકારનાં વાકયો હોવાથી કર્મ નથી એમ અનેક યુક્તિઓના સમૂહને રજુ કરનારને કહે છે “કર્મ પ્રત્યક્ષ છે.” કોને? સર્વજ્ઞ ભગવંતોને. અન્યને પણ કાર્યના અનુમાન ઉપરથી પ્રત્યક્ષ છે; સુખ-દુઃખનો અનુભવ થાય છે તેમાં કર્મ કારણ છે. અંકુર દેખાય છે તો જમીનમાં બીજ પડેલું હોવું જોઇએ; એટલે કાર્યપણા ઉપરથી કારણનું અનુમાન થાય છે. કોઇ પ્રશ્ન કરે છે કે જો તમને કર્મ પ્રત્યક્ષ કાર્ય દેખાય છે તો તે મને પ્રત્યક્ષ જણાતું નથી? તેનો ઉત્તર: જે એકને પ્રત્યક્ષ હોય તે બીજાને પ્રત્યક્ષ હોવું જોઇએ એવો નિયમ નથી; સિંહ, સરભ આદિ બધા લોકોને પ્રત્યક્ષ નથી; તથાપિ કુશળ પુરૂષો તેમને લોકમાં પ્રત્યક્ષ માને છે; એમજ સર્વજ્ઞને પ્રત્યક્ષ જણાતાં જ્ઞાનાવરણાદિ કર્મ સર્વ લોકને જણાતાં સુખ દુઃખનું કારણ છે. અંકુરરૂપ કાર્ય જણાયાથી તેના બીજનું અનુમાન થાય છે. આ લોકમાં સુખઃ દુઃખનું જે કારણ છે તે કર્મજ છે; એમ વિચારતાં મતિમાં બેસવા યોગ્ય છે પરંતુ કોઈ પ્રશ્ન કરે છે કે-માળા, ચંદન, સ્રી, ઝેર, કાંટા એ સુખ દુઃખનાં દેખીતાંજ કારણ છે, તો જે નથી દેખાતાં તેવાં કર્મને કારણરૂપ કલ્પવાની શી જરૂર છે? એ પ્રશ્ન અયોગ્ય છે, કારણ કે તમે બતાવેલાં કારણોમાં વ્યભિચાર (સુખનાં કારણ સદા સુખરૂપ હોતાં નથી કે દુઃખનાં કારણ બધાને દુઃખરૂપ લાગતાં નથી) દોષ દેખાય છે. અહિં સરખાં ઇષ્ટ, શબ્દાદિ વિષય સુખનાં સાધન પામેલા

જીવોમાં, તેમજ અનિષ્ટ વિષયોનાં સાધનો જેમને સરખી રીતે મળ્યાં છે તેવા જીવોમાં સુખ–દુઃખના અનુભવમાં તારતમ્યતા (ચઢતા ઉતરતી ક્રમ) જોવામાં આવે છે. (સરખો અનુભવ થતો નથી). અદૃષ્ટ (કર્મ) હેતુ સિવાય તેમ બને નહિ. 'શ્રી વિશેષ–આવશ્યક'માં અન્ય અનુમાન જણાવ્યું છે:-

**किरिया फलं भवाओ, दाणाईणं फलं किसी एव्व।**
**तं च दाणाई फलं, मणप्पसायाइ जई बुद्धी ॥ १ ॥**
**किरिया सामाण्णाओ, जं फलमस्सावि तं मयं कम्मं।**
**तस्स परिगामरूवं सुखदुक्खफलं जओ भुज्जो ॥ २ ॥**

**ભાવાર્થ:**—ખેતીમાં દાણા પ્રારબ્ધાનુસાર પાકે છે (સરખી મહેનત કરવા છતાં) તેમ સરખી ક્રિયા કરવા છતાં ભાવ પ્રમાણે ફળ પ્રાપ્ત થાય છે. તેમજ ચિત્ત પ્રસન્નતા આદિ જેવી બુદ્ધિ હોય તે પ્રમાણે દાનાદિનું ફળ મળે છે. ૧

સામાન્ય (સરખી) ક્રિયા હોવા છતાં શુભાશુભ ભાવ પ્રમાણે તેનું કર્મ ઉપાર્જન થાય છે અને તે પુણ્ય પાપરૂપ કર્મનાં પરિણામરૂપ સુખ દુઃખ ફળ ભોગવાય છે. ૨

ઇત્યાદિ અગ્નિભૂતિવાદ સ્થળે જાણવું.

ચાર નિક્ષેપામાં નામ અને સ્થાપના સુગમ છે; દ્રવ્ય કર્મ:-કર્મ વર્ગણારૂપે આવેલાં પુદ્ગલો બંધાતાં કે બંધાયેલાં સત્તામાં રહેલાં અથવા જે કર્મના ઉદયરૂપ નિમિત્તથી તે બંધાયાં તે પણ દ્રવ્ય કર્મ છે. ભાવથી કર્મ તો કર્મ સિદ્ધાન્તની અપેક્ષાએ જ્ઞાનાવરણાદિ કર્મ ઉદયમાં આવી ગુણને રોકવારૂપ પોતાનું કાર્ય કરે છે, તે છે.

નૈગમ નયે કર્મ તો મિથ્યાત્વ આદિ કર્મ બંધનાં કારણ મેળવી આપનાર પાખંડીઓનો પરિચય, તેમની પ્રશંસા આદિ; સંગ્રહનયે કર્મ બંધને માટે યોગ્યતાવાળા જીવ અને પુદ્‌ગળો; વ્યવહાર નયે ગ્રહણ થતી વર્ગણાનો સમૂહ, અને પ્રાણાતિપાત આદિ; ઋજુસૂત્રનયે બંધના કારણરૂપે પરિણમેલાં અને સત્તામાં રહેલાં કર્મનાં દળિયાં, શબ્દ નયથી ચલ, ઉદીરણા આદિ પૂર્વક ઉદયમાં આવેલાં દળિયાં; સમભિરૂઢ નયે જ્ઞાનાદિ અનંત ગુણોમાંથી જે વડે જે ગુણ રોકાયો છે તે તેનું આવરણ કે કર્મ છે અને એવંભૂત નયે કર્મનું પોતાનું કર્તાપણું, પોતાનું ગ્રાહકપણું, પોતાનું વેદકપણું, પોતામાં વ્યાપવાપણું અને સ્વકર્મરૂપ પોતાનું કાર્ય કરવાની પ્રવૃત્તિ તે કર્મ છે. પણ સિદ્ધસેન આચાર્ય કહે છે. " કર્મનું કર્તાપણું શબ્દ નયે છે; વેદકતા અને વ્યાપકતા સમભિરૂઢ નયે છે; અને ગુણને આવરણ કરવાપણું એવભૂત નયે છે." ઇત્યાદિ વિચાર કર્તવ્ય છે. તેમાં ફળ આપવા તૈયાર થયેલા શુભ કે અશુભ કર્મના ઉદય વખતે મધ્યસ્થતા રાખવા યોગ્ય છે, તે માટે ઉપદેશ કરે છેઃ—તત્ત્વ રસિક મુનિ અસાતા આદિ આવ્યે દીન ન બને. કરેલાં કર્મ ભોગવતાં દીનતા શા કામની? બાંધતી વખતે અવિચારથી વર્તતાં આવું ફળ આવ્યું છે. વળી પુત્ર આદિ કે રાજ્ય અધિકાર આદિ પ્રાપ્ત થયે છકી ન જાય; આત્મગુણને આવરણ કરનાર, ઉદય વખતે મીઠાં લાગતાં કર્મમાં શું રાચવા યોગ્ય છે? શુભ-અશુભ કર્મના ઉદયને આધીન આખું જગત છે, તત્વજ્ઞાની આખા જગતને કર્માધીન જાણી કર્મના ફળ તરફ દૃષ્ટિ નહિ દેતાં, તત્વસાધન માટે પુરૂષાર્થ કરે છે. ૧

**येषां भ्रूभङ्गमात्रेणे भज्यन्ते पर्वता अपि ।**
**तैरहो कर्मवैषम्ये, भूपैर्भिक्षापि नाप्यते ॥ २ ॥**

**ભાષાર્થઃ**—જેમના આંખના મચકારા માત્રથી ડુંગરા પણ ભાગી જાય એવા બળવંત રાજાઓને પણ અહો! કર્મના વિષમપણા (કઠણાઇ) ને જોગે ભિક્ષા પણ મળતી નથી, એ આશ્ચર્ય છે.

**અનુવાદઃ**—

જેના મચકારે અહો? પર્વત પણ તુટી જાય;
તેવા ભૂપ ભૂખ્યા મરે, કર્મ વિષમ સમજાય. ૨

**જ્ઞાનમંજરીઃ**—જે પુરૂષોની ભમ્મર ફરકતાં (કટાક્ષ દૃષ્ટ થતાં) પહાડ પણ તુટી જતા તેવા રાજાએ.ને કઠીન કર્મના ઉદયે, દુઃખી અવસ્થામાં ભીખ પણ મળતી નથી એવી શુભ-અશુભ કર્મનાં ફળની વિચિત્રતા છે ૨

**जातिचातुर्यहीनोऽपि कर्मण्यभ्युदयावहे ।**
**क्षणाद्रङ्कोऽपि राजास्यात् छत्रच्छन्नदिगंतरः ॥ ३ ॥**

**ભાષાર્થઃ**—જાતિ અને ચતુરાઇથી હીણો (રહિત) પણ કર્મનો અભ્યુદય (ચઢતી) થવાથી ક્ષણ એકમાં રાંક પણ નંદ આદિની પેઠે છત્રે કરીને દિશામંડળને જેણે છાયું છે એવો રાજા થાય.

**અનુવાદઃ**—

ઉચ્ચ જાતિ, ચતુરાઈ વિણ, રંક રાય ઝટ થાય;
છત્રે છાઈ સૌ દિશા, સુકર્મ-ઉદય દેખાય. ૩

**જ્ઞાનમંજરીઃ**—કોઇ રંક ક્ષણ માત્રમાં શુભ કર્મના ઉદયે રાજા થાય. કેવો રંક? જાતિ એટલે માતાનો પક્ષ (મોસાળની

મહત્તો) અને ચતુરાઈ (કુશળતા) થી રહિત છતાં પણ રાજા થાય છે કેવો રાજા? જેના છત્ર નીચે બધી દિશાઓ છવાઈ જાય તેવો ચક્રવર્તી, જેની આજ્ઞા (આણ) કોઇ ન માને તેમ ન બને; એ બધું કર્મના ઉદયથી બને છે તેમાં આશ્ચર્ય નથી. કારણ કે સમ્યક્ દર્શન, સમ્યક્જ્ઞાન સમ્યક્ ચારિત્રરૂપ શુદ્ધ આત્મધર્મ દુર્લભ છે. ૩

**विषमा कर्मणः सृष्टिर्दृष्टा करभपृष्ठवत् ।**
**जात्यादिभूतिवैषम्यात् का रतिस्तत्र योगिनः ॥ ४ ॥**

**ભાષાર્થ:**—ઊંટની પીઠની પેઠે કર્મની રચના જાતિ આદિની ઉત્પત્તિનું વિભ્રમપણું હોવાથી કયાંય સરખી દીઠી નથી. તે કર્મ રચનામાં યોગીને શાની રતિ (પ્રીતિ) હોય? ન હોય. 'પ્રશમરતિ'માં કહ્યું છે કે:—

આર્યા—"**जातिकुलदेहविज्ञानायु-र्बलभोगभूतिवैषम्यम् ।**
**दृष्ट्वा कथमिह विदुषां भवसंसारे रतिर्भवति ? ॥**

**ભાવાર્થ:**—જાતિ (માતાનો પક્ષ), કુળ (પિતાનો પક્ષ), દેહ, વિજ્ઞાન (કળા-આવડત), આયુષ્ય, બળ અને ભોગની ઉત્પત્તિ વિષે વિષમતા દેખીને સંસાર પરિભ્રમણમાં વિદ્વાનને મીઠાશ કેવી રીતે વર્તે?

**અનુવાદ:**—

કર્મ-સૃષ્ટિ સરખી નહિ, ઊંટ-પીઠ સમાન;
કુળ-રૂપ-સંપદ્-ભેદ ત્યાં, શી રતિ? યોગી સુજાણ. ૪

**જ્ઞાનમંજરી:**—કર્મની રચના ઊંટની પીઠ સમાન વિષમ (એક સરખી નહિ) જણાય છે; કારણ કે ઉચ્ચ નીચ

જાતિ, કુલ, સંસ્થાન, વર્ણ, સ્વર, સંપત્તિ આદિ સંબંધી ઘણી વિષમતા જોવામાં આવે છે. શુભ ઉદયે ઐશ્વર્ય આદિ અવસરે પર સંયોગથી ઉત્પન્ન થતા અનેક અશુદ્ધ અધ્યવસાયોમાં રત્નત્રયમાં પરિણમેલા યોગીને પ્રીતિ શાની હોય? ન હોય. કહ્યું છે કે:—

**सुहजोगो रईहेऊ, असुहजोगो अरई हेउत्ति।**
**रागो वड्ढई तेणं, अवरो दोसं विवड्ढेई ॥ १ ॥**
**सिवमग्गविग्घभूया, कम्मविवागा चरित्त बाहकरा।**
**धीराणं समया तहिँ चायपरिणामओ हवई ॥ २ ॥**

**ભાવાર્થ:**—શુભ યોગ રતિનું કારણ અને અશુભ યોગ અરતિનું કારણ કહેલ છે; એકથી રાગ વધે છે અને બીજાથી દોષ વધે છે. ૧

૨ કર્મનાં (શુભ–અશુભ) ફળ મોક્ષ-માર્ગમાં વિઘ્નકરનાર તથા ચારિત્રમાં બાધ કરનાર છે, ધીર પુરૂષોને ત્યાં સમતા, ત્યાગ પરિણામ થાય છે. ૪

કર્મ સ્વરૂપમાં મોક્ષમાર્ગનો નાશ કરવાપણું છે તે દર્શાવે છે:—

**आरूढाः प्रशमश्रेणिं, श्रुतकेवलिनोऽपि च।**
**भ्राम्यन्तेऽनन्तसंसारमहो दुष्टेन कर्मणा ॥ ५ ॥**

**ભાષાર્થ:**—ઉપશમ શ્રેણિએ અગીઆરમે ગુણસ્થાને ચઢેલા જીવોને અને ચૌદ પૂર્વના જાણ શ્રુતકેવળીને પણ દુષ્ટ કર્મ અહો? અનંત સંસારમાં ભમાવે છે.

**અનુવાદ:—**

ઉપશમ શ્રેણિથી પડે, વળી શ્રુત-કેવળી જીવ;
ભમે અનંત સંસાર; હા!-કર્મ દુષ્ટ અતીવ. ૫

**જ્ઞાનમંજરી:**—કેટલાક મુનિઓ નિશ્ચયરત્નત્રયરૂપ પરિણામથી તીવ્ર ક્ષયોપશમભાવે પ્રાપ્ત કરેલાં સાધનવાળા અપૂર્વ કરણના બળથી ઉપશમ ચારિત્રની પરિણતિરૂપ શ્રેણિએ ચઢેલા, સર્વથા મોહના ઉદયથી રહિત થયેલા અને પૂર્વધારી શ્રુત કેવળી જીવો પણ સત્તામાં રહેલા ઉદય અવસ્થા યોગ્ય મોહ કર્મથી અથવા આયુષ્ય કર્મનો અંત આવવાથી ત્યાંથી પડી, અહો! અનંત સંસાર-ચારે ગતિઓમાં ભમે છે. માટે ચેતનાને કર્મને આધીન કરવા યોગ્ય નથી; કર્મના ઉદય વખતે પોતાના ક્ષયોપશમસ્વરૂપને અનુસરનારી ચેતના બનાવી તેનું રક્ષણ કરવા યોગ્ય છે કર્મનો ઉદય કંઇ પાડી નાખનાર નવું કર્મ બંધાવામાં કારણ નથી; પરંતુ પોતાની ચેતના અને વીર્ય મોહના ઉદયને અનુસરવાથી કારણપણાની પરિણતિને લીધે બંધ થાય છે. તેથી કારણપણુંજ વારવા યોગ્ય છે. તો કોઇ પ્રશ્ન કરે છે કે આત્મ શક્તિના અપ્રવર્તવાથી પરથીજ કર્મનું કરવાપણું ગણવું જોઇએ તેને ઉત્તર કહે છે કે શક્તિ ન પ્રવર્તે તો કર્મનું કરવાપણું ન બને. તેથી પ્રેરણાજ કારણ છે પરંતુ મિથ્યાત્વ આદિ કારણોના ઉદયથી સમ્યક્ત્વ આદિ ગુણો ઢંકાઈ ગયા છે, વળી ચેતના વીર્ય દાન આદિ ક્ષયોપશમિક, દુર્વિપરીત શ્રદ્ધાન-જ્ઞાન અને પરમાં રમણતા તે નવાં કર્મ બંધાવાનું કારણ બને છે માટે અશુદ્ધ પણે પરિણમેલી આત્માની પરિણતિ નવાં કર્મનું કારણ છે. દૃષ્ટાંત તરીકે સૂક્ષ્મ એકેન્દ્રિયજીવોને તો

અશુદ્ધ ક્ષયોપશમ મોટે ભાગે હોવાથી તીવ્ર બંધ શક્તિ છે ઇત્યાદિ વિચારવું કહ્યું છે કે:– "**अप्पा करेइ कम्माइ, अप्पा वेयई परवसो पसो**" ઇત્યાદિ ભાવાર્થ:–આત્મા કર્મો કરે છે અને પરવશ બનીને આત્મા તે કર્મો ભોગવે છે. તેમજ 'ભગવતી' 'પ્રજ્ઞાપના' આદિમાં કહ્યું છે:–**अत्तकडा कम्मा बंधंति नो परकडा अप्पवगाढा नाप्पा नवगाढा**" ભાવાર્થ:–પોતાનાં કરેલા કર્મ પોતાને ગાઢ બાંધે છે, પરનાં કરેલાં આપણુને કંઇ બાંધતાં નથી. 'ઉત્તરાધ્યયનમાં કહ્યું છે કે' "**अत्ता कत्ता त्रिकत्ता य सुहाण दुहाण य**"ઇત્યાદિ: ભાવાર્થ:–સુખનો અને દુ:ખનો કર્તા, ભોક્તા કે તેથી મુક્ત થનાર પોતાનો આત્મા છે.

વળી આચારાંગમાં કહ્યું છે: "**आयाणां सागडब्भि**" ઇત્યાદિ.

**ભાવાર્થ:**—કર્મ બંધનથી સર્વથા મુક્ત થનાર અને તેથીજ સર્વજ્ઞ પદને પ્રાપ્ત કરનાર સિદ્ધ પુરૂષોને આ સાક્ષાત્ અનુભવ છે. ઇત્યાદિ પોતે સમજી લેવું. શ્રેણિથી પડવા સંબંધિના અધિકારમાં 'આવશ્યક-નિર્યુક્તિ'માં કહ્યું છે:—

**उवसामं उवणीया, गुणमहया जिणचरित्तसरिसंपि।**
**पडिवायंति कसाया किं पुण सेसे सरागत्थे ॥ १ ॥**
**जइ उवसंतकसाओ लहई अणंतं पुणोवि पडिवायं।**
**नहु मे वीससियव्वं थोवेवि कसायसेसंमि ॥ २ ॥**
**अण-थोवं वण-थोवं, अग्गी-थोवं कसाय-थोवं च।**
**न हु मे वीससिअव्वं थोवंपि हु तं बहु होइ ॥ ३ ॥**

**दासत्तं देइ रिणं अइरा मरणं वणो विसप्पंतो।**
**सव्वस दाहमग्गी दिंति कसाया भव मणंता ॥ ४ ॥**

**ભાવાર્થ:**—ઉપશાંત મોહ ૧૧મા ગુણસ્થાનકે આવેલા, ગુણો વડે મહાન, જિન સરખા ચારિત્રવાળાને પણ કષાયો પાડી દે છે તો પછી બીજા સરાગ અવસ્થાવાળાનું શું કહેવું? ૧

જેમના બધા કષાય શમાઇ ગયા છે તે પડે છે તો અનંત ભવ કરે છે, તો થોડા પણ બાકી રહેલાં કષાયોનો વિશ્વાસ કરવા યોગ્ય નથી. ૨

ઋણ (દેવું) થોડું હોય, પાણી થોડું હોય, અગ્નિ થોડો હોય અને કષાય થોડા હોય તોપણ તેનો વિશ્વાસ ન કરવો. થોડા હોવા છતાં તે બહુ થઇ જાય છે. ૩

દેવું દાસ બનાવે છે, પાણી વધી જતાં તરત મરણ પમાડે છે, અગ્નિ સર્વસ્વ બાળી નાખે છે અને કષાયો અનંત ભવ કરાવે છે. ૪

એમ કર્મના ઉદય વડે આત્મા દીન બને છે. ૫

**अर्वाक् सर्वापि सामग्री श्रान्तेव परितिष्ठति।**
**विपाकः कर्मणः कार्य-पर्यन्तमनुधावति ॥ ६ ॥**

**ભાવાર્થ:**—બધીય સામગ્રી (કારણ–યોજના) ગમે તેટલી નજીક હોય પણ થાકી ગઇ હોય તેમ પડી રહે પણ કર્મકારી ન થાય, પરંતુ કર્મનો ઉદય (પરિપક્વતા) કાર્યના છેડા સુધી દોડ્યો આવે છે, તે ચરમ (છેલ્લું) કારણ છે માટે એજ પ્રધાન છે.

અનુવાદ:—

સામગ્રી બધીયે અહિં, પડી રહેતી વ્યર્થ;
કર્મ-વિપાક છેવટ સુધી, ટકે શત્રુ સમર્થ. ૬

**જ્ઞાનમંજરી:**—સર્વેય સામગ્રી હાજર હોવા છતાં કાર્ય કરવા સમર્થ થતી નથી; કર્મનો ઉદય કાર્યના અંત સુધી અનુસરે છે તેથી તે ચરમ કારણ છે. બાહ્ય સામગ્રી ઉપકરણ (સાધન)રૂપજ છે, કર્મના ઉદયને આધીન છે. તેથી કર્મનો ઉદય વિશેષ બળવાન છે માટે કર્મનો ક્ષય કરવા પ્રયત્ન કર્તવ્ય છે. ૬

**असावचरमावर्ते, धर्मं हरति पश्यतः।**
**चरमावर्ति साधोस्तु छलमन्विष्य हृष्यति ॥ ७ ॥**

**ભાષાર્થ:**—છેલ્લા પુદ્ગલ પરાવર્તન પહેલાં આ કર્મ-વિપાક (ઉદય) દેખતાં છતાં (ઉદયમાં મીઠાશ-વૃત્તિ કરાવીને) ધર્મને હરે છે; પરંતુ ચરમ (છેલ્લા) પુદ્ગલ પરાવર્તનવાળા સાધુનું છિદ્ર જોઇને (પ્રમાદ વશ, અજાગ્રત હોય ત્યારે) તે કર્મ-ઉદય હર્ષ પામે છે (ધર્મમાં ભંગ કરાવે છે).

અનુવાદ:—

કર્મ દીર્ઘ સંસારીનાં, હરે દેખતાં ધર્મ;
છિદ્ર શોધી મલકાય છે, ચરમાવર્તી મુનિ-કર્મ.

**જ્ઞાનમંજરી:**—આ કર્મ વિપાક છેલ્લા પુદ્ગલ પરાવર્તન પહેલાં વર્તતા જીવના દેખતાં (ખુલ્લી નજરે-ભોળવીને) ધર્મની ચોરી કરે છે; વળી છેલ્લા પુદ્ગલ પરાવર્તનમાં વર્તતા જે માર્ગાનુસારી નિગ્રંથ સાધુ હોય તેનું છિદ્ર શોધીને કર્મ-

વિપાક હર્ષ પામે છે. કારણ કે માર્ગાનુસારી નિર્ગ્રંથને ક્ષાયોપશમિક ગુણો હોવાથી અને પ્રમાદઆદિ દોષો હોવાથી શંકા આદિ અતિચારના અવસરે તે હર્ષ પામે છે એટલે શંકાદિ અતિચારો, કર્મના ઉદયે પ્રમાદ આદિ દોષોને લીધે, તેને લાગે છે. માટે કર્મના ઉદય વખતે રાગ-દ્વેષ કરવા યોગ્ય નથી. ૭

**साम्यं बिभर्ति यः कर्म-विपाकं हृदि चिंतयन् ।**
**स एव स्याच्चिदानंद-मकरंदमधुव्रतः ॥ ८ ॥**

**ભાષાર્થ:**—જે હૃદયમાં કર્મના શુભાશુભ પરિણામને વિચારતો સમતા ધારણ કરે છે, તેજ જ્ઞાનાનંદરૂપ પરિમલ (પુષ્પ રસ)નો ભ્રમર (રસનો જાણ) બને છે.

**અનુવાદ:**—

કર્મ-વિપાક ઉર ચિંતવી, સમતાને ધરનાર;
ચિદાનંદ-મકરંદ-ભ્રમર, આત્મ-મર્મ ગ્રહનાર. ૮

**જ્ઞાનમંજરી:**—જે આત્માર્થી મનમાં શુભાશુભ પરિણામને વિચારતો ઇષ્ટ-અનિષ્ટપણા રહિત સમતા ધારણ કરે છે તેજ યોગી જ્ઞાનાનંદના રહસ્યનો આસ્વાદી ભ્રમર સમાન બને છે- આત્માનંદનો ભોગી બને છે. માટે આત્માનંદરૂપ રસનો રસિક જન શુભ-અશુભ કર્મના ઉદયમાં રાગ-દ્વેષી બનતો નથી. મુનિ સર્વ પ્રત્યે સમાન વૃત્તિવાળા હોય છે. એમ કર્મ-વિપાકમાં સમભાવ ચિંતવવા સંબંધી અષ્ટક સમાપ્ત થયું. ૮

## ૨૨. ભવ-ઉદ્વેગ અષ્ટક.

यस्य गंभीरमध्यस्याऽज्ञानवज्रमयं तलम् ।
रुद्धाव्यसनशैलौघैः पंथानो यत्र दुर्गमाः ॥ १ ॥
पाताल-कलशा यत्र, भृतास्तृष्णामहानिलैः ।
कषायाश्चित्तसंकल्प-वेलावृद्धिं वितन्वते ॥ २ ॥
स्मरौर्वाग्निर्ज्वलत्यन्तर्यत्रस्नेहेन्धनः सदा ।
यो घोररोगशोकादि-मत्स्य-कच्छपसंकुलः ॥ ३ ॥
दुर्बुद्धिमत्सरद्रोहैर्विद्युद्दुर्वातगर्जितैः ।
यत्र सांयात्रिका लोकाः पतन्त्युत्पातसंकटे ॥ ४ ॥
ज्ञानी तस्माद्भवांभोधेर्नित्योद्विग्नोऽस्ति दारुणात् ।
तस्य संतरणोपायं, सर्वयत्नेन कांक्षति ॥ ५ ॥

**ભાષાર્થ:**—જે (ભવસાગર)નું મધ્ય અગાધ છે, અજ્ઞાન-રૂપ વજ્રનું ઘડેલું જેનું તળીયું છે, જ્યાં દુઃખે જઇ શકીએ એવા (દુર્ગમ) માર્ગ સંકટરૂપ પર્વત માળાઓથી રૂંધાયલા છે, જ્યાં વિષય-અભિલાષા (તૃષ્ણા) રૂપ મહા વાયુથી ભરેલા ક્રોધાદિ ચાર કષાયોરૂપ પાતાલઘટ (કલશ) છે, તે મનના વિકલ્પરૂપ ભરતીની વૃદ્ધિ કરે છે; જ્યાં કંદર્પ (કામ) રૂપ વડવાનલ સ્નેહ (જળ) રૂપ ઇંધનવાળો નિત્ય અંદર બળે છે, જે (ભવસાગર) આકરા રોગ, શોક આદિ મચ્છ અને કાચબાથી આકુળ-વ્યાકુળ (ખદબદ) છે; જ્યાં માઠી બુદ્ધિ, ગુણમાં રોષ (મત્સર, કોઇના ગુણ ન ગમે), અને દ્વેષ (દ્રોહ) રૂપ વીજળી, માઠો વાયુ અને ગર્જનાથી વહાણના લોકો તોફાન-રૂપ સંકટમાં પડે છે; એવા અતિભયંકર ભવ-સમુદ્રથી નિત્ય ભયભીત થતા જ્ઞાની પુરૂષ સર્વ ઉદ્યમ કરીને તે ભવ-સમુદ્રને તરવાનો ઉપાય વાંછે છે.

અનુવાદ:—

અગાધ-મધ્ય ભવોદધિ, અજ્ઞાન-વજ્ર જડિત-
તળ, તેમાં દુર્ગમ ગણો, પંથ કષ્ટ-ગિરિસ્થિતિ. ૧
કષાયરૂપ પાતાલ ઘટ, તૃષ્ણા-વાથી ભરેલ;
ચિત્ત તણા વિકલ્પરૂપ, ભરતી વૃદ્ધિ કરેલ. ૨
કામ-વડવાનલ બળે, સ્નેહ-ઈંધન ત્યાં નિત્ય;
ઘોર રોગ શોકાદિરૂપ, કચ્છપ-મચ્છ સહિત. ૩
વિજળી વા ને ગર્જના-દુર્બુદ્ધિ, મત્સર, દ્રોહ;
ઉત્પાત-સંકટમાં પડે, વહાણ વિષે જન, ઓહ! ૪
તેથી ભયભીત નિત્ય ત્યાં, જ્ઞાની ઇચ્છે એજ,
ભયંકર ભવજળ તરૂં, યત્ન-ઉપાય કરેજ. ૫

**જ્ઞાનમંજરી:**—કર્મ-વિપાકથી ઉદ્વેગવાળા ભાવ થતાં સંસાર પ્રત્યે ઉદ્વેગ (ભવ-ભય) ઉપજે છે. તેથી ભવઉદ્વેગ અષ્ટક લખે છે; ત્યાં નામ નિક્ષેપે તો મહાદેવ આદિનાં ભવ એવાં નામ છે, અથવા જેના વડે સર્વ બોલાવી શકે તે નામ; સ્થાપના-ભવ-લોકાકાશ કે તેનો આકાર; દ્રવ્યભવ—ભવભ્રમણના કારણ-રૂપ ધન, સ્વજન આદિ અને ભાવ ભવ—જન્મ, મરણ આદિ લક્ષણવાળી ચારે ગતિ. અને નય સ્વરૂપ તો દ્રવ્ય નિક્ષેપમાં પહેલા ચાર નય અને ભાવ નિક્ષેપમાં છેલ્લા શબ્દાદિત્રણ નય જાણવા. અહિં ભવમાં મગ્ન થયેલા જીવોને ધર્મની ઈચ્છા ઉદ્ભવતી નથી ઈન્દ્રિય સુખ માણવામાં લીન થયેલા ગાંડાની પેઠે વિવેક રહિત ભમે છે. દુઃખથી ભય પામતા દુઃખ દૂર કરવા આમ તેમ અનેક ઉપાયોના વિચારથી વ્યાકુળ બનીને ભુંડની પેઠે ભમે છે. એમ મહા પ્રબળ ભવસાગરમાં માછલા

જેવા મિથ્યાવાસના વાળા જીવો બીજાની વાત તો જવાદ્યો, સર્વસિદ્ધિ દેનાર શ્રીમદ્ વીતરાગને વંદન આદિ કરે છે, અને ઈન્દ્રયોનાં સુખ માટે તપ, ઉપવાસ આદિ કષ્ટ-ક્રિયાઓ જીવન પર્યંત કરીને નિદાન (નિયાણારૂપ) દોષથી હારી જાય છે, મોહના હેતુરૂપ જૈનશાસનના દેવદેવીઓને સુખનાં નિમિત્ત જાણે છે અને વૈભવ વગેરેના મોહમાં ડુબી જાય છે. માટે ભવ ભયજ રાખવા યોગ્ય છે. જેથી આત્મસુખને હાનિ પહોંચે તેની ઇચ્છા સત્પુરૂષો કેમ કરે? તે વિષે ઉપદેશ દે છે:—જ્ઞાની તે ભવ-સમુદ્રનો પાર પામવાના ઉપાયને સર્વ યત્નથી ઈચ્છે છે, કોનો પાર પામવાને? જેની મધ્ય પ્રાપ્ત થઇ શકે નહિ (અગાધ છે) તેવા ભવ સાગરનો; જીવ-અજીવના વિવેક રહિત, તત્ત્વબોધથી શૂન્ય મિથ્યા જ્ઞાન તેજ દુર્ભેદ્ય વજ્ર જેવું જેનું તળ છે તેવા ભવસાગરનો; કષ્ટરૂપ પર્વતોથી સદ્ગતિમાં લઇ જનાર માર્ગો રૂંધાઇ ગયા છે, દુર્ગમ થઈ પડ્યા છે, તે માર્ગે જવું અશક્ય થઈ ગયું છે અટલે અજ્ઞાન તળીયું અને ગંભીર (અગાધ) મધ્ય ભાગવાળા ભવસાગરનો; રોગ, શોક, વિયોગ આદિ કષ્ટરૂપ પર્વતો વડે પ્રાણીઓના માર્ગ રૂંધાઈ (બંધ થઇ) ગયા છે ત્યાં સુખે પ્રવાસ કરવો અશકય છે. વળી જે ભવ-સમુદ્રમાં ક્રોધાદિ કષાય-રૂપ પાતાલ કલશ વિષયપિપાસા (તૃષ્ણા) રૂપ મહા તોફાની વાયુથી ભરેલા છે, તે મનના સંકલ્પ (અનેક જળ સમૂહ) રૂપ ભરતીની વૃદ્ધિ કરે છે, એટલે કષાયના ઉદયે તૃષ્ણાના વાવાઝોડાથી પ્રેરાઈને વિકલ્પની વૃદ્ધિરૂપ ભરતી સંસાર-સમુદ્રમાં આવે છે. જ્યાં જન્મ-મરણરૂપ સમુદ્રમાં કામરૂપ વડવાનલ અંદર બળે છે, તે કામ અગ્નિમાં સ્નેહ રૂપ (જળરૂપ) ઇંધરાં છે. વડવાગ્નિમાં

જળરૂપ ઇંધન છે. રાગ (સ્નેહ) કેવો છે? ઘોર રોગ, શોક આદિ મચ્છ અને કાચબાથી વ્યાપ્ત છે એટલે રાગ અગ્નિથી બળતા રોગ, શોકથી પીડાતાં પ્રાણિઓ જેમાં છે એવો ભવ-સમુદ્ર છે. વળી જ્યાં વહાણમાંના લોકો એટલે વ્રત-નિયમ આદિ વહાણપર ચઢેલા જીવો તોફાનની આફતમાં આવી પડે છે. શાથી? દુષ્ટબુદ્ધિરૂપ વીજળી, અદેખાઇ (મત્સર) રૂપ વાવાઝોડું અને દ્રોહ (કપટ સ્વભાવ) રૂપ ગર્જના વડે વ્રતરૂપ વહાણમાં રહેલા પણ કાદવમાં ભરાઈ જવા સમાન દોષ, અતિચારના સંકટમાં આવી પડે છે એટલે મહા ભવવારિધિમાં સન્માર્ગ પ્રાપ્ત કરવામાં આ મહા મુશ્કેલીઓ નડે છે. તે મહાભયથી નિત્ય ઉદાસીન રહેતા જ્ઞાની પુરૂષ તે ભવસમુદ્ર તરવાના ઉપાયરૂપ સમ્યક્‌દર્શન-જ્ઞાન-ચારિત્રની અભિલાષા રાખે છે, એટલે અતિ ભયભીત હોય તેમ રહે છે અને વિચારે છે કે શુદ્ધ જ્ઞાનમય, પરમ તત્ત્વમાં રમણતારૂપ ચારિત્રથી પવિત્ર-રાગદ્વેષના ક્ષયથી પ્રગટતા પરમ શમથી શીતલ, અનંત આનંદરૂપ સુખમાં મગ્ન, સર્વજ્ઞ, પરમ કુશળ, શરીર-આહાર ને સંગથી મુક્ત, અમૂર્ત્ત એવા મને શરીરાદિ સંકટ સમૂહના ભારનું દબાણ અને સ્વશક્તિની હાનિ કેમ ઘટે? શરીર સહિત, પુદ્‌ગલ સહિત, કર્મ સહિત, જન્મ-મરણ સહિત ચેતના હું નથી; મને આ મહામોહરૂપી પ્રવાહની ઘુમરી (ચક્રાવો) ક્યાંથી? એમ ઉદ્વેગ પામેલા જ્ઞાની પુરૂષો ચારિત્રરૂપ મોટા સફરી વહાણ વડે ભવ-સમુદ્ર તરવાનો ઉપાય કરે છે. કેવું છે ચારિત્રરૂપ મહા વહાણ? સ્વરૂપના જ્ઞાન અને તેમાં રમણતાની એકતા વડે મનોહર, સમ્યક્‌દર્શનરૂપ પ્રતિષ્ઠાન (પૈઠણ)વાળું, ક્ષમા

આદિ દશ ધર્મ અને ૧૮૦૦૦ શીલાંગરૂપ વિચિત્ર પાટીઆંથી સજ્જડ જડેલું સુશોભિત, સમ્યક્જ્ઞાનરૂપ નિર્યામક (વહાણુ ચલાવનાર સુકાની) સહિત, સુસાધુના પરિચયરૂપ કાથીનાં દોરડાંના સજ્જડ બંધનથી બાંધેલું, સંવરરૂપી ખીલાથી બધાં આસ્રવ દ્વાર પૂરી દીધેલું, સામાયિક અને છેદોપસ્થાપનીય નામના બે ચારિત્રરૂપ બે સુંદર માળની રચનાવાળું, સાધુ સમાચારની ક્રિયારૂપ મંડપની રચનાવાળું, ત્રણ ગુપ્તિરૂપ પથારી સહિત ચારે બાજુથી સુરક્ષિત, અસંખ્ય શુભ અધ્યવસાયરૂપ બખ્તરવાળું અજીત હજારો લડવૈયાઓ ને લીધે કોઇ (દુશ્મન)થી સામું જોઇ શકાય નહિ તેવું મધ્યમાં સદ્ગુરુ-ઉપદેશરૂપ વેલના સમુદાયવાળું, સ્થિરપણે નિરંતર શોભતા બોધરૂપ મધ્યના મોટા સ્તંભ ઉપર પ્રકૃષ્ટ (ઉત્તમ)શુભ અધ્યવસાયરૂપ શઢના શ્વેત કપડાવાળું, તેની આગળ ઉંચે રચેલા પ્રૌઢ ઉપયોગરૂપ કમાનના પંજર-દ્વારવાળું, અપ્રમાદ નગરમાં જનાર સમૂહ સહિત સર્વાંગ સંપૂર્ણતાવાળું ચારિત્રરૂપ વહાણુ તે વડે જ્ઞાની પુરૂષો ભવસમુદ્ર તરવાનો ઉપાય કરે છે. ૫

**तैलपात्रधरो यद्वत्, राधावेधोद्यतो यथा।**
**क्रियास्वनन्यचित्तःस्याद् भवभीतस्तथा मुनिः ॥ ६ ॥**

**ભાવાર્થઃ**—બાવન પલનો (અમુક માપ; ૧૬ માસાનો કર્ષ ને ૪ કર્ષનો પલ) થાળ તેલથી ટપોટપ ભર્યો હોય તેનો ધરનાર મરણ-ભયથી રાજાની આજ્ઞાએ સર્વ ચૌટાંમાં ફરે, નાટકાદિ ત્યાં થતાં ન જુએ, અપ્રમત્તપણે એક ટીપું પણ તેલ ઢળવા નદે અને તે થાળ રાજાના આગળ પાછો લઈ આવે તેની પેઠે, તથા રાધા-વેધ સાધવાને ઉજમાળ (ઉદ્ય-

મવંત હોય તેની પેઠે ચારિત્ર–ક્રિયાને વિષે એકાગ્રચિત્ત (બીજે ક્યાંય ચિત્ત ન હોય તેવા) સંસારથી બીતા સાધુ રહે.

**અનુવાદ:—**

મરણ ભયથી તેલને, ઢળવા દે નહિ જેમ;
રાધા–વેધી અનન્ય ચિત્ત, ભવ–ભીરૂ મુનિ તેમ. ૬

**જ્ઞાનમંજરી:**—તેલનું પાત્ર કાળજીથી લઇ જનાર જેમ (રાજાની આજ્ઞા પ્રમાણે) મરણથી ડરે છે, અને ભૂલથી પણ તેલ ઢળવા દેતો નથી (અપ્રમત્ત રહે છે) તેમ મુનિ આત્મ-ગુણની ઘાત થવાના ભયથી ડરતો સંસારમાં અપ્રમત્ત રહે છે; દૃષ્ટાંત–કોઈ રાજાએ સર્વ લક્ષણે સંપૂર્ણ કોઇ પુરૂષને વધ માટે રજા આપી, ત્યારે સભાજનોએ વિનંતી કરી કે હે! સ્વામી, એનો અપરાધ ક્ષમા કરો, એને હણો નહિ. ત્યારે સભાજનોની વિનંતિ ઉપરથી રાજાએ ફરમાવ્યું કે એક તેલથી ભરેલા મોટા થાળને, નાટક, વાજાં તૂરી આદિથી જોવા લાયક નગરનાં સર્વ ચૌટાંમાં ફેરવીને એક ટીપું પણ ઢળ્યા વિના પાછો લાવે તો તેને ન મારૂં. જો એક ટીપું પણ ઢળે તો તેજ વખતે તેનું માથું છેદી નાખવું એમ કહ્યું તોપણ તે પુરૂષે તે કામ સ્વીકાર્યું. તે પ્રકારે અનેક માણસોની ભીડમાં થઈને માથે તેલથી ભરેલો થાળ રાખીને યોગીને પેઠે એક ચિત્ત થઇ એક ટીપું પણ તેલ ઢોળ્યા વિના પાછો આવ્યો. તે પ્રકારે મુનિ અનેક સુખ દુઃખથી ભરેલા ભવમાં પણ સ્વસિદ્ધિ અર્થે પ્રમાદ રહિત પ્રવર્તે છે. બીજું દૃષ્ટાંત:–જેમ સ્વયંવરમાં કન્યા પરણવા માટે રાધાવેધ માટે તૈયાર થયેલો સ્થિર ઉપયોગના યોગે લઘુ–લાઘવી કળાવાળો સ્થિર ચિત્ત

વાળો બને છે, તેમ મુનિ સંસારપરિભ્રમણ અને આત્મ-ગુણના આવરણ આદિ મહા ભયથી ત્રાસીને સમિતિ ગુપ્તિ અને ચરણ-કરણ સિત્તેરીરૂપ ક્રિયામાં અનન્ય ચિત્ત (એકાગ્ર મન) વાળો બને છે. કહ્યું છે કેઃ-

**गाइज्जंति सुरसुंदरीहिं, वाइज्जंताविं वीणमाइहिं।**
**तहविहु समसत्ता वा चिट्ठंति मुणी महाभागा॥ १॥**
**पव्वसिलायलगया, भावसिएहिं कडुअफासेहिं।**
**उज्जलवेयणपत्ता समाहिता हुंति निग्गंथा॥ २॥**
**अमिसलुद्धेणवणे सीहेण य दाढवक्कसंगहिया।**
**तहवि हु समाहि पत्ता संवरजुत्ता मुणि वरिंदा॥ ३॥**

**ભાવાર્થઃ**—દેવાંગનાઓનાં ગાન થતાં હોય, વીણા આદિ વાજિંત્ર વાગતાં હોય તોપણ સમભાવમાં વર્તતા મુનિ મહા ભાગ્યશાળી છે. ૧

પર્વતની ગરમ શિલા ઉપર બેઠેલા અને અપ્રિય સ્પર્શથી તીવ્ર વેદનાને પ્રાપ્ત થયેલા નિર્ગ્રંથ મુનિ અંતરમાં શીતળીભૂત, સમચિત્તવાળા રહે છે. ૨

વનમાં માંસના લોલુપી સિંહની વક્ર દાઢથી ગ્રહાયલા છતાં પણ મુનિવરેન્દ્ર સંવર યુક્ત સમાધિને પ્રાપ્ત થાય છે. ૩

આવા ઉદયમાં પણ નિર્ગ્રંથ મુનિઓ નિર્ભય કેવી રીતે રહે છે? તે વિષે દર્શાવતાં કહે છેઃ—

**विषं विषस्य वह्नेश्च वह्निरेव यदौषधम्।**
**तत् सत्यं भवभीतानामुपसर्गेऽपि यन्नभीः॥ ७॥**

**ભાવાર્થઃ**—વિષનું ઔષધ વિષ અને અગ્નિનું ઔષધ અગ્નિજ જે કરાવે છે તે ઠીક (સત્ય) છે; કારણ કે સંસારથી

ભય પામેલાને ઉપસર્ગ આવ્યા છતાં પણ ભય થતો નથી. (સંસારથી ત્રાસેલાને સંસારમાં ખેંચી જનાર ઉપસર્ગો, વિઘ્નો સંસાર નાશ કરવાનો પુરૂષાર્થ પ્રેરી સંસાર રોગનો ક્ષય કરે છે)

**અનુવાદઃ—**

વિષ વિષનું ઔષધ વળી, અગ્નિ અગ્નિનું જેમ;
ભવભીરૂ મુનિ ના ડરે, અતિ ઉપસર્ગે તેમ. ૭

**જ્ઞાનમંજરીઃ—**કોઇ વિષથી પીડાતો વિષનું ઔષધ વિષજ કરે છે; સાપ જેને કરડ્યો હોય તેને લીમડો ચવરાવે છે અથવા કોઈ અગ્નિથી દાઝયો હોય તે (આંગળી દાઝી હોય તો તે મુખમાં ઘાલે છે), બળતરા મટાડવા ગરમી સ્વીકારે છે, તે ઠીક છે કારણ કે ભવથી ડરતા મુનિને ઉપસર્ગનો પણ ભય લાગતો નથી. કર્મ ખપાવવા તૈયાર થયેલાને ઉપસર્ગમાં ઘણાં કર્મ ખપી જાય છે એવી માન્યતાવાળો સાધુ ડરતો નથી, કર્મ જાય છે જાણે છે; કારણ કે જે કાર્ય સાધવું છે તે સધાય છે. ૭

**स्थैर्यं भवभयादेव, व्यवहारे मुनिर्व्रजेत् ।**
**स्वात्मारामसमाधौ तु तदप्यंतर्निमज्जति ॥ ८ ॥**

**ભાષાર્થઃ—**સંસાર-ભયથીજ સ્થિરપણું મુનિને વ્યવહારે હોય છે; પણ પોતાના આત્માની રતિરૂપ નિર્વિકલ્પ ઉપાય (સમાધિ)માં હોય ત્યારે તો ભવ-ભય પણ સમાધિમાંજ મગ્ન થાય છે. "**मोक्षे भवे च सर्वत्र निस्पृहो मुनिसत्तमः**" એ વચને-મુનિવર તો સર્વત્ર સંસાર કે મોક્ષ સંબંધી નિસ્પૃહ હોય છે.

અનુવાદ:—

ભવ-ભયેજ સ્થિરતા કહી, વ્યવહારે પણ તેહ;
નિર્વિકલ્પ સમાધિમાં, નહિ મુનિને ભય-રેહ. ૮

**જ્ઞાનમંજરી:**—તત્ત્વજ્ઞાની મુનિ નરક-નિગોદનાં દુઃખના ડરથીજ વ્યવહારે એટલે એષણા આદિ ક્રિયાની પ્રવૃત્તિમાં સ્થિરતા પામે છે; પોતાના આત્માના સમાધિ ભાવમાં એટલે જ્ઞાન-આનંદ આદિમાં ભવભય અંદર સમાઈ જાય છે; પોતાની મેળેજ નાશ પામે છે. આત્મધ્યાનરૂપ લીલામાં તલ્લીન થયેલા, સુખ દુઃખમાં સમભાવે રહેનારને ભયનો અભાવજ હોય છે. સંસારથી ત્રાસ પામેલા પ્રથમ જ્ઞાન દર્શન ચારિત્રના આચારના અભ્યાસથી યોગ અને ઉપયોગથી દૃઢતા થવાથી સ્વરૂપમાં અનંત સ્યાદ્વાદરૂપ તત્ત્વમાં એકતારૂપ સમાધિમાં રહેલાને સર્વત્ર સમભાવ હોય છે. એમ સ્વરૂપમાં લીન, સમાધિમગ્ન મહાત્માઓને નિર્ભયતા હોય છે. એ પ્રકારે વસ્તુ સ્વરૂપના નિર્ણયથી, વિભાવથી થતા કર્મના ઉદયરૂપ સંસાર પ્રયે આત્માની સત્તાથી ભિન્ન પરસંયોગના સંભવમાં નિર્વેદ (વૈરાગ્ય) કરવા યોગ્ય છે. ૮

## ૨૩. લોક-સંજ્ઞા-ત્યાગ અષ્ટક.

**प्राप्तःषष्ठं गुणस्थानं भवदुर्गाद्रिलङ्घनम् ।**
**लोकसंज्ञा-रतो न स्यान्मुनिर्लोकोत्तरस्थितिः ॥ ॥ १ ॥**

**ભાષાર્થ:**—લોકાતીત માર્ગમાં જેની સ્થિતિ (મર્યાદા) છે અને છઠ્ઠું ગુણ સ્થાનક જે પામ્યો છે એટલે સંસારરૂપ વિષમ પર્વત ને ઓળંગવારૂપ દશાવાળો તે મુનિ, લોકે

કહ્યું તે કરવું, શાસ્ત્ર-અર્થ ન વિચારવો એવી મતિને વિષે પ્રીતિવાળો ન હોય.

અનુવાદ:—

લોકોત્તર મુનિની દશા, ભવ દુર્ગમ ગિરિ પાર;
છઠ્ઠા ગુણસ્થાનક વિષે, ગતાનુગતિ નહિ ધાર. ૧

**જ્ઞાનમંજરી:**—હવે નિર્વેદી (ભવથી ભય પામેલો) જીવ મોક્ષના સાધનમાં ઉદ્યમ કરનાર લોક સંજ્ઞામાં મુંઝાતો નથી; કારણકે લોકસંજ્ઞા ધર્મનાં સાધનોમાં વિઘ્નકર્તા છે આમ પુરૂષોએ તજવા યોગ્ય છે. તે વિષેના ઉપદેશરૂપ ' લોક-ત્યાગ અષ્ટક 'નું વર્ણન કરે છે. લોક સાત પ્રકારે છે. નામ લોક તો લોક એવો શબ્દ બોલવારૂપ છે; સ્થાપનાલોક-અક્ષરોરૂપે લોકનું વર્ણન કે લોક નાડિરૂપ ઉર્ધ્વ, અધો અને મધ્યમ લોકનું ચિત્ર; જીવ-અજીવરૂપ દ્રવ્યો જ્યાં છે તે દ્રવ્ય લોક. ઉર્ધ્વ, અધો અને મધ્યમ ભેદવાળો ક્ષેત્રલોક; સમય, આવલિ આદિ કાળ પરિમાણરૂપ કાળલોક; નર, નારક આદિ ચાર ગતિરૂપ ભવલોક. ઔદયિક આદિ ભાવ પરિણામ તે ભાવલોક છે, દ્રવ્ય ગુણ પર્યાયના પરિણમનરૂપ પર્યવ લોક છે. આ બધુંય આવશ્યક નિર્યુક્તિ દ્વારા જાણવું. અથવા-દ્રવ્યલોક સંસારરૂપ છે; અપ્રશસ્ત ભાવલોક, પરભાવમાં તન્મય થયેલા જીવોનો સમૂહ છે. અહિં ભવ લોક અને અપ્રશસ્ત ભાવ લોકની સંજ્ઞા તજવા યોગ્ય છે, સાત નયો વડે ધર્માર્થી જીવોએ લોક સંજ્ઞાનો ત્યાગ કર્તવ્ય છે.

આસ્રવની વિરતિ કરી છે એવા સંયમી સર્વ વિરતિ લક્ષણવાળા પ્રમત્ત નામના છઠ્ઠા ગુણસ્થાનને પ્રાપ્ત થયેલા

ગતાનુગતિકતા-નીતિ એટલે લોકોએ કર્યું તે કરવું [લોકસંજ્ઞા] એવા આગ્રહવાળા ન હોય લોકોએ કર્યું તેજ કરવું એવી મતિને તજીને આત્મસાધનના ઉપાયમાં રાગી હોય. છઠ્ઠું ગુણ-સ્થાનક કેવું છે? સંસારરૂપ વિષમ પર્વતને ઓળંઘવારૂપ. મુનિ કેવા હોય? લોકાતીત [અલૌકિક] મર્યાદામાં રહેલા:—લોકો વિષયાભિલાષી છે, મુનિ નિષ્કામ છે; લોકો પુદ્ગલ સંપત્તિનું મહત્ત્વ માનનાર છે, મુનિ જ્ઞાન આદિ સંપત્તિથી શ્રેષ્ઠ છે. તેથી ખરેખર લોકસંજ્ઞા સાથે તેમને શો સંબંધ છે? તેમને લોક સંજ્ઞાની શી પંચાત? ૧

**यथा चिंतामणिं दत्ते, बठरो बदरी-फलैः ।**
**हहा जहाति सद्धर्मं, तथैव जनरञ्जनैः ॥ २ ॥**

**ભાષાર્થ**:—જેમ મૂર્ખ બોરને મૂલ્યે ચિંતામણિ રત્ન આપી દે, અરે! તેમજ મૂઢ વિવિધ પ્રકારના લોકરંજન ખાતર ભલા ધર્મને તજે છે. ૨

**અનુવાદ:**—

જેમ મૂર્ખ, ચિંતામણિ બોર બદલ દઈ દેજ;
હા! જનરંજન કારણે, ભલો ધર્મ તજેજ. ૨

**જ્ઞાનમંજરી**:—જેમ કોઈ મૂર્ખ બોર લઈને ચિંતામણિ-રત્ન આપી દે તેમ મૂઢજીવ લોકોનાં વખાણની ઇચ્છાથી દ્રવ્ય આચરણ અને તત્ત્વના અનુભવરૂપ સત્ ધર્મને અરેરે ! તજી દે છે જિન ભક્તિ, શાસ્ત્રશ્રવણ, ઉપવાસ આદિ ક્રિયારૂપ ધર્મ યશ-પૂજા આદિ માટે હારી બેસે છે. કહ્યું છે કે:—

**त्वत्तः सुदुःप्राप्यमिदं मयाप्तं, रत्नत्रयं भूरि भवभ्रमेण ।**
**प्रमाद-निद्रावशतो गतं तत्, कस्याग्रतो नायक पूत्करोमि ॥१॥**

**वैराग्यरंगः परवंचनाय, धर्मोपदेशो जनरंजनाय ।**
**वादाय विद्याध्ययनं च मेऽभूत् कियद्ब्रुवे हास्यकरं स्वमीश ॥२॥**

**દોહરા:—**

ભવ ભમતાં હું પામીઓ, આપ કૃપાથી સાર,
રત્નત્રય દુર્લભ મહા, ભાવ-દયા-દાતાર;
પ્રમાદરૂપ નિદ્રા વશે, ખોયાં તે ત્રણ રત્ન,
કોને કહું તે હે! પ્રભુ? કેવો કરૂં પ્રયત્ન? ૧
વૈરાગ્ય રંગે જન ઠગ્યા, દઇ જન-રંજન બોધ,
વાદ કર્યા વિદ્યા ભણી, કરણી હસવા જોગ. ૨

**लोकसंज्ञामहानद्यामनुस्रोतोऽनुगा न के ।**
**प्रतिस्रोतोऽनुगस्त्वेको, राजहंसो महामुनिः ॥ ३ ॥**

**ભાષાર્થ:**—લોક-સંજ્ઞારૂપ મોટી નદીમાં પ્રવાહપૂઠે તૃણાદિકની પેઠે ચાલ્યા જાય એવા કોણ નથી? સામે પૂરે ચાલ્યો જાય એવો તો એક રાજ હંસ-મહાઋષીશ્વર છે.

**અનુવાદ:—**

લોક સંજ્ઞા નદી મહા, તેમાં સર્વ તણાય;
રાજ-હંસ સમ મહામુનિ, સામે પુરજ જાય, ૩

**અજ્ઞાનમંજરી:**—લોકરીતિરૂપી મહાનદીના પ્રવાહની પૂઠે ચાલનારા [અનુસરનારા] કોણ નથી? અનેક છે; સામે પૂરે જનારા તો એક શુદ્ધ શ્રમણ મહામુનિ રાજહંસ સરખા છે લોકરૂઢિમાં રૂઢ થઇ ગયેલા ઘણા જીવો છે; પ્રકાશમાન રત્નત્રયના સાધનમાં તત્પર નિર્ગ્રંથ મુનિજ સ્વરૂપને અનુસરનારા છે.' દશવૈકાલિક ' માં કહ્યું છે:—

**अणुसोय पिठिए बहुजणंमि, पडिसोय लद्धलक्खेणं।**
**पडिसोयमेव अप्पा, दायव्वो होउ कामेण ॥ १ ॥**
**अणुसोय सुहो लोगो, पडिसोओ आसमो सुविहयाणं।**
**अणुसोउ संसारो, पडिसोउ तस्स उत्तारो ॥ २ ॥**

**ભાવાર્થ**:—અનુસ્રોત [પ્રવાહને અનુસરતા] પ્રમાણે વહેતા ઘણા જણામાં સામે પૂર જવાનો લક્ષ જેણે રાખ્યો છે કે સામે પૂર જે જાય છે તે નિષ્કામી આત્મા છે. ૧

અનુસ્રોતમાં તણાતાં સુખ માનતો બધો લોક છે; સામે પૂરે જવાનો શ્રમ કરનાર સુંદર વહાણ સમાન છે; અનુસ્રોત સંસાર છે, પ્રતિસ્રોત તે સંસાર તરી જનાર છે. ૨

**लोकमालंब्य कर्तव्यं कृतं बहुभिरेव चेत्।**
**तदा मिथ्यादृशां धर्मो, न त्याज्यः स्यात्कदाचन ॥ ४ ॥**

**ભાવાર્થ**:—ઘણાઓએ કરેલું, લોકને આસરીને, કરવા યોગ્ય છે એમ જો માનીએ તો મિથ્યાત્વીનો ધર્મ કયારે પણ તજવા યોગ્ય ન બને, કારણ કે મિથ્યાદૃષ્ટિજ બહુ છે.

**અનુવાદ**:—

જો લોકોનું માનીએ, બહુજન સંમત ધર્મ;
તો મિથ્યામતમાં ઘણા, ત્યાજ્ય નહિ કુકર્મ. ૪

**જ્ઞાનમંજરી**:—લોકને અનુસરીને બહુજનોએ કર્યું તે કરવું એમ કરીએ તો મિથ્યાદૃષ્ટિઓનો ધર્મ કદી તજવા યોગ્ય ન ગણાય; કારણ કે બહુ માણસો તે આચરે છે. પોતાની ઇચ્છા પ્રમાણે વર્તનારા બહુ લોકો છે કારણ કે અનાર્ય જનો કરતાં આર્યજનો થોડા છે; આર્યજનોમાં જૈન આચારવાળા

થોડા છે, જૈન આચાર પાળનારામાં જૈન પરિણામે પરિણમેલા થોડા છે. તેથી લોકને અનુસરનારા બહુ હોય છે. ૪

**श्रेयोऽर्थिनो हि भूयांसो, लोके लोकोत्तरे न च ।**
**स्तोका हि रत्नवणिजः स्तोकाश्च स्वात्मसाधकाः ॥ ५ ॥**

**ભાવાર્થ:**—નિશ્ચય (ખરેખર) મોક્ષાર્થી લોક લોકમાર્ગમાં અને લોકોત્તરમાર્ગમાં ઘણા નથી; કારણ કે રત્નવાણિયા થોડા હોય છે તેમજ પોતાના આત્માના અર્થના સાધનાર થોડા હોય છે.

**અનુવાદ:**—

લૌકિક શ્રેય ચહે બહુ, લોકોત્તર તો કોક;
ઝવેરી જેવા કેટલા? સ્વાત્મસાધક સ્તોક ૫

**જ્ઞાનમંજરી:**—લોક પ્રવાહમાં ધન, સ્વજન, ભુવન, વન અને તનુ (શરીર) નું શ્રેય ઇચ્છનારા ઘણા હોય છે; અને અમૂર્ત આત્મ સ્વભાવ પ્રગટ કરવારૂપ લોકોત્તર માર્ગમાં વર્તનારા ઘણા નથી હોતા. ખરેખર ઝવેરી થોડા હોય છે. તેમજ આત્માને નિરાવરણ કરવા પ્રયત્ન કરનાર આત્મ-સાધકો થોડા હોય છે. ૫

**लोकसंज्ञाहता हंत ! नीचैर्गमनदर्शनैः ।**
**शंसयन्ति [1]स्वसत्यांग-मर्मघात-महाव्यथाम् ॥ ६ ॥**

**ભાષાર્થ:**—અરે! લોકસંજ્ઞાએ હણાયેલા, નીચું જોવું, નીચું હિંડવું ઈત્યાદિ વ્યાપારે કરી પોતાનું જે સાચનું (સત્ય)

---

૧ પાઠાંતર : **सत्त्याग**

અંગ ત્યાં મર્મઘાત (મર્મનું હણાવું)ની મહા પીડાને જણાવે છે (મર્મજ્ઞને).

**અનુવાદ:—**

લોકસંજ્ઞા હા! પીંડે, નીચું જોતા જાય;
સત્ય મર્મ ઘા દાખવે, દુખીઆરા સમજાય.

**જ્ઞાનમંજરી:—** ખેદની વાત છે કે લોકસંજ્ઞાથી વ્યાકુળ જીવો વાંકા વળેલા શરીરે, જમીન ઉપર દૃષ્ટિ રાખીને જોવાથી પોતે લોક રંજનના અભિપ્રાયે જૈનવૃત્તિ (સત્)નો ત્યાગ કર્યો છે, અને તેથી મર્મ સ્થાનમાં લાગેલા ઘાની મહાપીડા દર્શાવે છે; પીડાને લીધે વાંકા વળી ગયેલા શરીર સહિત ભમીએ છીએ એમ જાણે કહેતા હોય તેમ જણાય છે. લોક નિંદાના ભયને ત્યાગનારા જીવો આત્મસ્વરૂપના ઘાતક બને છે. ૬

**आत्मसाक्षिकसद्धर्म-सिद्धौ किं लोकयात्रया ? ।**
**तत्रप्रसन्नचन्द्रश्च, भरतश्च निदर्शने ॥ ७ ॥**

**ભાષાર્થ:—** આત્માની પોતાની સાક્ષીવાળો સત્ ધર્મ સિદ્ધ છે તો પછી લોકને જણાવવાની શી જરૂર છે? ત્યાં પ્રસન્નચંદ્ર રાજર્ષિ અને ભરત રાજર્ષિ એ બે દૃષ્ટાંત છે. એકને (પ્રસન્નચંદ્રને) દેખીતું બાહ્ય ચારિત્ર હોવા છતાં નરક ગતિ યોગ્ય કર્મ-બંધ થયો; એકને (ભરત રાજર્ષિને) બાહ્ય ચારિત્ર વિના પણ કેવલ-જ્ઞાન પ્રાપ્તિ થઈ.

**અનુવાદ:—**

આત્મ સાક્ષિએ ધર્મ ત્યાં, શું જન-રંજન કામ; ?
ભરત, પ્રસન્નચંદ્રની, જાણે વાત તમામ. ૮

**જ્ઞાનમંજરી**:—હે! ઉત્તમ જન, આત્માજ સાક્ષી પૂરે એવા સત્ ધર્મની પ્રાપ્તિ થતાં લોકોને જણાવવાની શી જરૂર છે? તે વિષે પ્રસન્નચન્દ્ર અને ભરતનાં દૃષ્ટાંત છે. દ્રવ્ય લિંગ અને કાયોત્સર્ગમાં રહેલા પ્રસન્નચંદ્રને નરક ગતિ યોગ્ય કર્મ-બંધ થયો; અને બાહ્ય લિંગ વિના, મોહ કલાના ક્રીડા સ્થાનરૂપ સ્ત્રી સમૂહથી ઘેરાયેલા છતાં આત્મ સાક્ષીપણાની એકતારૂપ ધર્મમાં પરિણમેલા ભરતે કેવળજ્ઞાન પ્રાપ્ત કર્યું એમ આત્માજ જ્યાં સાક્ષી પૂરે એવો ધર્મ તે ખરો ધર્મ છે માટે આત્મા સાક્ષી પૂરે તેવોજ ધર્મ કર્તવ્ય છે. ૭

**लोकसंज्ञोज्झितः साधुः परब्रह्मसमाधिमान् ।**
**सुखमास्ते गतद्रोह-ममता-मत्सर-ज्वरः ॥ ८ ॥**

**ભાષાર્થ**:—લોકસંજ્ઞા રહિત સાધુ પર બ્રહ્મલય સમાધિ વંત, દ્રોહ, મમતા અને મત્સરરૂપ તાવ જેનો ગયો છે, તે સુખે રહે છે.

**અનુવાદ**:—

મમતા મત્સર-દ્રોહનો, તાવ તજી સુખી થાય;
લોક-સંજ્ઞા રહિત મુનિ, પર બ્રહ્મ સમાધિમાંય. ૮

**જ્ઞાનમંજરી**:—પરમાત્મ સાધનમાં તત્પર સાધુ સુખે રહે છે. કેવા સાધુ? લોક સંજ્ઞાથી રહિત વળી કેવા? શુદ્ધ આત્મસ્વરૂપની સમાધિસ્વસ્થતાવાળા, આત્મજ્ઞાનના આનંદમાં મગ્ન. વળી કેવા? ગયો છે જેનો ચોર સ્વભાવ (દ્રોહ), મમતા (પરભાવને પોતાના માનવા) અને મત્સર (અહંકાર)રૂપી તાવ એટલે કષાયથી થતી મલિનતા રહિત, આત્મામાં આનંદ-રમણતા કરનાર, પોતાના આત્માને જાણનાર, તત્ત્વના અનુ-

ભવવાળા મુનિ સુખે રહે છે. લોક સંજ્ઞાના ત્યાગથી સ્વરૂપના યોગરૂપ ભોગમાં મગ્ન નિર્ગ્રંથ મુનિઓ કર્મના ઉદયથી પ્રાપ્ત થતું ઇન્દ્રિય સુખ, પોતાનું ઘર બળવાથી થતા પ્રકાશ સમાન જાણે છે; ઇન્દ્રિય સુખ સુખ છે એમ માનતા નથી. ૮

---

## ૨૪. શાસ્ત્ર—અષ્ટક.

**चर्मचक्षुर्भृतः सर्वे देवाश्चावधिचक्षुषः ।**
***सर्वतश्चक्षुषः सिद्धाः साधवः शास्त्रचक्षुषः ॥ १ ॥**

**ભાષાર્થ:**—ચામડાની આંખ ધારણ કરનાર સઘળા મનુષ્યો છે; અને દેવો અવધિજ્ઞાનરૂપ આંખવાળા છે, સર્વ પ્રદેશે કેવળ ઉપયોગરૂપ આંખવાળા સિદ્ધ ભગવંત છે અને સાધુઓ શાસ્ત્રરૂપ આંખવાળા છે.

**आगमचक्खूसाहू, चम्मचक्खूणि सव्व भूयाणि ।**
**देवा य ओहि चक्खू सिद्धा पुण सव्वदो चक्खू ॥**
**" समयसारे "**

**ભાવાર્થ:**—સાધુ આગમરૂપ આંખવાળા છે, સર્વ જીવો ચર્મ ચક્ષુવાળા છે, દેવો અવધિજ્ઞાનરૂપ આંખવાળા છે, અને સિદ્ધો સર્વત્ર ચક્ષુવાળા છે.

**અનુવાદ:—**

ચર્મ–ચક્ષુ છે સર્વ નર, અવધિ–ચક્ષુ દેવ;
સર્વત્ર–ચક્ષુ સિદ્ધ છે, શાસ્ત્રચક્ષુ મુનિ દેવ. ૧

---

* પાઠાંતર : **सर्वचक्षुर्धराः**

**જ્ઞાનમંજરી**:—હવે ક્રમ પ્રાપ્ત, યથાર્થ ઉપયોગના કારણ ભૂત શાસ્ત્ર–અષ્ટકનું નિરૂપણ કરે છે ત્યાં શાસ્ત્રનું સ્વરૂપ કહે છે; એકાંતિક, આત્યંતિક, નિર્દ્વંદ્વ સુખમય પરમાત્મપદનું સાધન સ્યાદ્વાદ પદ્ધતિએ જ્યાં ઉપદેશેલું છે તે શાસ્ત્રરૂપ શાસન છે; ભારત રામાયણાદિ તેવાં નથી, તેમાં આ લોક સંબંધિ શિખામણ શાસ્ત્રને બહાને દીધેલી જણાય છે. તેમજ જૈન–આગમ પણ સમ્યક્દૃષ્ટિરૂપે પરિણમેલા શુદ્ધ વક્તાનેજ મોક્ષનું કારણ છે, મિથ્યાત્વથી હણાયેલાને તો સંસારના કારણરૂપજ છે. " નંદીસૂત્ર "માં તેજ કહ્યું છે:—

" **दुवालसंगं गणिपिडगं सम्मत्तपरिगाहिअं।**
**सम्मसुअ, मिच्छत्त–परिगाहिअं मिच्छसुअं ॥** "

**ભાવાર્થ**:—ગણિપિટકરૂપ દ્વાદશાંગી સમ્યકત્વ સહિત ભણે તો સમ્યક્ શ્રુતરૂપે પરિણમે અને મિથ્યાત્વ સહિત ભણતાં મિથ્યા શ્રુતરૂપે પરિણમે.

તેમજ હરિભદ્ર પૂજ્યે પણ કહ્યું છે:—

**सदसदविसेसणाओ भवहेउ जदिच्छ सोवलंभाओ।**
**नाणफलाभावाओ मिच्छादिट्ठिस्स अनाणं ॥ १ ॥**

**ભાવાર્થ**:—મિથ્યાદૃષ્ટિ (અજ્ઞાની)ને સદ્ અસદ્નો વિવેક નહિ હોવાથી તેને ભવ હેતુ (સંસારનાં કારણો)ની પ્રાપ્તિ થાય છે. જ્ઞાનનું ફળ વિરતિ પરિણામ તેનો તેને અભાવ હોવાથી તેનું જ્ઞાન અજ્ઞાન ગણાય છે.

ઈત્યાદિ જીવ-અજીવ આદિ ગુણ-પર્યાયના વિવેચન સહિત સર્વ આસ્રવના ત્યાગ કરનારને પણ નિશ્ચય નયે જેવું વસ્તુનું સ્વરૂપ છે તેવી શ્રદ્ધા કરવાથી સમ્યક્દર્શન થાય છે. તેથી

યથાર્થ સ્વ અને પરના ભેદને ભિન્નસ્વરૂપે દર્શાવતી ઉપાદેય અને હેય સ્વરૂપના વિજ્ઞાનપૂર્વક નિમિત્ત અને ઉપાદાન કારણના નિર્ધારને કારણે શુદ્ધ એવી અવિનાશી પોતાની સિદ્ધ પરિણતિમાં ધર્મપણાની પ્રતીતિ તે સમ્યક્દર્શન છે. એમ સમ્યક્-દર્શન યુક્ત પરમાત્મભાવની રૂચિવાળાને પરમાત્મભાવનાં સાધનના ઉપાયોનું સંબંધપૂર્વક કથન તે શાસ્ત્ર છે. તેના નામ આદિ ભેદ; નામથી આચારાંગ આદિ; સ્થાપનાથી સિદ્ધ ચક્ર આદિમાં શ્રુતજ્ઞાનની સ્થાપના છે તે; દ્રવ્યથી પુસ્તકરૂપે અથવા શાસ્ત્ર ભણેલા પુરૂષનો તેમાં ઉપયોગ ન હોય તેવું શાસ્ત્રજ્ઞાન અને ક્ષયોપશમ પરિણામરૂપ જૈન આગમ તે ભાવ શ્રુત અથવા ભાવ શાસ્ત્ર છે.

વળી નય વિચાર કહે છે:-નૈગમનયથી વચનના ઉચ્ચાર રૂપ વ્યંજન અક્ષરાદિક, સંગ્રહનયથી જીવ અને પુદ્ગલ-દ્રવ્યઇન્દ્રિય અને ભાવઇન્દ્રિય પણ શાસ્ત્ર કહેવાય કારણ કે તેનાં કારણો બને છે. વ્યવહારથી ભણવું, ભણાવવું, સાંભળવું તે રૂપ, ઋજુસૂત્ર નયે મનન, નિદિધ્યાસનરૂપ, શબ્દનયથી તે શ્રુતને આધારે ભાવક્ષયોશમરૂપે પરિણમેલા આત્માના સ્પર્શજ્ઞાન પરિણામરૂપ, સમભિરૂઢ નયે સર્વાક્ષર લબ્ધિ વાળાના તન્મય શુદ્ધ ઉપયોગરૂપ અને એવંભૂત નયે સર્વ-અક્ષર સંપન્નના નિર્વિકલ્પ ઉપયોગ વખતે ઉત્સર્ગભાવ શાસ્ત્રમય પરિણામમાં ઉપયોગ હોવાથી તે શાસ્ત્રરૂપ છે. તેથી પરમ કરૂણાળુ પુરૂષોએ ઉપદેશેલું શાસ્ત્ર હિતરૂપ છે. તત્ત્વાર્થ ભાષ્યમાં કહ્યું છે:-

**एकमपि जिनवचनाद्‌यस्मान्निर्वाहकं पदं भवति।**
**श्रूयन्ते चानन्ता सामायिकमात्रपद-सिद्धाः ॥ १ ॥**

तस्मात्तत्प्रामाण्यात्समासतो व्यासतश्च जिनवचनम्।
श्रेयइति निर्विकारं ग्राह्यं धार्यं च वाच्यं च ॥ २ ॥
नभवति धर्मः श्रोतुः सर्वस्यैकान्ततो हितश्रवणात्।
ब्रुवतोऽनुग्रहबुद्धया, वक्तुस्त्वेकान्ततो भवति ॥ ३ ॥
श्रममचिन्त्यात्मगतं, तस्मात् श्रेयः सदोपदेष्टव्यम्।
आत्मानं च परं च हितोपदेष्टानुगृह्णाति ॥ ४ ॥

**ભાવાર્થ:**—એક પણ જિન વચન તારનાર બને છે; કારણ કે 'સામાયિક' માત્ર પદ વડે અનન્ત જીવો સિદ્ધ થયા છે એમ સંભળાય છે ૧

તે પ્રમાણરૂપ હોવાથી ટુંકામાં કે વિસ્તારરૂપ જિનવચન શ્રેય-કલ્યાણરૂપ છે માટે નિ:શંકપણે ગ્રહણ કરવા યોગ્ય, ધારણ કરવા યોગ્ય અને ઉપદેશવા યોગ્ય છે. ૨

હિતનું શ્રવણ કરવાથી સર્વ સાંભળનારાઓને એકાંતે ધર્મ થતો નથી, પરંતુ ઉપકાર બુદ્ધિથી કહેનારને (વક્તા-ઉપદેશ કરનારને) તો એકાંતે ધર્મ નીપજે છે. માટે પોતાને વેઠવા પડતા શ્રમનો વિચાર કર્યા વિના કલ્યાણનો સદુપદેશ કર્તવ્ય છે. હિતનો ઉપદેશ કરનાર પોતાને અને પરને ઉપકાર કરે છે (હિતનો ઉપદેશ સ્વપરને ઉપકારી છે). ૩

તેથીજ શાસ્ત્ર પ્રત્યે આદર ઉત્પન્ન કરવા માટે ઉપદેશ કરે છે:-તિર્યંચ અને મનુષ્યો બધાં, મતિશ્રુત જ્ઞાનાવરણીય અને વીર્યાંતરાયના ક્ષયોપશમથી તથા જાતિ નામકર્મ, પર્યાપ્તિ નામકર્મ, શરીર નામકર્મ અને નિર્માણ નામકર્મના ઉદયથી પ્રાપ્ત થયેલ આંખવાળાં છે, અને દેવો અવધિજ્ઞાનાવરણીય અને અવધિ દર્શનાવરણીયના ક્ષયોપશમથી ઉત્પન્ન થયેલ અવ-

વિજ્ઞાન-દૃષ્ટિવાળા છે, સિદ્ધો સર્વ પ્રદેશે કેવળ ઉપયોગવંત છે નિર્ગ્રંથ સાધુઓ શાસ્ત્રના આધારે થતા વિજ્ઞાનરૂપ આંખવાળા છે. માટે નિર્ગ્રંથોને વાચનાદિ સ્વાધ્યાયની મુખ્યતા છે. ૧

**पुरः स्थितानिवोर्ध्वाधस्तिर्यग्लोकविवर्तिनः ।**
**सर्वान्भावानवेक्षन्ते ज्ञानिनः शास्त्रचक्षुषा ॥ २ ॥**

**ભાષાર્થ:**—જ્ઞાનવંત પુરૂષો શાસ્ત્રરૂપ આંખે કરીને સૌધર્મ આદિ ઉર્ધ્વલોકો (ઉંચે), નરક આદિ અધો (નીચેનો) લોક અને જંબૂ લવણાદિક તિર્યક્ (મધ્યમ) લોક વિષે પરિણમતા સર્વ પદાર્થોને જાણે આગળજ રહ્યા હોય તેમ સાક્ષાત્ દેખે છે. અહિં દેખે છે એમ કહ્યું તે શ્રુતજ્ઞાન સાથે રહેલું માનસ-અચક્ષુ દર્શન તે દ્વારા જાણવું.

**અનુવાદ:—**

શાસ્ત્ર ચક્ષુથી દેખતા, જ્ઞાની સર્વ પદાર્થ;
ત્રિલોકના સન્મુખ સમ, શ્રુતકેવળી યથાર્થ. ૨

**જ્ઞાનમંજરી:**—જ્ઞાનીઓ શાસ્ત્ર ચક્ષુથી એટલે આગમ-ઉપયોગથી ત્રિલોક વર્તી સર્વ એટલે સૂક્ષ્મ, બાદર, સહજ અને વિભાવરૂપ પરોક્ષ છતાં, અન્ય ક્ષેત્રના પદાર્થ સ્વરૂપને પણ આગમ બળથી જાણે નજર આગળ હોય તેમ દેખે છે. અહિં દેખવું કહ્યું છે તે શ્રુતનો ક્ષયોપશમ જાણવો. ૨

**शासनात् त्राणशक्तेश्च, बुधैः शास्त्रं निरुच्यते ।**
**वचनं वीतरागस्य तत्तु नान्यस्य कस्यचित् ॥ ३ ॥**

**ભાષાર્થ:**—હિત-શિક્ષાથી અને બચાવવાની શક્તિથી (**शास×त्राण**) પંડિતોએ શાસ્ત્ર શબ્દની વ્યુત્પત્તિ બતાવી છે; તે સર્વગુણ સહિત તો વીતરાગનું વચન છે કારણકે કેવળજ્ઞાન

પૂર્વક કહેલું છે. બીજા કોઈના વચનને શાસ્ત્ર કહેવું ઘટતું નથી. 'પ્રશમરતિ' માં કહ્યુ છે કે:—

**" शासनसामर्थ्येन च संत्राणबलेन चानवद्येन।**
**युक्तंयत्तत्शास्त्रं तच्चैतत्सर्वविद्वचनम्॥ "**

**ભાવાર્થ:**—શાસન (હિત-શિક્ષા) નું બળ, સંત્રાણુ (રક્ષા) નું બળ અને દોષરહિત પણું એ ગુણોસહિત જે હોય તે શાસ્ત્ર છે અને તે તો આ સર્વજ્ઞનું વચન છે.

**અનુવાદ:**—

શાસ્ત્ર-અર્થ વ્યુત્પત્તિથી, શિક્ષા-ત્રાણુ સમર્થ;
વચન તે વીતરાગનાં, મોક્ષ ન દે અન્યાર્થ. ૩

**જ્ઞાનમંજરી:**—વિદ્વાનોએ શાસ્ત્રની વ્યુત્પત્તિ એવી કરી છે કે ભવથી ત્રાસ પામેલા કર્મથી ઘેરાયેલા અને વિભાવના ભારથી દબાઈ ગયેલા જીવોને બચાવવાની (ત્રાણુ) શક્તિ જેની હોય તથા જે શિક્ષણુ (હિતની શિખામણુ) આપે (શીખવે) તે શાસ્ત્ર કહેવાય. તત્ત્વાર્થ સૂત્રના કર્તા કહે છે કે મોક્ષમાર્ગનું શિક્ષણુ આપે તે શાસ્ત્ર. વળી સર્વમોહના ક્ષયથી ઉત્પન્ન થયેલા પરમ શાંત સ્વભાવવાળા વીતરાગનું વચન તે મોક્ષ-માર્ગનો ઉપદેશ કરનાર છે. ઉમાસ્વાતિ પૂજ્યે કહ્યું છે:-

**" केवलमधिगम्य विभुः स्वयमेव ज्ञानदर्शनमनंतम्।**
**लोकहिताय कृतार्थोऽपि, देशयामास तीर्थमिदम्॥ "**

**ભાવાર્થ:** —કેવળજ્ઞાન પામીને પરમાત્મા પોતેજ અનંત જ્ઞાન-દર્શનરૂપ થયા કૃતકૃત્ય થયા છતાં લોકના કલ્યાણુને અર્થે આ તીર્થ (ધર્મ)ની તેમણે દેશના દીધી.

માટે તેમનુંજ વચન મોક્ષનું અંગ છે; અન્ય કોઇ અસર્વજ્ઞ છતાં પોતાને સર્વજ્ઞ માનનાર જે વચન કહે તે મોક્ષનું કારણ નથી. ૩

**शास्त्रं पुरस्कृते तस्माद्वीतरागः पुरस्कृतः ।**
**पुरस्कृते पुनस्तस्मिन्नियमात्सर्वसिद्धयः ॥ ४ ॥**

**ભાષાર્થ**:—શાસ્ત્ર આગળ કર્યે વીતરાગ ભગવાન આગળ કર્યા; કારણકે શાસ્ત્ર-ઉપયોગે તેના કર્તા સાંભરેજ; આમ તે વીતરાગને આગળ કર્યે નિશ્ચયે સર્વ સિદ્ધ થાય. કહ્યું છે કે:—

**" अस्मिन् हृदयस्थे सति, हृदयस्थस्तत्वतो मुनीन्द्र इति ।**
**हृदयस्थिते च तस्मिन् नियमात्सर्वार्थ संसिद्धिः "**

**ભાવાર્થ**:—જો ભગવાનનાં વચન (મૂર્તિમંત) હોય તો ખરી રીતે મુનીંદ્ર વીતરાગ ભગવાન હૃદયમાં રહ્યા એમ જાણો—અને ભગવાન હૃદયમાં હોય તો અવશ્ય સર્વ પદાર્થ સિદ્ધ થાય છે.

**અનુવાદ**:—

શાસ્ત્ર રમે જો હૃદયમાં, તો છે ત્યાં વીતરાગ;
વીતરાગ ઉરમાં પ્રથમ, અવશ્ય સિદ્ધિ અથાગ. ૪

**જ્ઞાનમંજરી**:—શાસ્ત્ર સિદ્ધાંત મુખ્ય કરવાથી વીતરાગ અર્હત્ ભગવાન્ મુખ્ય (અગ્રેસર થાય છે; અને વીતરાગને મુખ્ય કરવાથી અવશ્ય સર્વ સિદ્ધિઓ હોય છે. આગમમાં કહ્યું છે કે:—

**" आगमं आयरंतेण, अत्तणो हियकंखिणो ।**
**तित्थनाहो सयंबुद्धो सब्वे ते बहु मन्निया ॥ "**

**ભાવાર્થ:**—આત્માના હિતની આકાંક્ષા રાખનાર આગમમાં કહ્યા પ્રમાણે પ્રવર્તે તો તેણે સ્વયંબુદ્ધ તીર્થનાથ ભગવાન અને સર્વનું બહુમાનપણું કર્યું ગણાય. માટે આગમનું બહુમાન કરનાર, અર્હંત, મુનિ અને સર્વ સંઘનું બહુમાન કરનાર છે. ૪

**अदृष्टार्थेऽनुधावंतः शास्त्रदीपं विना जडाः ।**
**प्राप्नुवन्ति परं खेदं, प्रस्खलंतः पदे पदे ॥ ५ ॥**

**ભાષાર્થ:**—મૂર્ખજનો શાસ્ત્રરૂપી દીવા વિના અણદીઠા પદાર્થો પાછળ દોડતાં પગલે પગલે અખડાઈ પડતા પરમ ખેદ પામે છે.

**અનુવાદ:**—

મૂર્ખ શાસ્ત્ર દીપક વિના, જાય અજાણ્યે પંથ;
પ્રતિપદે અખડાઇ પડે, ખેદ ખમે અત્યંત; ૫

**જ્ઞાનમંજરી:**—મૂર્ખલોક આગમ-પ્રકાશ વિના સંવર, નિર્જરા અને મોક્ષનામનાં અજાણ્યાં કાર્યો પ્રત્યે દોડતાં પગલે પગલે સ્ખલના (ભૂલો) પામે છે (કરે છે) અને અત્યંત કલેશ પામે છે, જે શુદ્ધ માર્ગને જાણતા નથી તે અનેક ઉપાયો કર્યા છતાં ભૂલ ખાય છે. ૫

**शुद्धोञ्छाद्यपि शास्त्राज्ञा-निरपेक्षस्य नो हितम् ।**
**भौत हन्तुर्यथा तस्य, पदस्पर्श निवारणम् ॥ ६ ॥**

**ભાષાર્થ:**—જેમ ભૌતમતિના હણનાર શબરને તેના પગ સ્પર્શનનો નિષેધ કર્યો હતો એટલે જીવતા ભૌતનો સ્પર્શ ન કરવો એવી તેને આજ્ઞા કરેલી, તે આજ્ઞા પાળવા ઇચ્છનાર

તે શબરને ભૌતની પાસેનાં મયૂરપિચ્છાં જોઈતાં હતાં ત્યારે તેને મારીને તેના પગ સ્પર્શીને મયૂરપિચ્છાં લીધાં આજ્ઞા પાળી, તેમ આપમતિને શાસ્ત્ર-આજ્ઞા વિના બાહ્ય આચાર પરિપાલન જાણવું. ૪૨ દોષ રહિત આહાર-ગવેષણુ આદિ પણ શાસ્ત્ર-આજ્ઞાની અપેક્ષા રહિત હિતકારક નથી, શબરના દૃષ્ટાંતે.

અનુવાદ:—

શાસ્ત્ર આજ્ઞા અવગણી, પાળે અચુક આચાર;
શબરસમ સ્પર્શે નહિ જીવતાં, હણે નિર્ધાર. ૬

**જ્ઞાનમંજરી:**—આગમમાં કહેલી આજ્ઞાની દરકાર કર્યા વિના, ૪૨ દોષ રહિત આહાર ગ્રહણ કરનારને હિત કે સુખ થતું નથી; જેમ ભૌતના હણનારને તેના ગુરુની આજ્ઞા હતી કે તેના પગનો સ્પર્શ કરવો તે અહિત છે. કોઇ એક શબરને જીવતા ભૌતના પગને સ્પર્શ કરવાને નિવારેલો તે શબરને ભૌત પાસેનાં મયૂરપિચ્છ લેવાની ઇચ્છા થઈ ત્યારે ભૌતને હણીને પછી તેનો સ્પર્શ કર્યો. તે પ્રકારે આત્માને હણીને છજીવ-નિકાયની રક્ષા કરનાર શબરની પેઠે આજ્ઞા પાળે છે. માટે મૂર્ખતા દૂર કરીને તત્ત્વજ્ઞાનવંત થવું. શુદ્ધ આહાર આદિ અલ્પ યોગ છે, સ્વરૂપનું અવલંબન એ મહા યોગ છે. તેથી સ્વરૂપ આચરણ રહિત નિર્દોષ આહાર—સંઘને આત્મ સાધન માનનારાને ભૌતની હિંસા કરનાર જેવા જાણવા. ૬

**अज्ञानाहि महामंत्रं स्वाच्छन्द्यज्वरलंघनम् ।**
**धर्मारामसुधाकुल्यां शास्त्रमाहुर्महर्षयः ॥ ७ ॥**

**ભાષાર્થઃ**—મોટા ઋષીશ્વરોએ શાસ્ત્રને મિથ્યાજ્ઞાનરૂપ સર્પને દમવાનો મોટો મંત્ર, ઇચ્છાચારીપણારૂપ તાવનું લાંઘણુ (પાચન-શમન) અને ધર્મરૂપ વાડીને વિષે અમૃતની નીક સમાન કહેલ છે.

**અનુવાદઃ**—

અજ્ઞાન-નાગનો મંત્ર મહા, સ્વછંદ તાવ ઉપાય;
ધર્મ-બાગમાં અમી-વહન, શાસ્ત્ર ગણે ઋષિરાય. ૭

**જ્ઞાનમંજરીઃ**—મહા મુનીશ્વરોએ શાસ્ત્રને અજ્ઞાનરૂપ સર્પને દમવાને મહામંત્ર, સ્વેચ્છાચારીપણારૂપતાવ દૂર કરનાર લાંઘણુ, અને ધર્મબાગમાં અમૃત લઇ જવાની નીક સમાન કહ્યું છે. માટે શાસ્ત્રનો અભ્યાસ મહા સુખ આપનાર છે. ૭

**शास्त्रोक्ताचार कर्ता च शास्त्रज्ञः शास्त्रदेशकः ।**
**शास्त्रैकदृग् महायोगी, प्राप्नोति परमं पदम् ॥ ८ ॥**

**ભાષાર્થઃ**—શાસ્ત્રમાં કહેલા આચારનો પાળનાર, શાસ્ત્રનો પ્રરૂપનાર તેમજ શાસ્ત્રને વિષે એક અદ્વિતીય દૃષ્ટિવાળો મોટો યોગી પરમપદને પામે છે.

**અનુવાદઃ**—

શાસ્ત્રવિધિ વર્તે વળી, શાસ્ત્ર જાણી દે બોધ;
શાસ્ત્રદૃષ્ટિ મહાયોગી તે, પામે અચૂક મોક્ષ. ૮

**જ્ઞાનમંજરીઃ**—આવા પ્રકારના મહાયોગી ઉત્કૃષ્ટ સ્થાન (મોક્ષ) પામે છે. કેવા? જૈન આગમમાં કહેલા આચારને આચારનાર, સ્યાદ્વાદ શાસ્ત્ર આગમને જાણનાર અને શાસ્ત્રનો ઉપદેશ કરનાર. વળી કેવા હોય છે? શાસ્ત્રના રહસ્યને

જાણનાર દૃષ્ટિવાળા. એમ શાસ્ત્રોક્ત માર્ગે પ્રવર્તનાર તત્ત્વજ્ઞ અને શાસ્ત્રના ઉપદેશક પરમ પદને પામે છે. માટે સંપૂર્ણ આદરભાવથી જૈન-આગમોનો અભ્યાસ કરવા યોગ્ય છે. તેથી તત્ત્વની પ્રાપ્તિ થાય છે, અને સર્વ સિદ્ધિની સાધકતા થાય છે. માટેજ મુનિઓ પ્રવચનની વાચના લે છે, રહસ્યને પૂછે છે, સૂત્ર પાઠનો ઉચ્ચ સ્વરે પાઠ કરે છે. તેના અર્થની ભાવ સહિત અનુપ્રેક્ષા (વારંવાર ભાવના) કરે છે અને આગમ તત્ત્વોમાં તન્મય બને છે; તેમાં મગ્ન બનીને પોતાના આત્માને આનંદ પૂર્ણ કરે છે, તે લાભના આનંદની ઇચ્છા સહિત ધર્મકથા કરે છે; મોટા આચાર્ય ગણની અનુમોદના કરે છે, માટેજ યોગ-ઉપધાન ક્રિયા કરે છે, જીવન પર્યંત ગુરુકુળમાં વસે છે અને શાસ્ત્રજ્ઞાનમાં પ્રવીણતા ઇચ્છે છે. ૮

---

## ૨૫. પરિગ્રહ-અષ્ટક.

**न परावर्तते राशेर्वक्रतां जातु नोज्झति ।**
**परिग्रहग्रहः कोऽयं ? विडंबितजगत्त्रयः ॥ १ ॥**

**ભાષાર્થ**:—કદી જે રાશિના વક્રપણાને તજતો નથી અને ત્રણે જગતને જે નડે છે એવો આ પરિગ્રહરૂપી ગ્રહ કયો છે? સર્વ ગ્રહથી એ ગ્રહ બળિયો છે. એનો ચાર કોઇએ જાણ્યો નથી.

**અનુવાદ**:—

પરિગ્રહ-ગ્રહ એવો નવો, નહિ રાશિ પલટાય;
ત્રણ જગને પીડે પૂરો, વક્રસ્વભાવ સદાય. ૧

**જ્ઞાનમંજરી:**—પરિગ્રહરૂપી ગ્રહ (રાહુ) વડે જેનું ગ્રહણ થયું છે અને અનેક સામગ્રીઓનું ઉપાર્જન, સંરક્ષણ અને સંતાડવાની ચિંતાથી જે મુંઝાઇ રહ્યો છે તેનું શાસ્ત્રજ્ઞાન સમ્યક્ પ્રકારે થતું નથી. માટે પરિગ્રહના ત્યાગનો ઉપદેશ કરે છે. **परि**= ચોતરફથી, અને **ग्रह**:= ગ્રહણરૂપ; તે પરિગ્રહ. દ્રવ્યથી–ધન, ધાન્ય આદિ, અને ભાવથી પરવસ્તુની ઇચ્છારૂપ આ-શંસા–આશારૂપ પરિણામ ત્યાં સ્વપર્યાયના સ્વામીપણારૂપ પરિ-ણતિ વાળો આત્મા છે તેના સ્વપર્યાય ઉપર આવરણ આવવાથી તેના અભાવને લીધે અશુદ્ધ બળ–વીર્યથી ગ્રહણ કરેલા શુભ કર્મના ઉદયમાં કે તેનાં કારણોરૂપ પ્રશસ્ત (રૂડા) પરિણામોમાં મમકારના સ્વીકાર અને સંરક્ષણ રૂપ પરિણતિવાળી ચેતનાદિની પ્રવૃત્તિ તે પરિગ્રહ છે; તે આત્માના સ્વસ્વરૂપના જ્ઞાન અને રમણતાના અનુભવની ઘાત કરવા સમાન છે. તેથીજ પરિગ્રહ તજવા યોગ્ય છે. સંગ્રહ નયે દ્રવ્ય પરિગ્રહને ભાવ પરિગ્રહ-પણે દર્શાવાય છે. "**द्वितीय–पंचमाश्रवौ सर्वद्रव्येषु**" બીજો પાંચમો આસ્રવ (પરિગ્રહ) સર્વ દ્રવ્યોમાં હોય છે. એ ભાષ્યના વાકયથી ધનાદિક યુક્ત વ્યવહાર પરિગ્રહ છે. ઋજુસૂત્ર નયે તેનો અભિલાષી; ' શબ્દ નયથી પુણ્યની ઇચ્છા ઇત્યાદિ એમ સમજી લેવું. માટે તે વિષે ઉપદેશ કરે છે:—

અનાદિ રાશિથી પરિગ્રહ નિવર્તતો નથી. કદાચિત્, વક્રસ્વભાવ તજતો નથી, માટે હે! આત્માર્થી, આ દુ:ખના મૂળરૂપ પરિગ્રહરૂપી ગ્રહ ત્રણ જગતને પીડાનું કારણ છે. પરિગ્રહ પ્રત્યેનો આવો દૃઢ અનુરાગ હોય છે. ૧

**परिग्रहग्रहावेशाद्, दुर्भाषितरजःकिराः ।**
**श्रूयन्ते विकृताः किं न ? प्रलापा लिङ्गिनामपि ॥ २ ॥**

**ભાવાર્થ:**—પરિગ્રહરૂપી આગ્રહનો અંદર પ્રવેશ થવાથી ઉત્સૂત્રરૂપ ધૂળને માથે નાખે એવાં, ઘેલછાના વિકારવાળાં અસંબદ્ધ વચનો જૈન વેષધારીઓનાં પણ શું નથી સંભળાતાં? સંભળાય છે.

**અનુવાદ:**—

પરિગ્રહ ગ્રહથી ગાંડપણ, સાધુને પણ થાય;
દુર્ભાષિત રજ ફેંકતા વચન–વિકાર જણાય. ૨

**જ્ઞાનમંજરી:**—જૈન વેષને વગોવનારાનાં પણ અસંબદ્ધ વચનો શું નથી સંભળાતાં? સંભળાય છેજ. કેવાં વચનો? પરિગ્રહ રૂપી આગ્રહના આવેશથી ઉત્સૂત્રરૂપ વચન–સમૂહ, તેથીજ વિકારમય છે. પરિગ્રહની અભિલાષામાં તન્મય થયેલા જ્ઞાન·પૂજન આદિ ઉપદેશ વડે પરિગ્રહ એકઠો કરવાની આસક્તિવાળા ઉત્સૂત્ર વચન બોલે છે, વિષયોને પોષે છે, જ્ઞાનનાં ઉપકરણોનો પરિગ્રહ એકઠો કરે છે અને જ્ઞાન-ઉપકરણોથીપોતાની મહત્તા માનેછે. ઉપમિતિ ભવ પ્રપંચમાં કહ્યું છે:–

**" सजातः कदाचिल्लब्धार्यकुलश्रावकसामग्रीसंयोगः श्रुततत्त्वोपदेशात्त–वैराग्यगृहीतव्रतः मुनिसंघसंयुतः श्रुतलाभेन संपूज्यमानः श्रावकवर्गैः ज्ञानभक्तोपरचितोल्लोचादि सदुपकरणः तैरेव रमणीयकताममत्वाहंकारदूषितः तीव्रज्ञानावरणीयकर्मवशात् पतितो निगोदे अनंतभवभ्रमणरूपे इत्यावर्त्तस्वरूपं भावनीयमात्महिताय सद्भिः । "**

**ભાવાર્થ:**—કદાચિત્ મનુષ્ય ભવ, આર્યકુળ અને શ્રાવકપણાની સામગ્રીનો યોગ મળ્યો, તત્ત્વનો ઉપદેશ સાંભળી વૈરાગ્ય આવવાથી મહાવ્રત ગ્રહણ કર્યાં, મુનિઓના સમૂહમાં

રહેતાં શાસ્ત્રજ્ઞાન થવાથી શ્રાવક વર્ગનો પૂજ્ય થયો, જ્ઞાનની ભક્તિ કરનારાઓએ રચેલા ચંદરવા આદિ ઉપકરણવાળો તે ઉપકરણોથીજ રમણીયકતા, મમત્વ અને અહંકારરૂપ દોષો વડે દૂષિત થયેલો તીવ્રજ્ઞાનાવરણીય કર્મને લઇને અનંતભવ ભ્રમણરૂપ નિગોદમાં પડયો; એમ સંસાર ચક્રનું સ્વરૂપ આત્મહિત અર્થે સજ્જનોએ વિચારવા યોગ્ય છે. માટે ધર્મને નામે વિષય, પરિગ્રહના પોષણ આદિને તજવા યોગ્યજ છે. ૨

**यस्त्यक्त्वा तृणवद् बाह्यमान्तरं च परिग्रहम् ।**
**उदास्ते तत्पदाम्भोजं पर्युपास्ते जगत्रयी ॥ ३ ॥**

**ભાષાર્થ:**—જે ધન, ધાન્યાદિ બાહ્ય અને મિથ્યાત્વાદિ અંતરંગ પરિગ્રહને તરણાની પેરે તજીને ઉદાસીન થઇ રહે છે, તેના ચરણકમળને ત્રણે જગત સેવે છે.

**અનુવાદ:**—

જે બાહ્યાભ્યંતર તજી, પરિગ્રહ રહે ઉદાસ;
ચરણકમળ તેના પૂજે, ત્રણ જગ બનીને દાસ. ૩

**જ્ઞાનમંજરી:**—જે સાધુ ધન આદિ બાહ્ય અને રાગ આદિ અભ્યંતર પરિગ્રહને તૃણપેઠે તજીને ઉદાસીન રહે છે એટલે મોહનું કારણ, આસક્તિનું મૂળ, આત્માને કાદવ સમાન ખરડનાર અને વસ્તુત: અસાર એવો પરિગ્રહ તે મારો નથી, દારૂ પીને ગાંડો બનેલો માણસ કાદવમાં આળોટતાં ખરડાય તેથી સુખી થતો નથી તેમ હું પરિગ્રહથી સુખી નથી; પરંતુ હું તો જ્ઞાનાદિ અનંત ગુણોથી પૂર્ણ છું તો પુદ્‌ગળોમાં કેમ રમું? એવી ભાવનાથી પરિગ્રહનો જેણે ત્યાગ કર્યો છે, તેના

ચરણકમળને અસુર, નર અને દેવો, ત્રણે લોક, સેવે છે; ત્રણ જગનો તે પૂજ્ય થાય છે. તેથી સ્વરૂપાનંદના રસિકજનોને આનંદરૂપ પરિગ્રહમાં આસક્તિ હોય છે. ૩

વળી બાહ્ય ભોગથી નિર્ગ્રંથપણું માનનારને શિખામણ દે છે:—

**चित्तेऽन्तर्ग्रन्थिगहने, बहिर्निर्ग्रंथता वृथा।**
**त्यागात्कञ्चुकमात्रस्य, भुजगो नहि निर्विषः ॥ ४ ॥**

**ભાવાર્થ:**—અંતરંગમાં પરિગ્રહની ઉંડી લાલસા છતાં ઉપરનું સાધુપણું ફોક (નિષ્ફળ) છે. જેમકે કાંચળી માત્રના ત્યાગથી સર્પ વિષ રહિત થતો જ નથી.

**અનુવાદ:**—

અંતર્ગ્રંથિ ઉરમાં ગહન, વ્યર્થ વેષ નિર્ગ્રંથ;
સાપે તજી જો કાંચળી, પણ નહિ વિષનો અંત. ૪

**જ્ઞાનમંજરી:**—ચેતના-પરિણતિ પરિગ્રહની લાલસામાં મગ્ન હોય તો ઉપરની નિર્ગ્રંથતા (સાધુપણું) વ્યર્થ છે, નિષ્ફળ છે; જેમ કે માત્ર કાંચળી તજવાથી સાપ નિર્વિષ થતો નથી. અંતરના મમત્વના ત્યાગથી ત્યાગી થવાય છે. ૪

**त्यक्ते परिग्रहे साधोः प्रयाति सकलं रजः।**
**पालित्यागे क्षणादेव सरसः सलिलं यथा ॥ ५ ॥**

**ભાષાર્થ:**—સાધુ ને પરિગ્રહ છોડતાં સઘળું પાપ ચાલ્યું જાય છે, જેમકે-પાળ તુટતાં ક્ષણ એકમાં સરોવરનું સઘળું પાણી વહી જાય છે.

**અનુવાદ:**—

સાધુ પરિગ્રહ જો તજે, સર્વ પાપ ક્ષય થાય;
પાળ તળાવની જો તુટે, તો નીર સૌ વહી જાય. ૫

**જ્ઞાનમંજરી:**—સાધુને પરિગ્રહ તજતાં કર્મ સમૂહ સર્વ જાય; દૃષ્ટાંત કહે છે: સરોવરનું પાણી પાળ તુટતાં ક્ષણમાં ક્ષય થાય છે માટે સામાન્ય પરિણતિની અપેક્ષાએ લોભ પરિત્યાગથી અનુક્રમે કર્મનો અભાવ થાય છે. ૫

**त्यक्तपुत्रकलत्रस्य, मूर्छामुक्तस्य योगिनः ।**
**चिन्मात्रप्रतिबद्धस्य, का पुद्गलनियन्त्रणा ॥ ६ ॥**

**ભાવાર્થ:**—પુત્ર, સ્ત્રીઆદિ સર્વ બંધન જેણે છોડ્યાં છે અને મૂર્છાથી (મોહથી) જે મુક્ત છે, તથા જ્ઞાન માત્રને વિષે આસક્તિ જેને છે એવા યોગીને પુદ્‌ગલની બાંધણી કેવી?

**અનુવાદ:**—

સ્ત્રી-સંતાન તજી રહે, નિર્મોહી મુનિ રાય;
જ્ઞાનમાત્રમાં રકત તે, નહિ કર્મે લેપાય ૬

**જ્ઞાનમંજરી:**—સંતાન-વનિતાનો સંયોગ જેણે દૂર કર્યો છે, તથા પ્રાપ્ત પરિગ્રહની રક્ષા વિષે મોહ જેણે તજ્યા છે એવા યોગી સમ્યક્‌દર્શન-જ્ઞાન-ચારિત્રવંત છે, તેમને જ્ઞાન માત્રમાં આસક્તિ છે તો એવા તત્ત્વજ્ઞાની મુનિને પુદ્‌ગલમાં એકતા કયાંથી હોય? નજ હોય, ભાવના—પુત્ર વનિતાના સંગથી રહિત, પુદ્‌ગળના રક્ષણની ચિંતા રહિત અને સ્વરૂપમાં એકતા કરવા વિષે જેનો લક્ષ છે, સ્વભાવના આનંદનું અંશે જેને ભાન છે એવા શુદ્ધ જ્ઞાનના અનુભવીને અચેતન, નાશવંત અને એંઠ સમાન આનંદથી રહિત પુદ્‌ગલો પ્રત્યે રાગભાવ થતો નથી. વૃદ્ધ સંપ્રદાયમાં પ્રચલિત દૃષ્ટાંત છે કે:—

અયોધ્યા નગરીનો શ્રીવર રાજા અત્યંત મિથ્યાદૃષ્ટિ હતો. તેનો શ્રીકાન્ત નામનો કુંવર રૂપ લાવણ્ય અને સૌભાગ્યમાં

કુશલ ઇન્દ્ર સમાન શોભતો હતો. જીવ, અજીવ આદિ તત્ત્વનો જાણકાર, સૂત્ર-અર્થના શ્રવણનો રસિયો બાળ ભાવે થતી ભોગલાલસાથી તે વિમુક્ત હતો. (તેને પરણાવેલી અને સાસરે આવેલી) અનેક રાજકન્યાઓને ઉદ્દેશીને તે કહે છે:—"હે! ભદ્ર, (ભલી બાઇઓ) કહો, તમે તમારા પિતાનું ઘર (પિયર) છોડીને અહિં કેમ આવ્યાં છો?" તે બધી બોલી, "તમારા પ્રેમની અમે અભિલાષિણીઓ છીએ; તમને ઇષ્ટ, કાંત અને પ્રિય લાગીએ એમ ઇચ્છીએ છીએ." તે બધાંને કુમાર કહે છે:— કર્મ બંધના મૂળરૂપ સ્નેહ બંધનનો જિનેન્દ્ર ભગવાને નિષેધ કર્યો છે. તો ભવની વૃદ્ધિ કોણ કરે? લોલીભૂત (એકાકાર) એકત્વને પામેલા (એક ક્ષેત્રાવગાહી) અને ધર્મના સાધનરૂપ પોતાના ગણાતા દેહમાં પણ સ્નેહ કરવાનો સર્વદર્શી ભગવાને નિષેધ કર્યો છે. વાર્યા છે. તો પછી કયો કુશળ પુરૂષ પારકા દેહમાં રાગ કરશે? નિર્મળ ચારિત્રના આચરણથી પ્રાપ્ત થતા કેવળજ્ઞાનને રોકનાર રાગ અરિહંત પ્રત્યે કરવો ઠીક છે તે પણ નિશ્ચયપદે પહોંચતાં અનર્થ પ્રધાન કહ્યો છે; તો પછી વિષય-રાગ કેમ કરાય? નિજ સ્વભાવમાં આસક્ત વીતરાગ ભગવંત સુખીઆ છે. મારા પ્રત્યે તમારે રાગ કરવો યોગ્ય નથી, તેમજ અન્ય જીવો પ્રત્યે પણ તમારે રાગ કરવો ઘટતો નથી. એવા ઉપદેશથી રાજકન્યાઓને રાજકુમારે પ્રતિબોધી (જાગ્રત કરી).

એમ રાગનો ત્યાગ કર્તવ્ય છે, તો પરિગ્રહ પ્રત્યેનો રાગ કદાપિ આત્મહિતનું કારણ થતો નથી. ૬

**चिन्मात्रदीपको गच्छेन्निर्वातस्थानसन्निभैः ॥**
**निःपरिग्रहता स्थैर्यं, धर्मोपकरणैरपि ॥ ७ ॥**

**ભાષાર્થ**:—જ્ઞાન માત્રનો દીવો જ અપ્રમત્ત સાધુને હોય; દીપકને પવન વિનાના સ્થાનથી સ્થિરતા પ્રાપ્ત થાય તેમ ધર્મને ઉપકારક સામગ્રી (ઉપકરણ) સાધનો વડે પણ નિષ્પરિગ્રહતાની સ્થિરતા થાય છે. એટલે જ્ઞાનદીપકને તેલ સરખો યુક્ત–આહાર જેમ આધાર છે, તેમ નિર્વાત (પવન–રહિત) સ્થાન સરખા ધર્મ–ઉપકરણો પણ આધાર છે, એમ જાણવું. પણ સ્વમત ચિન્માત્ર પરિણામવાળા અપ્રમત્ત સાધુને ચૌદ ઉપકરણ ધરવાં પણ ન ઘટે કેમકે તેનું ગ્રહણ, ધારણ આદિ મૂર્છા વિના ન હોય અને યુક્ત–આહાર આદિકનો અનાહાર ભાવનારૂપ જ્ઞાનનું પ્રસાધન છે તેનો અસંભવ સાધુને નથી એમ દિગંબર કહે છે તેમાં દોષ દેખાડવાના અભિપ્રાયે ગ્રંથકાર આ ગાથા કહે છે.

**અનુવાદ**:—

જ્ઞાનદીપ સ્થિર રહી શકે, જો ઓથો મળી જાય;
નિષ્પરિગ્રહતા ગણી, ધર્મોપકરણ છતાંય. ૭

**જ્ઞાનમંજરી**:—અપ્રમત્ત સાધુનો જ્ઞાન માત્ર દીપક પવનની પ્રેરણાથી રહિત સ્થાનના સંયોગે સ્થિરતા પામે છે એ પરિગ્રહનો અભાવ સાધે છે. એવો ઉપદેશ સાંભળી કોઈ ધર્મોપકરણને પણ પરિગ્રહ ગણી તેનો ત્યાગ કરવા યત્ન કરે છે; માટે કહે છે કે ધર્મોપકરણો વડે પણ સ્થિરતા વધે છે એમ "ધર્મ-સંગ્રહણી" ગ્રંથમાં પણ કહ્યુંછે. ટાઢ તડકો મચ્છર ડાંસ આદિના પરિષહના ઉદયે સ્વાધ્યાયમાં વિઘ્ન પડે છે કે તે અટકી પડે છે તે વખતે નિસ્પૃહપણે ધર્મ–ઉપકરણનું ગ્રહણ સમાધિ–સ્થિરતાનો હેતુ છે. મૂર્છારહિત હોય તેને

તેનો પરિગ્રહ નથી. પુદ્દગલ અને જીવ એક ક્ષેત્રમાં રહેલા છે તે કંઈ પરિગ્રહ નથી. પરંતુ ચેતના તેના રાગદ્વેષ પરિણામ-ને લઇને પરિગ્રહને ગ્રહણ કરે છે માટે ઉપકરણો તો નિમિત્ત માત્રછે.જેમકે તત્વ સાધવામાં અર્હંત, અને ગુરુનો સમાગમ નિમિત્ત છે. પણ આત્મામાં સ્વરૂપસ્થ થનારને પુદ્દગલ સ્કંધ અબાધક છે. આત્માજ તેને અનુસરીને બાધકપણું ઉભું કરે છે. ૭

मूर्च्छाच्छन्नधियां सर्वं, जगदेव परिग्रहः ।
मूर्च्छया रहितानां तु, जगदेवापरिग्रहः ॥ ८ ॥

ભાષાર્થ:—જેની બુદ્ધિ મૂર્છાથી છવાઈ છે એવા પુરૂષને સઘળુંય જગત પરિગ્રહ છે; પરંતુ મૂર્છાથી રહિત મહાપુરૂષ-ને તો સારૂં જગત પરિગ્રહ નથી. "વિશેષ આવશ્યક" માં કહ્યું છે.

तम्हा किमत्थि वत्थुं गंथोऽगंथो व सव्वहा लोए ?
गंथोऽगंथो व मओ मुच्छममुच्छाहि निच्छयओ ॥
वत्थाइ तेण जं जं संजमसाहणमराग-दोसस्स ।
तं तमपरिग्गहो च्चिय परिग्गहो जं तदुवघाई ॥

ભાવાર્થ:—તેથી લોકમાં સર્વથા કઈ વસ્તુ પરિગ્રહ અને અપરિગ્રહ છે? ખરેખર મૂર્છા અને અમૂર્છા એજ પરિગ્રહ અને અપરિગ્રહ (માનેલા) છે. રાગ દ્રેષ રહિત પુરૂષને વસ્ત્રાદિ જે જે સંયમનાં સાધન છે તે તે અપરિગ્રહ છે અને સંયમનો ઘાત કરનાર છે તે પરિગ્રહ છે

અનુવાદ:—

મૂર્છાથી મતિ મલિન જો, જગ બધું પરિગ્રહ–પૂર્ણ;
અપરિગ્રહરૂપ જગ બધું, કરી જો મૂર્છા ચૂર્ણ. ૮

**જ્ઞાનમંજરી:**—મમત્ત્વથી જેની બુદ્ધિ મેલી થઈ છે, આવરણ પામી છે, એવા મૂર્છામાં મગ્ન જનોને પોતાની માલીકીરૂપે બધું જગત્ પ્રાપ્ત થયું નથી તો પણ બધું જગત પરિગ્રહજ છે. કારણ કે તેનો સ્વામી અને ભોક્તા થવામાં તેને સુખ બુદ્ધિ છે. પરંતુ મૂર્છા રહિત એટલે પુદ્ગલ પ્રત્યે તે ભિન્ન છે, ગ્રહણ કરવા યોગ્ય નથી એવી બુદ્ધિ થવાથી તેના ત્યાગનારને જગત જ પરિગ્રહ નથી કેમકે તેમાં તેની પ્રીતિ નથી. માટેજ આત્માનું પરભાવમાં રસિકપણું તે પરિગ્રહ છે. તેથી રહિત થઇ આત્મસ્વરૂપમાં રમણ કરવું યોગ્ય છે. ૮

---

## ૨૬. અનુભવ-અષ્ટક.

सन्ध्येव दिनरात्रिभ्यां, केवलश्रुतयोः पृथक्।
बुधैरनुभवो दृष्टः, केवलार्कारुणोदयः॥ १॥

**ભાષાર્થ:**—દિવસ અને રાત્રિથી સંધ્યા (સંધી-કાળ) જુદી છે તેમ અનુભવને કેવળજ્ઞાન અને શ્રુતજ્ઞાનથી ભિન્ન પંડિતોએ દીઠો છે. કેવો? કેવળજ્ઞાનરૂપ સૂર્યના અરૂણોદયરૂપ. એટલે મતિશ્રુતનો ઉત્તર ભાવી (તેને ઓળંગી આગળ ગયેલ) અને કેવળથી દૂર નહિ પૂર્વભાવી (કેવળજ્ઞાન થતા પહેલાંના) પ્રકાશને અનુભવ કહે છે તેનું બીજું નામ પ્રતિભા છે.

**અનુવાદ:**—

સંધ્યા સમ અનુભવ કહ્યો, નહિ દિન, નહિ રાત;
નહિ કેવળ, નહિ શ્રુત પણ, કેવળ-રવિ-પ્રભાત. ૧

**જ્ઞાનમંજરી:**—શ્રુત (શાસ્ત્ર) અભ્યાસ અને પરિગ્રહ-નો ત્યાગ આદિપણ અનુભવવંતને મોક્ષના ઉપાયરૂપ બને છે; અનુભવ રહિતને મોક્ષસાધક નથી તે પ્રતિપાદન કરવા અનુભવ-અષ્ટક લખે છે. અનુભવ રહિત જ્ઞાન પાણી જેવું છે; અનુભવીનું જ્ઞાન અનુભવ યુક્ત (પ્રમાણ ભૂત) છે. તે પ્રમાણે, અનુયોગ દ્વારમાં જણાવ્યું છે:—

"**वायणापुच्छणा परियट्टणा धम्मकहा सरअक्खर वंजणसुद्धा अणुप्पेहारहियस्स दव्वसुयं, अणुप्पेहा भावसुयं**"

**ભાવાર્થ:**—વાચના, પૃચ્છના, પરિવર્તના અને ધર્મકથા સ્વર અક્ષર, વ્યંજનની શુદ્ધિ સહિત પણ અનુપ્રેક્ષા રહિતને દ્રવ્યશ્રુત કહ્યું છે અને અનુપ્રેક્ષાને ભાવશ્રુત કહેલ છે." તેથી ભાવશ્રુત તો સંવેદનરૂપ છે, તત્ત્વદર્શાવવારૂપ નથી. સ્પર્શરૂપ અને તત્ત્વસિદ્ધિરૂપ એમ બે જ્ઞાનના પ્રકાર શ્રી હરિભદ્ર પૂજ્યે કહ્યા છે, તેમાં સ્પર્શજ્ઞાન અનુભવવાળાનેજ હોય છે. તેનું લક્ષણ યોગદૃષ્ટિ-સમુચ્ચય ' ગ્રંથને અનુસરીને લખીએ છીએ:-

**यथार्थवस्तुस्वरूपोपलब्धिपरभावरमणस्वरूपरमणतदास्वादनैकत्वमनुभवः ॥**

**ભાવાર્થ:—**યથાર્થ વસ્તુના સ્વરૂપની ઓળખાણ થવાથી પરભાવમાં પ્રીતિ-રમણતાનો અભાવ અને સ્વરૂપમાં રમણતા અને તેના આસ્વાદન (રસ) માં તન્મયતા તે અનુભવ. હેય-ઉપાદેય (તજવા યોગ્ય અને ગ્રહણકરવા યોગ્ય) ના વિવેક જ્ઞાન-થી થતા સુખને ચાખવારૂપ અનુભવ છે.

નામ નિક્ષેપે તો જેનું નામ અનુભવ પાડયું હોય તે; સ્થાપનાથી જેની અનુભવ તરીકે સ્થાપના થઇ છે તે; દ્રવ્ય

અનુભવ એટલે શુભ અશુભ ઉદયમાંથી ભોગવાતા પ્રત્યે ઉપયોગ નહિ તે- "अणुवओगो दव्वं" ઉપયોગ ન હોય ત્યાં દ્રવ્ય ગણાય છે. એ વચનથી. ભાવ અનુભવ-અપ્રશસ્ત તો સાંસારિક વિષય-કષાયના રસમાં તન્મયતા; અને પ્રશસ્ત તે અર્હંતનાં ગુણોમાં પ્રીતિ થતાં તન્મયતા થાય તે; અને શુદ્ધ અનુભવ એ છે કે સ્વરૂપના અનંત પર્યાયમાં પરિણમેલા વિચિત્ર જ્ઞાનના રસમાં એકતારૂપ વિશ્રાન્તિ પ્રાપ્ત થવી. અહિં ભાવ અનુભવનો અવસર છે.

નૈગમનયથી અનુભવનો ઈચ્છક; સંગ્રહનયે-ઉપયોગવંત કે ઉપયોગ-રહિતની તેના કારણ આશ્રિત યોગ્યતા, વ્યવહારનયે શાસ્ત્રનો અભ્યાસ વાચના પૃચ્છનાનો અનુભવ કરનાર; ઋજુસૂત્રે મનના વિકલ્પોના રોકવા પૂર્વક તન્મય થનાર; શબ્દ નયથી જ્ઞાન ઉપયોગથી ગ્રહણ કરેલા અનંત ધર્મવાળા આત્મ દ્રવ્યની અનંતતાના જ્ઞાનને અનુભવનાર; સમભિરૂઢ નયે તો મુખ્ય જ્ઞાન દર્શન ગુણ સ્વરૂપમાં રમણ, ભોગ અને એકતારૂપ અનુભવ અને એવંભૂતનયે એક મુખ્ય પર્યાયમાં તન્મયતાનો અનુભવ.

અહિં જેનો અનુભવ છે તેની ભાવના કર્તવ્ય છે. એ પ્રકારે સ્વરૂપના અનુભવ વિના જ્ઞાન-ચારિત્ર આદિ દ્રવ્યરૂપ જ છે. માટે સ્વાનુભવી થવું. સર્વત્ર ગુણ પરિણામમાં અનુભવથી આનંદ પ્રાપ્ત થાય છે. નહિ તો શબ્દના જ્ઞાન રહિત શબ્દ સાંભળવાની પેઠે નિરર્થકજ છે. સાંભળ્યું છે કે કોટિ કષ્ટ ક્રિયાઓ કરવા છતાં તત્વ પ્રાપ્તિ થતી નથી. કુલ બાલક આદિની પેઠે અનુભવ વિના પરિગ્રહના પ્રસંગો પ્રાપ્ત થયે વિષયનો સંગ ઉદ્ભવે છે, છતાં અંતર્મુહૂર્ત આત્માનુભવનો અભ્યાસ સાધવા

યોગ્ય ગણનાર રસિકજનો, અનુભવના આદરનો ઉપદેશ દે છે:– તત્ત્વસ્વરૂપને જાણનારાઓએ જેમ દિવસ અને રાત્રિની વચમાં સંધ્યા છે તેમ કેવળજ્ઞાન અને શ્રુતજ્ઞાનની વચમાં (મધ્યમાં) અનુભવ દીઠો છે. લાંબા કાળ સુધી શ્રુતજ્ઞાનના અભ્યાસના કાર્યરૂપ અને સમ્યક્દૃષ્ટિ ગુણસ્થાનક પ્રાપ્ત થયું ત્યારથી સાધ્યરૂપે લક્ષ રાખેલા કેવળજ્ઞાનના અસાધારણ કારણરૂપ અનુભવને અધ્યાત્મની એકતાના આનંદરૂપ ગણ્યો છે. કેવો અનુભવ? સકલ અસહાયી જ્ઞાનરૂપ સૂર્યના સારથી, અરૂણના ઉદય સમાન છે. પ્રથમ અરૂણોદય થાય છે પછી સૂર્યોદય થાય છે, તેમ અનુભવનો ઉદય પ્રથમ થાય છે પછી કેવળજ્ઞાન રવિનો ઉદય થાય છે. તેથી અનુભવપૂર્વક કેવળજ્ઞાન છે; ભાવનાજ્ઞાનની એકતારૂપ અનુભવ કર્તવ્ય છે. 'યોગદૃષ્ટિ સમુચ્ચય' માં કહ્યું છે 'मतिश्रुतोत्तरभावी केवलात्अव्यवहितपूर्वभावीप्रकाशोनुभवः।' મતિશ્રુતથી આગળનો અને અને કેવળજ્ઞાન થતા પહેલાંનો નજીકનો (આત્મ) પ્રકાશ તે અનુભવ છે. ૧

व्यापारः सर्वशास्त्राणां दिक्प्रदर्शन एव हि।
पारं तु प्रापयत्येकोऽनुभवो भववारिधेः ॥ २ ॥

**ભાષાર્થ:**—સઘળાં શાસ્ત્રોનો વ્યાપાર (ઉપાય–પ્રવર્તન) દિશા દેખાડવાનોજ છે; પરંતુ એક અનુભવ સંસાર–સમુદ્રનો પાર પમાડે છે.

**અનુવાદ:**—

શાસ્ત્ર બધાં દેખાડતાં, દિશા માર્ગની છેક;
ભવ જળ પાર પમાડતો, અનુભવ ઉપમ એક. ૨

**જ્ઞાનમંજરીઃ**—ચાર અનુયોગરૂપ સર્વ શાસ્ત્રોનો ઉદ્યમ એક-માર્ગ દેખાડવારૂપ છે. જેમ મુસાફરને માર્ગ દેખાડનાર માર્ગ દેખાડે છે, પણ જે ગામ જવું છે તે ગામ તો અનુકૂળતા પ્રમાણે ચાલવાથીજ પ્રાપ્ત થાય છે; તેમ શાસ્ત્રનો અભ્યાસ એ મોટો ઉદ્યમ છે, પોતાનું તત્ત્વ સાધવાનો વિધિ દેખાડનાર છે; પરંતુ ભવ-સમુદ્રનો પાર તો એક અનુભવ પમાડે છે, બીજો કોઈ નહિ. શ્રી સૂત્રકૃતાંગ આદિ શાસ્ત્રોમાં અધ્યાત્મભાવથી સિદ્ધિ બતાવી છે. તેથી સદ્‌ગુરુના ચરણ સેવકોએ આત્મસ્વરૂપના જ્ઞાનમાં તન્મયતા પ્રાપ્ત કરવા યોગ્ય છે. ૨

**अतीन्द्रियं परं ब्रह्म विशुद्धानुभवं विना ।**
**शास्त्रयुक्तिशतेनापि, न गम्यं यद्बुधा जगुः ॥ ३ ॥**

**ભાષાર્થઃ**—ઇન્દ્રિયોને અગોચર, સર્વ ઉપાધિથી રહિત શુદ્ધ બ્રહ્મ (આત્મા) વિશેષ શુદ્ધ અનુભવ વિના સેંકડો શાસ્ત્રની યુક્તિઓ વડે પણ સમજી શકાય તેમ નથી, એમ પંડિતો કહી ગયા છે.

**અનુવાદઃ**—

નહિ વિશુદ્ધ અનુભવ વિના, શુદ્ધ સ્વરૂપ પમાય;
અતીન્દ્રિય પરબ્રહ્મ શત-શાસ્ત્ર યુક્તિથી બાહ્ય. ૩

**જ્ઞાનમંજરીઃ**—પંડિતોએ આમ કહ્યું છે શું? શાસ્ત્રની સેંકડો યુક્તિઓથી પણ-અનેક આગમનાં રહસ્યોને જાણવા છતાં નિર્મળ અનુભવ વિના ઇન્દ્રિયજ્ઞાનથી અગોચર ઉત્કૃષ્ટ ચૈતન્ય સમજી શકાતું નથી. ઘટ-પટાદિ પદાર્થ સમૂહને સાધનારા શબ્દ સાધન વડે પોત પોતાના મતમાં માનેલા અર્થની

વ્યર્થ વિચારણાના વિકલ્પરૂપ શય્યામાં સૂતેલા જ્ઞાનીઓ નથી. સ્યાદ્વાદ અનેકાંત ધર્મના સ્થાનરૂપ અનંત પર્યાયોના ઉત્પાદ વ્યયરૂપ પરિણમન વડે વિસ્તારવાળા જણાતા, અમૂર્ત અખંડ જ્ઞાનાનંદ સ્વરૂપ આત્માનું જ્ઞાન તો તત્ત્વના અનુભવમાં લીન મહાપુરૂષોજ ભોગવી રહ્યા છે પણ વચન યુક્તિથી પ્રગટ કરેલા વાણી વિલાસમાં રમનારા તત્ત્વજ્ઞાનનો રસ ચાખી શકતા નથી. ૩

**ज्ञायेरन् हेतुवादेन, पदार्था यद्यतीन्द्रियाः ।**
**कालेनैतावता प्राज्ञैः कृतःस्यात्तेषु निश्चयः ॥ ४ ॥**

**ભાષાર્થ**:—જો ઇન્દ્રિયોથી અગોચર (અતીન્દ્રિય) ધર્માસ્તિકાય આદિ પદાર્થો યુક્તિશાસ્ત્રે કરીને હથેળીમાં રહેલા આમળાની પેઠે જાણી શકાય તેમ હોત તો પંડિતોએ અતીન્દ્રિયપદાર્થો વિષે સંદેહ રહિત અભ્રાન્ત જ્ઞાન (નિશ્ચય) આટલા કાળસુધીમાં કરી લીધું હોત. આત્મા પણ અતીન્દ્રિય પદાર્થ છે, તેના પર્યાય પણ અતીન્દ્રિય છે માટે તેના પ્રગટપણારૂપ નિયત મોક્ષ ઉપાયના જ્ઞાનને માટે સામર્થ્ય યોગરૂપ અનુભવ-પ્રમાણ અવશ્ય માનવું એવો ભાવાર્થ છે.

**અનુવાદ**:—

અતીન્દ્રિય પદાર્થ જો, શાસ્ત્ર-યુક્તિએ સાધ્ય;
કાળ આટલામાં થતે, પંડિતોને પ્રાપ્ય. ૪

**જ્ઞાનમંજરી**:—જો અતીન્દ્રિય પદાર્થો એટલે ધર્માસ્તિકાય આદિ ઇન્દ્રિયોને અગોચર પદાર્થો યુક્તિ પ્રમાણના સમૂહથી જાણી શકાય એમ હોત તો કલ્પનાથી અનુભવ થતા પહેલાં કેટલાય પંડિતોએ ધર્માસ્તિકાય આદિમાંના શુદ્ધ

આત્માનો નિશ્ચય આટલા કાળ સુધીમાં કરી લીધો હોત. માટે પર દ્રવ્યના વિચાર માટે જેટલો કાળ ગાળવામાં આવે છે તેટલોજ કાળ આત્મ સ્વરૂપના વિચાર માટે ગળાય તો સ્વદ્રવ્ય અને પર દ્રવ્ય બન્નેનું જ્ઞાન થાય છે. તેથી સજ્જનોએ પોતાના સ્વભાવની ભાવના વિષે મતિ કરવા યોગ્ય છે. તેમ કરવાથી સહજજ **"जे एगं जाणइ ते सव्वं जाणइ"** એકને જે જાણે છે તે સર્વને જાણે છે" એ વચન પ્રમાણે બોધ અને તેના ફળરૂપ ત્યાગ પરિણતિ થાય છે. ૪

**केषां न कल्पना-दर्वी, शास्त्रक्षीरान्नगाहिनी ।**
**विरलातद्रसास्वादविदोऽनुभव जिह्वया ॥ ४ ॥**

**ભાષાર્થ:**—કોની કલ્પનારૂપ ચાટૂડી (ચાટવો-કડછી) શાસ્ત્રરૂપ દૂધપાકમાં અવગાહનારી (ફરનારી) નથી? સર્વની કલ્પના શાસ્ત્રમાં રમે છે. પરંતુ તે શાસ્ત્રરૂપ ખીરનો રસ અનુભવરૂપ જીભે ચાખનાર શાસ્ત્ર રહસ્ય-ચર્વણાના જાણ થોડા હોય છે. તેથી શાસ્ત્ર-જ્ઞાન તે બાહ્ય, અને અનુભવ તે અંતરંગ એમ જાણો.

**અનુવાદ:**—

મતિ-કડછી કોની નહિ, રમે શાસ્ત્ર-ખીર માંય?
અનુભવ-જીભે વિરલા, રસ ચાખે છે ત્યાંય. ૫

**જ્ઞાનમંજરી:**—ક્યા પુરૂષોની મતિ પ્રવૃત્તિરૂપ કડછી (ચાટવી) શાસ્ત્રરૂપ ખીરમાં ફરતી નથી? બુદ્ધિ કલ્પનાથી શાસ્ત્ર સમજનારી મતિ ઘણાની હોય છે. પરંતુ અનુભવ જીભે શાસ્ત્રના રહસ્યનો સ્વાદ ગ્રહણ કરનાર થોડા હોય છે. ૫

**पश्यतु ब्रह्म निर्द्वंद्वं निर्द्वंद्वानुभवं विना ।**
**कथं लिपिमयी दृष्टिर्वाङ्मयी वा मनोमयी ॥ ६ ॥**

**ભાષાર્થ:**—દ્વંદ્વ રહિત આત્મસ્વરૂપને દ્વંદ્વ રહિત અપરોક્ષ અનુભવ વિના સંજ્ઞા અક્ષરમય, વ્યંજન–અક્ષરમય, અથવા લબ્ધિ–અક્ષરમય દૃષ્ટિ કેવી રીતે દેખે ? એટલે શાસ્ત્ર દૃષ્ટિએ બ્રહ્મ (આત્મસ્વરૂપ) ન જણાય; ચર્મ–ચક્ષુથી તો નજ જણાય; કેવળ (આત્માનુભવ) દૃષ્ટિએજ જણાય.

**અનુવાદ:**—

નિર્દ્વંદ્વ અનુભવ વિના, લિપિ, વચન, મન જાપ;
બાહ્ય દૃષ્ટિ શું દેખશે ? બ્રહ્મ નિર્દ્વંદ્વ આપ. ૬

**જ્ઞાનમંજરી:**—સંજ્ઞા-અક્ષરમયી (લિપિમયી), વ્યંજન–અક્ષરમયી (વાઙ્મયી) અથવા (મનો) યોગ પ્રવૃત્તિરૂપ દૃષ્ટિ, પર ઉપયોગે, શુદ્ધ અનુભવ વિના, શુદ્ધ જ્ઞાન વિના જ્ઞાનીઓ પરસંગથી રહિત નિર્મળ બ્રહ્મ (આત્મા)ને કેવી રીતે જુએ ? કર્મ ઉપાધિરૂપ બાહ્ય પ્રવૃત્તિ પર બ્રહ્મને ગ્રહણ કરે નહિ; અનુભવ–જ્ઞાનીજ શુદ્ધ આત્મસ્વરૂપને દેખે છે. ૬

**न सुषुप्तिरमोहत्वान्नापि च स्वापजागरौ ।**
**कल्पनाशिल्पविश्रान्तेस्तुर्यैवानुभवो दशा ॥ ७ ॥**

**ભાષાર્થ:**—અનુભવ સુષુપ્તિ દશા નથી કેમકે તે મોહ રહિત છે અને સુષુપ્તિ તો નિર્વિકલ્પ છે પણ મોહ સહિત છે; વળી અનુભવ સ્વપ્ન દશા કે જાગ્રત દશા નથી કારણ કે કલ્પનારૂપ શિલ્પ–કારીગરી ત્યાં વિરામ પામી ગઇ છે અને સ્વપ્ન–જાગ્રત દશા તો કલ્પના વાળી છે; તેથી અનુભવ તુર્યા–ચોથી દશાજ છે.

અનુવાદઃ—

મોહ રહિત, સુષુપ્તિ નહિ, તુર્યા અનુભવ ઓર;
જાગ્રત-સ્વપ્ને કલ્પના-કારીગરીનું જોર. ૭

**જ્ઞાનમંજરીઃ**—નયચક્રમાં ચાર દશાઓ કહી છે; મિથ્યાત્વીને "**शयनअवस्था;**" સમ્યક્દૃષ્ટિને '**जागरा;**' પ્રમત્ત અને અપ્રમત્ત મુનિ જનને તુર્યા અને ધ્યાનમાં રહેલાને '**उत्तरा**' અને સયોગી કેવલિને '**उत्तरोत्तरा**' વળી "**श्रीविंशतिका**" માં કહ્યું છે કે સુષુપ્તિ એટલે તીવ્ર નિદ્રામાં ઉંઘનાર જેવા અનુભવજ્ઞાની નથી. કેમ? મોહ રહિત છે તેથી; અનુભવી મોહ રહિત છે અને સુષુપ્તિમાં છે તે મોહમય છે." તેથી અનુભવજ્ઞાનીને સુષુપ્તિ અવસ્થા નથી. તત્ત્વના અનુભવીને સ્વપ્ન દશા તથા જાગર-દશા પણ નથી; આ બન્ને દશાઓ કલ્પના સહિત છે અને અનુભવમાં વિકલ્પરૂપ ચેતનાની કારીગરી-વિજ્ઞાનનો અભાવ છે. એ વિકલ્પ રહિત દશાના અનુભવમાં તુર્યાજ દશા કહેવાય છે. જો કે તુર્યા દશા સર્વત્ર હોય છે, તથાપિ યથાર્થ શ્રુતની ભાવનાવાળા જીવોને કેવળ જ્ઞાનના સર્વોત્તમ કારણરૂપ ઉપચારને લઇને અને સ્વરૂપ હોવાથી તુર્યાજ દશા કહી શકાય. સુષુપ્તિ જાગ્રત કે સ્વપ્ન દશાનો ત્યાં સંભવ નથી, તેથી અનુભવ સમાધિનું કારણ છે ૭

હવે સિદ્ધાન્તરૂપ કહે છેઃ—

**अधिगत्याखिलशब्द-ब्रह्म-शास्त्रदृशा मुनिः।**
**स्वसंवेद्यं परं ब्रह्मानुभवेनाधिगच्छति ॥ ८ ॥**

**ભાષાર્થ:**—શાસ્ત્રદૃષ્ટિથી સઘળું શબ્દબ્રહ્મ જાણીને, મુનિ અનુભવ વડે અન્ય-નિરપેક્ષ, સ્વપ્રકાશ પરમ બ્રહ્મને જાણે છે.

**અનુવાદ:**—

શબ્દ-બ્રહ્મ મુનિ જાણીને, શાસ્ત્રદૃષ્ટિએ સર્વ:
સ્વસંવેદ્ય પર બ્રહ્મને, અનુભવતા ગતગર્વ. ૮

**જ્ઞાનમંજરી:**—પૂર્વ પૂર્વ સેવનાનાં સ્થાનમાં શાસ્ત્ર ગ્રહણ બુદ્ધિથી સમસ્ત ષટ્ભાષા વાઙ્મય (શાસ્ત્રો)ને જાણીને પછી મુનિ સ્વરૂપ-ગ્રાહક દૃષ્ટિએ જ્ઞાનથી અનુભવવા યોગ્ય શુદ્ધ આત્મસ્વરૂપને પામે છે. આગમમાં કહ્યું છે:—

"**ससमयं जाणेइ, पर समयं जाणेइ, ससमयं परसमयं-जाणित्ता अप्पाणं भावित्ता भवई ॥**"

પોતાના મતનાં શાસ્ત્રો જાણે પરમતનાં શાસ્ત્ર જાણે, સ્વશાસ્ત્ર-પરશાસ્ત્રને જાણીને આત્માને ભાવનાર બને. તેથી એ પ્રકારે આગમના અભ્યાસમાં કુશળ બુદ્ધિવાળો તત્ત્વજ્ઞાનના અનુભવ વડે આત્મસ્વરૂપને પામે છે. તેથી અનુભવનો અભ્યાસ કરવા યોગ્ય છે. ૮

## ૨૭. યોગ-અષ્ટક.

**मोक्षेण योजनाद्योगः सर्वोऽप्याचार इष्यते ।**
**विशेषस्थानवर्णार्था-लम्बनैकाग्र्यगोचरः ॥ १ ॥**

**ભાષાર્થ:**—મોક્ષ સાથે આત્માને યોજવાથી 'યોગ' શબ્દ સાર્થક છે; આચાર પણ તેને લઇને યોગરૂપે ઈષ્ટ છે

(કહેવાય છે). વિશેષપણે મુદ્રા (સ્થાન), અક્ષર (વર્ણ), અક્ષરનો વાચ્ય (અર્થ) કાયોત્સર્ગ આદિનું આલંબન અને સિદ્ધસ્મરણ એ ૫(ઐકાગ્ર્ય) સંબંધી આચાર તે યોગ કહિએ.

અનુવાદ;—

જે જે આચાર યોજતા, મોક્ષ પ્રતિ તે યોગ;
આલંબન, એકાગ્રતા, સ્થાપન, વર્ણ, પ્રયોગ. ૧

**જ્ઞાનમંજરી:**—મિથ્યાત્વ આદિ કારણો સહિત મન, વચન, કાય એ ત્રણ કર્મવૃદ્ધિનાં કારણ હોવાથી તેને યોગ-રૂપે અહિં ગ્રહણ ન કરવાં. પરંતુ મોક્ષ સાધવાના કારણરૂપ શુદ્ધ આત્માની ભાવનાવાળા ચૈતન્યનાં વીર્ય પરિણામનું સાધક કારણરૂપે પ્રવર્તન યોગરૂપે ગ્રહણ કરવું. તે દ્રવ્ય અને ભાવ-રૂપ ભેદવાળું અને બાહ્યઆચારની વિશુદ્ધિપૂર્વક અભ્યંતર આચારની વિશુદ્ધિરૂપ છે. સકળ કર્મના ક્ષયરૂપ મોક્ષ સાથે યોજે (જોડે) તે યોગ કહેવાય છે. જિન શાસનમાં કહેલ ચરણ-સિત્તેરી અને કરણ સિત્તેરીરૂપ સર્વ આચાર મોક્ષના ઉપાય હોવાથી યોગરૂપ ગણાય છે. ત્યાં વિશેષરૂપે, ૧ સ્થાન, ૨ વર્ણ, ૩ અર્થ, ૪ આલંબન અને ૫ એકાગ્રતા એમ પાંચ પ્રકારનો યોગ મોક્ષના ઉપાયનાં કારણો માન્યાં છે. અનાદિ પરભાવમાં આસક્ત ભવપરિભ્રમણના આગ્રહથી પુદ્ગલના ભોગમાં મગ્ન થયેલા જીવોને મોક્ષના ઉપાયરૂપ યોગ પ્રાપ્ત થતો નથી. કહેવાનો એ અભિપ્રાય છે કે-મોક્ષ એ આપણું ધ્યેય (સાધ્ય) છે. સદ્‌ગુરુના વચનનું સ્મરણ, તત્ત્વ જિજ્ઞાસા આદિ યોગથી નિર્મળ, નિઃસંગ, પરમાનંદમય સ્વરૂપની સ્મૃત્તિ કરી તેની કથા શ્રવણમાં પ્રીતિ આદિ કરે છે, તે

પરંપરાએ સિદ્ધ યોગી થાય છે. મરૂદેવા માતાની પેઠે સર્વને અલ્પ પ્રયાસે સિદ્ધિ થતી નથી. તેમને તો અલ્પ અશાતનારૂપ દોષના કારણે નિષ્પ્રયાસ (અપ્રયત્ને) સિદ્ધિ થઇ; અન્ય જીવોનાં લાંબા કાળની આશાતનાથી બંધાયેલાં ગાઢ કર્મો તો સ્થાન આદિ ક્રમથી દૂર થતાં સિદ્ધિ સંભવે છે. ૧

**कर्मयोगं द्वयं तत्र ज्ञानयोगं त्रयं विदुः ।**
**विरतेष्वेष नियमाद्बीजमात्रं परेष्वपि ॥ २ ॥**

**ભાષાર્થ:**—તે પાંચ યોગમાં બે કર્મ (ક્રિયા) યોગ છે અને ત્રણ જ્ઞાન (રૂપ) યોગ છે એમ જ્ઞાની જાણે છે એ પાંચ પ્રકારે યોગ નિશ્ચયથી વિરતિવાળાને (ત્યાગીને) હોય છે; બીજા માર્ગાનુસારી આદિમાં માત્ર બીજરૂપ હોય છે.

**અનુવાદ:**—

કર્મ યોગ બે પાંચમાં, જ્ઞાનયોગ ત્રણ જાણ;
વિરતિમાં નિયમા બધા, બીજામાં બીજ પ્રમાણ. ૨

**જ્ઞાનમંજરી:**—મોક્ષસાધનમાં બે યોગ ક્રિયા–આચરણ રૂપ કહ્યા છે; ત્યાં સ્થાપન સ્વરૂપ કાયોત્સર્ગઆદિ જૈન આગમમાં કહેલી ક્રિયા કરવામાં કર–ચરણ વડે થતાં આસન–મુદ્રારૂપ જાણો. ‘ યોગ–વિંશતિકા ’ માં કહ્યું છે:—

**“ ठाणवन्नत्थालंबण रहिओ तं तंमि पंचहा एसो ।**
**दुगमित्थ कम्मयोगो, तहा (तिगं) नाण योगाय ॥ ”**

**ભાવાર્થ:**—સ્થાન, વર્ણ, અર્થ, આલંબન અને એકાગ્રતા પાંચ ભેદોમાંથી બે કર્મયોગ છે અને ત્રણ જ્ઞાન યોગ છે.

આ પાંચ પ્રકારના યોગ મહાવ્રતી કે અણુવ્રતી (સર્વસંગ પરિત્યાગી કે એક દેશત્યાગી) માં અવશ્ય હોય છે પાંચે યોગ ચપળપણાને રોકનાર છે તેથી યોગવાળા થવા યોગ્ય છે. માર્ગાનુસારી આદિમાં બીજ માત્ર (કિંચિત્ માત્ર) હોય છે. 'વિંશતિકા' માં કહ્યું છે:—

**"देसे सव्वे य तहा नियमेग सो चरित्तिणो होइ।**
**इयरस्य बीयमित्तं इति चिअ केइ इच्छंति॥"**

**ભાવાર્થ:**—દેશથી (અંશે) કે સર્વપણે ચારિત્રધારીને નિયમથી પાંચે યોગ હોય છે; અન્ય ને બીજમાત્ર હોય છે એમ કેટલાક આચાર્યો શ્રુતજ્ઞાનીઓ માને છે ૨

**कृपानिर्वेदसंवेग-प्रशमोत्पत्तिकारिणः।**
**भेदाः प्रत्येकमत्रेच्छा-प्रवृत्तिस्थिरसिद्धयः॥ ३॥**

**ભાષાર્થ:**—કૃપા (અનુકંપા) નિર્વેદ (ભવત્રાસ) સંવેગ (મોક્ષેચ્છા કે મુમુક્ષુતા) અને પ્રશમ (ઉપશમ) એ યોગની ઉત્પત્તિના કરનાર કારણોરૂપ છે; ઈચ્છા, પ્રવૃત્તિ, સ્થિર અને સિદ્ધિ એવા ચાર ભેદો પ્રત્યેક યોગના છે એટલે પાંચ યોગને ચાર ગુણા કરતાં વીસ ભેદ થાય.

અનુવાદ:—

શમ, સંવેગ, નિર્વેદ ને, કૃપા યોગનાં મૂળ;
ઈચ્છા, પ્રવૃત્તિ, સિદ્ધિ, સ્થિર, વિશેષ ભેદ અનુકૂળ. ૩

**જ્ઞાનમંજરી:**—૧ દુઃખિયાને દુઃખથી મુકાવવારૂપ અનુકંપા (કૃપા), દયાભીનાં પરિણામ, ૨ ચાર ગતિમાં રઝળાવનાર પરિણામરૂપ ભવનો ત્રાસ (નિર્વેદ), ૩ મોક્ષની

અભિલાષા (સંવેગ) ૪ કષાયનો અભાવ (પ્રશમ) એ પરિણામો મોક્ષના ઉપાયરૂપ યોગની ઉત્પત્તિ કરનારાં છે. આવા પરિણામે પરિણમેલા સંસારથી ભય પામેલા, શુદ્ધ આત્માના સ્વાદને ઈચ્છનાર યોગ સાધના કરી શકે છે. યોગ પંચકમાંના દરેક યોગના ચાર ચાર ભેદ છે. ૧ ઇચ્છા, ૨ પ્રવૃત્તિ, ૩ સ્થિરતા અને ૪ સિદ્ધિ. 'વિંશતિકા'માં કહ્યું છે:—

" **इक्किक्को य चउद्धा, इत्थं पुण तत्तओ मुणेयव्वो।**
**इच्छापवित्तिथिरसिद्धिभेयओ समयनीइए ॥ ४ ॥**

**ભાવાર્થ:**—પાંચ યોગમાંના એક એક ભેદના ચાર ચાર ભેદોછે, તે આ પ્રકારે. ૧ ઈચ્છા ૨ પ્રવૃત્તિ ૩ સ્થિર અને ૪ સિદ્ધિ, એમ શાસ્ત્રમાં કહ્યું છે. ૩

**इच्छा तद्वत्कथाप्रीतिः प्रवृत्तिः पालनं परं।**
**स्थैर्यं बाधकभीहानिः सिद्धिरन्यार्थसाधनम् ॥ ४ ॥**

**ભાષાર્થ:**—તે યોગવંતની કથા (વાર્તા) સાંભળતાં પ્રીતિ ઉપજે તે ઈચ્છા યોગ, યત્ના અતિશય શુભ ઉપાયથી પાળવું તે પ્રવૃત્તિયોગ, અતિચારના ભયની હાનિ એટલે જ્યાં અતિચાર લાગેજ નહિ તે સ્થિર યોગ; અને તેના સંગે વૈરત્યાગ આદિ પદાર્થનું સાધન થાય તે સિદ્ધિયોગ.

**અનુવાદ:**—

ઈચ્છા, યોગી–કથા–પ્રીતિ, પ્રવૃત્તિ પાલનસાર;
સ્થિર, અતિચાર ન લાગતાં, સિદ્ધિ પર સાધન ધાર. ૪

**જ્ઞાનમંજરી:**—યોગપંચક જેનામાં હોય એવા મુનિ-ઓની કથાઓમાં, તેમના ગુણ ગાવામાં પ્રીતિ તે ઈચ્છા કે

સાધક ભાવની અભિલાષા છે. હરિભદ્ર પૂજ્યે યોગ વિંશતિકામાં કહ્યું છે:—

**तज्जुत्तकहापीईइ संगया विपरिणामिणी इच्छा ।**
**सव्वत्थुवसमसारं, तप्पालणमो पवित्ती उ ॥ ५ ॥**

**तहचेव एयबाहग-चिंतारहियं थिरत्तणं नेयं ।**
**सव्वं परत्थ साहग-रूवं पुण होइ सिद्धि त्ति ॥ ६ ॥**

**ભાવાર્થ:**—જે દશામાં સ્થાન આદિ યોગવાળાની કથા સાંભળીને પ્રીતિ થાય છે, અને જેમાં વિધિપૂર્વક અનુષ્ઠાન કરવાવાળા પ્રત્યે બહુમાનપૂર્વક ઉલ્લાસભર્યાં, વિવિધ પ્રકારનાં સુંદર પરિણામ અર્થાત્ ભાવ ઉત્પન્ન થાય છે તે યોગની દશા ઈચ્છાયોગ છે. જેમાં સર્વ અવસ્થામાં ઉપશમ ભાવપૂર્વક સ્થાન આદિ યોગનું પાલન હોય છે તે પ્રવૃત્તિ યોગ કહેવાય છે.

જે ઉપશમ પ્રધાન સ્થાન આદિ યોગના પાલનમાં અર્થાત પ્રવૃત્તિમાં યોગના બાધક કારણોની ચિંતા ન હોય તે સ્થિરતા યોગ છે. સ્થાન આદિ સર્વ અનુષ્ઠાન બીજાઓને પણ હિત સાધક થાય છે ત્યારે તે સિદ્ધિયોગ છે.

જ્યાં સુધી ધ્યાનમાં એકતા ન થાય ત્યાં સુધી ન્યાસ, મુદ્રા, વર્ણશુદ્ધિપૂર્વક આવશ્યક, ચૈત્યવંદન, પ્રત્યુપેક્ષણ (પલેવણ )આદિ ઉપયોગ અને યોગની ચપળતા ટાળવા અવશ્ય કરવા યોગ્ય છે, સર્વ જીવને મહાહિતનું કારણ છે, તેથી સ્થાન,વર્ણના ક્રમે તત્ત્વપ્રાપ્તિ થાય છે.

**अर्थालम्बनयोश्चैत्य-वंदनादौ विभावनम् ।**
**श्रेयसे योगिनः स्थानवर्णयोर्यत्न एव च ॥ ५ ॥**

**ભાષાર્થ:**—અર્થ અને આલંબન એ બે યોગનું ચૈત્ય વંદનાદિ ક્રિયામાં પુનઃ પુનઃ સ્મરણ કરવું. યોગીના હિતને અર્થે છે અને સ્થાન અને વર્ણ એ બે યોગનો ઉદ્યમજ હિતકારી છે.

**અનુવાદ:**—

ચૈત્ય વંદનાદિ વિષે, અર્થાલંબન ભાવ;
સ્થાન-વર્ણમાં યત્ન જે, યોગી-હિતનો દાવ. ૫

**જ્ઞાનમંજરી:**—વાક્યનો ભાવાર્થ તે અર્થ, અને વચનથી જણાવવા યોગ્ય અર્હત્સ્વરૂપ નામના પદાર્થમાં ઉપયોગની એકતા તે આલંબન; એમ અર્થ અને આલંબન બન્નેમાં ચૈત્ય વંદન (અર્હતના વંદન) આદિ અધિકારનું સ્મરણ કરવું તે કલ્યાણકારી છે; વળી વંદનક, કાયોત્સર્ગમાં શરીરનાં અવસ્થાન આસન મુદ્રાદિ અને વર્ણ તે અક્ષરાદિની શુદ્ધિનો યત્ન કલ્યાણકારી છે. 'આવશ્યક'માં કહ્યું છે કે:—

**जंवाइद्धं, वच्चामेलियं हीणक्खरं, अच्चक्खरं, पयहीणं, विणयहीणं, जोगहीणं, घोसहीणं, सुट्ठु दिन्नं, दुट्ठु पडिच्छियं, अकाले कओ सज्झाओ तस्स मिच्छामि दुक्कडं।"**

**ભાવાર્થ:**—એક અર્થવાળા જુદાજુદા સૂત્રપાઠોને એક ઠેકાણે ભેળવીને ઉચ્ચારવા તે, હીણ અક્ષર બોલવા તે, અધિક અક્ષર બોલવા તે, પદ રહિત, વિનય રહિત, યોગ (ચિત્તની એકાગ્રતા) રહિત, સ્પષ્ટ સ્વર રહિત બોલવા તે, પાત્રોને (જ્ઞાન) ન આપવું તે, અપાત્રને આપવું તે, અને અકાળે સઝ્ઝાય કરવી તે અજ્ઞાન સંબંધી જે દોષ લાગ્યા હોય

તે સર્વે દુષ્કૃત મિથ્યા થાઓ. તેથી દ્રવ્ય, ક્ષેત્ર, કાલની વિશુદ્ધિ એ ભાવ સાધનની સિદ્ધિછે. માટે દ્રવ્યક્રિયા હિતરૂપ છે. ૫

**आलंबनमिह ज्ञेयं, द्विविधं रूप्यरूपि च।**
**अरूपिगुणसायुज्य-योगोऽनालंबनः परः ॥ ६ ॥**

**ભાષાર્થ:**—અહિ આલંબન બે પ્રકારે જાણવું એક રૂપી બીજું અરૂપી; સિદ્ધ સ્વરૂપનું તાદાત્મ્ય તે યોગ આલંબન નામે ઈષદ્ (અલ્પ) અવલંબન માત્ર તે અનાલંબન કહિએ. નિરાલંબન યોગ તે ધારાવાહી પ્રશાંત વાહિતા સ્વરસથીજ તે ચિત્ત સદૃશધારાએ પ્રવર્તે છે એમ જાણવું.

**અનુવાદ:**—

રૂપી, અરૂપી એમ બે, આલંબનના ભેદ;
અરૂપી ગણ તાદાત્મ્યતા, ઉત્તમ યોગ અભેદ. ૬

**જ્ઞાનમંજરી:**—અહિં એટલે જિનમાર્ગમાં બે પ્રકારે આલંબન જાણવું. એક રૂપી અને બીજું અરૂપી. ત્યાં રૂપી આલંબન-જિનમુદ્રાઆદિક પિંડસ્થ, પદસ્થ પર્યંત જ્યાંસુધી અર્હંતની અવસ્થાનું આલંબન છે ત્યાંસુધી કારણ આલંબન, શરીર અતિશયો સહિત રૂપીનું અવલંબન છે. ત્યાં અનાદિ પરભાવ-શરીર, ધન, સ્વજનનું અવલંબન લેનાર, પરમાં પરિણમેલો જીવ વિશ્વના ઐશ્વર્ય આદિ અર્થે તીર્થંકર આદિનું અવલંબન લે તે પણ સંસારનું કારણ છે. તેમજ જે સ્વરૂપના આનંદનો પિપાસુ (તરસ્યો) સ્વરૂપની સાધનાના પ્રથમ કારણ-રૂપ વીતરાગ આદિ ગુણોના સમૂહ વડે જિનેશ્વરનું અવલંબન લે છે તે જ્યાંસુધી મુદ્રાઆદિનું અવલંબન લે છે ત્યાંસુધી

રૂપીના અવલંબનવાળો છે. તેજ જ્યારે અર્હંત કે સિદ્ધના સ્વરૂપનું એટલે જ્ઞાન-દર્શન-ચારિત્ર આદિ અનંત પર્યાયથી વિશુદ્ધ શુદ્ધ અધ્યાત્મ ધર્મનું અવલંબન લે છે, ત્યારે તે અરૂપી આલંબનવાળો કહેવાય છે. અહિં ભાવના કરવા યોગ્ય છે કે-અનાદિથી જીવ મૂર્ત પુદ્ગલના સ્કંધોના અવલંબનવાળો છે, તે પ્રથમથીજ અમૂર્ત આનંદરૂપ એવા સ્વરૂપનું અવલંબન કેવી રીતે લઈ શકે? તેથી અતિશય સહિત વીતરાગ મુદ્રા આદિ પર મૂર્તનું અવલંબન લઈ વિષય કષાયની વૃદ્ધિ કરનાર સ્રી, ધન આદિ અવલંબનને તજે છે. તે એક પરાવૃત્તિ છે. વળી તેજ અતિશય આદિરૂપ મૂર્તનું અવલંબન લેનાર વિચારે છે કે હુંતો અમૂર્તભાવનો રસિયો ઉપયોગવાળો છું આજ સુધી તે અતિશય મુદ્રા આદિ અર્હંતના સંબંધમાં છે તથાપિ તે કર્મના ઉદયને લઈને છે; તે મારા આલંબનરૂપ નથી; એમ ગુણોનું આલંબન લેનાર મૂર્ત પદાર્થોને રસિકપણે ગ્રહણ કરતો નથી, અપેક્ષા સહિત પરરૂપે જુએ છે; એ બીજી પરાવૃત્તિ છે. એ પ્રકારે અમૂર્ત આત્મગુણનો તે રસિક થાય છે તેથી પરમેષ્ઠિ સ્વરૂપના કારણ વડે નિર્ણય કરી પોતાના અસંખ્ય પ્રદેશે વ્યાપ્ય વ્યાપક ભાવે રહેલા નિરંતર દ્રવ્યાસ્તિક, પર્યાયાસ્તિકરૂપ અનંત સ્વભાવને નિર્મળ, અમૂર્ત, આનંદમય, એવા ધ્યેયરૂપે અવલંબે છે; એ ત્રીજી પરાવૃત્તિ છે એમ સાધન-પદ્ધતિ છે. સર્વેને એ સ્વરૂપના સાધનરૂપે અરૂપીગુણો, સિદ્ધના ગુણો છે તેની ભાવના, તેની સાયુજ્યતા કે તન્મયતા છે તે આત્મ ઉપયોગને યોજવારૂપ યોગ છે. તેમાં કંઈક અવલંબન શ્રુતઆદિનું છે તથાપિ અનાલંબનરૂપ

ઉત્કૃષ્ટ યોગજ ગણાય છે. નિરાલંબન યોગથી ધારાવાહી (નિરં-તર=અતુટ) પ્રશાંત-વાહિતારૂપ ચિત્ત પોતાના રસના આસ્વાદમાંજ મન સહજ ધારામાં વર્તે છે; તેમાં પ્રયત્ન કરવો પડતો નથી. 'વિંશતિકા' માં કહ્યું છે:—

"आलंबणं पि एयं रुवमरुवो य इत्थ परमुत्ति।
तग्गुणपरिणइरूवो, सुहुमोऽआलंबणो नाम ॥"

**ભાવાર્થ:**—આલંબન પણ રૂપી અને અરૂપી એમ બે પ્રકારે છે. પરમ એટલે મુક્તાત્માજ અરૂપી આલંબન છે. તે અરૂપી આલંબનના ગુણોની ભાવનારૂપ જે ધ્યાન છે તે સૂક્ષ્મ એટલે અતીન્દ્રિય વિષયક હોવાથી અનાલંબન યોગ કહેવાય છે.

એકાગ્ર યોગનું જ બીજું નામ અનાલંબન યોગ છે. એમ સ્થાનઆદિ પાંચ યોગ ઈચ્છા આદિ ચાર ભેદે ગુણતાં વીસ થાય છે તે દરેકના ચાર ચાર ભેદો અનુષ્ઠાન ચતુષ્ક (પ્રીતિ, ભક્તિ, વચન અને અસંગ) રૂપે ગણુતાં ૮૦ એંશી ભેદો થાય છે. તે અનુષ્ઠાનનું સ્વરૂપ જણાવવા ઉપદેશ કરે છે:—

प्रीति भक्तिवचोऽसङ्गैः स्थानाद्यपि चतुर्विधम्।
तस्मादयोगयोगाप्तेर्मोक्षयोगः क्रमाद्भवेत् ॥ ७ ॥

**ભાષાર્થ:**—પ્રીતિ, ભક્તિ વચન અને અસંગ ભેદે સ્થાનાદિક વીસ ભેદ પણ ચાર ચાર પ્રકારના છે; તે સકળ યોગથી અયોગ કે શૈલેશી નામના યોગની પ્રાપ્તિ થાય છે તેથી મોક્ષયોગ અનુક્રમે થાય છે; षोडशक માં કહ્યું છે:—

૧ પ્રીતિ-લક્ષણ:—

यत्रादरोऽस्ति परमः, प्रीतिश्च हितोदयाद् भवति कर्तुः
शेषत्यागेन करोति यत्तुतत्प्रीत्यनुष्ठानम् ॥ १ ॥

૨ ભક્તિ-લક્ષણ—

गौरवविशेषयोगाद् बुद्धिमतो यद्विशुद्धतरयोगं ।
क्रिययेतरतुल्यमपि ज्ञेयं तद्भक्त्यनुष्ठानम् ॥ २ ॥
अत्यंत वल्लभा खलु पत्नी तद्वद्धिता जननीति ।
तुल्यमपि कृत्यमनयोर्ज्ञातं स्यात्प्रीतिभक्तिगतम् ॥ ३ ॥

૩ વચન લક્ષણ:—

वचनात्मिका प्रवृत्तिः सर्वत्रौचित्ययोगतो या तु ।
वचनानुष्ठानमिदं चारित्रवतो नियोगेन ॥ ४ ॥

૪ અસંગ-લક્ષણ:—

यत्त्वभ्यासातिशयात्सात्मीभूतमिवचेष्टते सद्भिः ।
तदसंगानुष्ठानं भवति त्वेतत्तदावेधात् ॥ ५ ॥
चक्रभ्रमणं दंडात्तदभावे चैव यत्परं भवति ।
वचनासंगानुष्ठानयोस्तुतद् ज्ञापकं ज्ञेयम् ॥ ६ ॥
अभ्युदयफले चाद्ये निःश्रेयससाधने तथा चरमे ।
एतदनुष्ठानानां विज्ञेये इह गतापाये ॥ ७ ॥

**ભાવાર્થ**:—(૧) પ્રીતિ-લક્ષણ: હિતના ઉદયે કર્તાને જ્યાં પરમ આદરરૂપ પ્રીતિ થાય અને બાકી બીજે બધેથી પ્રીતિ ઉઠી તે પ્રત્યે જે વર્તન થાય તે પ્રીતિ-અનુષ્ઠાન જાણવું. ૧

(૨) ભક્તિ-લક્ષણ: વિશેષ ગૌરવ (મહત્તા) ના યોગે બુદ્ધિમાનનો વધારે વિશુદ્ધયોગ પ્રીતિ અનુષ્ઠાન જેવોજ થતો હોવા છતાં તે ભક્તિ અનુષ્ઠાન કહેવાય છે. ૨

પત્ની અત્યંત પ્રિય ખરેખર છે, તેજ પ્રમાણે માતા હિત કરનાર છે, બન્ને પ્રત્યે કાર્ય સરખું છે તોપણ બન્ને પ્રકારમાં ભેદ છે, તેમ પ્રીતિ અને ભક્તિમાં પ્રેમનો ભેદ જાણવો. ૩

(૩) વચન–લક્ષણ:—સર્વજ્ઞે ઉચિત ગણેલા યોગ વડે જે વચનરૂપ પ્રવૃત્તિ અનુષ્ઠાન છે તે નિયમથી ચારિત્ર-વંત સાધુને હોય છે. ૪

(૪) અસંગ–લક્ષણ: અત્યંત અભ્યાસથી ચંદન ગંધ સમાન એકમેકરૂપ જે સત્પુરૂષો વડે ચેષ્ટા થાય છે તે અસંગ–અનુષ્ઠાન છે. તે આ પ્રકારની હોય છે:— ૫

દંડ વડે ચક્ર ફેરવાય છે, દંડ લઇ લીધા પછી પણ ચક્ર ફરતુંજ રહે છે: એ બન્ને અવસ્થાઓ વચન અને અસંગ અનુષ્ઠાનનાં દષ્ટાંતો છે. ૬

આ ચાર અનુષ્ઠાનમાંથી પ્રથમનાં બે પુણ્યનાં કારણ છે અને છેલ્લાં બે મોક્ષનાં સાધનો છે, એમ એ અનુષ્ઠાનો નિર્દોષ છે એમ જાણવું.

અનુવાદ:—

વચન, પ્રીતિ, ભક્તિ, અસંગ–સ્થાનાદિકના ભેદ;
અયોગી યોગ પામી ક્રમે, વરે મોક્ષ વણ ખેદ. ૭

**જ્ઞાનમંજરી**:—સ્થાનઆદિ યોગ ઉપર વીસ જણાવ્યા હતા તેના પ્રીતિ, ભક્તિ, વચન અને અસંગ એ ચાર ભેદ વડે વિચારતાં એંશી ૮૦ ભેદો થાય છે. યોગના ક્રમે અયોગી નામના યોગની પ્રાપ્તિ થાય છે. અયોગી યોગ એટલે શૈલેશી કરણ વા સર્વ યોગની ચંચળાથી રહિત યોગ, તે પ્રાપ્ત ક્રમે કરીને વળી સર્વકર્મના અભાવરૂપ, આત્માની તન્મય અવસ્થા સ્વરૂપ મોક્ષનો સંયોગ પ્રાપ્ત થાય છે. એમ ક્રમે યોગસાધનામાં પ્રીતિમાન્ સર્વ યોગને રોધીને અયોગી થાય છે. ૭

**स्थानाद्ययोगिनस्तीर्थोच्छेद्याद्यालम्बनादपि ।**
**सूत्रदाने महादोष इत्याचार्याः प्रचक्षते ॥ ८ ॥**

**ભાષાર્થ**:—સ્થાન આદિ બીજા યોગ રહિત હોય તેને તીર્થનું ઉચ્છેદન થશે ઇત્યાદિ કારણે પેણુ જેવા તેવાને સૂત્ર ન ભણાવવાં. ચૈત્યવંદન આદિ સૂત્ર જેવા તેવાને ભણાવવામાં સૂત્ર–આશાતનારૂપ મહા દોષ છે એમ હરિભદ્રઆદિ સૂરિ કહે છે. ' **विंशतिका** ' માં કહ્યું છે કેઃ—

**तित्थस्सुच्छेयाइवि नालंबण जं स सम एमेव ।**
**सुत्तकिरियाइनासो एसो असमंजस विहाणो ॥ १ ॥**

**ભાવાર્થ**:—અવિધિ અનુષ્ઠાનની પુષ્ટિમાં તીર્થનો ઉચ્છેદ થશે એમ કહેવું ઠીક નથી કારણ કે અવિધિ ચાલુ રાખવાથી અસમંજસ અર્થાત્ શાસ્ત્ર વિરૂદ્ધ વિધાન ચાલુ રહે છે. જેથી શાસ્રોક્ત ક્રિયાનો લોપ થાય છે તે લોપજ તીર્થનો ઉચ્છેદ છે.

**અનુવાદ**:—

સ્થાનાદિ યોગ્યતા વિના, સૂત્રદાન મહાદોષ;
ધર્મ ટકે એ કલ્પના, નિષેધી સૂરિ ગતદોષ. ૮

**જ્ઞાનમંજરી**:—સ્થાપનાદિ પ્રવૃત્તિરૂપ રહિત હોય તેને સૂત્ર આપવામાં મહાદોષ છે એમ હરિભદ્રાદિ આચાર્યો કહે છે. શાથી? તીર્થનો નાશ થશે એવા કારણે નાસ્તિકને સૂત્ર શીખવતાં કદાચિત્ કુપ્રરૂપણા કરવાથી તીર્થનો નાશ થાય છે, **विंशतिका** માં કહ્યું છે કેઃ-

**मुत्तुण लोगसन्नं उड्ढूणय साहूसमयसब्भावं ।**
**सम्मं पयट्टियव्वं, बुहेण मइ निउण बुद्धीए ॥ २ ॥**

**ભાવાર્થ:**—લોક સંજ્ઞાને ત્યાગીને અને શાસ્ત્રના શુદ્ધ રહસ્યને સમજીને વિચારશીલ મનુષ્યોએ અત્યંત સૂક્ષ્મ બુદ્ધિ-વડે શુદ્ધ પ્રવૃત્તિ કરવી જોઇએ.

એમ પ્રથમ સ્થાનાદિ દ્વારા વિશુદ્ધિ કરીને, ઈચ્છાદિ ભેદે પરિણમી, ક્રમથી સ્વરૂપના આલંબન આદિનું ગ્રહણ કરીને પ્રીતિ આદિ અનુષ્ઠાન વડે અસંગ અનુષ્ઠાન પ્રાપ્ત કરી, સર્વજ્ઞ થઈ, અયોગી થઈ આ જીવ સિદ્ધ થાય છે માટે ક્રમ પૂર્વક આરાધના કલ્યાણકારી છે. ૮

---

## ૨૮. નિયાગ-અષ્ટક.

**यः कर्म हुतवान् दीप्ते ब्रह्माग्नौ ध्यान-ध्याय्य या।**
**स निश्चतेन यागेन नियाग प्रतिपत्तिमान् ॥ १ ॥**

**ભાવાર્થ:**—જે મુનિ ધ્યાનરૂપ ઇંધન વડે જ્વળતા બ્રહ્મરૂપ અગ્નિમાં કર્મને હોમે છે, તે નિર્ધારિત ભાવરૂપ યજ્ઞને લઈને નિયાગ (યજ્ઞ) ના જાણકાર કહેવાય છે. દ્રવ્ય યજ્ઞ તે યાગ અને બ્રહ્મયજ્ઞ તે નિયાગ

**અનુવાદ:**—

ધ્યાન ઇંધને દીપતા બ્રહ્મ-અગ્નિમાં કર્મ;
હોમે તે હોમને જાણે, નિશ્ચય યાગરૂપ ધર્મ ૧

**જ્ઞાનમંજરી:**—નિયાગ એટલે કર્મનું બાળવું. ત્યાં નિ= નિશ્ચયથી અને યાગ= યજ્ઞ, હોમવું કહ્યું છે કે:-

सुसंवुडा पंचहिं संवरेहिं, इह जीवियं अणवकंखमाणा ।
वोसट्ठकाया सुइचत्तदेहा, महाजयं जयति जन्नसेट्ठं ॥१॥
के ते जोइ केव ते जोइठाणा, का ते सुया किं च ते कारसंगं ।
पहायते कयरा संति भिक्खू कयरेण होमेण हुणासिजोइं ॥२॥
तवो जोई जीओ जोइठाणं जोगासु आसरीरं करीसंगं ।
कम्मंएहा संजमजोगसंतिहोमहुणामिइसिगं पसत्थं ॥३॥

ઉત્તરાધ્યયન ૧૨, ૪૨, ૪૩, ૪૪.

**ભાષાર્થ**.—"પાંચ ઇન્દ્રિયોનું નિયમન કરનારા, જીવિતની પણ પરવા નહિ કરનારા અને કાયાની આસક્તિથી રહિત એવા મહા પુરૂષો; બહારની (શરીરની) શુદ્ધિની દરકાર ન કરતાં ઉત્તમ અને મહાવિજયી ભાવ યજ્ઞનેજ આદરે છે. ૧

તમારૂં જ્યોતિ શું ? અને જ્યોતિનું સ્થાન શું ? તમારી કડછીઓ કઇ? અગ્નિ પ્રદીપન કરનારૂં શું ? તમારાં લાકડાં કયાં? અને હે! ભિક્ષુ તમારા શાન્તિ મંત્ર કયા ? કેવા યજ્ઞથી આપ યજન કરો છો? (આ પ્રમાણે બ્રાહ્મણો બોલ્યા.) ૨

તપ એજ અગ્નિ (જ્યોતિ) છે. જીવાત્મા અગ્નિનું સ્થાન છે. મન, વચન, અને કાયાના યોગરૂપ કડછી છે અગ્નિને દીપ્ત કરનારૂં સાધન શરીર છે. કર્મરૂપી લાકડાં છે. સંયમરૂપ શાંતિમત્ર છે. તેવી રીતે પ્રશસ્ત ચારિત્રરૂપ યજ્ઞ વડેજ હું યજન કરૂં છું-તેજ યજ્ઞને મહર્ષિજનોએ ઉત્તમ ગણ્યો છે. ૩

'ઉત્તરાધ્યયન' ના ૨૫મા યજ્ઞીય અધ્યયન, તથા શ્રી આચારાંગ સૂત્રની નિર્યુક્તિના આધારે નિક્ષેપાદિ જાણવા યોગ્ય છે. તેનું (નિયાગનું) સ્વરૂપ કહે છે.

બ્રહ્માગ્નિ એટલે આત્મસ્વરૂપમાં એકતારૂપ અગ્નિ ધ્યાન-રૂપ ઇંધનથી પ્રજ્વલિત થાય ત્યારે તેમાં જ્ઞાનાવરણાદિ કર્મોને જે મુનિ હોમે છે. તે સમ્યક્ દર્શન-જ્ઞાન-ચારિત્રની એકતા અને વીર્યની તીક્ષ્ણતા રૂપ આભ્યંતર યાગ (યજ્ઞ) સહિત હોવાથી નિયાગને જાણનાર કહેવાય છે. ૧

**पापध्वंसिनी निष्कामे ज्ञानयज्ञे रतो भव।**
**सावद्यैः कर्मयज्ञैः किं ? भूतिकामनयाविलैः ॥ २ ॥**

**ભાષાર્થ:**—હે! વત્સ, તું પાપનો વિનાશ કરે એવા, કામના રહિત, જ્ઞાનરૂપ યજ્ઞને વિષે આસક્ત થા; પાપસહિત અને ઐહિક સુખની ઇચ્છાએ મલિન, એવા જ્યોતિષ્ટોમાદિ યજ્ઞોનું શું પ્રયોજન છે? કાંઇ નહિ. '**भूतिकामः पशुमालमेत**' ઇત્યાદિ શ્રુતિ પાઠને આધારે સકામ યજ્ઞો કહ્યા છે.

**અનુવાદ:**—

વૈભવ-સુખ-ઇચ્છા-મલિન, પાપ કર્મરૂપ યજ્ઞ;
તજી, નિષ્કામ ને પાપહર, જ્ઞાન યજ્ઞ કર સુજ્ઞ. ૨

**જ્ઞાનમંજરી:**—હે! કુશળ પુરૂષ, સર્વ પરભાવની અભિલાષા રહિત (નિષ્કામ), પાપ કર્મનો નાશ કરનાર, આત્મસ્વરૂપના સ્વપર પ્રકાશક જ્ઞાનરૂપ યજ્ઞમાં તન્મય થા; આલોકના સુખની ઇચ્છાથી પાપ સહિત મલિન યજ્ઞોથી શું હિત થાય એમ છે? કંઈ નહિ. તારે તે કરવા યોગ્ય નથી. આત્મસ્વરૂપમાં તન્મયતારૂપ પરિણામ એ યજ્ઞ છે, તે કર્મનો નાશ કરનાર છે તેથી તને માટે પુરૂષાર્થ કર્તવ્ય છે. ૨

**वेदोक्तत्वान्मनःशुद्ध्या कर्मयज्ञोऽपि योगिनः ।**
**ब्रह्मयज्ञ इतीच्छंतः श्येनयागं त्यजंति किम् ॥ ३ ॥**

**ભાષાર્થ:**—વેદોક્ત હોવાથી મનની શુદ્ધિ દ્વારાએ જ્ઞાન યોગીને કર્મ યજ્ઞ પણ બ્રહ્મયજ્ઞ થાય એવું વાંછતા (માનનાર-પ્રતિપાદન કરનાર) શું શ્યેનયાગને છાંડે છે ? કોઈ કહે છે. પ્રતિપદોક્ત ફળ ત્યાગ્યે વેદોક્ત ક્રિયાએ સત્વ શુદ્ધિ દ્વારે વિવિદિષા સંપત્તિને અર્થે કર્મયજ્ઞ કરીએ તે બ્રહ્મયજ્ઞ હોય તે મત "**वेदानुवचनेन ब्राह्मणा विविदिषंति यज्ञेन, दानेन तपसा**" ઇત્યાદિ શ્રુતિના મતનું દૂષણ બતાવવા ગાથા લખી છે: — "**श्येनाभिचरन् यजेत**" અહિ યથાશ્રુત ફળ ત્યાગ્યે જેમ વિવિદિષ થતા ન હોય. તેમ "**भूतिकामः पशुमा लभेत**" ઇત્યાદિક સ્થળે પણ યથાશ્રુત ફળ ત્યાગ્યે વિવિદિષાર્થીતા ન હોય. એ ભાવ છે.

અનુવાદ:—

વેદોકતતા મન શુદ્ધિથી, કર્મયજ્ઞ બ્રહ્મયજ્ઞ;
એમ ઇચ્છનારા તજે, કદિએ શું શ્યેન યજ્ઞ. ?

**જ્ઞાનમંજરી:**—વેદોક્ત હોવાથી મનઃશુદ્ધિ દ્વારા કર્મયજ્ઞ પણ બ્રહ્મયજ્ઞ છે એમ ઇચ્છનારા ( કલ્પના કરનારા ) શું શ્યેન–યાગ તજે છે ? એમ મૂઢ જીવો સ્વમત કલ્પના કરે છે તે નિષેધવા યોગ્ય છે. સંસાર-કામનાથી કરેલી હિંસા સુખદાયક થતી નથી, સાધ્યની શુદ્ધિ સિવાય કોઇ પ્રયત્ન હિતકારી નથી, તો કર્તવ્યજ નથી. ૩

**ब्रह्मयज्ञः परं कर्म गृहस्थस्याधिकारिणः ।**
**पूजाद्विवीतरागस्य, ज्ञानमेव तु योगिनः ॥ ४ ॥**

**ભાષાર્થ:**—ગૃહસ્થ અધિકારી (ન્યાયથી ધનાદિઉપાર્જન કરનાર ગૃહસ્થ)ને વીતરાગ ભગવાનની પૂજા આદિ માત્ર

કર્મ (સાવદ્ય-અનુષ્ઠાન) બ્રહ્મયજ્ઞ છે; પણ જ્ઞાનયોગીને સર્વ ઉપાધિ રહિત જ્ઞાનજ બ્રહ્મયજ્ઞ છે.

**અનુવાદ:—**

ગૃહસ્થ અધિકારીને, પર કર્મ બ્રહ્મયજ્ઞ;
વીતરાગ-પૂજાદિ જે, યોગીને જ્ઞાન-યજ્ઞ. ૪

**જ્ઞાનમંજરી:**-જેમને હિંસા થાય તેવી પ્રવૃત્તિ કરવી પડે છે તેવા ન્યાયથી કમાણી કરતા ગૃહસ્થ અધિકારીને વીતરાગની પૂજા આદિ કર્મ કરવાં તે ઉત્કૃષ્ટ બ્રહ્મયજ્ઞ છે એમ જાણવું; સંવરના અભાવમાં આસ્રવથી પાછા હઠવું અને પ્રશસ્ત કાર્ય કરવું યોગ્ય છે.

એમ રાગ પાપસ્થાનકને પ્રશસ્ત કરવાનો ઉપદેશ છે. આગમમાં સર્વ આસ્રવોનાં સાધન પ્રશસ્તરૂપે ગણ્યાં છે જેમકે મુનિનો વિનય કરતાં, શાસનનો વિનય કરતાં ઉલ્લાસમાં જીવ-ઘાત આદિ થઇ જાય તેને હિંસા (વધ) ગણી નથી. વળી 'પ્રજ્ઞાપના'માં કહ્યું છે કે મુનિની ચાર પ્રકારની ભાષા પણ નિર્વદ્ય છે. પછી શ્રાવકોને તો હિંસાદિ સર્વ પરવૃત્તિ ગુણી( જ્ઞાની પુરૂષ )ની ભક્તિરૂપ હોય તો હિતકારી કહી છે. પરંતુ જ્ઞાનીને (યોગીને) તો જ્ઞાનમાં રમણતાજ હિતકારી છે. મુનિ બાહ્ય પ્રવૃત્તિમાં આસક્ત થતા નથી. જ્ઞાનમાં રમણ કરતાં તે તત્ત્વને સાધે છે. ૪

**भिन्नोद्देशेन विहितं कर्म कर्मक्षयाक्षमम् ।**
**क्लृप्तभिन्नाधिकारं च पुत्रेष्ट्यादिवदिष्यताम् ॥ ५ ॥**

**ભાષાર્થ:**—મોક્ષ-ઉપાય સિવાય બીજા ઉદ્દેશે શાસ્ત્ર દેશિત (વિહિત શાસ્ત્રમાં કરવા માટે કહેલ) અનુષ્ઠાન (કર્મ)

મોક્ષ (કર્મ-ક્ષય) કરવા અસમર્થ છે, વળી જ્યાં જુદો અધિકાર કલ્પેલો છે એવા પુત્રેષ્ટિ આદિ યજ્ઞની પેઠે તે અનુષ્ઠાનથી વિવિદિષાર્થ ન થાય.

**અનુવાદ:—**

કર્મ-ક્ષય કરી ના શકે, જેનો અન્ય ઉદ્દેશ;
પુત્રેષ્ટિ યાગવત જુદો, કલ્પ્યો જ્યાં નિર્દેશ ૫

**જ્ઞાનમંજરી:**—પરમાત્મ સાધન સિવાયના ઉદ્દેશે એટલે પુણ્ય આદિની ઇચ્છારૂપ ઉદ્દેશથી કરેલાં પૂજા આદિ કાર્યે કર્મોનો ક્ષય કરવા અસમર્થ છે. ભિન્ન સાધ્યથી એટલે ધર્મરૂપ સાધ્ય રહિત દયા દાનાદિક્રિયા સત્પ્રવૃત્તિ નથી. બાળકોની રમત સમાન કલ્પિત ભિન્ન અધિકારરૂપ કર્મ પુત્રેષ્ટિ આદિની પેઠે કર્મ-ક્ષય કરવા અસમર્થ છે. જેમ પાણી ભરવા ગયેલી સ્ત્રી કૂવા કાંઠે પાણી કાઢવા ઘડાને ગળે ગાળો નાખવાને બદલે પર પુરૂષના રૂપથી ચિત્ત વ્યાકૂળ થઈ જવાને લીધે પોતાનો પુત્ર થાળામાં ઉભો છે તેને ગળે દોરડાનો ગાળો ભેરવી સજ્જડ કરી દુ:ખી થાય છે, તેમ સાધ્યને ભૂલીને ક્રિયા કરનાર દુ:ખી થાય છે એમ કહ્યું છે. ૫

**ब्रह्मार्पणमपि ब्रह्म-यज्ञांतर्भावसाधनम् ।**
**ब्रह्माग्नौ कर्मणो युक्तं स्वकृतत्वस्मये हुते ॥ ६ ॥**

**ભાષાર્થ:**—કર્મના સ્વકૃત (પોતાનું કરેલું) પણાના અહંકારને બ્રહ્મ અગ્નિમાં હોમાય તો બ્રહ્માર્પણ પણ બ્રહ્મયજ્ઞમાં કર્મયજ્ઞનું અંતર્ભાવ થવાનું કારણ યોગ્ય ગણાય.

"**ब्रह्मार्पणं ब्रह्महवि ब्रह्माग्निर्ब्रह्मणाहुतम् ।**
**ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्म समाधिना ॥**

અધ્યાય ૪. ૨૪.

**कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।**
**सबुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत् ॥**

ભગવદ્ગીતા અધ્યાય ૪-૧૮

**ભાવાર્થ:**—( મુક્તાત્માની અનુભવસિદ્ધ જ્ઞાનદૃષ્ટિમાં ) અર્પણ ક્રિયાનાં સાધન બ્રહ્મરૂપ હોય છે, હોમવાની વસ્તુ બ્રહ્મરૂપ હોય છે, અગ્નિ બ્રહ્મરૂપ હોય છે, બ્રહ્મરૂપ કર્તાની હોમવાની ક્રિયા પણ બ્રહ્મરૂપ હોય છે અને એવી રીતે કર્મમાં બ્રહ્મ સમાધિ સેવનારાને જઇ પહોંચવાનું ગંતવ્ય સ્થાન પણ બ્રહ્મજ હોય છે. ૨૪

જે મનુષ્ય નિષ્કામ કર્મમાં અકર્મને-એટલે કે કર્મ સન્યાસને જુએ છે; અને અકર્મમાં એટલે કે નિષ્કામ કર્મ કરી ચિત્ત શુદ્ધિ સાધ્યા વિનાજ કર્મો છોડી દેવામાં-કર્મને રહેલાં જુએ છે; તેજ મનુષ્યોમાં ખરો બુદ્ધિમાન છે. (અધ્યાત્મયોગધ્યાનયોગને યોગ્ય ચિત્ત શુદ્ધિવાળો થવા માટે પ્રથમ તો) સર્વ કર્મ નિષ્કામ ભાવે કરનારો કર્મ યોગીજ થાય છે, ભગવદ્ગીતા અ. ૪. ૧૮. ઇત્યાદિ ગીતા-ઉક્ત નિશ્ચયને સર્વ સાધનને આત્મપરતાએ જાણવું. પણ નિરંજન બ્રહ્મને કર્મ, તત્ફલાર્પણ તથા કૃતને એકાંતે અકૃતત્વ બુદ્ધિ, તે તો મિથ્યાત્વ-વાસના વિલસિતજ છે.

**અનુવાદ:**—

કર્મયજ્ઞ બ્રહ્મ યજ્ઞમાં, બ્રહ્માર્પણે સમાય;
બ્રહ્માગ્નિમાં કર્મનો, અહંકાર હોમાય. ૬

**જ્ઞાનમંજરી:**—હે ! વિદ્વાન, જો તું બ્રહ્માર્પણ એટલે બધું પોતાનું કરેલું બ્રહ્મ-પરમેશ્વરને અર્પણ કરે-આ બધું

પરમેશ્વરે કરેલું છે, મારૂં કરેલું કંઇ નથી એવી બુદ્ધિવાળો હોય, બ્રહ્મયજ્ઞ એટલે જ્ઞાન યજ્ઞમાં અંતર્ભાવ-તન્મય થવારૂપ ફળને ઉત્પન્ન કરનાર કર્મયજ્ઞ છે એમ જો તું માનતો હોય તો પોતે કરેલાં જ્ઞાનાવરણાદિ કર્મના અહંકારને મેં યજ્ઞ કર્યો ઇત્યાદિ અહંકારને,-શુદ્ધ તીવ્ર ઉપયોગી જ્ઞાન અને નિષ્કામ નયરૂપ બ્રહ્મ-અગ્નિ (ઊર્ધ્વ જાય તે અગ્નિ એવી વ્યુત્પત્તિવાળો તેજસ્વી અગ્નિ) માં-આહૂતિરૂપે હોમવા યોગ્ય છે; પરંતુ કર્મ-યજ્ઞમાં પશુ આદિની આહુતિ યોગ્ય નથી. ૬

હવે બે શ્લોકો વડે સ્વરૂપનું ફળ દેખાડીને ઉપસંહાર કરે છે:—

**ब्रह्मण्यर्पितसर्वस्वो ब्रह्मदृग्ब्रह्मसाधनः ।**
**ब्रह्मणाजुह्वदब्रह्म ब्रह्मणि ब्रह्मगुप्तिमान् ॥ ७ ॥**

**ભાષાર્થ:**—બ્રહ્મચર્યની ગુપ્તિવાળો, જ્ઞાન(બ્રહ્મ)રૂપ જેનું સાધન છે બ્રહ્મમાંજ જેની દૃષ્ટિ છે, બ્રહ્મને વિષે સર્વસ્વ જેણે અર્પણ કર્યું છે, તે ઉપયોગ (બ્રહ્મ) વડે, બ્રહ્મમાં અજ્ઞાન (અબ્રહ્મ)ને હોમે છે.

**અનુવાદ:—**

બ્રહ્મદૃષ્ટિ, બ્રહ્મચારી જે, અર્પી બ્રહ્મને સર્વ;
હોમે અબ્રહ્મ બ્રહ્મથી, બ્રહ્મ વિષે ગતગર્વ. ૭

**જ્ઞાનમંજરી:**—આત્મામાં જેણે સર્વસ્વ અર્પણ કર્યું છે, સ્થાપ્યું છે એટલે સર્વ આત્મપરિણમનરૂપ જ્ઞાન, વીર્ય, લાભ, ભોગ આદિ પોતાના ક્ષયોપશમરૂપ ભાવો આત્મામાં જેણે સ્થાપ્યા છે, તથા જે આત્માનાં જ્ઞાન, દર્શનરૂપ નેત્ર-

વાળો છે, બ્રહ્મમાં જેનું સાધન છે અથવા આત્મા જેનું સાધન છે એવો સાધક જીવ સાધક અવસ્થામાં પરિણમેલા પોતાના આત્મામાં આત્મજ્ઞાન અને વીર્ય વડે (અબ્રહ્મ) અજ્ઞાનને અથવા આત્માથી ભિન્ન પુદ્ગલ કર્મને ભસ્મીભૂત કરનાર, હોમનાર છે. કેવો સાધક પુરૂષ છે? સ્વરૂપમાં રમણતારૂપ બ્રહ્મચર્યની ગુપ્તિવાળો છે. તેથી આત્મા કર્તા, આત્મસ્વરૂપ સાધન વડે, આત્મસ્વરૂપને આવરણ કરનાર આત્મામાં રહેલાં જ્ઞાનાવરણાદિ કર્મને નિવારે છે. ૭

**ब्रह्माध्ययननिष्ठावान्, परब्रह्मसमाहितः ।**
**ब्राह्मणो लिप्यते नाघैर्नियागप्रतिपत्तिमान् ॥ ८ ॥**

**ભાષાર્થ:**—બ્રહ્મ-અધ્યયન-આચારાંગનું પ્રથમ શ્રુતસ્કંધ (બ્રહ્મચર્ય) નવ અધ્યયન-તેની નિષ્ઠા (મર્યાદા) વાળો પરબ્રહ્મ સાથે એકતા (અભેદતા) રૂપે પરિણમેલો બ્રાહ્મણ (શ્રમણ, ભિક્ષુ, નિર્ગ્રંથ અને બ્રાહ્મણ એ ચાર) નામ ધારી, નિયાગની પ્રતિપત્તિ (જ્ઞાન, સ્વીકાર) વાળો તે પાપથી લેપાય નહિ.

**અનુવાદ:**—

બ્રહ્માધ્યયને સ્થિત જે, પરબ્રહ્મે લયલીન;
તે નિયાગ-સ્વીકારતો, બ્રાહ્મણ પાપ વિહીન. ૮

**જ્ઞાનમંજરી:**—બ્રાહ્મણ એટલે દ્રવ્ય અને ભાવ બ્રહ્મચર્યમાં આસક્ત મુનિ પાપથી લેપાતો નથી કેવો બ્રાહ્મણ? 'બ્રહ્મ-અધ્યયન' માં આચારાંગ પ્રથમ શ્રુતસ્કંધના નવમા અધ્યયનમાં નિષ્ઠા મર્યાદા-વંત, તેમાં જણાવેલ પરિણતિમાં પરિણમેલો, વળી શુદ્ધ આત્મસ્વરૂપમાં સમાધિમય, વળી નિયાગ એટલે કર્મના ક્ષયની પ્રતિપત્તિ (તદ્રૂપતા) વાળો,

તે રૂપે પરિણમેલો ભિક્ષુ પાપથી લેપાતો નથી. માટેજ સ્વરૂપના જ્ઞાન અને રમણતામાં પરિણમેલો જીવ અનાદિ કર્મનાં પડળોનો ક્ષય કરીને સિદ્ધ, બુદ્ધ, પરમાનંદમય બને છે. તેથી કર્મને બાળવારૂપ ભાવનિયાગ કર્તવ્ય છે. ૮

## ૨૯ ભાવપૂજા-અષ્ટક.

**दयाम्भसा कृतस्नानः संतोषशुभवस्त्रभृत् ।**
**विवेकतिलकभ्राजी, भावनापावनाशयः ॥ १ ॥**

**भक्तिश्रद्धान घुसृणो-न्मिश्रपाटीरजद्रवैः ।**
**नवब्रह्मांगतो देवं शुद्धमात्मानमर्चय ॥ २ ॥**

**ભાષાર્થ**:—દયારૂપ જળે જેણે સ્નાન કર્યું છે, સંતોષરૂપ ઉજ્જવળ વસ્ત્રનો ધરનાર, વિવેકરૂપ તિલક વડે શોભતો, ભાવનાએ કરીને જેનો આશય પવિત્ર છે (સ્નાન, વસ્ત્ર,-તિલકે શોભતા)

**ભાષાર્થ**:-ભક્તિ=આરાધ્યતાજ્ઞાન, અને શ્રદ્ધાન='**एस अट्ठे परमट्ठे**' આ પદાર્થ પરમાર્થરૂપ છે એવી સદ્દહણા માન્યતા-શ્રદ્ધા) તે રૂપ જે કેસર મિશ્રિત ચંદનરસ તે વડે નવવિધ બ્રહ્મરૂપ અંગે શુદ્ધઆત્મારૂપ દેવની પૂજાકર. એમ ભાવપૂજા થાય.

**અનુવાદ:—**

કરી લે સ્નાન દયા-જળે, સંતોષ વસ્ત્ર શુભ ધાર;
વિવેક-તિલકથી શોભતો, ભાવે આશય સાર. ૧

શ્રદ્ધા-ભક્તિ કેસર-સુખડ, નવ બ્રહ્માંગે લેપ;
શુદ્ધાત્મા રૂપ દેવની, ભાવ પૂજા નિર્લેપ. ૨

**જ્ઞાનમંજરીઃ**—(બન્ને શ્લોકની ટીકા) હે! ઉત્તમ, આ પ્રકારે અનંત જ્ઞાનઆદિ પર્યાયવાળા શુદ્ધ આત્મારૂપી દેવની નવ પ્રકારના બ્રહ્મચર્યને પામીને (**नव ब्रह्मगतः**) પૂજા કર. કેવો થઇને? દ્રવ્ય-ભાવરૂપ સ્વ-પરના પ્રાણની રક્ષા (દયા) એજ પાણી, તેમાં સ્નાન કરીને; પુદ્ગલ પદાર્થોની ઇચ્છા અને શોકના અભાવરૂપ સંતોષ એજ શુભ વસ્ત્રો તેને ધારણ કરીને; સ્વ-પરના ભેદરૂપ વિવેકજ્ઞાન એજ તિલક, તેથી શોભતો. વળી કેવા બનીને? અર્હતના ગુણોમાં એકતારૂપ ભાવના વડે જેનો અભિપ્રાય પવિત્ર બન્યો છે; એવો બનીને; વળી આરાધ્યતારૂપ ભક્તિ અને 'આ પદાર્થ પરમાર્થરૂપ છે એવી પ્રીતિરૂપ શ્રદ્ધા તેના મિશ્રણરૂપ કેસર-ચંદનના લેપ વડે શુદ્ધઆત્મા જે પરમેશ્વર છે અને પોતાનો આત્મા પણ સ્વરૂપે દિવ્યરૂપ છે તેથી દેવ છે તેની પૂજા કર, તેની ભક્તિમાં આસક્ત થા. ૧-૨

હવે અનુક્રમે પૂજાના પ્રકાર કહે છેઃ—

**क्षमा पुष्पस्रजं धर्म-युग्म क्षौमद्वयं तथा।**
**ध्यानाभरणसारं च तदङ्गे विनिवेशय॥ ३॥**

**ભાષાર્થઃ**—ક્ષમારૂપ ફૂલની માળા, તથા વ્યવહાર-નિશ્ચય રૂપ દ્વિવિધ ધર્મલક્ષણ જે ઉત્તમ વસ્ત્રયુગલ (જોડ) તથા ધ્યાનરૂપ જે સાર આભરણ તે શુદ્ધઆત્માને અંગે માનસ ભાવે કરી પહેરાવ.

અનુવાદ:—

ક્ષમા-ફૂલ માળા ધરો, ધર્મ-વસ્ત્રની જોડ;
ધ્યાન-અલંકારો ધરો, આત્માંગે ધરી કોડ. ૩

**જ્ઞાનમંજરી:**—હે! ભવ્ય, આત્મસ્વરૂપરૂપ અંગે ક્ષમારૂપ પુષ્પમાળા પહેરાવ. તથા શ્રાવક અને સાધુરૂપ કે શ્રુત અને ચારિત્રરૂપ બે ઉત્તમ વસ્ત્રો પહેરાવ વળી ધર્મધ્યાન અને શુકલ ધ્યાનરૂપ ઉત્તમ શણગાર પરબ્રહ્મને પહેરાવ. એમ ગુણના પરિણામરૂપ પૂજા કર. ૩

**मदस्थानभिदात्यागैर्लिखाग्रे चाष्ट मङ्गलम् ।**
**ज्ञानाग्नौ शुभ संकल्प-काकतुण्डं च धूपय ॥ ४ ॥**

**ભાવાર્થ:**—આઠ મદ-સ્થાનના ત્યાગ પ્રકારે આત્માની આગળ આઠ મંગળને આલેખ (રચના કર) અને જ્ઞાનરૂપ અગ્નિમાં શુભ સંકલ્પરૂપ કૃષ્ણાગરુ (અગર ચંદન) નો ધૂપ કર એટલે શુદ્ધ ઉપયોગ રૂપ નિર્વિકલ્પ સમાધિ-પૂજા થઇ.

અનુવાદ:—

આઠ મદના ત્યાગરૂપ, મંગળ આઠ લખાય;
જ્ઞાનાગ્નિમાં ધૂપરૂપ, શુભ સંકલ્પ નખાય. ૪

**જ્ઞાનમંજરી:**—માનરૂપ ઉન્માદ (ગાંડપણુ)નાં સ્થાનોના ત્યાગરૂપ આગળ આઠ મંગળ લખ; જ્ઞાનરૂપ અગ્નિમાં શુભ પરિણામરૂપ કૃષ્ણ-અગરૂ (જે ચંદનના લાકડાના વેરની અગરબત્તી બને છે તે) ચંદનનો ધૂપ કર. તેથી જે રાગ ભાવ પુણ્યનું કારણ છે. તે મોક્ષ સાધવામાં તજવા યોગ્યજ છે; માટે જ્ઞાનબળે તેનો ત્યાગ થાય છે. ૪

**प्राग्धर्मलवणोत्तारं धर्मसंन्यास-वह्निना ।**
**कुर्वन् पूरय सामर्थ्य-राजन् नीराजनाविधिम् ॥ ४ ॥**

**ભાષાર્થઃ**-ઔદયિક તથા ક્ષાયોપશમિક ધર્મરૂપ જે લવણ (મીઠાનો) ઉતાર ધર્મસન્યાસ અગ્નિ તે વડે કરી સામર્થ્ય યોગ રૂપ શોભતી નીરાજના (આરતિ)ની વિધિ કર; આરતી ઉતાર.

અનુવાદઃ—

ધર્મ સંન્યાસ અગ્નિથી, પ્રાગ્ધર્મ લવણ ઉતાર;
સામર્થ્યયોગે શોભતી, જ્વલંત આરતી ધાર. ૫

**જ્ઞાનમંજરીઃ**—અહિં આત્મસ્વરૂપની પૂજા વિષે-(ધર્મ એટલે ચંદન ગંધ સમાન સહજ પારિણામિક લક્ષણવાળી સ્વરૂપ સત્તા, તેનો સન્યાસ=સમ્યક્ સ્થાપન) ધર્મ સન્યાસ-રૂપ અગ્નિ વડે પ્રાગ્ ધર્મ એટલે સવિકલ્પ ભાવનારૂપ પૂર્વ સાધના-ધર્મ તેજ લવણનો ઉતાર (નિવારણ) કર. નિર્વિકલ્પ સમાધિમાં સાધકને પણ સવિકલ્પ ધર્મનો ત્યાગજ હોય છે. એ ભાવરૂપ અપવાદ સાધનરૂપ લવણનો ઉતાર કરતાં પૂર્વ સામર્થ્યયોગ સ્વરૂપ શોભતી આરતીની વિધિ આચર (આરતી ઉતાર), જ્યાં કર્મ બંધનનાં કારણોમાં પ્રવર્તતા વીર્યની તેવી પ્રવૃત્તિ નથી, પણ પોતાના આત્મધર્મના સાધન રૂપ અનુભવમાં એકતારૂપ પ્રવર્તતાં સહજ ( અપ્રયત્નપણે ) પ્રવર્તે છે તે યોગ સમર્થ કહેવાય છે. ૫

**स्फुरन्मंगलदीपं च स्थापयानुभवं पुरः ।**
**योगनृत्यपर[1]स्तूर्य-त्रिकसंयमवान् भव ॥ ६ ॥**

**ભાષાર્થઃ**—વળી સ્ફુરતો (તેજસ્વી) મંગળ દીવો અનુભવની આગળ સ્થાપ; સંયમ યોગરૂપ નાટ્ય-પૂજામાં

[1] स्तौर्य એવો પાઠ પણ છે.

તત્પર થઇ, ગીત–નૃત્ય અને વાદ્ય એ ત્રણના મેળ સરખા સંયમવાળો થા. "त्रयमेकत्रसंयमः" એ વચનથી એક વિષય સંબંધી જે ધારણા, ધ્યાન, સમાધિ તે સંયમ કહિએ, ભાવનોપનીત (ભાવના સહિત) પૂજામાં હૃદયમાં ધરીએ.

અનુવાદ:—

ઉજ્જવળ મંગળ દીપને, અનુભવ આગળ સ્થાપ;
ગીત–નૃત્ય–વાજિંત્ર સમ, સંયમ યોગ પ્રતાપ. ૬

**જ્ઞાનમંજરી**:—સર્વ દ્રવ્ય–ભાવ ઉપદ્રવ રહિત દેદીપ્યમાન મંગલદીવો (ભાવ પ્રકાશ), આત્મ સ્વભાવના સ્વાદ સહિત સ્પર્શજ્ઞાનરૂપ અનુભવ આગળ સ્થાપ; મન, વચન, કાયરૂપ યોગોને સાધનમાં પ્રવર્તાવવારૂપ નૃત્યમાં તત્પર થઇ, પરમ અધ્યાત્મ–ધ્યાન ધારણા, સમાધિરૂપ સાધન યોગ્ય યોગના પરિણમનરૂપ તૂર્ય આદિ પૂજાત્રયમય થા. આથી અભ્યંતર પૂજા વડે તત્વાનંદમય ચૈતન્ય લક્ષણવાળા પોતાના આત્માને તન્મય કર. ૬

**उल्लसन्मनसः सत्य-घण्टां वादयतस्तव ।**
**भावपूजारतस्येत्थं करक्रोडे महोदयः ॥ ७ ॥**

**ભાષાર્થ**:—ઉલ્લસતું છે મન જેનું, અને સત્ય (સાચ) રૂપ ઘંટ વગાડતા, તથા ભાવ પૂજામાં આસકત એવા તને એ પ્રકારે હસ્ત મધ્યે (હથેળીમાં) મોક્ષ છે.

અનુવાદ:—

સત્ય–ઘંટ બજાવતાં, ધરી મનમાં ઉલ્લાસ;
ભાવ પૂજામાં લીન તો, કર–તલ મોક્ષ–વિલાસ. ૭

**જ્ઞાનમંજરી**:—આ પ્રકારે ભાવ પૂજામાં આસકત એવા તને મોક્ષ હથેળીમાં છે. શું કરતાં ? ભાવ ઉલ્લાસ સહિત મન કરતાં, સત્ય પર્યાયરૂપ ઘંટ વગાડતાં; એટલે હર્ષ સહિત સત્ય મનના ઉલ્લાસ ઘંટ બજાવનારને આગળ કહ્યા પ્રમાણે પૂજા કરવાથી સર્વ શક્તિ પ્રગટ કરવારૂપ મોક્ષ પ્રાપ્ત થાય છે, ૭

**द्रव्यपूजोचिता भेदो-पासना गृहमेधिनाम।**
**भावपूजा तु साधूना-मभेदोपासनात्मिका ॥ ८ ॥**

**ભાષાર્થ**:—ગૃહસ્થને ભેદ સેવારૂપ પુષ્પ આદિ પૂજા ઘટે છે; પરંતુ અભેદ સેવારૂપ ભાવ પૂજા તો સાધુને ઉચિત (ઘટે) છે. જોકે ગૃહસ્થીને ભાવનોપનીત, માનસ નામની ભાવ પૂજા હોય, તથાપિ કાયિકી તે ચારિત્રકાયનેજ હોય, એ વિશેષ જાણવું.

**અનુવાદ**:—

દ્રવ્ય પૂજા ગૃહીને ઘટે, ભેદ ઉપાસનારૂપ;
ભાવ પૂજા તો સાધુને, અભેદ શુદ્ધ સ્વરૂપ. ૮

**જ્ઞાનમંજરી**:—પોતાના આત્માથી ભિન્ન અર્હંત પરમાત્મા જે જ્ઞાનાનંદ વિલાસને પ્રાપ્ત થયા છે તેમની, નિમિત્તાલંબનરૂપ દ્રવ્ય પૂજા ગૃહસ્થોને ઘટે છે; વળી પરમાત્મા અને પોતાના આત્માના અભેદભાવરૂપ ભાવ-પૂજા તો સાધુઓને યોગ્ય છે. જોકે ગુણ-સ્મરણ અને તેના બહુમાનરૂપ ઉપયોગવાળી ભાવપૂજા ગૃહસ્થોને હોય છે, તથાપિ નિર્વિકલ્પ ઉપયોગ સ્વરૂપમાં એકતારૂપ ભાવપૂજા મુનિઓનેજ પ્રાપ્ત થાય છે. એ પ્રકારે આસ્રવ, કષાય અને

યોગની ચપળતાવાળી વૃત્તિરૂપ દ્રવ્ય પૂજાના અભ્યાસથી અર્હંતના ગુણુ અને પોતાના આત્મધર્મની એકતારૂપ ભાવ પૂજાવાળા થવાય છે અને તેથી તેમાં તન્મયતા પ્રાપ્ત કરીને સિદ્ધ થવાય છે એમજ સાધન કરતાં કરતાં સાધ્ય ઉપયોગ પામીને પછી સાધ્યની પણુ કલ્પના તજીને કર્મ રહિત સિદ્ધિ પ્રાપ્ત થાય છે. ૮

---

## ૩૦. ધ્યાન-અષ્ટક.

**ध्याता ध्येयं तथा ध्यानं त्रयं यस्यैकतां गतम् ।**
**मुनेरनन्यचित्तस्य, तस्य दुःखं न विद्यते ॥ १ ॥**

**ભાષાર્થ:**—ધ્યાન કરનાર, ધ્યાન કરવા યોગ્ય પદાર્થ, તેમજ ધ્યાન કરવું એ ત્રણેની જે અનન્ય (જેનું અન્ય ઠામે ચિત્ત નથી) ચિત્તવાળા મુનિને એકતા (ધ્યાનમાં) થઇ છે. (ધ્યાનમાં સ્વસ્વરુપે રહે) તેને દુઃખ નથી.

**અનુવાદ:**—

ધ્યાન, ધ્યેય, ધ્યાતા ત્રણે, એકજ નિજસ્વરૂપ;
અનન્ય ચિત્તવાળા મુનિ, વેદે નહિ દુઃખરૂપ. ૧

**જ્ઞાનમંજરી:**—હવે ધ્યાન અષ્ટક કહે છે: ' निर्युक्ति માં ધ્યાનનું લક્ષણુ કહ્યું છે કે:—

**" अंतो मुहुत्तमित्तं, चित्तावत्थाण एगवत्थुम्मि ।**
**छउमत्थाणं झाणं, जोगनिरोहो जिणाणं तु ॥ "**

**ભાવાર્થ:**—એક વસ્તુમાં અંતર્મુહૂર્ત માત્ર ચિત્તની એકાગ્રતા (અવસ્થાન) થવી તે છદ્મસ્થ (આવરણવાળા) જીવોનું ધ્યાન છે. અને જિન ભગવંતને તો યોગ-નિરોધ (અયોગીદશા) નામનું ધ્યાન છે. નામ આદિ નિક્ષેપ વગેરે પોતાની મેળે સમજી લેવા. ધ્યાનના સ્વરૂપનું નિરૂપણ કરતાં કહે છે:—

ધ્યાતા, ધ્યેય તથા ધ્યાન એ ત્રણે જેને એકતારૂપે પ્રાપ્ત છે એવા તથા તદ્રૂપ, ચેતનામય, અર્હતનું સ્વરૂપ અને પોતાનું સ્વરૂપ સરખું છે એવા ઉપયોગવાળા મુનિને-પોતાના ગુણને આવરણ કરવારૂપ અને પુદ્ગલ-સંયોગથી ઉત્પન્ન થતું -દુઃખ હોતું નથી. "**प्रवचनसार**" માં કહ્યું છે કે:—

**"जो जाणदि अरिहतं दव्वत्तगुणत्तपज्जयत्ते हिं।**
**सो जाणदि अप्पाणं, मोहो खलु जादि तस्स लयं॥"**

**ભાવાર્થ:**—જે પુરૂષ દ્રવ્ય, ગુણ, પર્યાયોથી પૂજ્ય વીતરાગ દેવને જાણે છે, તે પુરૂષ પોતાના સ્વરૂપને જાણે છે, અને નિશ્ચયથી તેનો મોહ (કર્મ) નાશ પામે છે.

ધ્યાતા આત્મા, ધ્યેય તેનું સ્વરૂપ અને ધ્યાન તે ત્રણેની અભેદતા, એકતા પ્રાપ્ત થવી તે મોહના ક્ષયનું કારણ છે ૧

**ભાવાર્થ:**—ધ્યાન કરનાર તો સમ્યક્દર્શનરૂપ પરિણામવાળો આત્મા (અંતરાત્મા) છે. ધ્યાન કરવા યોગ્ય (પરમાત્મા) સિદ્ધ ભગવાન અથવા ઘાતિ કર્મ જેમનાં ક્ષય થયાં છે તે અરિહંત કહ્યા છે; અને ધ્યાન તે એકાગ્ર બુદ્ધિ છે. વિજાતીય પ્રત્યય અવ્યવહિત સજાતીય પ્રત્યય તે ધ્યાન એ યોગાચાર્ય મત છે. (ધ્યેય વસ્તુથી અન્ય પ્રત્યય-જ્ઞાન-મનમાંથી કાઢી નાખી, ધ્યેયને અનુકૂળ-સજાતીય જ્ઞાનનો જે પ્રવાહ

કરવો તે ધ્યાન) (આગળ લક્ષણ જેનું જણાવશે તે) સમાપત્તિ તે ત્રણેની એકતા છે. "શ્રી વિશેષ આવશ્યક" માં કહ્યું છેઃ—

**"जं थिरमवज्झवसाणं तं झाणं जं चलंतयं चित्तं ।**
**तं होज्ज भावणा वा अणुप्पेहा वा अहव चिंता ॥"**

**ભાવાર્થ:**—જે સ્થિર અધ્યવસાય (પરિણામ) છે તે ધ્યાન છે; અને જે ચિત્તની ચંચળતા છે તે ભાવના, અનુપ્રેક્ષા વા ચિંતારૂપ હોય.

**અનુવાદ:**—

ધ્યાતા તો અંતરાતમા, પરમાત્મા ગણ ધ્યેય;
ધ્યાન એકાગ્રતા જ્ઞાન છે, સમાપત્તિ ત્રણેય. ૨

**જ્ઞાનમંજરી:**—ધ્યાતાનું સ્વરૂપ શ્રી હેમચંદ્રસૂરિ પૂજ્યે કહ્યું છેઃ—

**अमुञ्चन् प्राणनाशेऽपि, संयमैकधुरीणताम् ।**
**परमात्मवत्पश्यन् स्वं, स्वस्वरूपापरिच्युतम् ॥ १ ॥**

**उपतापमसंप्राप्तः शीतवातातपादिभिः ।**
**पिपासुरमराकार-योगामृत-रसायनम् ॥ २ ॥**

**रागादिभिरनाक्रान्तं, क्रोधादिभिरदूषितम् ।**
**आत्मारामं मनः कुर्वन् निर्लेपः सर्वकर्मसु ॥ ३ ॥**

**विरतः कर्मरागेभ्यः स्वशरीरेऽपि निस्पृहः ॥**
**संवेगाद् ह्रदि निर्मग्नः सर्वत्र समतां श्रयन् ॥ ४ ॥**

**नरेन्द्रे वा दरिद्रे वा तुल्य-कल्याणकामनः ।**
**अमात्रकरुणापात्रं भवसौख्यपराङ्मुखः ॥ ५ ॥**

**सुमेरुरिव निष्कंपः शशीवानंददायकः ।**
**समीर इव निःसंगः सुधीर्ध्याता प्रशस्यते ॥ ६ ॥**

**ભાવાર્થ:**—પ્રાણુનો નાશ થવાનો પ્રસંગ આવે તો પણુ જે સંયમમાંથી ચ્યુત (પતિત) થતો નથી, પારકાને જે પોતાના જેવા ગણે છે, જે પોતાના સ્વરૂપથી કદી ચ્યુત થતો નથી. ૧

ઠંડી, ગરમી, પવન વગેરે વડે જે ત્રાસતો નથી, અમર કરનાર યોગામૃત રસાયણુ પીવાની જેને તીવ્ર ઈચ્છા છે.

રાગાદિ જેના ઉપર ચઢી વાગતા નથી, ક્રોધાદિથી જેનું ચિત્ત દૂષિત નથી, જેને પોતાનું મન આત્મામાંજ લીન (આત્મારામ) કરવાની ઈચ્છા છે અને તેથી જે અન્ય કર્મોમાં લેપાતો નથી. ૩

કર્મ પ્રત્યેનો રાગ જેનો વિરામ પામ્યો છે, પોતાના શરીર વિષે પણુ જે નિઃસ્પૃહ છે, સંવેગને લીધે જે અંતરાત્મામાં મગ્ન રહે છે, અને સર્વત્ર જેને સમભાવ છે. ૪

રાજા–રંક તમામનું જે કલ્યાણુ જ ઈચ્છે છે; અખૂટ દયાનો જે ભંડાર છે, અને સંસાર સુખથી જે પરાઙ્મુખ (સુખને જેણે પૂઠ દીધી છે) થયેલો છે. ૫

સુમેરુ જેવો જે નિષ્કંપ છે, ચંદ્ર જેવો આનંદદાયક છે, પવન જેવો જે નિઃસંગ છે, એવો બુદ્ધિમાન પુરૂષ ધ્યાનનો અધિકારી–ધ્યાતા–કહેવાય છે. એ ધ્યાતાનું સ્વરૂપ કહ્યું. આવો સાધક આત્મા, અંતરાત્મા ધ્યાતા છે.

ધ્યાન કરવા યોગ્ય પરમાત્મા છે: ઘાતિ કર્મોનો જેણે ક્ષય કર્યો છે તે અર્હંત અથવા જેમણે આઠે કર્મોનો નાશ કર્યો છે એવા સિદ્ધ ભગવાન, અથવા સદ્વૃત્તિથી સત્તામાં

રહેલા સિદ્ધ સ્વરૂપનું ધ્યાન કરવા યોગ્ય છે, એમ કહેલું છે. વળી અનંત પર્યાયાત્મક પરમાત્મસ્વરૂપમાં તન્મયતા, એકાગ્રતા સહિત જાણવું તે ધ્યાન કહેવાય છે. આથી અર્હંત આદિના શુદ્ધ ગુણોનું જ્ઞાન, સંવેદન અને તેમાં તન્મયતા તે ધ્યાન છે; ચેતના વીર્ય આદિના સર્વ ક્ષયોપશમ ભાવોની સ્વરૂપમય ઉપયોગમાં લીનતા તે ધ્યાન છે. ત્યાં ધ્યાન કરનારની ધ્યેયમાં એકાગ્રતારૂપ ધ્યાનમાં સમાપત્તિ, એટલે નિર્વિકલ્પતા, તારતમ્યતા રહિત ચૈતન્ય પરિણુતિરૂપ એકતા જાણવા યોગ્ય છે. ૨

તે વિષે દૃષ્ટાંત કહે છે:—

**मणौ [१]बिंब-प्रतिच्छाया समापत्तिः परमात्मनः ।**
**क्षीणवृत्तौ भवेत् ध्यानादन्तरात्मनि निर्मले ॥ ३ ॥**

**ભાષાર્થ**:—સમાપત્તિનું લક્ષણ કહે છે: જેમ રત્નને વિષે પડછાયો પડે તેમ જેની અત્યંત મલરૂપ વૃત્તિ ધ્યાનથી ક્ષીણ થઈ છે તેવા નિર્મળ (ક્ષીણવૃત્તિવાળા) અંતરાત્માને વિષે પરમાત્માની પ્રતિછાયા પડવી તેને સમાપત્તિ કહી છે. અન્ય સ્થળે કહ્યું છે:—

" **मणेरिवाभिजातस्य, क्षीणवृत्तेरसंशयम् ।**
**तात्स्थ्यात्तदंजनत्वाच्च समापत्तिः प्रकीर्त्तिता ॥** "

**ભાવાર્થ**:—મણિની પેઠે ક્ષીણ વૃત્તિવાળા અંતરાત્મામાં પરમાત્મ ગુણનો સંસર્ગ–આરોપ, અને અંતરાત્માને વિષે પરમાત્મના અભેદ આરોપને લઈને નિઃસંશયપણે સમાપત્તિ કહી છે. એ ધ્યાનફળ સમાધિરૂપ અતિ વિશુદ્ધિ છે.

---

૧ **मणाविव** એવો પણ પાઠ છે

અનુવાદ:—

મણિમાં પ્રતિછાયા સમી, પરમાત્માની છાંય;
નિર્મળ ક્ષીણવૃત્તિ ઉરે, સમાપત્તિ ગણ ત્યાંય

**જ્ઞાનમંજરી**:—જેમ રત્નમાં બિંબનો પડછાયો પડે તેમ સ્વ-સ્વરૂપ (અંતરાત્મા) માં નિર્મળ-આત્મા (પરમાત્મા) નું પ્રતિબિંબ ધ્યાનથી પડે તે સિદ્ધ-આત્માની પોતાના આત્મસ્વરૂપ સાથે એકતારૂપ સમાપત્તિ કહેવાય. કેવા અંતરાત્મામાં ? કષાય અને વિકલ્પના મેલથી રહિત નિર્મળ અંતરાત્મામાં. વળી કેવા ? જેની પરાધીનતારૂપ વૃત્તિ ક્ષીણ થઇ છે એવા અંતરાત્મામાં. સમાપત્તિમાં ધ્યાનની સિદ્ધિ થાય છે.

અંતરાત્મામાં પરમાત્માનો અભેદ-આરોપ તે ધ્યાનનું ફળ છે, તે સંસર્ગ-આરોપથી થાય છે. અહિં સંસર્ગ તે સંપૂર્ણ અનંત યથાર્થ સિદ્ધ આત્માઓનો ઉપયોગ છે અને તે ચંચળ ચિત્તવાળાઓને ઇન્દ્રિયોના દમન સિવાય બને નહિ ઇન્દ્રિયોનું દમન જિન પ્રતિમા આદિ કારણ સિવાય થતું નથી. માટે સ્થાપના તત્ત્વ પામવામાં ઉપકાર કર્તા છે. ૩

**आपत्तिश्च ततः पुण्य-तीर्थकृत्कर्मबंधतः।**
**तद्भावाभि-मुखत्वेन सम्पत्तिश्च क्रमाद्भवेत् ॥ ४॥**

**ભાષાર્થ**:—તે (સમાપત્તિથી) પુણ્ય પ્રકૃતિરૂપ જે તીર્થંકર નામકર્મનો બંધ થાય એટલે જિન-નામકર્મ તે ફળ ('આપત્તિ') જાણવું; અને તે તીર્થંકર પદનું ઢુંકડાપણું થવાથી અનુક્રમે ફળ (સંપત્તિ) થાય.

અનુવાદઃ—

તેનું ફળ જિન–નામકર્મ, પુણ્ય પ્રકૃતિરૂપ;
તેની સન્મુખતા થતાં, ક્રમે પરમ પદભૂપ. ૪

**જ્ઞાનમંજરીઃ**—જિન ભક્તિ, તન્મયપણું પછી વિશ્વોપકારી સંઘના સ્થાપકરૂપ અતિશયવાળા તીર્થંકર નામ કર્મની પુણ્ય પ્રકૃતિના બંધથી, તે ઉપયોગ વડે ક્રમે કરીને પરમ ઐશ્વર્ય (સંપત્તિ) પ્રાપ્ત થાય છે આ નિર્દોષ ઉત્તમ ફળ દર્શાવ્યું. ૪

**इत्थं ध्यानफलाद्युक्तं विंशतिस्थानकाद्यपि ।**
**कष्टमात्रं त्वभव्यानामपि नो दुर्लभं भवे ॥ ५ ॥**

**ભાષાર્થઃ**—એમ ત્રિવિધ ધ્યાનના ફળથી વીસ સ્થાનનું તપ વગેરે પણ ઘટે છે; ઉક્ત ત્રિવિધ ધ્યાન–ફળ રહિત કષ્ટ તો અભવ્યોને પણ સંસારમાં દુર્લભ નથી.

અનુવાદઃ—

એમ ધ્યાન–ફળથી ઘટે, વીસ સ્થાનક પણ જોય;
કષ્ટ માત્ર અભવ્યનેય, દુર્લભ તે નહિ હોય. ૫

**જ્ઞાનમંજરીઃ**—પૂર્વોક્ત પ્રકારે ત્રિવિધ ધ્યાન–ઉપયોગથી વીસ સ્થાનક આદિ પણ ગુણીના બહુમાન પૂર્વક કરવા યોગ્ય છે. પરંતુ સમ્યક્ દર્શનાદિવાળા ગુણવંત પુરૂષના બહુમાન અને ધ્યાન ઉપયોગ રહિત વીસ સ્થાનક આદિ તપનો સમૂહ અભવ્યોને પણ માત્ર કાયકલેશરૂપ સંસારમાં દુર્લભ નથી. ખુદ જિન ભગવાને કહેલાં બાહ્ય આચરણ અભવ્ય જીવોએ બહુવાર કર્યાં છે. ૫

હવે ધ્યાન-કર્તાનું સ્વરૂપ બતાવતાં ત્રણ શ્લોક કહે છેઃ-

**जितेन्द्रियस्य धीरस्य प्रशान्तस्य स्थिरात्मनः ।**
**सुखासनस्य नासाग्र-न्यस्तनेत्रस्य योगिनः ॥ ६ ॥**
**रुद्धबाह्यमनोवृत्तेर्धारणाधारयारयात् ।**
**प्रसन्नस्याप्रमत्तस्य चिदानंदसुधालिहः ॥ ७ ॥**
**साम्राज्यमप्रतिद्वंद्वमंतरेव वितन्वतः**
**ध्यानिनो नोपमा लोके सदेव मनुजेऽपि हि ॥ ८ ॥**

**ભાષાર્થ:**—જે જિતેન્દ્રિય છે, સત્ત્વવંત (ધીર) છે, ઉપશમવંત એટલે ધીર શાંત નવમ રસના નાયક છે, સ્થિર છે આત્મા જેનો સાધનથી સુખાવહ છે આત્માસન જેનું, નાસિકાના અગ્ર ભાગને વિષે થાપ્યાં છે લોચન જેણે એવા પ્રવૃત્તચક્ર યોગીને, ૬

વેગથી જેણે રૂંધી છે બાહ્ય ઇન્દ્રિયને અનુસારિણી મનની વૃત્તિ ધારણા ધારાએ એટલે કોઇક ધ્યેયે ચિત્તના સ્થિર બંધ બંધનની ધારાએ એવા નિર્મળ ચિત્તવાળા, અપ્રમાદી, જ્ઞાન-આનંદરૂપ અમૃતનો સ્વાદ (અનુભવ) લેનારને, ૭

આત્મારામમાંજ વિપક્ષ રહિત મોટા રાજ્યનો વિસ્તાર કરનાર એવા ધ્યાનવંત યોગીને આપી શકાય તેવી દેવ મનુષ્યવાળા આ લોકમાં કોઇ ઉપમાજ નથી.

**અનુવાદઃ—**

જિતેન્દ્રિય ધીર યોગી જે, આત્મા જેનો સ્થિર;
દૃષ્ટિ નાસિકાગ્રે ધરે, શાંત, સુખાસન વીર. ૬
બાહ્ય વૃત્તિ ઝટ રોકતા, ધરી ધારણા-ધાર;
અપ્રમત્ત, પ્રસન્ન ચિત્ત, ચિદાનંદ લય સાર. ૭

અવિક્ષેપી અંતર મહિજ, વિસ્તારે સામ્રાજ્ય;
અનુપમ ધ્યાની મુનિએ, દેવ–મનુજ–જગમાંજ. ૯

**જ્ઞાનમંજરી**:—આવા ધ્યાનીને આપવા લાયક ખરેખર દેવ મનુષ્યથી ભરેલા આખા લોકમાં કોઇ ઉપમા નથી તિર્યંચ અને નારકી બન્ને દુર્ગતિવાળા હોવાથી ઉપમાને અયોગ્યજ છે તેથી દેવ અને મનુષ્યોમાં પણુ તેને યોગ્ય ઉપમા મળતી નથી એમ કહ્યું. તત્ત્વજ્ઞાનના અનુભવમાં લીન, સહજ આનંદમાં વિલાસ કરનારને કયી ઉપમા અપાય? કોની સાથે સરખાવાય? શું કરતા મુનિ માટે ઉપમા નથી? આત્મામાંજ રહેલા બાહ્ય–અભ્યંતર વિક્ષેપ રહિત, સર્વે પરભાવથી ન સમજાય તેવા સ્વભાવરૂપ પરિવાર સહિત સ્વતંત્ર સામ્રાજ્યને વિસ્તારતા; સ્વગુણુના આનંદથી અસંખ્ય પ્રદેશો નિર્વિઘ્નપણે વ્યાપ્ત થઇ રહેવારૂપ સ્વરાજ્યને અનુભવતા ધ્યાની છે. આથી બધાંય છઠ્ઠી વિભક્તિવાળાં વિશેષણો ધ્યાનીનાં સમજવા યોગ્ય છે. કેવા ધ્યાનીનાં? જિતેન્દ્રિય એટલે સ્વરૂપ ઉપયોગમાં રહેવાથી, પુદ્ગલના વર્ણુ આદિમાં નહિ પરિણુમવાથી, જેણે ઇન્દ્રિયોને જીતી છે; ધીર એટલે સ્વવીર્ય–સામર્થ્યથી પરિષહ-ઉપસર્ગના પ્રસંગે જે અડોલ રહે; સ્વરૂપમાં સ્થિર રહે, પ્રશાંત એટલે કષાય અને નોકષાયના ઉદયથી રહિત ધીર, શાંત મુનિજ આત્માનો આસ્વાદ લે છે: સ્થિરાત્મા એટલે જેનો આત્મા સ્વરૂપ રમણુમાં સ્થિર છે, સુખાસન એટલે સાધન પરિણુતિમાં જેનો આત્મા સુખમય છે, ચંચળતા રોકવા નાકના ટેરવા પર જેણે નેત્ર સ્થાપ્યાં છે, યોગી એટલે સમ્યક્દર્શન–જ્ઞાન–ચારિત્રરૂપ રત્નત્રયીરૂપ પરિણુમેલા, બાહ્ય ઇન્દ્રિયોને અનુસ-

રનારી મનની વૃત્તિ જેણે રૂંધી છે, ઇન્દ્રિય-અનુયાયી મનની વૃત્તિ દૂર કરી છે; શાથી ? ધ્યેયમાં ચિત્તના સ્થિર બંધનરૂપ ધારણાની ધારા વડે વેગથી મનની વૃત્તિ રોકી છે, મનને રોકનારને સુનિશ્ચિત (અવશ્ય) તત્ત્વજ્ઞાન થાય છે- પ્રસન્ન એટલે મનની મલિનતા (કલુષિતતા) રહિત; અપ્રમત્ત એટલે અજ્ઞાન આદિ આઠ પ્રમાદથી રહિત, અને ચિદાનંદ સુધાલિહ એટલે જ્ઞાનના આનંદરૂપ અમૃતને પીનાર જ્ઞાનાનંદનો આસ્વાદ લેનાર; એવા ધ્યાની આત્મિક સામ્રાજ્યના અનુભવનો વિસ્તાર કરે છે તેની તુલના કોની સાથે થાય ? કોઇની સાથે નહિ. તેથી સર્વ પરભાવના ત્યાગરૂપ દૃષ્ટિ સહિત તત્ત્વ (આત્મા)માં એકતારૂપ ધ્યાનાવૃત પોતે ભોગવવા યોગ્ય છે તેના ભોક્તાને પરમ સામ્રાજ્ય છે. માટે સર્વ પ્રકારે તેજ કરવા યોગ્ય છે. જેને માટે સત્ય સાધકો આદરે છે યમ નિયમની પ્રવૃત્તિ, સંકોચે છે શરીરને આસન-મુદ્રા આદિ વડે; સાધે છે રેચક, પૂરક, કુંભકરૂપ પ્રાણાયામ, વસે છે નિર્જન વનમાં, તજે છે સર્વ ઈન્દ્રિયોના વિષયોને; તે સમતારૂપ સુખનું મૂળ, આત્મામાં એકતારૂપ ઉપયોગ આત્મહિતાર્થી જનોએ સાધવા યોગ્ય છે. ૬-૭-૮.

## ૩૧. તપ-અષ્ટક.

**ज्ञानमेव बुधाः प्राहुः कर्मणां तापनात्तपः ।**
**तदाभ्यंतरमेवेष्टं बाह्यं तदुपबृंहकम् ॥ १ ॥**

**ભાષાર્થ:**—કર્મોને તપાવનાર (સંતાપ પમાડનાર) હોવાથી જ્ઞાન જ તપ એમ પંડિતો કહે છે. તે (તપ) અંતરં-

ગજ ઇષ્ટ છે; અનશન (ઉપવાસ) આદિ બાહ્ય તપ તે અંતરંગ તપને વધારનાર હોય તોજ ઇષ્ટ છે. કારણ કે પ્રાયશ્ચિત્ત આદિ અંતરંગ તપના ભેદ જ્ઞાન-વિશેષ છે.

અનુવાદ:—

જ્ઞાન જ તપ જ્ઞાની કહે, કર્મ તપાવનહાર;
અંતરંગ તપ ઇષ્ટ છે, બાહ્ય માત્ર સહકાર.

**જ્ઞાનમંજરી:**—હવે તપ-અષ્ટક વિષે કહે છે. ત્યાં પુદ્ગલનાં સુખની અભિલાષાવાળા રંક જીવો જે કષ્ટ સહે છે, અથવા લોક લાજથી ડરીને, પરાધીનપણે આહાર ત્યાગ કરી, દયામણા બની તપ કરે છે તે તપ નથી; કષાયના ઉદયને આધીન પ્રવર્તન કર્મ બંધનું કારણ અને આસ્રવનું મૂળ હોવાથી તપ નથી. શ્રી પ્રજ્ઞાપનાની વૃત્તિમાં એજ કહ્યું છે કે પૂર્વના અંતરાયના ઉદયથી અસાતા વેદનીયરૂપ એ ફળ છે. તેથી નવાં ઇન્દ્રિય સુખોની અભિલાષા રહિત નિર્મલ આત્મ-દ્રવ્યના સાધકનું કષ્ટરૂપ આચરણ તે તપ છે. એ વિષે " પંચવસ્તુક "માં પ્રશ્ન કરેલ છે. " ઉપવાસ આદિમાં અસાતાની નિર્જરા છે, તેમજ ભોજનમાં સાતાની નિર્જરા છે, તો બન્ને સરખાં ઠર્યાં. તો ઉપવાસ આદિ કરવાનું શું પ્રયોજન છે? તેનો ઉત્તર એ છે ભોજનાદિમાં છકાય જીવની હિંસાનું પાપ થાય છે; ઉપવાસમાં તેનો અભાવ હોવાથી અશુભ નવાં કર્મ બંધાતાં નથી તેથી આ જીવને સાતાના ઉદયમાં સરાગતાનું કારણ હોવાથી ઇષ્ટ સંયોગમાં એકતા, અનાદિ સહજ પરિણામને લઇને થઇ જાય છે. આતાપન આદિ તપમાં કર્મના ફળમાં ઉપયોગ હોવાથી, તેવા પરિણમનને લીધે અસંગતાનું કારણ ત્યાગજ સાધનનું મૂળ બને છે. અને તે વિષે ભરત આદિનાં

દૃષ્ટાંત છે, વળી અલ્પકાળની સાધનાથી તે સિદ્ધિ પામ્યા છે. પરંતુ સાતાદિમાં લાંબા કાળ સુધી સાધના કરનાર તે દશા પામ્યા નથી. શુભસંયોગમાં અવ્યાપક (સંકુચિત) પરિણામ રહે છે. વિશેષ આવશ્યકમાં કહ્યું છે:- **रतिक्षमत्वात् कल्पानां तेनातापनादिकरणमुचितं मुनीनाम् ।** "

નિક્ષેપ અને નયની વ્યાખ્યા–નામ તપ અને સ્થાપના તપ સુગમ છે; દ્રવ્ય તપ, આહારત્યાગ આદિ અને ભાવ તપ, આત્મસ્વરૂપમાં એકાગ્રતારૂપ છે. અહિં દ્રવ્ય પૂર્વક ભાવતપનું ગ્રહણ છે:—

પંડિતો આત્મ પ્રદેશે વળગેલાં કર્મોને તપાવનાર તીક્ષ્ણ જ્ઞાનનેજ તપ કહે છે. તે તપ અંતરંગ પ્રાયશ્ચિત્તાદિ ઇષ્ટ ગણ્યું છે; બાહ્ય તપ અનશન આદિક આભ્યંતર તપની વૃદ્ધિનું કારણ છે, દ્રવ્ય નિક્ષેપ કારણરૂપ છે, દ્રવ્ય તપથી પણ ભાવ તપનું કારણ બને છે તેથી તે ઇષ્ટ છે. ૧

**आनुस्रोतसिकी वृत्तिर्बालानां सुखशीलता ।**
**प्रातिस्रोतसिकी वृत्तिर्ज्ञानिनां परमं तपः ॥ २ ॥**

**ભાષાર્થ:**—અજ્ઞાનીની સંસાર પ્રવાહ પાછળ ચાલી આવી ( **जणेण सद्धिंहोक्खामि** ઇત્યાદિ લક્ષણ) પ્રવૃત્તિ તે સુખશીલીઆપણું છે; સામે પૂરે ચાલવારૂપ વૃત્તિ (ધર્મસંજ્ઞાનું મૂળ) જ્ઞાનીને ઉત્કૃષ્ટ, ઉગ્ર માસક્ષપણાદિ તપ છે. માટેજ ચતુર્જ્ઞાની તીર્થંકર તદ્ભવ સિદ્ધિગામિ જાણતાં છતાં તપ આદરે છે.

**અનુવાદ:—**

**ભવ પ્રવાહ પાછળ વહે, સુખશીલીઆ સૌ બાળ;**
**સામે પુર જ્ઞાની મથે, તપ તીર્થંકરનું ભાળ. ૨**

**જ્ઞાનમંજરી:**—અનાદિ સંસાર પ્રવાહ પદ્ધતિવાળી પ્રવૃત્તિરૂપ આનુસ્ત્રોતસિકીવૃત્તિ, સુખશીલીઆ એટલે ઈન્દ્રિયમગ્ન તે સુખના અભિલાષી અજ્ઞાની જીવોને હોય છે; સંસાર--સન્મુખતા તજી સામે પ્રવાહે સંસાર-પરાઙ્મુખી પ્રવૃત્તિ જ જ્ઞાનીઓનું ઉત્તમ તપ છે. આત્મધર્મને-અનુકૂળ અને સંસારને પ્રતિકૂળ પ્રવૃત્તિ તપ કહેવાય છે. તેથી પ્રાયશ્ચિત્તાદિ ભાવ તપનાં પરિણામ તે સ્વરૂપમાં તન્મયતારૂપ છે. તે તપથી સર્વ કર્મનો ક્ષય થાય છે. ૨

**धनार्थिनां यथा नास्ति शीततापादि दुस्सहम् ।**
**तथा भवविरक्तानां तत्वज्ञानार्थिनामपि ॥ ३ ॥**

**ભાવાર્થ:**—જેમ ધનના અર્થીને ટાઢ તાપ આદિ આકરાં (દુ:સહ) નથી’ તેમ સંસારથી વિરકત તત્વજ્ઞાનના અર્થીને પણ શીત, તાપ આદિ કષ્ટ સહન કરવારૂપ તપ દુષ્કર નથી.

**અનુવાદ:—**

જેમ સહે ધન કાજ સૌ, દુ:સહ શીત ને તાપ;
તત્વજ્ઞાન કાજે તપે, ભવ ભીરૂ તપતાપ. ૩

**જ્ઞાનમંજરી:**—જેમ ધનાર્થીને શીત, તાપ આદિ દુ:સહ નથી, ધન ઉપાર્જનમાં કુશળ પુરૂષો ટાઢ તાપ આદિ બધું સહન કરેછે, તેમ તત્વના અર્થી અને સંસાર પ્રત્યે વૈરાગ્યવેળાને ઉપવાસ આદિ તપ દુ:સહ નથી. કાર્ય કરવાનો અર્થી (ગરજવાળો) કારણમાં પ્રમાદ કરતો નથી; માટે પરમાનંદરૂપ કાર્યના કર્તા ઉપવાસ આદિ તપરૂપ કષ્ટ ક્રિયામાં કઠણાઈની કલ્પના કરતા નથી. ૩

**सदुपायप्रवृत्तानामुपेयमधुरत्वतः ।**
**ज्ञानीनां नित्यमानन्द–वृद्धिरेव तपस्विनाम् ॥ ४ ॥**

**ભાષાર્થઃ**—(સદુપાય) ભલે ઉપાયે પ્રવર્તેલા જ્ઞાની તપસ્વીને ઉપેય (નિરૂપાધિક ઈચ્છા વિષય મોક્ષ)ની મીઠાશથી આનંદની વૃદ્ધિજ હોય. તીવ્ર ક્રિયામાં મોક્ષસાધનરૂપ મનોરથને લીધે આનંદજ હોય. "વૈરાગ્ય રતિ" માં કહ્યું છેઃ—

**रतेः समाधावरतिः क्रियासु नात्यंततीव्रास्वपि योगिनां स्यात् ।**
**अनाकुला वह्निकणाशनेऽपि न किं सुधापानगुणाच्चकोराः ॥**

**ભાવાર્થ**:—યોગીઓને પ્રેમ–સમાધિ હોવાથી, અત્યંત તીવ્ર ક્રિયાઓ કરવા છતાં તે પ્રત્યે અરતિ ન થાય; કેમકે સુધાપાનરૂપ ગુણને લઇને ચકોર પક્ષીઓ અગ્નિના કણ ખાતાં પણ અનાકુલ (સુખી) નથી રહેતાં ?

**અનુવાદઃ**—

સત્સાધનને સાધતાં, મોક્ષ–મધુરતા સાથ;
તપસી જ્ઞાનીને વધે, સદાનંદ યથાર્થ. ૪

**જ્ઞાનમંજરી**:—તીવ્ર તપમાં મગ્ન, છમાસથી અધિક કાળ પર્યંત સર્વ પ્રકારના આહાર તજી આતાપના, કાયોત્સર્ગ આદિ જિનકલ્પ ચર્યા વડે પરિહાર–વિશુદ્ધિ નામના ચારિત્રને પાળતા મુનિઓ, સૂક્ષ્મ અનંત સ્વ–પર પર્યાયોના વિવેકમાં મગ્ન ઉપયોગવાળા જ્ઞાનીઓ, અને પરીષહ આદિ સહતા, વન, નદી, ગુફાઓના નિવાસમાં વસતા તપસ્વીઓને પણ આનંદની વૃદ્ધિજ હોય છે.

જેમકે–કોઈ દેવાદાર (અધમર્ણ) ને ધન પ્રાપ્ત થયું હોય તો તે લેણદાર (ઉત્તમર્ણ ધીરનાર) ને ધન આપતાં

પોતાને ધન્યજ માને છે; અથવા લબ્ધિ કે સિદ્ધિનો અર્થી શરૂઆતમાં ઊંચા હાથ રાખવારૂપ કે નીચે મુખ રાખી લબડવારૂપ મહા કષ્ટ આપનારી ક્રિયાઓ પણ કરે છે; તે સિદ્ધિ સાધવાનો અભિલાષી જેમ અત્યંત કષ્ટ સહે છે તેમ તેમ હર્ષ પામે છે. તેમજ પરમાનંદ, અવ્યય, શુદ્ધ આત્મ સિદ્ધિ-સાધનનો અર્થી તેમાં વિઘ્ન કરતાં કર્મોના ક્ષય માટે તપનાં કષ્ટ આદિ સહતાં પોતે આનંદ પામે છે. શા કારણથી ? નિર્મલ, અવ્યય પદરૂપ મોક્ષ (ઉપેય)ની મધુરતા-ને કારણે. સિદ્ધિની મધુરતામાં આસકત બનેલાને તેનાં સાધનના ઉપાયરૂપ નિષ્પરિગ્રહતા (સર્વસ્વનો ત્યાગ) આદિ સર્વ હિતરૂપ જણાય છે. કેવા તપસ્વીને ? સત્ સાધનરૂપ સંવર-નિર્જરામાં પ્રવર્તતા, ઉદ્યમ કરતા તપસ્વીને. આ પ્રકારે સ્વધર્મના સાધનમાં સાધુઓને આનંદ આવે છે, દુઃખ લાગતું નથી. જેને સાધન પ્રત્યે કષ્ટપણા (આકરાપણા)ની બુદ્ધિ છે તે સાધક "નથી. "ષોડશક"-માં કહ્યું છે કે:— ૪

**इत्थं च दुःखरूपत्वात् तपोव्यर्थमितीच्छताम् ।**
**बौद्धानां निहता बुद्धि-बौंद्धानंदपरिक्षयातः ॥ ५ ॥**

**ભાષાર્થઃ**—વળી એમજ દુઃખ ભોગાત્મક (દુઃખરૂપ-હોવાથી) તપ, ઢોરના કષ્ટની પેઠે નિષ્ફળ છે એમ વાંછતાં (સાબીત કરવા ઈચ્છતા) બૌદ્ધોની કલ્પના બુદ્ધિ બુદ્ધિજનિત અંતરંગ આનંદના ક્ષયથી હણાઈ ગઇ છે. તેમને બુદ્ધિજનિત જે અંતરંગ આનંદ તેની ધારા અખંડ નથી.

**અનુવાદ:**—

વ્યર્થ તપ દુઃખદાયી તો, બૌદ્ધ ગણે છે એમ;
જ્ઞાનાનંદ અખંડ નહિ, બુદ્ધિ હણાઇ તેમ. ૫

**જ્ઞાનમંજરી**:—એમ જે તપ છે તે કષ્ટ છે એમ જાણી તપને નિષ્ફળ ગણે છે. શાથી? દુઃખરૂપ હોવાથી, તપ કરતાંજ દુઃખ અને ઉદ્વેગ થાય છે, જ્યાં આદર નથી તે હિતકારી કેમ લાગે? એમ પરભાવનાં સુખને વાંછતા બૌદ્ધોની બુદ્ધિ નિશ્ચયથી હણાઈ ગઇ છે; શાથી? બૌદ્ધ એટલે જ્ઞાન, તેનો આનંદનો ક્ષય થવાથી જ્ઞાન–આનંદની ધારાના ક્ષયથી તપ કષ્ટરૂપ, નિષ્ફળ જણાય છે. ૫

**यत्र ब्रह्म जिनार्चा च कषायाणां तथा हतिः।**
**सानुबन्धा जिनाज्ञा च, तत्तपः शुद्धमिष्यते ॥ ६ ॥**

**ભાષાર્થ**:—જે તપમાં બ્રહ્મચર્ય વધે, જિન ભગવંતની પૂજા થાય, કષાયોનો નાશ હોય, અને અનુબંધસહિત (અપેક્ષા સહિત) વીતરાગની આજ્ઞા પ્રવર્તે, તે તપને શુદ્ધ માન્યું છે.

**અનુવાદ**:—

બ્રહ્મચર્ય, પ્રભુ–પૂજના, ક્રોધાદિક અરિ ટાળ;
વીતરાગ–આજ્ઞા પળે, તો તપ શુદ્ધ નિહાળ. ૬

**જ્ઞાનમંજરી**:—જે તપમાં મૈથુન ત્યાગરૂપ કે વિષય પ્રત્યે અનાસક્તિરૂપ બ્રહ્મચર્ય પળે, તત્ત્વભક્તિરૂપ જિનપૂજા થાય, ક્રોધાદિ કષાયોનો નાશ થાય અને વીતરાગે કહેલા વચનની સાપેક્ષ પદ્ધતિરૂપ વીતરાગ આજ્ઞા સધાય તે તપ શુદ્ધ સમજવું. ભાવના—પ્રથમ ઇન્દ્રિયોની અભિલાષા દૂર કરી, શાંત પરિણામથી, સિદ્ધાંતમાં કહેલી વિધિ પ્રમાણે, ફળની ઇચ્છા વિના તપ થાય તે વિશુદ્ધ છે. અનાદિ પરભાવના સુખની સ્પૃહાથી કોણે કયી કષ્ટ–ક્રિયા નથી કરી? જે તપ સ્વરૂપને નિરાવરણ કરવા માટે, અસંગ, નિર્મોહક આત્મતત્ત્વમાં

એકતા રૂપ છે; વિઘ્ન કર્તા આહાર આદિના ગ્રહણરૂપ પરભાવને નિવારણ કરનારૂં જે તપ છે, તેજ શ્રેષ્ઠ છે. ૬

**तदेव हि तपः कार्यं, दुर्ध्यानं यत्र नो भवेत् ।**
**येन योगा न हीयन्ते, क्षीयन्ते नेन्द्रियाणि वा ॥ ७ ॥**

**ભાવાર્થ**:—નિશ્ચયથી જ્યાં માઠું (આર્ત્ત, રૌદ્ર) ધ્યાન ન થાય અને જેથી યોગને હાનિ ન પહોંચે અથવા ઇન્દ્રિયો ક્ષય પામે નહિ તેજ તપ કરવું. કહ્યું છે કે:—

**“ सोउ तवो कायव्वो जेणं मंगुलं ण चिंतेइ ।**
**जेण ण इंदिअ हाणी जेण य जोगा न हायंति ॥ ”**

**ભાવાર્થ**:—તેજ તપ કરવા યોગ્ય છે કે જેથી મન માઠી ચિંતવણા ન કરે, ઇન્દ્રિયોની હાનિ જેથી ન થાય અથવા જેથી યોગો હાનિ ન પામે.

અનુવાદ:—

જ્યાં દુર્ધ્યાન ન ઉપજે, નહિ યોગ હણાય;
ઇન્દ્રિય-ક્ષય જ્યાં હોય નહિ, તપ તે યોગ્ય ગણાય. ૭

**જ્ઞાનમંજરી**:—નિશ્ચયે જે તપમાં પુદ્ગલની ઇચ્છા રૂપ કે અનિષ્ટતારૂપ દુર્ધ્યાન ન થાય તેજ તપ કરવા યોગ્ય છે; કે જેથી મન, વચન, કાયારૂપ યોગો કે તત્ત્વના અનુભવ વડે સ્વરૂપ-રમણરૂપ યોગ હાનિ ન પામે વા જેથી ઇન્દ્રિયો-ધર્મ સાધક સ્વાધ્યાય કે અહિંસાદિમાં પ્રવર્તનરૂપ તેનાં કાર્યો-નાશ ન પામે; સાધનારૂપ ચેતનના વીર્યની હાનિ ન થાય તે તપ શુદ્ધ છે, કરવા યોગ્ય છે. ૭

**मूलोत्तर गुणश्रेणि-प्राज्यसाम्राज्यसिद्धये ।**
**बाह्यमाभ्यंतरं चेत्थं, तपः कुर्यान्महामुनिः ॥ ८ ॥**

**ભાષાર્થ:**—મૂલ ગુણો અને ઉત્તર ગુણોની શ્રેણિરૂપ મોટું સામ્રાજ્ય સાધવા માટે મહા મુનિશ્વર બાહ્ય તેમજ અંતરંગ તપ આ પ્રકારે કરે.

**અનુવાદ:**—

બાહ્યાભ્યંતર તપ તપે, મહામુનિ પણ એમ;
મૂળ-ઉત્તર ગુણ શ્રેણિરૂપ, સધે સમ્રાજ્ય જેમ. ૮

**જ્ઞાનમંજરી:**—પરમ નિર્ગ્રંથ આ પ્રકારે તપ કરે. કેવું તપ? જ્ઞાન, ચારિત્રાદિ મૂળભૂત ગુણો અને સમિતિ, ગુપ્તિ આદિ ઉત્તર ગુણોના વિશેષ પ્રગટવારૂપ શ્રેણિ સમાન મોટા સામ્રાજ્યની પ્રાપ્તિ માટે એટલે પોતાના ગુણોની પ્રભુતા સાધવા માટે લોકોને ઉલ્લાસનું કારણ અને પ્રભાવનાનું કારણ બાહ્ય તપ તેમજ અન્ય લોક ન જાણી શકે, તેવું તથા પોતાના ગુણોની પ્રગટતારૂપ અભ્યંતર તપ કરવા યોગ્ય છે. ૮

---

## ૩૨. સર્વનય-આશ્રયણ અષ્ટક.

**धावन्तोऽपि नयाः सर्वे स्युर्भावे कृत-विश्रमाः ।**
**चारित्र गुणलीनः स्यादिति सर्वनयाश्रितः ॥ १ ॥**

**ભાષાર્થ:**—નૈગમ આદિ સઘળા નયો (પોતાના અભિપ્રાયમાં) દોડતાં છતાં ભાવ (શુદ્ધ આત્મસ્વરૂપ) માં વિસામો (સ્થિરતા) કરનાર હોય છે. તેથી સંયમના વર્ધમાન પર્યાય (ગુણ) માં લીન (આસક્ત) મુનિ સર્વનયનો આશ્રય કરનાર હોય. અનુયોગદ્વારમાં કહ્યું છે કે:—

"सव्वेसिं पि नयाणं बहुविह वत्तव्वयं निसामिता।
जं सव्वनयविसुद्धं, तं रणगुणट्ठिओ साहु॥"

**ભાવાર્થ:**—સર્વનયોની અનેક પ્રકારે વર્તના સાંભળી, જેમ સર્વનયે વિશુદ્ધ ચારિત્ર (સંયમ) ગુણમાં સ્થિરતા થાય તેમ સાધુ પ્રવર્તે.

**અનુવાદ:**—

જણાય નય સૌ દોડતા, ભાવ વિષે રહે સ્થિર;
સર્વનય–આશ્રિત મુનિ, સંયમ પુષ્ટ–શરીર. ૧

**જ્ઞાનમંજરી:**—બે પ્રકારનાં તપ સંવરસ્વરૂપ છે. સંવર સ્વરૂપ એટલે જ્ઞાન અને ચારિત્રની તીક્ષ્ણતા (ઉગ્રતા) ચેતનાના વીર્ય આદિ ગુણોમાં સ્વરૂપે એકતા છે તે. બીજું તો જ્ઞાન-ચારિત્ર-વીર્ય-ભોગરૂપ ગુણોની મિશ્રતારૂપ ગુણના આસ્વાદરૂપ એકતાના અનુભવ સમાન સર્વ પરભાવની નિસ્પૃહતારૂપ છે. જઘન્યથી તે અંશ ત્યાગપૂર્વક દેશે અનિચ્છા ગુણમાં એકતા સ્વરૂપ છે; ઉત્કૃષ્ટતાથી શુકલ ધ્યાનના છેલ્લા અધ્યવસાયરૂપ છે. પરભાવનું જ્ઞાન દુર્લભ છે; કારણ કે અસંખ્યાત સમયે પણ દેશથી જણાય છે; તે જ્ઞાન પણ ગૌણ–મુખ્યતા રૂપે પ્રવર્તે છે. 'તત્ત્વાર્થ સૂત્ર' માં કહ્યું છે. **अर्पितानर्पितसिद्धेः** ગૌણ મુખ્યતાથી વચનવડે પદાર્થનું સ્વરૂપ સિદ્ધ થાય છે. એ સૂત્રના વ્યાખ્યાનમાં જણાવ્યું છે. સર્વજ્ઞને તો બધુંય એક સમયેજ જણાય છે (એટલે જ્ઞાનમાં ગૌણ મુખ્યતા હોય પણ રાગ દ્વેષની પરિણતિથી નથી. રાગ દ્વેષની પરિણતિ બંધનું કારણ છે. માટે યથાર્થ બોધ થવા નયસ્વરૂપે વસ્તુનું વિવેચન હિતરૂપ છે, પણ રાગ–દ્વેષ હિતકારી નથી. તેથી

જ્ઞાન માટે સમભાવ કરવા યોગ્ય છે અને જ્ઞાનની સમતાજ ચારિત્ર છે. તે અર્થેજ હવે કહે છે:—સર્વ નયો પોત પોતાના પક્ષ સ્થાપવા પ્રવર્તતાં દોડે છે પણ શુદ્ધ આત્મ ધર્મમાં સ્થિર રહે છે માટે મુનિ ચારિત્ર (ચય=કર્મ સમૂહ+રિક્ત=ખાલી કરવું) ગુણના વર્ધમાન પર્યાય સહિત સર્વનય આશ્રિત થાય એટલે દ્રવ્યનયે કારણના ગ્રહણ કરનાર થાય, ભાવનયે તે કાર્યના ગ્રહણ કરનાર થાય; ક્રિયાનય સાધનમાં ઉદ્યમ કરવારૂપ છે, જ્ઞાનનય જ્ઞાનમાં વિશ્રામ (સ્થિરતા) કરવારૂપ છે, એમ સર્વ નયમાં આસક્ત થાય 'શ્રી ભગવતી' સૂત્રની ટીકામાં કહ્યું છે કે–

" जइ जिणमयं पव्वज्जह ता मा ववहारनिच्छए मुयह।
ववहार नओच्छेए तित्थुच्छेओ जओ भणिओ ॥ "

**ભાવાર્થ**:—જો જિનમત પ્રવર્તાવવો હોય તો વ્યવહાર અને નિશ્ચય નયોને મુકી ન દેશો; કારણ કે વ્યવહાર નયને ઉથાપવાથી તીર્થ–સદ્ધર્મનો ઉચ્છેદ (નાશ) થશે એમ કહ્યું છે.

માટે સમતા હિતકારી છે. ફરીથી તેજ વાત દૃઢ કરે છે:–

पृथग्नया मिथः पक्ष–प्रतिपक्षकदर्थिताः
समवृत्तिसुखास्वादी ज्ञानी सर्वनयाश्रितः ॥ २ ॥

**ભાષાર્થ**:—જુદાજુદા સર્વ નયો માંહોમાંહે વાદ-પ્રતિવાદ વડે દુષિત (પીડિત) થયા છે; પરંતુ મધ્યસ્થપણાના સુખના આસ્વાદી (અનુભવનાર) જ્ઞાની સર્વ નયને આશ્રિત હોય છે. કહ્યું છે કે:—

" अन्योऽन्यपक्ष–प्रतिपक्षभावात्, यथापरे मत्सरिणः प्रवादाः।
नयानशेषानविशेषमिच्छन् न पक्षपाती समयस्तथा ते ॥ "

**ભાવાર્થ**.—એક બીજા પ્રત્યે (માંહોમાંહે) વાદ-પ્રતિવાદ હોવાથી જેમ બીજાના ગુણ દેખી ન શકનારા (અદેખાઇ ભર્યા) વાદ વિવાદો થાય છે; પરંતુ સર્વ નયોને સમાનપણે ઇચ્છનાર હે પ્રભુ તમારો ધર્મ પક્ષપાતી (એકાંત) નથી.

**અનુવાદ:—**

પક્ષ-પ્રતિપક્ષે લડે, દુર્નય જે જે ભિન્ન;
સર્વનય આશ્રિત મુનિ, સમવૃત્તિ સુખલીન. ૨

**જ્ઞાનમંજરી**:—ભિન્ન ભિન્ન પક્ષ-પ્રતિપક્ષ (વાદ-પ્રતિવાદ) માં માંહોમાંહે ઝગડા મચાવતા નયો દુર્નયો છે. માટે યથાર્થ જ્ઞાનવંત જ્ઞાની સર્વનય માર્ગોના સાપેક્ષ જ્ઞાનમાં મગ્ન રહે છે. કેવા જ્ઞાની? ઇષ્ટ અનિષ્ટપણા રહિત સમવૃત્તિના સુખનો આસ્વાદ લેનારા. કહ્યું છે કે:—

" **उदधाविव सर्वसिंधवः समुदीर्णास्त्वयि नाथ दृष्टयः।
न च तासु भवान् प्रदृश्यते प्रविभिन्नासु सरित्स्विवोदधिः॥**

**ભાવાર્થ**:—હે ? નાથ, જેમ સમુદ્રમાં સર્વ નદીઓ ભળી જાય છે, તેમ સર્વ પ્રકારની દ્રષ્ટિઓ (નયો) તમારામાં સમાય છે; પણ જેમ ભિન્ન ભિન્ન નદીઓમાં સમુદ્ર દેખાતો નથી તેમ તે ભિન્ન ભિન્ન દ્રષ્ટિઓ (નયોમાં તમારાં દર્શન થતાં નથી.

વળી '**सन्मतितर्कप्रकरण**' માં કહ્યું છે:—

**णय तइओ अत्थि णओ ण य सम्मत्तं ण ते सु पडिपुण्णं।
जेण दुवे एगन्ता विभज्जमाणा अणेगन्तो॥ १४॥
जह एए तह अण्णे पत्तेये दुण्णया णया सव्वे।
हं त्रि हु मूलणयाणं पण्णवणे वावडा ते वि॥ १५॥**

**અર્થ:**—ત્રીજો (દ્રવ્યાસ્તિક અને પર્યાયાસ્તિકથી ભિન્ન) નય નથીજ. એ બે નયોમાં યથાર્થપણું નથી સમાતું એમ પણ નથી; કારણ કે બન્ને એકાંતો વિશેષરૂપે ગ્રહણ કરાતાંજ અનેકાંત બને છે. ૧૪

જેવી રીતે બે નય તેવી રીતે બીજા બધા પણ નયો છુટા છુટા દુર્નય છે; કારણ કે તેઓ પણ મૂલ નયોના જ્ઞેય વિષયને પ્રતિપાદન કરવામાં લાગેલા છે. ૧૫"

સર્વ નયના રસ લેવામાં ચંચળ થયેલા અશુદ્ધ પરિણામને તજીને સ્વરૂપના આનંદમાં મગ્નતારૂપ પરિણામ કર્તવ્ય છે. નવાં કર્મ ન ગ્રહણ કરવારૂપ સંવર છે. પૂર્વનાં સત્તામાં રહેલાં વગેરે કર્મની નિર્જરા કરાવનાર તપ છે, કારણ કે તપથી દેવાદિ ફળની અભિલાષાજ યોગ્ય નથી. નિર્જરા કરાવનાર તપથી શુભબંધ કેવી રીતે થાય ? તપ કરનાર દેવ આયુષ્ય વગેરે બાંધે છે તેમાં શોક, રાગ આદિ પ્રશસ્ત અધ્યવસાય કારણભૂત છે. અપૂર્વપણે સર્વ કર્મ દૂર થતાં પ્રગટ થતા જ્ઞાન દર્શન અને મોક્ષના સુખનું મુખ્ય કારણ તપ છે, તે પરભાવથી રહિત સ્વભાવમાં એકતાના અનુભવમાં તીવ્રતારૂપ પરમ આધ્યાત્મિક સાધન છે એ પ્રકારે તપ—અષ્ટકની વ્યાખ્યા કરી છે. અને તે વ્યાખ્યાનમાં સાધન સ્વરૂપ પણ જણાવ્યું છે હવે અનેક નય સ્વરૂપ જૈન માર્ગમાં સર્વનયોમાં એકાંતતારૂપ પક્ષપાતના ત્યાગથી રાગ-દ્વેષના અભાવરૂપ સમભાવ પરિણામ, એટલે પોત પોતાના સ્થાને સાધનરૂપ વિજ્ઞાનમાં રમણતાનો અધ્યવસાય કર્તવ્ય છે. એકાંત પકડથી એજ મિથ્યાત્વ છે. સર્વત્ર સાપેક્ષતા તે સમ્યક્ દર્શન

છે. અને તે યથાર્થ ઉપયોગવાળા અને યથાર્થ પ્રવૃત્તિવાળાને હોય છે.

તેથી એકાંત આગ્રહના ત્યાગ સહિત સર્વ નયોનો આશ્રય કરવા વિષે પરમ રહસ્યના જ્ઞાતા શ્રીમદ્ યશોવિજય ઉપાધ્યાયે બત્રીસમા અષ્ટકનો ઉપદેશ કર્યો છે. અરે! બાહ્ય પદ્ધતિથી ધર્મ થતો નથી, તે તો નિમિત્ત કારણરૂપ છે. શ્રી પંચમ અંગ, (શ્રી ભગવતીસૂત્ર) માં પ્રાણાતિપાત સંવર આદિ સર્વે અમૂર્ત જીવસ્વરૂપ કહ્યા છે; કારણ કે જેમણે જીવ સ્વભાવરૂપ શુદ્ધ નિર્વિકલ્પ રત્નત્રયી લક્ષણ ધર્મની પ્રતીતિ કરી છે તેજ સમ્યક્દૃષ્ટિ છે. કુશકે કાશ (તરણાં) ના અવલંબનથી સમુદ્ર તરી શકાતો નથી. વળી હરિભદ્ર પૂજ્યે કહ્યું છે કે—

" आयप्पभवं धम्मं आयत्तियं अप्पणो सरूवं च ।
दंसणणाणचरित्ते गत्तं जीवस्स परिणामम् ॥ "

**ભાવાર્થ:**—આત્માથી ઉત્પન્ન થતો ધર્મ રત્નત્રયરૂપ આત્માનું સ્વરૂપ છે, દર્શન, જ્ઞાન અને ચારિત્રની એકતા તે જીવનાં પરિણામ છે.

હે! ભવ્ય, તારા હિતની વાત કહીએ છીએ: સર્વ શાસ્ત્રોમાં આત્માની શુદ્ધ પરિણતિનેજ ધર્મ કહ્યો છે. નિમિત્તને લઇને ઉપાદાન પ્રગટ થવાનું કારણ બને છે તેથી બાહ્ય આચરણ આદિનો સાધક અભ્યાસ કરે છે, તથાપિ શ્રદ્ધાવંત જીવો ધર્મના કારણરૂપે તેને ઉપાદેય ગણે છે. પોતાના આત્મક્ષેત્રમાં વ્યાપકરૂપ અનંત પર્યાયરૂપ ધર્મ છે એવો 'ઉત્તરાધ્યયન' 'આવશ્યક' આદિ સર્વ સિદ્ધાંતોનો આશય છે. એ તત્ત્વ રાગ દ્વેષ રહિત મધ્યસ્થ જીવોને પ્રાપ્ત થાય છે. રાગદ્વેષના

અભાવરૂપે પરિણમેલા જીવોને ગૌણ મુખ્યતાના ત્યાગરૂપ સમભાવ સાધ્ય છે. પહેલાં મિથ્યાત્વના ઉદયે અમુક મુખ્ય બાબતમાં મુખ્યતાની સમજણ થઈને એકાંત વાદ (આગ્રહ) હતો તે સમ્યક્દર્શન વડે કારણ-કાર્યના વિચારે આ મુખ્ય છે આ ગૌણ છે એમ થાય છે; પણ અનંત પર્યાય સ્વરૂપ કેવળ વસ્તુમાં કોઈ પણ સ્વપર્યાયની ગૌણ મુખ્યતા ક્ષયોપશમ જ્ઞાનથી થતી નથી. "**संमति**" માં કહ્યું છે:—

**सव्वणयसमूहम्मि वि णत्थि णओ उभयवाय पण्णवओ ।**
**मूलणयाण उ आणं पत्ते य विसेसियं बिंति ॥ १६ ॥**

**અર્થ:**—બધા નયોના સમૂહમાં પણ ઉભયવાદ-સામાન્ય વિશેષ ઉભયરૂપનો જણાવનાર નય નથી. કારણ કે તે દરેક નય મૂલનય વડે ગ્રહણ કરાએલ વિષયનેજ વિવિધરૂપે કહે છે."

"**तम्हा सव्वेवि णया मिच्छादिट्ठी सपक्खपडिबद्धा ।**
**अण्णोण्णणि स्सिआ पुण, हवंति सम्मत्तसब्भावाः ॥२१॥**

**અર્થ:**—તેથી માત્ર પોત પોતાના પક્ષમાં સંલગ્ન બધાએ નયો મિથ્યાદૃષ્ટિ છે; પરંતુ એજ બધા નયો પરસ્પર સાપેક્ષ હોય તો સમ્યક્રૂપ બને છે. સમતા દર્શાવતાં કહે છે:-૨

**नाप्रमाणं प्रमाणं वा सर्वमप्यविशेषितम् ।**
**विशेषितं प्रमाणं स्यादिति सर्वनयज्ञता ॥ ३ ॥**

**ભાષાર્થ:**—સર્વે વચન વિશેષ રહિત હોય તો તે એકાંતે અપ્રમાણ નથી કે એકાંતે પ્રમાણ નથી. સમયસ્થ પણ સદ્વચન વિષય-પરિશોધનથી પ્રમાણ છે. વિષય પરિશોધક નયયોજત પ્રમાણ હોય. એ પ્રકારે સર્વ સ્યાદ્વાદ યોજનાથી

સર્વ નય-જાણપણું હોય. ઉપલક્ષણે સ્વસમય વચન પણ અનનુયોગે વિશેષિત અપ્રમાણ હોય.

વળી હેમાચાર્યે કહ્યું છે:—

" तत्रापि न च द्वेषः कार्यो विषयस्तु यत्नतो मृग्यः।
तस्यापि न सद्वचनं सर्वं यत्प्रवचनादन्यत् ॥

**ભાવાર્થ:**—તેના પ્રત્યે પણ દ્વેષ કરવા યોગ્ય નથી, પરંતુ પ્રયત્નપૂર્વક વિષયને વિચારવો (શોધવો); પ્રવચનથી જેનું સર્વ જુદું પડતું હોય તેનું પણ સદ્વચન ન ગણાય.

**અનુવાદ:**—

સર્વે અવિશેષિત વચન, નહિ અપ્રમાણ, પ્રમાણ;
વચન વિશેષિત માન્ય એ, સર્વનયજ્ઞતા જાણ. ૩

**જ્ઞાનમંજરી:**—બધાં વચન એકાંતે અપ્રમાણ નથી કે પ્રમાણ પણ નથી; વિધિ નિષેધનો ઉપદેશ નથી. પ્રથમ જે પ્રમાણ હોય છે, તેજ ગુણની વૃદ્ધિ થતાં ધ્યાનમાં લીન થયેલાને અપ્રમાણ હોય છે.

જે આહાર ગ્રહણ કરવા યોગ્ય નથી તે પ્રથમ અપ્રમાણ છે અને તેજ આહાર ગીતાર્થ આદિને પ્રમાણ છે એ " ભગવતી સૂત્ર "ની ટીકાને આધારે જાણવા યોગ્ય છે; તોપણ ગાથા-

" परमरहस्समिसीणं सम्मत्तगणिपिडगधरिअसाराणं।
परिणामिअं पमाणं निच्छयमवलंबमाणाणं ॥ "

**ભાવાર્થ:**—સમ્યક્ ગણિ પિટક (દ્વાદશાંગી-શ્રુતજ્ઞાન) જાણનારામાં ઉત્તમ ઋષિઓનું પરમ રહસ્ય એ છે કે નિશ્ચયનું અવલંબન કરનારને પરિણામ પ્રમાણભૂત છે.

'પંચવસ્તુ' ની ટીકામાં "**पसणमाइ तणुयोगा**"

ઈત્યાદિ બધુંય અવિશેષિત, બીજા મતમાં કહેલું સદ્દવચન વિશેષ રહિત છે. અપેક્ષા સહિત યોજેલું પ્રમાણ ગણાય; વિષય પરિશોધક નયે યોજેલું પ્રમાણ ગણાય. ઉપલક્ષણથી સ્વમતનું વચન પણ શાસ્ત્રાધાર વિના કહેલું અપ્રમાણ માનવું; તે પાંચમા અંગ (ભગવતીસૂત્ર) માં મંડુકશ્રાવકના અધિકારથી જાણવા યોગ્ય છે. વળી કહ્યું છે કે—

"**सुत्तत्थो खलु पढमो, बीओ निज्जुत्तिमीसिओ भणिओ ।**
**तइआ अ निरवसेसो एस विहो होइ अणुओगो ॥**"

**ભાવાર્થ**:—સૂત્રનો અર્થ ખરેખર પ્રથમ, નિર્યુક્તિકાર ઋષિઓએ કહેલો બીજો અને સમગ્ર અર્થ એ ત્રીજો એ પ્રકારે અનુયોગ હોય છે. અનુયોગ રહિત વચન પ્રમાણ નથી.

એમ વિચારી સ્યાદ્વાદ ઉપયોગ સહિત સર્વ નયોનું જ્ઞાન કર્તવ્ય છે. વળી પક્ષનો ત્યાગ કરીને સમભાવનું અવલંબન કરવા યોગ્ય છે. આત્મધર્મની સિદ્ધિ હિતકારી છે. ૩

**लोके सर्वनयज्ञानां ताटस्थ्यं वाप्यनुग्रहः ।**
**स्यात्पृथग् नयमूढानां स्मयार्त्तिर्वा[1]तिविग्रहः ॥ ४ ॥**

**ભાષાર્થ**:—લોકને વિષે સર્વનયના જાણને સમવૃત્તિ પણું (તાટસ્થ્ય) તટસ્થપણું અથવા વ્યવહાર દશાએ ઉપકાર બુદ્ધિ હોય; વળી જૂદા જૂદા નયમાં મૂઢ થયેલાને અહંકારની પીડા અને ઘણો કલેશ હોય છે.

**અનુવાદ**:—

સમવૃત્તિ સર્વ નયજ્ઞની, ઉપકારક જગમાંય;
ભિન્નનય-મૂઢને પીડે, આગ્રહ, માન સદાય. ૪

---

૧ **वाप्यनिग्रहः** પાઠાંતર.

**જ્ઞાનમંજરી**:—ચતુર જન-સમૂહમાં સર્વ નયના રહસ્યને જાણુનારનું સમીપવર્તીપણું ( તટસ્થતા, પાર્શ્વવર્તીપણું) ઉપકારકારક છે; સર્વત્ર પરીક્ષકપણું હિતરૂપ છે; અને એક એક નયના પક્ષની પકડવાળાને માનરૂપ ગાંડપણુની પીડા અથવા કદાગ્રહ હોય છે.

કહ્યું છે કે—

"**कालो सहाव नियइ, पुव्वकयं पुरिसकारणे पंच।**
**समवाये सम्मत्तं, एगंते होइ मिच्छत्तं ॥**"

**ભાવાર્થ**:—કાળ, સ્વભાવ, નિયતિ, પૂર્વકૃત અને પુરૂષાર્થ એ પાંચ એકત્ર થાય ત્યાં સમ્યકત્વ છે; એકાંતે મિથ્યાત્વ છે.

અહિં ઉપાદાન કારણુપણાને લીધે પુરૂષાર્થની મુખ્યતા છે, કાળ, સ્વભાવ અને પૂર્વકૃતનું કારણુપણું નિમિત્ત અને અસાધારણુ અપેક્ષાએ છે, નિયતિનું કારણુપણું ઉપચારથી છે. 'વિચારામૃતસંગ્રહ' માં એનું (નિયતિનું) અનિત્યપણું કહ્યું છે. એમ મિથ્યાગ્રહરૂપ નિયત પક્ષ આજીવિકોનો છે જૈનોનો નથી. એ પ્રકારે જૈન માર્ગમાં અંશે હોવા છતાં અપેક્ષા સહિત હોવાથી સમુચ્ચય વચન છે. ૪

**श्रेयः सर्वनयज्ञानां विपुलं धर्मवादतः।**
**शुष्कवादाद्विवादाच्च परेषां तु विपर्ययः॥ ५॥**

**ભાષાર્થ**:—સર્વનનયના જાણુને ધર્મવાદ (તત્ત્વજ્ઞાર્થી પૂછે, તત્ત્વજ્ઞ કહે તે ધર્મવાદ) થી ઘણું કલ્યાણુ થાય છે; સૂકા વાદથી અને વિવાદથી એકાંત દ્દષ્ટિને આશ્રેયજ હોય. શુષ્કવાદ તે કહિએ જયાં કંઠ-તાલુ શોષ માત્ર થાય; વિવાદ તે કહિએ જયાં પરવાર્તાના કાર્યની હાનિ થાય.

અનુવાદઃ—

સર્વનયજ્ઞનું હિત અતિ, ધર્મ–વાદથી જાણ;
શુષ્ક વાદ વિવાદથી, અહિત અન્યને માન. ૫

**જ્ઞાનમંજરીઃ**—યથાર્થતા રહિત માત્ર કંઠ અને તાળવાને સૂકાવનાર (બકવાદ) શુષ્કવાદ છે; તે કષાયયુક્ત હોવાથી તજવા યોગ્ય છે. પરપક્ષને હરાવવાની બુદ્ધિએ સ્વપક્ષ સ્થાપવા માટે વિવાદ છે તે પણ હેય છે. તત્વજ્ઞાની પરસ્પર તત્વજ્ઞાન અર્થે તત્વના જિજ્ઞાસુને જે કહે છે તે ધર્મ વાદ છે. સર્વનયોને જાણનાર ધર્મવાદ રૂપે તત્વ કહેવામાં રસિક વકતા છે અને સાંભળનાર તત્વજ્ઞાન રસિક હોય તો બન્નેના યથાર્થ યોગ ધર્મ કથનથી અત્યંત કલ્યાણ થાય છે. જો તેવા સાંભળનાર ન હોય, તો પણ તત્ત્વ બોધનની ઇચ્છાએ ધર્મ કથા કરવી હિતકારી છે; પણ શુષ્કવાદ અને વિવાદથી એકાંત દૃષ્ટિનું અકલ્યાણ થાય છે. સૂક્ષ્મ અર્થનું કથન પાત્રની યોગ્યતાથી ધર્મહિત કરવારૂપ ભાવ–અનુકંપા છે. ૫

હવે સન્માર્ગની પ્રશંસા કરે છેઃ—

**प्रकाशितं जनानां यैर्मतं सर्वनयाश्रितम् ॥**
**चित्ते परिणतं चेदं येषां तेभ्यो नमोनमः ॥ ६ ॥**

**ભાષાર્થઃ**—લોકો પ્રત્યે જે પુરૂષે સ્યાદ્‌વાદ ગર્ભિત મત (પ્રવચન) પ્રકાશ્યો તે પુરૂષને અને એ સર્વનયાશ્રિત (સ્યાદ્‌વાદ) મત જેમના ચિત્તમાં પરિણમ્યો તેમને વારંવાર નમસ્કાર હો!

અનુવાદ:—

સર્વનયાશ્રિત મત કહ્યો જનને તે ગુરુ પૂજ્ય;
જેના મનમાં પરિણમ્યો, તે જન પણ ધન્ય ધન્ય. ૬

**જ્ઞાનમંજરી:**—જે સર્વજ્ઞ, આચાર્ય, ઉપાધ્યાય અને સમ્યક્ દર્શન-જ્ઞાન-ચારિત્રમાં પરિણમેલા શ્રી હરિભદ્ર આદિ સંવિગ્ન પાક્ષિક યથાર્થ ઉપદેશકોએ સર્વ નય સાપેક્ષ સ્યાદ્-વાદ ગર્ભિત મોક્ષના અંગરૂપ ઇષ્ટ શાસન પ્રકાશ્યું છે તેમને નમસ્કાર હો! શુદ્ધ ઉપદેશકોજ વિશ્વમાં પૂજ્ય છે. ભવ ભાવનામાં કહ્યું છે કે:-

भद्दग-बहुस्सुआणं, बहुजणं संदेह पुच्छणिज्जाणं।
उज्जोइ अभुवणाणं झाणंमविकेवलं मयंके ॥ १ ॥
ते पुज्जा तिअलोए सव्वत्थवि जाण निम्मलं नाणं।
पुज्जाणवि पुज्जायरा, नाणी चारित्त जुत्ता य ॥ २ ॥

તથા ઉપદેશમાલામાં કહ્યું છે:—

सावज्जजोग परिवज्जणाओ, सव्वुत्तमो जइधम्मो।
बीओ सावगधम्मो तइओ संविग्ग पक्खपहो ॥ १ ॥
सुज्झइ जई सुचरणो, सुज्झइ सुस्सावगोवि गुणकलिओ।
ओसन्नचरणकरणो, सुज्झइ संविग्गपक्खरुइ ॥ २ ॥
संविग्गपक्खियाणं लक्खणमेयं समासओ भणिअं।
आसन्नचरणकरणावि, जेणं कम्मं विसोहंति ॥ ३ ॥
सुद्धंसुसाहुधम्मं, कहेइ निंदई य नियमायारं।
सुतवस्सियाण पुरओ, होई सव्वो मरायणिओ ॥ ४ ॥
वंदई नय वंदावई कियकम्मं कुणई कारवइ नेव।
अतट्ठा नवि दिक्खइ देइ सुसाहूण बोहेउं ॥ ५ ॥

**ભાવાર્થ:**—સાવદ્ય (હિંસાકારી) યોગનો ત્યાગ હોવાથી યતિધર્મ (મુનિપણું) સર્વોત્તમ છે; બીજો શ્રાવક ધર્મ અને ત્રીજો સંવિગ્ન પક્ષનો માર્ગ છે. ૧

સુચારિત્રવાળો યતિ (મુનિ) શુદ્ધ છે, સમ્યક્ દર્શન અને વ્રતાદિ ગુણ જેને પ્રગટયા છે એવો સુશ્રાવક પણ શુદ્ધ છે અને ચરણ કરણ (આચાર)માં શિથિલ મુનિ પણ સંવિગ્ન પક્ષની રૂચિવાળો શુદ્ધ છે. ૨

સંવિગ્ન પક્ષવાળાનાં લક્ષણ ટુંકામાં આ કહ્યાં છે:- ચરણ કરણમાં શિથિલતાવાળો પણ જેથી કર્મનું વિશોધન (શુદ્ધિ-કર્મનાશ) થાય એવો શુદ્ધ સુસાધુનો ધર્મ કહે પોતાના આચારની નિંદા કરે અને સુતપસ્વીઓની આગળ સર્વથી કમ રત્નત્રયવાળો (અલ્પસંયમવંત) થઇ રહે. ૩-૪

વંદન કરે, પણ વંદન કરાવે નહિ; સેવા કરે, કરાવે નહિજ, પોતાને માટે (પોતાનો શિષ્ય કરવા) કોઇને દીક્ષા આપે નહિ, પરંતુ બોધ આપીને (જેને સાધુ થવું હોય તેને બુઝવીને) સુસાધુને સોંપે. ૫

ઇત્યાદિ ગુણો સહિત જે ઉપદેશેલું છે તે સત્ય છે, વળી આ સ્યાદ્‌વાદ ગર્ભિત તત્ત્વ ધર્મ સ્વરૂપ જેમના ચિત્તમાં પરિણામ પામ્યું છે એટલે શ્રદ્ધા-જ્ઞાન-રમણતાના ભાવથી વ્યાપ્યું છે તેમને પણ પ્રણામ હો! સર્વજ્ઞે કહેલા માર્ગને અનુસરનારા (માર્ગાનુસારી) પુરૂષો પણ ધન્ય છે, તો તે ધર્મભાવ જેમના હ્રદયમાં પરિણમ્યો છે તેમની શી વાત! સર્વજ્ઞ શાસનને નમસ્કાર હો! અને સર્વજ્ઞના માર્ગે પ્રવર્તતા પુરૂષોના સંઘ (સમૂહ)ને નમસ્કાર હો! ૬

निश्चये व्यवहारे च त्यक्त्वा ज्ञाने च कर्मणि ।
एकपाक्षिकविश्लेषमारूढाः शुद्धभूमिकाम ॥ ७ ॥
अमूढलक्ष्याः सर्वत्र पक्षपातविवर्जिताः ।
जयंति परमानन्दमयाः सर्वनयाश्रयाः ॥ ८ ॥

**ભાષાર્થ**:—નિશ્ચય નયમાં અને વ્યવહાર નયમાં તથા જ્ઞાન પક્ષમાં અને ક્રિયા પક્ષને વિષે એક પક્ષગત જે ભ્રમ સ્થાન તેને તજીને જ્ઞાન પરિપાકરૂપ શુદ્ધ ભૂમિકા પર ચઢેલા, (વેધ) લક્ષ્યને ન ભૂલે એવા, સર્વ ભૂમિકાએ કદાગ્રહ રહિત, પરમાનંદ-મય (ભરપૂર) અને સઘળા નયના આશ્રય વાળા જયવંત વર્તે છે (સર્વોત્કર્ષે સહિત પ્રવર્તે છે,)

**અનુવાદ**:—

નિશ્ચય ને વ્યવહારનો, જ્ઞાન-ક્રિયાનો તેમ;
એકાંતિક આગ્રહ તજી, ચઢી ભૂમિકા એમ. ૭
પક્ષપાત સર્વત્ર તજી, અચુક લક્ષ્ય આધાર;
સર્વનય-આશ્રય સજી, લહે પરમ સુખ જયકાર. ૮

**જ્ઞાનમંજરી**:—આવા પુરૂષો સર્વોત્કર્ષપણે (જયવંત) વર્તે છે. કેવા પુરૂષો ? શુદ્ધ આત્મ પરિણુતિરૂપે (નિશ્ચયે) અને વીર્ય પ્રવર્તનરૂપે (વ્યવહારે) તથા જ્ઞાન (ઉપયોગ) પક્ષમાં અને ક્રિયાપક્ષમાં એકાંત ગ્રહરૂપ ભ્રમસ્થાન ત્યજીને જ્ઞાન પરિપાકરૂપ ભૂમિકાને પ્રાપ્ત થયેલા એટલે જ્ઞાનના અનુભવરૂપ સ્થાનમાં રહેલા, શુદ્ધ આત્મસ્વરૂપમાં (લક્ષ્યમાં) મૂઢતા રહિત એટલે જીવ-અજીવ, ઈષ્ટ, અનિષ્ટ વસ્તુમાં પક્ષપાત (એકાંત આગ્રહ) રહિત, અમૂર્ત (પરમ) આનંદથી

ભરપૂર અને સર્વનયોના આધારવાળા પુરૂષો જયવંત વર્તે છે એટલે સમ્યક્ દર્શન આદિ ગુણોથી પૂર્ણ બને છે.

તેથી પોતાના સત્તામાં રહેલા ધર્મોના સાધન માટે સાધવા તૈયાર થયેલા સ્વકાર્યરૂપ ચેતનાદિ પરિણતિરૂપ ચક્રના સાધનની પ્રવૃત્તિમાં પ્રવર્તેલાને (પ્રવૃત્તચક્ર યોગીને) પ્રેરનારા સમસ્ત પરભાવના પ્રસંગથી રહિત સ્યાદ્વાદ નય માર્ગથી યથાર્થ વસ્તુ સ્વરૂપના લક્ષને પામેલા આચાર્ય–ઉપાધ્યાય જયવંત વર્તે છે. વિશ્વમાં વ્યાપેલા વ્યામોહને નિવારવાને પ્રવીણ એવા વાકય–અમૃતથી દાનથી (બોધ દેવાથી) અનાદિના મોહરૂપ કાળકુટ વિષને જેમણે નાશ કર્યો છે, પોતાના આત્મતત્ત્વની અનંત સંપત્તિના વિલાસની લીલામાં મગ્ન નિર્ગ્રંથ છતાં મહારાજ, અસંગ છતાં અનંત ગુણોને ધારણ કરનાર, નિરાકુલ છતાં સ્વઆત્મસાધન કાજે વ્યાકુળ વનવાસી છતાં સ્વપર્યાયરૂપ પુષ્પરસ પીવામાં મગ્ન થયેલા શ્રીમદ્ સર્વજ્ઞની કહેલી આજ્ઞા વહેનાર ધુરંધર સમાન, માર્ગાનુસારી છતાં યથાશક્તિ ગુણ વધારવાને જેમણે લક્ષ રાખ્યો છે, દ્રવ્ય–ભાવ સાધન વડે શુદ્ધ પરમાત્મારૂપ સાધ્ય પ્રત્યે જેમણે દૃષ્ટિ રાખી છે, તેજ જ્ઞાનસાર ને ગ્રહણ કરવામાં કુશળ ગણવા યોગ્ય છે. ૭–૮

હવે ઉપસંહારાર્થે સર્વ અષ્ટકોની ભાવનારૂપ નામ–કથના કહે છે.

**पूर्णो मग्नः स्थिरोऽमोहो, ज्ञानी शान्तो जितेन्द्रियः।**
**त्यागी क्रियापरस्तृप्तो, निर्लेपो निस्पृहो मुनिः॥ १॥**

**ભાષાર્થઃ**—૧ પૂર્ણુ (પૂરો); ૨ મગ્ન-જ્ઞાનમગ્ન, ઉપરથી ઉપમારૂપ નહિ; ૩ તેથીજ યોગ સ્થિરતાવંત (સ્થિર); ૪ તેથીજ મોહ રહિત ૫ તેથીજ જ્ઞાની (તત્ત્વજ્ઞ); ૬ તેથીજ ઉપશવંત; ૭ તેથીજ ઈન્દ્રિયો જેણે જીતી છે એવો; ૮ તેથીજ ત્યાગી—કહ્યું છે કેઃ—

**बांधवधनेन्द्रियत्यागात्त्यक्तभयविग्रहः साधुः ।**
**त्यक्तात्मा निर्ग्रंथस्त्यक्ताहंकारममकारः ॥**

**ભાવાર્થઃ**—સ્વજન, ધન અને ઈન્દ્રિયોના વિષયોના ત્યાગથી જેણે ભય અને કલહને ત્યાગ કર્યો છે એવો સાધુ, ત્યાગમૂર્તિ, નિર્ગ્રંથ-અહંભાવ અને મમત્વભાવના ત્યાગી હોય છે.

૧ પૂર્ણુ, ૨ મગ્ન; ૩ સ્થિર, ૪ મોહરહિત, ૫ જ્ઞાની, ૬ શાન્ત, ૭ જિતેન્દ્ર; ૮ ત્યાગી, ૯ તેથીજ ક્રિયાપર (વચન ક્રિયાઅનુષ્ઠાન ઓળંગી અસંગ-ક્રિયામાં નિષ્ઠ); ૧૦ તેથીજ તૃપ્ત-આત્મસંતુષ્ટ, તેથીજ ૧૧ નિર્લેપ (લેપરહિત) ૧૨. તેથીજ નિઃસ્પૃહ (સ્પૃહા રહિત); ૧૩. તેથીજ મુનિ ભાવ મૌનવંત છે.

**અનુવાદઃ**—

[૧] પૂર્ણુ, [૨] મગ્ન, [૩] સ્થિર, [૪] મોહ રહિત, [૫] જ્ઞાની [૬] શાંત [૭] જિતેન્દ્ર;
[૮] ત્યાગી, [૯] ક્રિયાપર, [૧૦] તૃપ્ત ને [૧૧] નિર્લેપ, [૧૨] નિસ્પૃહ, [૧૩] મુનીન્દ્ર. ૧

**જ્ઞાનમંજરીઃ**—અનાદિ કાળથી પરભાવના અનંત કોળીઆ ગળ્યા છતાં આ જીવ તૃષ્ણારૂપ રોગથી ઘેરાયેલો

હોવાથી અપૂર્ણજ રહ્યો, ધરાયો નહિ, તેજ જીવ આત્માના પોતાના રસને ચાખતાં આત્મતત્ત્વના અનંત ધર્મોથી પૂર્ણ થયેલો, તેના રસને ચાખવામાં કોઇ બાધા નથી એ આદિ સર્વ ગુણ પ્રાપ્ત થતાં, પૂર્ણ સ્વરૂપ બન્યો એમ પૂર્ણત્વ સ્વરૂપ કહેનારૂં પ્રથમ અષ્ટક છે. ૧

જે પૂર્ણ હોય તેજ તે પૂર્ણ સ્વરૂપમાં મગ્ન હોય છે; તેના અનુભવમાં લીન રહે છે, તેજ લીનતા સ્વરૂપે બને છે. પરભાવમાં લીનતાજ અનંત સંસારમાં પરિભ્રમણ કરવાનું મૂળ છે, તેથીજ તેવી મગ્નતા તો અનાદિ કાળથી છે તે તજવા યોગ્ય છે. સ્વરૂપમાં મગ્નતા તેજ ખરી મગ્નતા છે તેનું પ્રતિપાદન કરનાર બીજું અષ્ટક છે. ૨

જે મગ્ન હોય તે સ્થિર હોય છે, અધૂરાને ગ્રહણ કરવાની ઇચ્છાથી ચપલતા હોય છે. પૂર્ણને ગ્રહણ કરવા યોગ્ય કંઇ નથી તેથી સ્થિરતા છે; તેથી સ્થિર અષ્ટક કહ્યું છે. ૩

જે સ્થિર હોય તે મોહ રહિત હોય તેથી અમોહ અષ્ટક કહ્યું. ૪

મોહ રહિતનેજ તત્ત્વજ્ઞાન હોય છે તેથી પાંચમું તત્ત્વ-જ્ઞાન અષ્ટક કહ્યું. ૫

જે જ્ઞાની છે તે ઉપશમવંત શાંત હોય છે તેથી શમ-અષ્ટક કહ્યું. ૬

જે શાંત થયો હોય તેજ ઇન્દ્રિયો પર વિજય મેળવે છે, તેથી ઇન્દ્રિય જય-અષ્ટક કહ્યું છે. ૭

જે ઇન્દ્રિય વિજયી છે તેજ પરભાવનો ત્યાગી બને છે તેથી ત્યાગ અષ્ટક કહ્યું. ૮

ત્યાગીજ વચન અનુષ્ઠાન અનુક્રમે અસંગ અનુષ્ઠાનવાળો ક્રિયા રહિત (અસંગ) બને છે તેથી ક્રિયા અષ્ટક કહ્યું છે. ૯

અસંગ ક્રિયાવંતને આત્મામાં સંતોષ હોય છે તેથી તૃપ્તિ અષ્ટક કહ્યું. ૧૦

જે તૃપ્ત હોય તે નિર્લેપ રહી શકે, રાગાદિ લેપ રહિત હોય તેથી નિર્લેપ અષ્ટક કહ્યું. ૧૧

જે નિર્લેપ છે તે નિ:સ્પૃહ હોય તેથી નિસ્પૃહ અષ્ટક કહ્યું છે. ૧૨

જે નિ:સ્પૃહ હોય તે મૌનવંત મુનિ હોય છે તેથી મૌન-અષ્ટક કહ્યું. ૧૩

**विद्या विवेक संपन्नो मध्यस्थो भयवर्जितः।**
**अनात्मशंसकस्तत्त्वदृष्टिः सर्व समृद्धिमान् ॥ २ ॥**

**ભાષાર્થ:**—૧૪ તેથીજ વિદ્યા સંપન્ન, ૧૫ તેથીજ વિવેક સંપન્ન, ૧૬ તેથીજ મધ્યસ્થ ૧૭ તેથીજ સર્વ ભય રહિત ૧૮ તેથીજ આત્મશ્લાઘા ન કરે એવો—અકીર્તિના ભયનો અભાવ કરનારી ભાવના એવી ભાવી છે કે પોતાની પ્રશંસા તે ન કરે; ૧૯ તેથીજ તત્ત્વદૃષ્ટિ, પરમાર્થ દૃષ્ટિવંત છે; ૨૦ તેથીજ તેને સર્વ ઋદ્ધિ ઘટમાં પ્રગટી છે, તેથી સર્વ સમૃદ્ધિમાન છે.

**અનુવાદ:—**

૧૪ વિદ્યાવંત, ૧૫ વિવેકવંત, ૧૬ મધ્યસ્થ, ૧૭ ભયજીત;
૧૮ અનાત્મશંસક, ૧૯ તત્ત્વદૃગ્ ૨૦ સર્વ સમૃદ્ધિ સહિત. ૨

**જ્ઞાનમંજરી:**—૧૪ વિદ્યા-શ્રુતજ્ઞાનનો અભ્યાસ; ૧૫ સ્વપરનો ભેદ સમજવારૂપ વિવેક; એ બન્નેનું વર્ણન વિદ્યાષ્ટક અને વિવેક-અષ્ટકમાં કહ્યું છે; ૧૬ જે વિદ્યા-વિવેકવંત હોય તે મધ્યસ્થ હોય છે; ઇષ્ટ અનિષ્ટ વસ્તુ પ્રત્યે રાગ દ્વેષ રહિત હોય છે તે જાણવા માધ્યસ્થ-અષ્ટક કહ્યું છે ૧૭ મધ્યસ્થ ભય રહિત હોય છે તેથી ભય-ત્યાગ અષ્ટક કહ્યું છે; ૧૮ ભય રહિતને આત્મશ્લાઘા (પોતાની પ્રશંસા) ગમતી નથી તેથી અનાત્મપ્રશંસા, કીર્તિ આદિની અભિલાષા રહિત હોય તે તત્ત્વદૃષ્ટિ હોય છે, તેથી તત્ત્વદૃષ્ટિ-અષ્ટક કહ્યું છે; ૨૦ જે તત્ત્વ જ્ઞાની છે તેજ સમૃદ્ધ એટલે પરમ સંપત્તિવાળો છે તેથી સર્વ સમૃદ્ધિ અષ્ટક જણાવ્યું છે. ૨

**ध्याता कर्मविपाकानामुद्विग्नो भववारिधेः ॥**
**लोकसंज्ञाविनिर्मुक्तः शास्त्रदृग् निष्परिग्रहः ॥ ३ ॥**

**ભાષાર્થ:**—૨૧ સર્વસમૃદ્ધિ થવાનો અર્થ કર્મ વિપાકનો ધ્યાતા (વિચાર કરનાર) બને છે; ૨૨ તેથી વ્યવહાર દશાએ સંસાર સમુદ્રથી ભયભ્રાંત રહે છે, ૨૩ એમ નિર્વેદગુણવાળો લોક સંજ્ઞાથી છૂટે છે; ૨૪ તેથી લોકોત્તર માર્ગ પ્રાપ્ત થતાં શાસ્ત્રમાંહિ દૃષ્ટિવાળો બને છે, ૨૫ તેથી દ્રવ્ય-પરિગ્રહ રહિત થાય છે.

**અનુવાદઃ—**

૨૧ ૨૨
કર્મ વિપાક વિચારતો, માને ભવ ભય-ખાણ;
૨૩ ૨૪
લોક સંજ્ઞા રહિત તે, શાસ્ત્ર, પરિગ્રહ જાણ. ૩

**જ્ઞાનમંજરીઃ**—૨૧ જે સર્વ સમૃદ્ધ છે તે વિચિત્ર કર્મ વિપાકના ઉદય કાળે કર્મના વિપાકનો જ્ઞાતા અને ધ્યાતા બને છે, તેથી કર્મ વિપાક-અષ્ટક કહ્યું છે; ૨૨ જે કર્મના વિપાકનો વિચારક હોય તેજ સંસારથી ઉદ્વેગ પામે છે તેથી ભવોદ્વેગ-અષ્ટક કહ્યું છે, ૨૩ જે ભવથી ઉદ્વેગ પામ્યો છે તે લોક સંજ્ઞાથી છુટે છે તેથી લોક સંજ્ઞા ત્યાગ-અષ્ટક કહ્યું છે. ૨૪ તેજ શાસ્ત્ર દૃષ્ટિવાળો બને છે અને ૨૫ નિષ્પરિગ્રહી બને છે તેથી શાસ્ત્રદૃષ્ટિ અને નિષ્પરિગ્રહ અષ્ટક-લખ્યાં છે. ૩

**शुद्धानुभववान् योगी, नियागप्रतिपत्तिमान् ।**
**भावार्चाध्यानतपसां भूमिः सर्वनयाश्रितः ॥ ४ ॥**

**ભાષાર્થઃ**—૨૬ નિષ્પરિગ્રહતા સિદ્ધ થતાં શુદ્ધ અનુભવવંત બને છે; ૨૭ તેથીજ ભાવ યોગી બને છે; ૨૮ તેથીજ નિયાગ=મોક્ષ પ્રત્યે વળે છે; ૨૯ તેથી ભાવપૂજાની ભૂમિકા ૩૦ તથા ધ્યાનની ભૂમિકા ૩૧ તથા શુદ્ધ તપની ભૂમિકા પ્રાપ્ત કરે છે તથા ૩૨ સર્વ વિશુદ્ધ દ્વારે સર્વનયનો આશ્રય કરનાર બને છે.

**અનુવાદઃ—**

૨૬ ૨૭ ૨૮
અનુભવી, યોગી મહા નિયાગનો તે જાણ;
૨૯ ૩૦ ૩૧ ૩૨
ભાવ પૂજા કરી ધ્યાન, તપ, સર્વનયાશ્રિત માન ૪

**જ્ઞાનમંજરી:**—૧૬ જે નિષ્પરિગ્રહી છે તેજ શુદ્ધ આત્મતત્ત્વનો અનુભવી થાય છે, તેથી અનુભવાષ્ટક-કહ્યું; ૨૭ જે સ્વરૂપને અનુભવનાર છે તેજ યોગ ધ્યાન વાળો યોગી છે; ૨૮ જે યોગી છે તેજ નિશ્ચયથી કર્મ-યાગ કરનાર છે તેથી નિયાગ પ્રતિપત્તિ-અષ્ટક કહ્યું; ૨૯ તેજ ભાવપૂજા તથા ૩૦ ધ્યાન વડે ધ્યેયમાં એકતા પ્રાપ્ત કરે છે, અને તેજ તપ છે, ભાવપૂજા, ધ્યાન અને તપની ભૂમિ (સ્થાન) બને છે; એટલે ભાવપૂજા, ધ્યાન અને તપને નિરૂપણ કરનાર ત્રણ અષ્ટક કહ્યા છે. પછી ૩૨ સર્વ નયનો આશ્રય કરવારૂપ સમ્યક્ જ્ઞાનનું નિરૂપણ કરનાર બત્રીસમું અષ્ટક કહ્યું છે. ૪

એમ કારણ-કાર્ય પૂર્વક બત્રીસ અધિકારરૂપ પાટીઆં સહિત જ્ઞાનસાર નામે વહાણ ઉપર જ્યારે ભવ્ય જીવો ચઢે છે, ત્યારે મિથ્યા જ્ઞાનથી થતા પરિભ્રમણને લીધે ભયંકર, અતત્ત્વમાં એકતારૂપ ઉંડા પાણીવાળા, અસંયમરૂપ સમુદ્રને ઓળંગી, સમ્યક્ દર્શનરૂપ શેરીથી શોભતા, સમ્યક્ જ્ઞાનરૂપ ભંડારવાળા, સમ્યક્ ચારિત્રરૂપ આનંદના રસને લીધે મનોહર, અસંખ્યેય પ્રદેશે સ્વસંવેદ્ય (પોતાથી અનુભવી શકાય તેવી) તત્ત્વની વેદકતાની સંપત્તિરૂપ ચૌટાંવાળા જિન પ્રવચનરૂપ કોટ અને ઉત્સર્ગ-અપવાદરૂપ ખાઈ સહિત, નયનિક્ષેપે અનેક ગુણના સમૂહવાળા, સ્યાદ્વાદવાળા શહેરને પ્રાપ્ત કરે છે; એમ જ્ઞાનસારના ફળનો ઉપદેશ કરતો ગ્રંથના મુગટરૂપ છેલ્લો અધિકાર ઉપાધ્યાયોમાં ઇન્દ્રસમાન શ્રીમદ્ યશોવિજયજીએ કહ્યા છે. ૪

**स्पष्टं निष्टंकितं तत्त्वमष्टकैः प्रतिपन्नवान् ।**
**मुनिर्महोदयं ज्ञान-सारं समधिगच्छति ॥ ५ ॥**

**ભાષાર્થ:**—બત્રીસ અષ્ટકો વડે તત્ત્વના નિર્ધારને પ્રાપ્ત (સ્વીકારતા) મુનિ જેથી મહા ઉદય થાય એવા જ્ઞાનસારને પામે છે. જ્ઞાનસાર એટલે શુદ્ધ ચારિત્ર તથા પરમ મુક્તિ. કહ્યું છે કે:—

**" सामाइयमाइअं सुअनाणं जाव बिंदु साराओ।**
**तस्सवि सारो चरणं सारो चरणस्स निव्वाणं ॥ "**

**ભાવાર્થ:**—સામાયિક આદિક શ્રુતજ્ઞાન બિંદુસાર (બારમા અંગના અંત) સુધી, છે, તેનો પણ સાર ચારિત્ર છે અને ચારિત્રનો સાર નિર્વાણ છે.

**અનુવાદ:**—

અષ્ટકથી સ્પષ્ટ નિર્ધારિત તત્ત્વ તણો સ્વીકાર;
કરી મુનિ મહોદય વરે જ્ઞાનસાર ફળ ધાર. ૫

**જ્ઞાનમંજરી:**—ત્રણે કાળ જે વિષય વિકાર રહિત છે એવા મુનિ અષ્ટકો વડે સ્પષ્ટ આત્મપરિણમનરૂપ તત્ત્વનો નિર્ધાર કરી, અંગીકાર કરી મોક્ષરૂપ જ્ઞાનસાર (ચારિત્ર) તથા પરામુક્તિ પામે છે. ૫

**निर्विकारं निराबाधं ज्ञानसारमुपेयुषाम् ।**
**विनिवृत्तं पराशानां मोक्षोऽत्रैव महात्मनाम् ॥ ६ ॥**

**ભાષાર્થ:**—હવે સદ્ય ફળ જાતીય મુક્તિરૂપ દેખાડે છે:—વિકાર રહિત, બાધા રહિત એવા જ્ઞાનસારને પામનારને, તથા જેમની પર આશા નિવૃત્તિ છે (દૂર થઈ ગઇ છે) એવા મહાત્મા (મોટો આત્મા છે જેનો) ને આ ભવમાંજ (અહિંજ) મોક્ષ (બંધનિવૃત્તિ) છે.

**અનુવાદ:—**

નિર્વિકાર, નિર્બાધ જે, જ્ઞાન સાર ધરનાર;
પરની આશા તજી વરે અહિંજ મોક્ષ મુનિ સાર. ૬

**જ્ઞાનમંજરી:—**સમ્યક્ પ્રકારે આત્મભાવમાં પરિણમેલા મહાત્માઓને અહિંજ-આજ ભવે મોક્ષ થાય છે; જોકે સર્વ કર્મોથી મુકાવારૂપ મોક્ષનો અભાવજ છે, તથાપિ અહિં આનંદ અને સમતાવાળા, સ્વભાવના સુખમાં લીન મહાત્મા-ઓને વાનગી (અંશ)રૂપે મોક્ષ સુખ હોવાથી ઉપચારથી મોક્ષનો આરોપ કર્યો છે, કેવા મહાત્માઓને ? વિકાર રહિત, પુદ્ગલના સંયોગરૂપ બાધાથી રહિત, જેમને તત્ત્વજ્ઞાનમાં એકતારૂપ ચારિત્ર પ્રાપ્તિ છે; વળી કેવા મહાત્માને ? સર્વથા પુદ્ગલની આશાથી રહિત; નિર્વાંછક મહાત્માને અહિંજ મોક્ષ છે. ૬

**चित्तमार्द्रीकृतं ज्ञान-सारसारस्वतोर्मिभिः ।**
**नाप्नोति तीव्रमोहाग्निप्लोषशोषकदर्थनाम ॥ ७ ॥**

**ભાવાર્થ:—**જ્ઞાનના સાર (જ્ઞાનસાર) રૂપ સરસ્વતીના કલ્લોલો વડે જેણે મનને ભીનું કર્યું છે તેને તીવ્ર (આકરા) મોહરૂપ અગ્નિના દાહથી શોષરૂપ પીડા ન થાય.

**અનુવાદ:—**

જ્ઞાનસાર સરસ્વતી—કલ્લોલે ભીંજાય;
મન જેનું તેની ટળે મોહ દાહની લાય. ૭

**જ્ઞાનમંજરી:—**જ્ઞાનસાર નામના ગ્રંથની વાણી (સરસ્વતી) ની ઉર્મિઓ (મોજાં) વડે જેમનું હૃદય ભીંજાયું

છે તે જીવોને તીવ્ર મોહરૂપ અગ્નિના દાહથી શોષરૂપ પીડા થતી નથી. તેથી જ્ઞાનસારરૂપી આસાર (અખંડ ધારાએ વર્ષતા) વરસાદથી તરબોળ થયેલા ચિત્તવાળા ભવ્ય જીવોને મોહરૂપ અગ્નિનો તાપ લાગતો નથી. ૭

તેજ વાત ફરી કહે છે:—

**अचिन्त्या कापि साधूनां ज्ञानसारगरिष्ठता ।**
**गतिर्ययो–र्ध्वमेव स्यादधःपातः कदापि न ॥ ८ ॥**

**ભાષાર્થ:**—સાધુના જ્ઞાનસારનું ગૌરવ (મહાત્મ્ય અને ભાર) કોઈએ ન ચિંતવી શકાય તેવું છે, કે જે ગૌરવ–ભારથી ઉંચી ગતિજ થાય. અકરણ (અકૃત્રિમ) નિયમથી બીજી ગુરુતાથી ઊર્ધ્વગતિ ન હોય, અધોગતિ હોય. તે માટે જ્ઞાન–ગુરુતા અચિંત્ય કહી.

**અનુવાદ:**—

જ્ઞાનસાર ગૌરવ અહો ! અચિંત્ય કોઇ જણાય;
તેથી ઊર્ધ્વ ગતિજ ફળ, પડે ન કદિ મુનિરાય. ૮

**જ્ઞાનમંજરી:**—હે ! ભવ્ય, પરમ પદ પ્રાપ્ત કરનાર સાધુઓનું કોઇ અચિંત્ય (ચિંતવવું અશકય) જ્ઞાનસાર ગૌરવ છે. યથાર્થ રીતે પોતાનું અને પરનું ભાન તે જ્ઞાન છે તેનો સાર તે ચારિત્ર વૈરાગ્ય છે; તેની ગરિષ્ઠતા, મહત્તા કે ગુરુત્વ અચિંત્ય, વિચારમાં આવવું દુર્લભ છે. બીજી ગુરુતા (ભારે-પણું) અધોગમનનું કારણ છે (નીચે પડનાર સ્વભાવવાળી છે) પણ જ્ઞાન ગુરુત્વ ઊર્ધ્વતા (ઉંચી ગતિ) નું કારણ છે; તેથીજ અચિંત્ય છેકે જે ગુરુત્વથી ઉર્ધ્વગતિ થાય કદી અધો-

ગતિ (નીચે પડવાનું) ન બને. દ્રવ્યથી ઉર્ધ્વતા જીવોને ઉચ્ચ ગોત્ર આદિના ઉદયરૂપ છે; ક્ષેત્રથી ઊર્ધ્વલોક (દેવ લોક) માં જવારૂપ છે; ભાવથી સમ્યકત્વ આદિ ઉત્તરોત્તર ગુણ આદિમાં ઉન્નતિરૂપ છે. તેથી જ્ઞાન ગરિષ્ઠ છે તે સ્વર્ગ કે મોક્ષરૂપ વા સમ્યક્ ચારિત્ર સ્વરૂપ ઊર્ધ્વતા પામે છે. ૮

વળી જ્ઞાન અને ક્રિયાથી મોક્ષ થાય છે. ગમે તે એક નો પણ વિરોધ કરનાર સાધક નથી; કારણ કે ક્રિયા વીર્યની વિશુદ્ધિરૂપ છે અને જ્ઞાન ચેતનાની વિશુદ્ધિરૂપ છે. ચેતના અને વીર્યની શુદ્ધિ જેને પ્રાપ્ત થઇ છે તેનેજ સર્વ સંવર છે. તો પણ ક્રિયાથી જ્ઞાનની અધિકતા છે એમ દર્શાવે છેઃ—

**क्लेशक्षयो हि मंडूक-चूर्णतुल्यः क्रियाकृतः।**
**दग्धतच्चूर्णसदृशो ज्ञानसारकृतः पुनः॥ ९॥**

**ભાષાર્થઃ**—ખરેખર, જેમ મંડૂક (દેડકાનું) ચૂર્ણ મેઘ વૃષ્ટિથી ફરી મંડૂકતાને પામે તેમ ક્રિયાથી કલેશ નાઠો તે કારણયોગે ફરી પેદા થાય, તેથી ક્રિયાથી કરેલો કલેશનો નાશ દેડકાના ચૂર્ણ સરખો છે; વળી જ્ઞાનસારે, શુદ્ધ ક્ષયોપશમ ભાવે કરેલો કલેશનો ક્ષય બાળેલા મંડૂક ચૂર્ણ સરખો છે. જેમ બાળેલું મંડક ચૂર્ણ સેંકડો વરસાદ પડે તો પણ ફરી દેડકો ઉત્પન્ન ન કરે, તેમ જ્ઞાનદગ્ધ કર્મ ફરી ન ફૂટે, ભોગવવાં ન પડે.

**અનુવાદઃ**—

કલેશ ટળે ક્રિયા કર્યે, મંડૂક-ચૂર્ણ સમાન,
જ્ઞાન સારથી દગ્ધ ચૂર્ણ, નિર્બીજતા સમ માન. ૯

**જ્ઞાનમંજરીઃ**—ક્રિયાથી કરેલો કર્મ(ક્લેશ) ક્ષય દેડકાના ચૂર્ણ સમાન જાણવા યોગ્ય છે; જેમ દેડકાનું ચૂર્ણ વરસાદના યોગે અનેક નવાં દેડકાં ઉત્પન્ન થવાનું નિમિત્ત બને છે. તેમ ક્રિયા વડે અશુભ કર્મનો ક્ષય થાય છે, તથાપિ શુભ કર્મોની અત્યંત વૃદ્ધિ થાય છે; વળી શુભ કર્મોને ભોગવતી વખતે અશુભ કર્મોની વૃદ્ધિ થાય છે એમ જાણવું. પ્રથમજ જ્ઞાનસાર વડે કર્મનો ક્ષય કર્યો હોય તે દેડકાના ચૂર્ણને બાળી નાખવા સમાન છે. તેથી જ્ઞાન આનંદ વડે કર્મોનો કરેલો ક્ષય ફરી કર્મની ઉત્પત્તિનું કારણ થતો નથી જેમ દેડકાનું ચૂર્ણ બાળી નાખેલું હોય તો ફરી દેડકાની ઉત્પત્તિનું કારણ બનતું નથી. આ ઉપદેશ પદથી સર્વ જાણવા યોગ્ય છે. આગમમાં પણ આલાવો છે કે "**सीलं सेयं सुअं सेयं**" ઇત્યાદિ. શીલ શ્રેયરૂપ છે, શ્રુત શ્રેયરૂપ છે, આદિ. તેમજ પંચ નિર્ગ્રંથશતક' માં કહ્યું છે કે અલ્પ શ્રુતજ્ઞાનવાળા મુનિઓને આહાર આદિ સંજ્ઞા હોય છે, બહુશ્રુત મુનિઓને આહાર આદિ સંજ્ઞાનો નિષેધ કરેલો છે એમ સર્વત્ર ઘટાવવું. ૯

**ज्ञानपूतां परेऽप्याहुः क्रिया हेमघटोपमाम् ।**
**युक्तं तदपि तद्भावं न यद्भग्नापि सोज्झति ॥ १० ॥**

**ભાષાર્થઃ**—જ્ઞાને કરીને પવિત્ર એવી ક્રિયાને સૌગત (બૌદ્ધ) આદિ પણ સુવર્ણના ઘડા સમાન ગણે છે, તે પરવચન પણ ઘટારત છે જે (જ્ઞાન સહિત ક્રિયા) પતિત (સુવર્ણનો ઘડો પડીને ભાંગી જાય) પણ તે ક્રિયાના ભાવ (સોનાપણાને તજતી નથી તેટલા માટે "**बंधे ण वोलइ कयावि**" બંધમાં

કદાપિ રૂલે નહિ, રાચે નહિ; એ વચનથી જ્ઞાન ક્રિયાથી બંધ ટળ્યો (વ્યુચ્છિત્તિ થઈ) તે ફરી ન હોય.

**અનુવાદઃ**—

બૌદ્ધ પણ જ્ઞાન સહ ક્રિયા, કહે કનકઘટ તુલ્ય,
તે પણ યુક્ત વિચારતાં, પતિત છતાંય અમુલ્ય. ૧૦

**જ્ઞાનમંજરી**:—અન્ય ધર્મીજનો પણ જ્ઞાનથી પવિત્ર થયેલી ક્રિયાને એટલે શુભયોગની પ્રવૃત્તિરૂપ ક્રિયાને સુવર્ણ કળશ સમાન કહે છે તે તેમનું વચન પણ યોગ્ય છે; સોનાનો ઘડો ભાગીજાય પણ સોનાની કિંમત જતી રહેતી નથી; તે પ્રમાણે સત્ જ્ઞાન સહિત ક્રિયા છૂટી ગયા પછી પણ તેથી પડી ગયેલાને પણ અધિક સ્થિતિનો બંધ થતો નથી. "**बंधेण न वोलई कयावि**" એ વચનથી. જ્ઞાની ક્રિયાના યોગે સ્થિતિનો ક્ષય કરે છે; તેથી પતિત થયા છતાં પણ તે સ્થિતિ સ્થાનને તજતા નથી, તેથી જ્ઞાનપૂર્વક અવસ્થાજ હોય છે. તેજ પ્રમાણે "ઉપપાતિકઉપાંગ" માં કહ્યું છે કે મિથ્યાદૃષ્ટિ એકાંતે દ્રવ્ય યતિલિંગ સહિત પ્રવર્તતાં નવમા ગ્રૈવેયકના અંત સુધી જાય છે (ઉચ્ચ દેવગતિ થાય છે), તથાપિ કર્મબંધની સ્થિતિ પૂરેપૂરી બાંધનારજ છે; સમ્યક્ દૃષ્ટિ પ્રાપ્ત કરીને તેથી પતિત થયેલા જીવ, મિથ્યાત્વભાવને પામ્યા છતાં પણ એક કોડાકોડીની અંદરની સ્થિતિ વાળાં કર્મ બાંધે તેથી લાંબી સ્થિતિનું કર્મ બાંધી શકતો નથી. માટે જ્ઞાનની વિશેષતા છે. ૧૦

તે વાત ફરી દૃઢ કરે છે:—

**क्रियाशून्यं च यद्ज्ञानं ज्ञानशून्या च या क्रिया।**
**अनयोरन्तरं ज्ञेयं भानुखद्योतयोरिव ॥ ११ ॥**

**ભાષાર્થ:**—ક્રિયા રહિત જે જ્ઞાન અને જ્ઞાન રહિત જે ક્રિયા એ બેનો તફાવત સૂર્ય અને આગિયા સમાન જાણવો. સૂર્ય સમાન ક્રિયા-શૂન્ય જ્ઞાન મહા પ્રકાશવંત છે અને આગિયા સમાન જ્ઞાનશૂન્ય ક્રિયા અલ્પ પ્રકાશવાળી છે.

**અનુવાદ:**—

ક્રિયા રહિત જે જ્ઞાન ને, ક્રિયા જ્ઞાન વિહીન;
રવિ-આગિયા-તેજ સમ, માને ભેદ પ્રવીણ. ૧૧

**જ્ઞાનમંજરી:**—સત્સ્વસંવેદનરૂપ તત્ત્વજ્ઞાન, આસ્રવનો નિરોધ થાય તેવી દ્રવ્ય ક્રિયાથી રહિત હોય અને જ્ઞાન રહિત ક્રિયા હોય એ બન્નેમાં તફાવત સૂર્ય અને આગિયામાં જેટલો તફાવત છે તેટલો જાણવો. સૂર્ય સમાન જ્ઞાન અને આગિયાના પ્રકાશ જેવી જ્ઞાનશૂન્ય ક્રિયા જાણવી. ૧૧

**चारित्रं विरतिः पूर्णा ज्ञानस्योत्कर्ष एव हि।**
**ज्ञानाद्वैतनये दृष्टिर्देया तद्‌योगसिद्धये ॥ १२ ॥**

**ભાષાર્થ:**—જ્ઞાનનો અતિશય (ઉત્કર્ષ) જ પૂરી વિરતિ રૂપ ચારિત્ર છે, તે કારણથી યોગની સિદ્ધિને કાજે કેવલ જ્ઞાન નયે દૃષ્ટિ દેવી.

**અનુવાદ:**—

વિરતિ-પૂર્ણ ચારિત્ર તો જ્ઞાન—અતિશય એજ;
યોગસિદ્ધિને કારણે, જ્ઞાનાદ્વૈતનય છે જ. ૧૨

**જ્ઞાનમંજરી:**—ચારિત્રસ્વરૂપમાં રમણુતા તે જ્ઞાનનોજ ઉત્કર્ષ છે એમ જરૂર જાણુવું; જ્ઞાનની ઉત્કૃષ્ટ અવસ્થા, જ્ઞાનમાં એક્તા તે ચારિત્ર છે. આત્માની મૂળ વ્યાખ્યામાં જ્ઞાન અને દર્શન એ બે ગુણુ સ્વરૂપ આત્મા કહ્યો છે. 'શ્રી વિશેષ-આવશ્યક' માં તેમજ **उववाई उपांग** માં પણુ કહ્યું છે કે:-

**"असरीरा जीवघणा उवउत्ता दंसणेय माणेहिं"**

અશરીરી જીવઘન (સિદ્ધ ઘનસ્વરૂપ જીવો) દર્શન અને અને જ્ઞાનથી ઉપયોગવંત છે, ઇત્યાદિ વચનને આધારે, તેથી જ્ઞાનમાં સ્થિરતા તે ચારિત્ર છે; જ્ઞાનનો આનંદ તે સુખ છે; "**ज्ञानप्रकर्षावबोधः सुखं**" જ્ઞાનના અતિશય સ્વરૂપ બોધને ભાષ્યમાં સુખ કહ્યું છે, તથા જ્ઞાન રસ ચાખવો તે ભોગ છે એવી ભાવના-ભિન્ન ભિન્ન ગુણોની ભાવના પણુ "વિશેષ આવશ્યક" માં કહી છે:-

**"यतः चारित्रज्ञानादयः पृथक्गुणा इच्छंति।"** =

કારણુ કે ચારિત્ર, જ્ઞાન આદિ ભિન્ન ભિન્ન ગુણો ઇષ્ટ છે ઇત્યાદિ. તેથી અહિં ઉપયોગમય આત્મામાં જ્ઞાન મુખ્ય છે, માટે કહ્યું કે જ્ઞાન-અદ્વૈત નયથી જ્ઞાનજ આત્મા છે, જ્ઞાનજ સાધ્ય છે; જ્ઞાનની નિરાવરણુતા તે સિદ્ધિ, એમ દૃષ્ટિ દેવા યોગ્ય છે. શા માટે? જ્ઞાન યોગની સિદ્ધિ અર્થે. માટે જ્ઞાનપૂર્વક ક્રિયા કરવી હિતકારી છે. તેથી સ્પર્શજ્ઞાન માટે ઘણો અભ્યાસ કરવા યોગ્ય છે, એ રહસ્ય છે. જ્ઞાન ત્યાગથી મોક્ષ થતો નથી. સર્વ સાધન અવસ્થામાં જ્ઞાનજ પ્રધાન સાધન છે, એમ જ્ઞાનસારના અર્થી રહેવા યોગ્ય છે.

હવે શ્રીમદ્યશોવિજય ઉપાધ્યાયે આ 'જ્ઞાનસાર' નામનું શાસ્ત્ર જ્યાં રચ્યું તે ક્ષેત્ર આદિ જણાવનાર કાવ્ય કહે છે:–

**सिद्धिं सिद्धपुरे पुरन्दरपुरस्पर्धावहे लब्धवान्,**
**चिद्दीपोऽयमुदारसारमहसा दीपोत्सवे पर्वणी।**
**एतद्भावनभावपावनमन-श्चञ्चच्चमत्कारिणाम् ॥**
**तैस्तैर्दीपशतैः सुनिश्चयमतैर्नित्योस्तु दीपोत्सवः ॥ १३ ॥**

**ભાષાર્થઃ**—ઇન્દ્રના નગર સાથે સ્પર્ધા માંડે એવા સિદ્ધપુરમાં આ ગ્રંથરૂપ જ્ઞાનનો દીવો અત્યંત મનોહર તેજે (દીપોત્સવ) દીવાળીના પર્વ દિને સિદ્ધિ (પ્રસિદ્ધિ) પામ્યો એ ગ્રંથની ભાવના (ચર્વણા) ના રહસ્યથી પવિત્ર થયેલા મનમાં મનોહર ચમત્કાર પામેલા જીવોને ભલા નિશ્ચયમતરૂપ સેંકડો દીવાઓ વડે ભાવ દીવાળીરૂપ મહોત્સવ નિત્ય હો!

**અનુવાદઃ**—(હરીગીત)

જે ઇન્દ્ર પુરીને જીતવા ઇચ્છા કરે તેવા પુરે,
દીપોત્સવી દિન સિદ્ધપુરે સિદ્ધિ ચિદ્દીપ ભાસુરે;
નિશ્ચય મતે દીપ સેંકડોથી ભાવ દિવાળી થજો,
ગ્રંથ તન્મય ભાવ પાવન ચિત્ ચમત્કૃતિ પ્રગટજો. ૧૩

**જ્ઞાનમંજરીઃ**—આ ગ્રંથ સિદ્ધપુર નગરમાં સૂત્રરચના રૂપે પ્રધાન મનોહર તેજ સહિત દીવાળીના પર્વદિને સંપૂર્ણતા પામ્યો. કેવો આ ગ્રંથ? જ્ઞાનપ્રદીપ આ ગ્રંથની આત્મતન્મયતા રૂપ ભાવનાના અર્થ સમજાયાથી (રહસ્ય સમજાયાથી) થતા ભાવો વડે પવિત્ર થયેલા ચિત્તમાં મનોહારી ચમત્કારો

જેમને લાગ્યા છે તેમને, નિર્મળ ઉપયોગરૂપ સેંકડો દીવા-વડે યથાર્થ વસ્તુ ધર્મરૂપ નિશ્ચય મત (જ્ઞાન) જેમને ઈષ્ટ છે તેમને નિરંતર દીપોત્સવ (ભાવ દીવાળી) હો! તેથી યથાર્થ જ્ઞાન વડે ગ્રહણ કરેલા આત્મરસમાં મગ્ન આત્માઓને નિત્ય દીપોત્સવજ છે. ૧૩

**केषांचिद्विषयज्वरातुरमहो चित्तं परेषां विषा-**
**वेगोदर्ककुतर्कमूर्छितमथान्येषां कुवैराग्यतः ।**
**लग्नालर्कमबोधकूपपतितं चास्तेऽपरेषामपि**
**स्तोकानां तु विकारभाररहितं तद्ज्ञानसाराश्रितम् ॥ १४ ॥**

**ભાષાર્થઃ**— અહો! કેટલાએકનું મન વિષયરૂપ તાવે આતુર (દુઃખી) છે, બીજા કેટલાકનું મન, (વિષય રૂપ) વિષના આવેગ (ત્વર) સરખા તત્કાળ ફળવાળા કુવિચારે કરી મૂર્છા પામ્યું જે; વળી બીજાઓનું મન, દુઃખગર્ભિત તથા મોહ ગર્ભિત (કુ) વૈરાગ્યથી, હડકાયું કુતરૂં જેને કરડયું હોય તેના જેવું, કાળાંતરે માઠો વિપાક (ભૂંડું પરિણામ) આપે તેવું છે; વળી બીજા પણ કેટલાકનું મન અજ્ઞાન (અબોધ) રૂપ કૂવામાં પડયું છે; પરંતુ થોડા માણસોનું મન તો વિકારના ભારથી રહિત જ્ઞાનસારના આશ્રયવાળું છે.

**અનુવાદઃ**—

વિષય-તાવે ફડ ફડે મન કોઈનું, વળી અન્યનું,
વિષ-વેગ મિથ્યા ઉદયમાં કુતર્કથી વ્યાકુળ થતું;
વૈરાગ્ય જૂઠે ઝૂઝતા કો-હડકવા હાદ્યો ગણો,
અજ્ઞાન કૂપે બહુ પડયા, શુચિ જ્ઞાન સારે કો જનો. ૧૪

**જ્ઞાનમંજરીઃ**—આશ્ચર્ય છે કે કેટલાક જીવોનાં મન ઇન્દ્રિયોની અભિલાષારૂપ તાવથી ક્લેશિત થયાં છે; વળી

કેટલાકનાં મન મિથ્યાત્વરૂપ વિષના આવેગ (ત્વરા) ને ઉદયે (કુતર્કથી) વ્યાકુળ થયા છે, બીજા જીવોનાં મન દુઃખગર્ભિત મોહ ગર્ભિત વૈરાગ્યથી હડકવા હાલ્યા સમાન થયાં છે, વળી બીજા કુગુરુથી દોરવાયેલાનાં મન કુજ્ઞાનરૂપ કૂવામાં પડયાં છે, વળી ઇન્દ્રિયના વિકારના ભારથી રહિત, પરમાત્મસ્વરૂપ (જ્ઞાનસાર) માં થોડાકનાંજ મન વ્યાપેલાં છે, આ જગતમાં ખરેખર, કામવિકારથી ત્રાસ પામેલા, સ્વરૂપના ઉપયોગમાં ચિત્તનો લય કરનારા શુદ્ધ સાધ્ય દષ્ટિવાળા પુરૂષો થોડાજ છે.

ફરી ગ્રંથના અભ્યાસરૂપ ફળને દર્શાવે છે:-

**जातोद्रेकविवेकतोरणततौ धावल्यमातन्वते,**
**हृद्गेहे समयोचितः प्रसरति स्फीतश्च गीतध्वनिः ।**
**पूर्णानंदघनस्य किं सहजया तद्भाग्य-भंग्याभव-**
**न्नैतद्ग्रंथमिषात्करग्रहमहश्चित्रं चरित्रश्रियः ॥ १५ ॥**

**ભાષાર્થ**:—અતિશય વિવેકરૂપ જ્યાં તોરણમાળા બની છે, હૃદયરૂપી ઘર ધોળાયું છે, અવસરને યોગ્ય ગીતોનો વિસ્તૃત ઘોર પ્રસરે છે, તો શું તે કારણથી સ્વભાવ સિદ્ધ (સહજ) ભાગ્ય-રચનાએ આ ગ્રંથના મિષે (બહાને) પૂર્ણ-આનંદનઘન (શુદ્ધ આત્મા) સાથે ચારિત્ર લક્ષ્મીના પાણિ-ગ્રહણનો કોઈ વિચિત્ર પ્રકારે (ચિત્રં) મહોત્સવ તો નથી થયો?

**અનુવાદ:—**

વિવાહ ચારિત્ર લક્ષ્મીનો આ ગ્રંથ મિષે આદર્યો ?
હૃદય ઘર ધોળ્યું, પ્રસંગોચિત ગીતરવ વિસ્તર્યો;
પ્રબળ વિવેક ધ્વજા પતાકા તોરણો ટાંગ્યાં અતિ,
શી ભાગ્ય રચના સહજ ભાવે પૂર્ણાનંદ ઘન-વર-કૃતિ! ૧૫

**જ્ઞાનમંજરીઃ**—આ ગ્રંથને બહાને–જ્ઞાનસાર ગ્રંથના અભ્યાસને બહાને જાણે ચારિત્ર લક્ષ્મીના પાણિગ્રહણ (લગ્ન) નો મહોત્સવ પ્રસરે છે એ સાર છે. બાકીનો અર્થ પોતાની મેળે સમજી લેવા જેવો છે. ૧૫

**भावस्तोमपवित्रगोमयरसैः [1]सर्वत्र लिप्तैव भूः,**
**संसिक्ता समतोदकैरथ पथिन्यस्ताविवेकस्रजः ।**
**अध्यात्मामृतपूर्णकामकलशश्चक्रेऽत्र शास्त्रेपुरः,**
**पूर्णानंदघने पुरं प्रविशति स्वीयं कृतं मंगलम् ॥ १६ ॥**

**ભાષાર્થઃ**—ભાવસમૂહરૂપ પવિત્ર કામધેનુના છાણની ગાર વડે સર્વત્ર ભૂમિ લીંપી છે, સમતા જળે છાંટી છે, વિવેક-રૂપ ફૂલમાળાઓ માર્ગે સ્થાપી છે; અધ્યાત્મરૂપ અમૃતથી ભરેલો એવો (મંગલરૂપ) કામકુંભ આ શાસ્ત્ર સ્વરૂપે મોખરે રાખ્યો છે, તે સચ્ચિદાનંદ પૂર્ણ બ્રહ્મસ્વરૂપ શુદ્ધ આત્માએ ૩૨ અધિકારે (સર્વ જીવે) અપ્રમાદ–નગરમાં પેસતાં પોતાનુંજ મંગલિક કર્યું.

**અનુવાદઃ**—

ભાવ–સમૂહ શુભ લીંપણે લીંપી બધી ભૂમિ અહિં,
સમતા જળે સીંચી, અલંકૃત માર્ગ પુષ્પ–વિવેકથી;
કામકુંભ ભર્યો પૂરો, અધ્યાત્મ અમૃત નિતરતાં,
આ ગ્રંથ, પૂર્ણાનંદઘન મંગલરૂપે પુર પેસતાં. ૧૬

**જ્ઞાનમંજરીઃ**—પૂર્ણાનંદઘન એટલે શુદ્ધ આત્મજ્ઞાન મહોદય (નિર્વાણ અપ્રમત્તતા) નગરમાં જ્યારે પ્રવેશ કરે છે

---

૧ **सिक्तेव भूः सर्वतः** પાઠાંતર

તે વખતે પોતે મંગલ કર્યું એવું વાકય છે અનાદિ સંસારમાં ચાલ્યાં આવતાં મિથ્યાત્વ, અવિરતિ, કષાય અને યોગરૂપ ચાર કારણો વડે સંઘરેલાં જ્ઞાનાવરણાદિ કર્મોથી આવરણ પામેલા અનંત પર્યાયવાળા જીવને આત્મસાધનની પ્રાપ્તિ થઇ નથી, તેથી વિષમ રોગ, શોક આદિ કાંટાથી ભરેલા, અંતરાયના ઉદયથી આહાર આદિ યોગની પ્રાપ્તિ જ્યાં ન થવાથી અરતિના સંતાપથી બળતા, મહા વ્યસન (સંકટો) રૂપ હજારો સિંહ, વાઘથી વ્યાપેલા, કુપ્રવચનને આધારે વર્તનારા આડંબરીઓરૂપ લુંટારાના ધાડપાડતાં થતા કુકારા–હુંકારાના અવાજોથી ભયંકર, કુદેવરૂપ વેતાલના ત્રાસવાળા, ઇન્દ્રિયના વિષયોમાં સુખબુદ્ધિરૂપ ભ્રાંતિ નામની રેતીમાં જણાતા મૃગજળવાળી ભૂમિવાળા, અને સ્રી-વિલાસ આદિ ઝેરી ઝાડની છાયાવાળા મહા ઘોર જંગલમાં, ધન આદિની તૃષ્ણાથી જેનાં નેત્રો ચંચળ થઇ રહ્યાં છે, તે પ્રાપ્ત થાય તેવી યોજનામાં દિશામૂઢ થઇ રહેલા, પરિભ્રમણ કરતા જીવને, કદાચિત્ જગત ઉપર ઉપકાર કરવાના સ્વભાવવાળા ઉત્તમ વિદ્યાધર રૂપ ગુરુનો સંયોગ થયો. ગુરૂએ પણ તેને માર્ગ ભૂલેલો આમતેમ ભટકતો દીન, અશરણ જાણીને આમ કહ્યું:-

"હે! ભદ્ર, તને આનંદના કંદરૂપ (મોક્ષ) મહોદય નગરનો માર્ગ કહું છું તે સાંભળ; જ્યાં સદાગમ (સત્શાસ્ત્ર) રૂપ સરોવર તત્ત્વરૂપ અમૃતથી ભરેલાં છે, આચાર્ય, ઉપાધ્યાય, નિર્ગ્રંથ મુનિ આદિ નગરજનો છે, સમ્યક્ દર્શન–જ્ઞાન ઉપયોગ વડે નિર્ધાર થયેલા માર્ગનો વિસ્તાર છે, વળી જ્યાં ક્ષમાદિ ધર્મ અને સમ્યક્ત્વ આદિ (ચોથા આદિ) ગુણ સ્થાનકો

રૂપ વિશ્રામ ભૂમિઓ (વિસામા) છે, સ્વાધ્યાય વિધિ અને ગીત સંગ્રહોથી તે માર્ગ મનોહર છે, તત્ત્વનો અનુભવ તત્ત્વમાં એકતા આદિ શ્રમવિના માર્ગ ઓળંગવાના ઉપાયો છે, યમ-નિયમ આદિ આઠ યોગનાં અંગોરૂપ વાહનો છે, શ્રીમદ્ અર્હંત મહારાજાની રાજનીતિ વડે જ્યાંથી ચોર અને ઠગ લોકોને દૂર કરેલા છે, ચારિત્રના આચારમાં કુશળ સામાયિક આદિ સંયમ સ્થાનરૂપ રહેવાની સારી જગાઓ (સંનિવેશો) છે, અને જ્યાં શ્રદ્ધા અને ધારણાથી નિર્ધારેલા મોક્ષ (સિદ્ધિ) પુર જતાં અડચણ ન આવે તેવી અનુકૂળતાઓ વાળો રત્નત્રય લક્ષણ મોક્ષ માર્ગ છે, તે માર્ગે તું પ્રવર્ત; તો આઠ કર્મરૂપ શત્રુ સમૂહનો ક્ષય કરીને, નિર્મળ આનંદથી શુદ્ધ, અવ્યાબાધ, ફરીથી સંસારમાં જન્મવું ન પડે તેવા પ્રસિદ્ધ, અનંત-જ્ઞાન દર્શનથી પૂર્ણ પરમ કહેવાતા, અમૂર્ત અસંગ, રોગરહિત નિવાર્ણ નગરને બાધા રહિતપણે તું દેખીશ. તે ભવ્ય જીવે શ્રમણ આદિની સહાયથી તે માર્ગ અંગીકાર કર્યો, પછી ગુરુએ પણ તેને ભાથા સમાન જ્ઞાનસારનું દાન દીધું, તે યથાર્થ ઉપદેશનું મૂળ છે; શુદ્ધ અનુભવના આસ્વાદથી વધારે મધુર રસવાળું શમતા રસરૂપી શીતળ જળ પણ આપ્યું, તેથી માર્ગ ઓળંગવાથી નિર્વિકલ્પ દશા પ્રત્યે પ્રવર્ત્યો. માટે પરમ ભાથા સમાન જ્ઞાનસાર, મોક્ષ માર્ગે જનારાએ, સુખ ટકાવવા અર્થે અભ્યાસ કરવા યોગ્ય છે. તેનો ઘણા કાળ સુધી ક્ષય ન થાય તે કારણે અને તેના રસની વૃદ્ધિ કરવા આ ટીકા કરી છે. તત્ત્વાર્થસૂત્ર, વિશેષ આવશ્યક, ધર્મ સંગ્રહણી કર્મપ્રકૃતિ આદિ ગ્રંથોના, આલંબન

વડે મેં દેવચંદ્રે સ્વપરના ઉપકાર અર્થે તત્ત્વબોધિની[1] નામે ટીકા લખી તે યાવચ્ચંદ્રદિવાકરૌ (ચંદ્રસૂર્ય ટકે ત્યાં સુધી) લાંબોકાળ આનંદ અર્પો વળી આમાં સ્વમતિ દોષથી ભૂલવાળું કંઈ મેં કહ્યું હોય તે, પરોપકારના ભારે નમ્ર બનેલા કુશળ પુરૂષો શુદ્ધ કરો; કારણુ કે સંતો ગુણુ ગ્રહણુ કરનારા જ હોય છે, પણુ ખરેખર અદેખા નથી હોતા. તેથી સત્પુરૂષોને અત્યંત આનંદજ આપનારી આ ટીકા સમાપ્ત થઇ. ૧૬

અહિં સૂત્રકાર શ્રીમદ્ યશોવિજયઉપાધ્યાય, ન્યાયાચાર્ય, વાગ્વાદી, લબ્ધવર (સરસ્વતી પાસેથી વરદાન પામેલા) દુર્વાદીના મદરૂપ વાદળાંના સમૂહને દૂર કરનાર પવનની ઉપમાને યોગ્ય છે તેમની પ્રશસ્તિઃ—

**गच्छे श्री-विजयादिदेव-सुगुरोःस्वच्छे गुणानां गणः**
**प्रौढिं प्रोढिमधाम्नि जीतविजयप्राज्ञाः परामैयरुः ।**
**तत्सातीर्थ्यभृना नयादिविजयप्राज्ञोत्तमानां शिशोः**
**श्रीमन्न्यायविशारदस्य कृतिनामेषा कृतिः प्रीतये ॥ १ ॥**

**ભાષાર્થઃ**—સદ્ગુરુ શ્રી વિજય દેવ આદિ આચાર્યોના ગુણોના સમૂહથી સ્વચ્છ (નિર્મળ) અને અત્યંત યશસ્વી ગચ્છમાં જીતવિજય વિદ્વાન્ મહા મહિમાનો વિસ્તાર પામ્યા છે; તેમની સાથે તીર્થનો ભાર ઉપાડનાર વિદ્વાનોમાં ઉત્તમ નય વિજય નામે પ્રજ્ઞાવંત પુરૂષ થયા તેમના શિષ્ય શ્રીમદ્ ન્યાય વિશારદ (યશો વિજય)ની આ કૃતિ (ગ્રંથ) મહા ભાગ્યશાળી પુરૂષોને પ્રસન્ન કરો (પસંદ પડો.) ૧

---

૧ રહસ્ય જણાવનારી.

**અનુવાદ:—**

વિજય દેવ સુગુરુનો જે ગચ્છ સ્વચ્છ ગુણે ભલો,
જીતવિજય સાથે નયવિજય વિદ્વાનના ગુણ સાંભળો;
તેના સુશિષ્ય યશોવિજય જે'ન્યાય વિશારદ' નામથી,
વિખ્યાત, યાચે સુજન પ્રીતિ જ્ઞાનસાર-સુકામથી ૧

**જ્ઞાનમંજરી:**—શ્રી 'વિજયદેવ' સૂરિવરના ગચ્છમાં શ્રી 'જીતવિજય' વિદ્વાન થયા, તેમના સમકાલીન (સાતીર્થ્ય ભર) શ્રી 'નયવિજય' વિદ્વાન થયા તેમના શિષ્ય શ્રીમદ્ 'યશોવિજય ઉપાધ્યાય' ન્યાય વિશારદે 'જ્ઞાનસાર' નામનો આ ગ્રંથ રચ્યો છે; બત્રીસ અષ્ટક પ્રમાણ ગ્રંથ સૂત્રરૂપે છે. વળી તેની ટીકા શુદ્ધ માર્ગ દર્શક શ્રી ખરતર ગચ્છના સદ્ ઉપાધ્યાય શ્રી દીપચંદ્રના શિષ્ય દેવચંદ્ર ગણિએ 'જ્ઞાનમંજરી' નામની કરી છે. એજ કલ્યાણ.

**बाला-लाला-पानवद्बालबोधो न्यायं किंतु न्यायमालासुधौघ**
**आस्वाद्यैनं मोहहालाहलाय,[1] ज्वालाशांतेर्धीविशाला भवन्**
॥ २ ॥

**ભાષાર્થ:**—કોઇ કહે કે આ (લોક ભાષામાં લખેલો) બાલબોધ (ભાષાર્થ બાલાવ બોધ) બાલકની લાળ ચાટવા જેવો (મૂળ સંસ્કૃતની ખુબી સાથે સરખાવતાં) છે; તો તે ન્યાય(ઠીક) છે; પરંતુ ન્યાય માળારૂપ અમૃતના હોજ જેવો છે; જેણે મોહ રૂપી હલાહલ ઝેર પીધું છે તેને મોહ વિકાર (અનિષ્ટ) ની લહેરો શમાવવા આ (બાલાવબોધ) અમૃ

૧ **दुरितशमनं** વિશેષ પાઠ છે.

સમાન છે. તેનો રસ ચાખીને મોહની જ્વાલા શાંત થવાથી તમે વિશાળ બુદ્ધિવાળા થાઓ. ૨

અનુવાદઃ—

બાળ-લાળ સમાન પણ આ બોધ-અમૃત ધારશે;
તો ન્યાયમાળા દુરિત હરતી મોહ-વિષ નિવારશે. ૨
ગીર્વાણ-વાણી ગુર્જરી રૂપ વેષમાં સમતા ધરે;
સુવાક્ય-છીપ વિષે રહેલાં યુક્તિ-મોતી નહિ ફરે. ૩

आतन्वाना भारती भारतीतस्तुल्यावेशा संस्कृते प्राकृते वा।
शुक्तिश्रुक्तेयुक्तिमुक्ताफलानां भाषाभेदोनैवखेदोन्मुखःस्यात्
॥ ३ ॥

**ભાષાર્થઃ**—એક ભાષા ઉપરથી બીજી ભાષામાં સરખે સરખો ભાવ લાવતાં ભલે સંસ્કૃત હોય કે પ્રાકૃત હોય તો પણ ભેદ પડતો નથી; ( એક બીબા ઉપરથી અનેક આકારો તેવાજ થાય છે તેમ ) છીપ રૂપી સુવાક્યોમાં યુક્તિ (અનુમાન આદિ ) રૂપ મોતી તેનાં તેજ છે માત્ર ભાષા ભેદ છે તેથી ખેદ પામવા યોગ્ય નથી. ૩ (અનુવાદઃ ઉપરના અનુવાદની છેલ્લી બે લીટીમાં આવી ગયો છે.)

सूरजीतनयशांति-दास-हृन्मोदकारणविनोदतः कृतः।
आत्मबोधधृतविश्रमः श्रमः श्रीयशोविजयवाचकैरयम् ॥ ४ ॥

**ભાષાર્થઃ**—સૂરજીના પુત્ર શાંતિદાસના હૃદયમાં પ્રમોદ ( વિશેષ આનંદ ) થવા માટે શ્રીયશોવિજય ઉપાધ્યાયે આત્મજ્ઞાનમાં વિસામો માની આ વિનોદપૂર્વક શ્રમ ( બાલબોધ -ટીકા લખવાનો પરિશ્રમ ) ઉઠાવ્યો છે.

અનુવાદ:—

સૂરજીનો પુત્ર શાંતિદાસ, તેના હૃદયના-
આનંદ કાજે, આત્મબોધે ચિત્ત થાક જણાયના.
વાચકશ્રી જશ વિજયની વિનોદરૂપ રચના બની;
એ પ્રેમ- શ્રમ પૂરો થયો, કરૂણા ગણું પ્રભુજી તણી ૪

## ઇતિ શ્રી જ્ઞાનસાર ગ્રંથ-ટબાર્થ સંપૂર્ણ.

(ઉતારો કર્યો) લિપીકૃત સં. ૧૭૬૮ વર્ષે ચૈત્ર સુદ ૧૫ ગુરુવાર સકલ પંડિતોની સભારૂપ સ્ત્રીના કપાળ પર ચાંદલા સમાન શોભતા પંડિત શ્રીયશોવિજય ગણિ, પંડિત શ્રીજિનવિજયગણિ શિષ્ય પં. શ્રીસૌભાગ્ય વિજય ગણિએ સતીર્થ્ય ( સમકાલીન ) ગણી રૂપ વિજયની વાચના માટે એ મંગલ.

કચ્છદેશના કોડા ગામે શ્રાવક જીવરાજે પોતાને ભણવા માટે વિ. સં. ૧૬૪૯ માં શ્રાવક હેમરાજકૃત ધર્મસરા (શાળા) માં નકલ કરી ૐ નમો રત્નત્રયાય.

ટીકાકાર શ્રીદેવચંદ્રજી કૃત સ્વ-પ્રશસ્તિ:-

नमः स्याद्वादरूपाय, सर्वज्ञाय महात्मने ।
देवेन्द्रवृंदवन्द्याय वीराय वीगतारये ॥ १ ॥
श्रीगौतमाद् ज्ञानधरा मुनीशा, देवर्धिपर्यंतममेयबोधाः ।
तेषां सुवंशे वरभास्कराभः, श्रीवर्धमानो मुनिराड् बभूव ॥२॥
संवेगरंगशाला-ग्रंथार्थकथनसूत्रधरतुल्यः ।
सूरिर्जिनेश्वराख्यः, सिद्धिविधिसाधने धीरः ॥ ३ ॥

तच्छिष्या जिनचंद्राख्याः सूरयागुणभूरयः ।
तच्छिष्याभयदेवार्या गच्छे खरतरेश्वराः ॥ ४ ॥

येन नवांगी वृत्तिरूपपाति सोपांगवृत्तिविस्तारः ।
विदधे पंश्चाशकादि वृत्तिर्याबोधवृद्धिकरा ॥ ५ ॥

तत्पट्टे जिनवल्लभ-सूरि जिनदत्तसूरयोऽभूवन् ।
पट्टानुक्रमभानुर्जातो जिनकुशलसूरिगुरुः ॥ ६ ॥

तेषां वंशे जातोगुणमणिरत्नाकरो महाभाग्यः ।
कलिकालपंकमग्नाँल्लोकान्निस्तारणे धीरः ॥ ७ ॥

श्रीमज्जिनचन्द्राह्वः सूरिनव्याकदीधितिप्रतापः ।
तस्यावदातसंख्या, गण्यते नो सुराधीशः ॥ ८ ॥

तच्छिष्य : पाठकाः श्रीमतत्पुण्यप्रधानसंज्ञिता ।
सुमतेः सागराः शिष्यास्तेषां विद्याविशारदाः ॥ ९ ॥

तच्छिष्याः साधुरंगाख्या, राजसाराः सुपाठकाः ।
सर्वदर्शनशास्त्रार्थ-तत्त्वदेशनतत्पराः ॥ १० ॥

तच्छिष्या ज्ञानधर्माख्याः पाठकाः परमोत्तमाः ।
जैनागमरहस्यार्थ-दायका गुणनायकाः ॥ ११ ॥

तेषां शिष्या महापुण्य-कार्यसंसाधनोद्यताः ।
पाठका दीपचन्द्राख्याः शिष्यवर्गसमन्विताः ॥ १२ ॥

येन शत्रुंजये तीर्थे, कुंथुनाथार्हतः पुनः ।
चैत्यसमवसरणे, प्रतिष्ठा विहिता वराः ॥ १३ ॥

चतुर्मुखे सोमजिता कृते यः पूर्णतां व्यधात् ।
प्रतिष्ठानेकबिंबानां चक्रसिद्धाचले गिरौ ॥ १४ ॥

अहम्मदावादमध्ये सहस्रफणाद्यनेकबिंबानाम् ।
चैत्यानां च प्रतिष्ठां चकार यो धर्मवृद्धये ॥ १५ ॥

तच्छिष्येण स्वबोधार्थं, देवचंद्रेण धीमता ।
व्याख्याना सुगमा शुद्धा, टीकेयं तत्त्वबोधिनी ॥ १६ ॥

स्याद्वादस्य रहस्यानां ज्ञानाल्लुब्धोदयेन च ।
देवचंद्रेण बोधार्थं, सुटीकेयं विनिर्मिता ॥ १७ ॥

६ ९ ७ १
संवद्रसनिधिजलधि, चन्द्रमिते कार्तिके सिते पक्षे ।
पंचम्यां नव्यपुरे, कृतेयं ज्ञानमञ्जरी ॥ १८ ॥

वाचनात् पठनादस्या, यो लाभो मे समागतः ।
तेनाहं भव्यसंघश्च भवतां धर्मसाधकः ॥ १९ ॥

जयतु जिनराजस्य शासनं दुःखनाशनम् ।
ज्ञानानंदविलासाढ्यं सर्वसंपद्विवर्धनम् ॥ २० ॥

मंगलं भगवान् वीरो, मंगलं गौतमः प्रभुः ।
मङ्गलं स्थूलभद्राद्या, जैन-धर्मोऽस्तु मङ्गलम् ॥ २१ ॥

इति श्रीज्ञानसारटीका ज्ञानमंजरी संपूर्णा।

श्री शुभं भूयात् ।

**ભાષાર્થઃ**—દેવોના ઇન્દ્રોના સમૂહવડે પૂજ્ય, શત્રુ રહિત, સ્યાદ્વાદ- સ્વરૂપ, સર્વજ્ઞ, મહાત્મા વીરને નમસ્કાર હો ! ૧.

શ્રીગૌતમથી દેવર્દ્ધિપર્યંત અગાધ જ્ઞાનવાળા જ્ઞાની મુનીન્દ્રો થયા તેમના ઉત્તમ વંશમાં સુંદર સૂર્યના પ્રકાશ સરખા શ્રીવર્ધમાન મુનિરાજ થયા ૨.

સંવેગના રંગના ધામરૂપ ગ્રંથોના અર્થ કહેવામાં સૂત્રધર ( આનંદ પૂર્વક કહેનાર ) સમાન જિનેશ્વર નામના સૂરિ સિદ્ધિ ( મોક્ષ ) વિધિ સાધવામાં ધીર હતા ૩.

તેમના શિષ્ય જિનચંદ્રસૂરિ ઘણા ગુણવંત હતા. તેમના શિષ્ય આર્ય અભયદેવ ખરતર ગચ્છના નાયક થયા ૪.

તેમણે નવ અંગ ( બાર અંગમાંનાં નવ અંગ શાસ્ત્રો ) ની વૃત્તિ ( ટીકા ) રચી; ઉપાંગની વૃત્તિનો વિસ્તાર કર્યો તથા બોધની વૃદ્ધિ કરનાર પંચાશક આદિ વૃત્તિ રચી ૫.

તેમની પાટે જિનવલ્લભસૂરિ જિનદત્તસૂરિ થયા; તે પાટે અનુક્રમે જે આચાર્યો થયા તેમાં સૂર્યસમાન જિનકુશળ સૂરિ મોટા થયા ૬.

તેમના વંશમાં શ્રીમદ્ જિનચંદ્ર નામના સૂરિ, ગુણરૂપ રત્નોની ખાણ સમાન, મહાભાગ્ય; કલિ કાળરૂપ કાદવમાં કળી ગયેલા લોકોને ઉદ્ધારવામાં ધીર અને નવા સૂર્યનાં કિરણ સમાન પ્રતાપી થયા; તેમના શુદ્ધ ગુણોની ગણતરી ઇન્દ્રો વડે પણ ગણી શકાઇ નથી ૭-૮.

તેમના શિષ્ય શ્રીમદ્ પુણ્યપ્રધાન પાઠક અને તેમના શિષ્ય સુમતિસાગર વિદ્યામાં કુશળ થયા ૯.

તેમના શિષ્યો સાધુરંગ નામના અને રાજસાર પાઠક નામે થયા; તે સર્વ દર્શનોનાં શાસ્ત્રોના અર્થ તથા રહસ્ય દર્શાવવામાં તત્પર હતા ૧૦.

તેમના શિષ્ય જ્ઞાનધર્મ પાઠક ઉત્તમ થયા, તે જૈન આગમના રહસ્ય રૂપ અર્થ જણાવનાર ગુણનાયક હતા ૧૧.

તેમના શિષ્ય દીપચંદ પાઠક થયા તે પોતાના શિષ્યો સહિત મહાપુણ્ય કાર્યો સાધવામાં તત્પર હતા. તેમણે શત્રુંજય

તીર્થ પર કુંથુનાથ ભગવાનના દેરાસરમાં સમવસરણમાં ઉત્તમ પ્રતિષ્ઠા કરી ૧૨-૧૩.

સોમજિતે કરેલી ચતુર્મુખજીની પૂર્ણતા કરી અને સિદ્ધાચલ પર્વત ઉપર ઘણાં બિંબોની તેમણે પ્રતિષ્ઠા કરી ૧૪.

સહસ્રફણા પાર્શ્વનાથ આદિ અનેક બિંબોની અને ચૈત્યોની પ્રતિષ્ઠા ધર્મવૃદ્ધિ અર્થે અમદાવાદમાં તેમણે કરી ૧૫.

તેમના શિષ્ય પંડિત દેવચંદ્રે પોતાને બોધ થવા અર્થે આ સુગમ, શુદ્ધ, તત્ત્વબોધિની નામની ટીકા લખી ૧૬.

સ્યાદ્‌વાદનાં રહસ્યોના જ્ઞાનથી અને પ્રાપ્ત ઉદયથી દેવચંદ્ર જ્ઞાન-અર્થે આ સુટીકા રચી ૧૭.

સંવત્ ૧૭૯૬ ના કાર્તિક સુદ પાંચમે નવ્યપુરમાં આ જ્ઞાનમંજરી જ્ઞાનપંચમીએ થઇ ૧૮.

તેના વાચનથી, ભણવાથી, જે લાભ મને થયો છે, તેને લઇને હું અને ભવ્ય સંઘ ધર્મના સાધનારા થઇએ ૧૯.

દુઃખોનો નાશ કરનાર, જ્ઞાન અને આનંદના વિલાસથી ભરપૂર અને સર્વ સંપત્તિની વૃદ્ધિ કરનાર જિનરાજનું શાસન જયવંત વર્તો ૨૦.

વીર ભગવાન મંગલ સ્વરૂપ છે, ગૌતમ પ્રભુ મંગલ સ્વરૂપ છે, સ્થૂલભદ્ર આદિ મુનિવરો મંગલ સ્વરૂપ છે અને જૈનધર્મ સર્વને મંગલરૂપ હો ! ૨૧.

**આ જ્ઞાનસારની ટીકા ‘જ્ઞાનમંજરી’ સંપૂર્ણ થઇ.**

## શ્રીદેવચંદ્રજી કૃત પ્રશસ્તિનો

**અનુવાદઃ—** (હરિગીત)

નમું સ્યાદ્વાદ સ્વરૂપ જે સર્વજ્ઞ ને વીતરાગ છે,
દેવેન્દ્રગણ પણ પૂજતા જેને, અરિહીન વીર તે;
ગૌતમ થકી દેવર્દ્ધિ સુધીના જ્ઞાનવંત મુનિ ઘણા,
તે વંશમાં શ્રીવર્ધમાન મુનિ થયા સૂરિ રવિ સમા. ૧

સંવેગ રંગ સહિત ગ્રંથ તણા કહે અર્થો રૂડા,
સૂરિ જિનેશ્વર નામના સિદ્ધિ-વિધિ માંહિ ખડા;
જિનચંદ્ર શિષ્ય સૂરિ થયા ગુરુ અભય દેવતણા મહા;
એ સ્વામિ ખરતર ગચ્છના, કર્ત્તા નવાંગિ વૃત્તિના. ૨

પંચાશકાદિ વૃત્તિથી વળી બોધ વૃદ્ધિ જે કરે,
તે અભય દેવની પાટ પર સૂરિ જિન વલ્લભ પદ વરે;
પછી જિનદત્ત સૂરિ થયા, જિન કુશળ સૂરિ તે ક્રમે,
તે વંશમાં જિનચંદ્ર સૂરિ પ્રતાપે રવિ અતિક્રમે. ૩

કળિકાળ પંકે જે કળ્યા તે લોકને ઉદ્ધારવા,
મહા ભાગ્ય શ્રીમદ્ જિનચંદ્ર કટિબદ્ધ થતા હુવા;
શિષ્ય પુણ્ય પ્રધાન પાઠક, સુમતિ શિષ્ય વખાણવા,
તેમના પણ શિષ્ય સાધુરંગ નામે જાણવા. ૪

સર્વ દર્શન-શાસ્ત્રને જે જાણીને ઉપદેશતા,
શ્રી રાજસાર પછી થયા પાઠક બનીને બોધતા;
જૈન ધર્મ-રહસ્ય સમજાવે વળી ગુણ જ્ઞાન જે,
જ્ઞાનધર્મ સુનામથી પાઠકપણે પ્રખ્યાત તે. ૫

તેમના સુશિષ્ય પાઠક દીપચંદ્ર વિરાજતા,
શિષ્યો સહિત સત્કાર્યમાં જે નિત્ય ઉદ્યમ ધારતા;
તીર્થ શત્રુંજય પરે જિન બિંબ કુંથુનાથનું—
સમવસરણ સહ પ્રતિષ્ઠાપિત દીપચંદ્ર-સુહાથશું. ૬

અનેક બિંબની પ્રતિષ્ઠા કરી સિદ્ધ ગિરિપર તેમણે,
સહસ્રફણાદિ બિંબની કરી અમદાવાદે જેમણે;
તેમના સુશિષ્ય પંડિત દેવચંદ્રે આ રચી,
તત્વબોધી સુગમ ટીકા, સ્યાદ્વાદ વિચારથી. ૭

સંવત્ સત્તર સો ઉપર છન્નુ પ્રથમ જ પંચમી,
નવ્ય પુરે પૂરી કીધી ટીકા આ જ્ઞાન-મંજરી;
નિજ બોધ કાજે એ કરી તેથી મળ્યો જે લાભ તે,
વાંચે, ભણે જે ધર્મ-સાધક તેમને પણ હો ભ-લે. ૮

જયવંત જિન શાસન થજો જે દુઃખ નાશન નિત્ય છે,
જ્ઞાન ને આનંદના વિલાસની સંપત્તિ તે;
મંગલ મહાવીર દેવ છે, મંગલ શ્રીમદ્ ગૌતમ ગુરુ,
મંગલ સ્વરૂપ બહુ શ્રુતજ્ઞાની, જૈન ધર્મ મંગલ પૂરૂ. ૯

અનુવાદક ઉદ્ગાર :—

શીતળ શશીકર કાંતિસમ સદ્બોધ ઉર અજવાળ તો,
જગ-કલ્પનાની જાળને છૂપો છૂપો જે બાળતો;
કલ્પતરૂ સમ સદ્ગુરુ શ્રી રાજચંદ્ર અહો ! અહો !
કળિકાળની દુઃખ-ઝાળ છોડી વૃત્તિ તમ ચરણે વહો ! ૧

પ્રત્યક્ષ ઉપકારી પ્રભુ, અમ બાળના ગોપાળ, ઓ !
માતા કહું ત્રાતા કહું ? અનુપમ છતાં રખવાળ છો;

લઘુરાજ સ્વામી પ્રેમસહ વંદન હજારો વાર હો!
અકિંચન અર્પી શકું શું? ભાવ અર્પણ-સાર હો! ૨

નથી નાથ, જગમાં સાર કાંઇ, સાર સદ્ગુરુ-પ્યાર છે,
પ્રભુ પ્રેમના અવતાર, અતિ ઉપકાર આપ અપાર જે;
વાળ્યા વળે નહિ રંકથી, દીનનાથ, કિંકર શું કરે?
નિઃસ્પૃહતા આગ્રહ વિનાની, લઘુતા વસી રહી ઉરે. ૩

સ્મૃતિ આપની સદ્ભાવ પ્રેરે, આત્મરૂપ જ આપ છો,
ભક્તિ વિના ભાળી શકું શું? અંધ બોધ વિના પ્રભો!
શ્રદ્ધા સખી સાક્ષી પૂરે, તુજ યોગ ભવહારક અહો!
કૃતકૃત્યતાનો હેતુ તે, તો-વૃત્તિ પ્રભુ-ભાવે વહો! ૪

અનુવાદ પ્રેરક પ્રમુખ જન સૌ ભક્તિ રાગી રાજના,
સુણી કે ભણી આ અષ્ટકો ગુરૂ-ગુણ જાણો સજ્જના!
ગુરૂ ગુણ ગાઓ, નિત્ય ધ્યાવો, દાસની એ યાચના,
ગુણ-ખાણ બની, દોષો વમી, પોતે બનો ગતકામના. ૫

દોહરો:—

ઓગણીસો ચોરાણુની અષાડી નવમી સુદ;
બુધવારે પૂરો થયો અનુવાદ અવિરૂદ્ધ. ૬

તા. ૬-૭-૧૯૩૮. સંવત ૧૯૯૪ અષાડ સુદ ૯ બુધવાર.

ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ



